Reg. No. B. 463

# વસન્ત.



इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ 3 અંક ૧. [ માસિક ] માઘ, સંવત ૧૯૬૦.

## દિગ્-દર્શન.

**જ્ઞાન અને નીતિ.**

રા. રા. કરમઅલી રહીમઅલી નાનજીઆણી, જેઓ વેદાન્ત શાસ્ત્રનો સારો શોખ ધરાવે છે, તેઓ અમને નીચે પ્રમાણે એક પ્રશ્ન પૂછે છે, અને એનો આ પત્રમાં જવાબ ઇચ્છે છેઃ—

“ બ્રહ્મ જાણ્યા પછી કાંઈ વધુ કરવાનું રહે છે ? ”

આ પ્રશ્નનો ઉત્તર ‘ જાણ્યા ’-શબ્દના અર્થ ઉપર આધાર રાખે છે. વેદાન્તમાં બે પ્રકારનાં જ્ઞાન બતાવ્યાં છેઃ ‘ પરોક્ષજ્ઞાન ’ અને ‘ અપરોક્ષ જ્ઞાન. ’ ‘ પરોક્ષજ્ઞાન ’ તે માત્ર મગજનું જ્ઞાન, અમુક સમજણ એટલું જ; ‘ અપરોક્ષજ્ઞાન ’ એટલે સમસ્ત આત્મા વડે પ્રાપ્ત કરેલું જ્ઞાન, અમુક સમજણ માત્ર નહિ પણ એ સમજણને અનુસરી સમસ્ત આત્માનું **થવું—અનુભવ.** જેને આ ‘ અપરોક્ષ જ્ઞાન ’ અર્થાત્ અનુભવ થયો છે. એને એ અનુભવની બહાર વધુ કાંઈજ કરવાનું રહેતું નથી—કારણ કે એની બાબતમાં ‘ વધુ ’-શબ્દ જ અર્થહીન છે; શ્રુતિ કહે છે તેમ, “ **यस्य सर्वमात्मैवाभूत् तत् केन कं पश्येत्.** ”? પણ જેનું જ્ઞાન હજી ‘ પરોક્ષ ’ દશામાં છે એને ઘણું કરવાનું બાકી રહે છે—લગભગ સમસ્ત આત્મા કરવાનો રહે છે એમ કહીએ તો પણ ચાલે. એની સ્થિતિ સમુદ્રની પાર ઉતરવા માટે નાવમાં પગ મૂકવા-બેસવા-તૈયાર થએલા છતાં હજી સમુદ્રકાંઠે જ

ઉભેલા માણસના જેવી છે. ગૌતમ બુદ્ધ એના એક ઉપદેશમાં કહે છે તેમ,—સ્હામા કાંઠાનું હજાર વખત નામ પોકારવાથી જેમ સ્હામે કાંઠે પહોંચાતું નથી, ત્યાં પહોંચવા માટે તો નૌકામાં બેશી હલેસાં મારતા જવું જ જોઇએ, તેમ 'બ્રહ્મ' 'બ્રહ્મ' કહેવાથી કાંઈ બ્રહ્મ મળતું નથી, એ મેળવવા માટે તો શમાદિક સાધન આચરવાંજ જોઇએ. અને શંકરાચાર્ય પણ એજ તાત્પર્યથી જણાવે છે કે 'હું રાજા છું' એમ સો વખત કહે જેમ રાજા થવાતું નથી, તેમ '**अहं ब्रह्मास्मि**' એમ કહ્યાં કરવાથી બ્રહ્મ થઈ જવાતું નથી. સાધનની આવશ્યકતા સર્વત્ર સ્વીકારવામાં આવી છે.

આ સાધન તે કર્મ ? કે જ્ઞાન ? કે ઉભય ? કર્મમાત્ર—જેમાં જ્ઞાનનું એક કિરણ પણ નથી—એવા કર્મ માત્રથી પરમાત્માની પ્રાપ્તિ થાય એ પક્ષ તો સ્પષ્ટ રીતે યુક્તિહીન છે. રામાનુજાચાર્ય અને અન્ય કેટલાક મહાપુરુષો જ્ઞાન અને કર્મ ઉભયની આવશ્યકતા માને છે. આ સિદ્ધાન્ત 'જ્ઞાનકર્મસમુચ્ચયવાદ'ને નામે આપણાં શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે, અને એ વાદમાં જ્ઞાન અને કર્મ ઉભય સમાન કક્ષામાં વિરાજે છે. શંકરાચાર્ય અને અન્ય કેટલાક મહાન તત્ત્વજ્ઞો કર્મને જ્ઞાનથી નીચે દરજ્જે મૂકે છે; કર્મથી ચિત્તસત્ત્વની શુદ્ધિ થાય છે, અને શુદ્ધ ચિત્તમાં જ્ઞાનનો પ્રકાશ જામે છે એમ એમનું કહેવું છે. અને 'શુદ્ધ હૃદયવાળા જ પ્રભુને જુએ છે' એ ક્રિશ્ચન ધર્મનું વચન પણ આ સિદ્ધાન્તનું જ ઉચ્ચારણ છે. ચઢતા ઉતરતા દરજ્જાની વાત બાજુપર મૂકીએ તો ઉભય પક્ષમાં કર્મની આવશ્યકતા સ્વીકારાતી દેખાય છે. પણ જરા ઊંડો વિચાર કરતાં, એ પક્ષ વચ્ચે એક મુદ્દાનો ભેદ મળનાય છે. રામાનુજાચાર્યના મત પ્રમાણે જ્ઞાન સાથે કર્મ જોડાવું જ જોઇએ; શંકરાચાર્યના મત પ્રમાણે કર્મ વિના ચિત્તસત્ત્વશુદ્ધિ, અને એ શુદ્ધિ વિના જ્ઞાન અશક્ય છે, પરન્તુ જો કોઇ એવાં હૃદયો હોય કે જે જન્મથી જ શુદ્ધ છે—અને જેની શુભ વાસના જોતાં એનાં શુભ કર્મ પૂર્વ જન્મનાં જ માની લેવાં જોઇએ—એને કર્મની આવશ્યકતા નથી: અર્થાત્ અમુક હૃદયમાં જ્ઞાન જામી શકે છે કે નહિ એટલુંજ જોવાનું છે. આ જન્મમાં શુભ કર્મ કર્યા પછીજ જ્ઞાન સંપાદન કરવા યત્ન કરવો અથવા તો કર્મ અને જ્ઞાનના તાણાવાણાના દોરા એકઠા જ વણતા જવું—એવો આગ્રહ શંકરાચાર્યને અસંમત છે.

ત્યારે શું શાંકર વેદાન્ત પ્રમાણે, જેણે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે એને નીતિના નિયમોનું બન્ધન રહેતું નથી ? નથી જ રહેતું—**બન્ધન** નથી રહેતું, નહિ કે નીતિના નિયમો જ નથી રહેતા; અજ્ઞાની મનુષ્ય જે નિયમો શ્રમ કરીને પાળે છે, એજ નિયમો એનામાં સ્વભાવ સિદ્ધ થઇ રહે છે; પુષ્પમાંથી જેમ સુગન્ધ સ્ફુર્યા કરે છે, એ રીતે એના આત્મામાંથી—જ્ઞાનદીપ્ત આત્મામાંથી—નીતિ સ્ફુરી રહી છે !

કદાચ કોઇને એમ લાગશે કે આજકાલ ચારે તરફ નીતિની માગણી થઈ રહી છે તેથી હું શાંકર વેદાન્તમાં નીતિ ખેંચી લાવું છું—આવી શંકા દૂર કરવા માટે હું શાંકર વેદાન્તના જ પ્રતિષ્ઠિત ગ્રન્થોમાંથી એક બે ઉતારા ટાંકીશ. શ્રીમદ્ભગવદ્ ગીતા ભાગવત વગેરે ગ્રન્થ શાંકર વેદાન્તીને પરમ માન્ય ગ્રન્થો છે, પણ એ ખાસ શાંકર વેદાન્તના પ્રમાણ તરીકે ગણવામાં કોઈ બાધ લે માટે થોડાક બીજા ગ્રન્થોમાંથી જ ઉતારા આપું છું.

વેદાન્તસારના કર્તા સદાનન્દ આ જ પ્રશ્ન ઉઠાવી એના ઉત્તરમાં જણાવે છે કે—

" तदानीममानित्वादीनि ज्ञानसाधनानि अद्वेष्टृत्वादयः सद्गुणाश्चालङ्कारवदनुवर्तन्ते ।

तदुक्तं—'उत्पन्नात्मावबोधस्य ह्यद्वेष्टृत्वादयो गुणाः ।
अयत्नतो भवन्त्यस्य न तु साधनरूपिणः' । "

"એ અવસ્થામાં અમાનિત્વાદિ જ્ઞાનસાધનો અને અદ્વેષ્ટૃત્વાદિ સદ્ગુણો અલંકારવત્ (જ્ઞાન પૂર્વની સ્થિતિમાંથી) ઉતરી આવે છે. કહ્યું છે કે 'જેને આત્મજ્ઞાન થયું છે એનામાં અદ્વેષ્ટૃત્વાદિ ગુણો વિના યત્ને-સ્વભાવ થકી જ-હોય છે, સાધનરૂપ હોતા નથી."

સદાનન્દે ટાંકેલો શ્લોક સુપ્રસિદ્ધ શાંકરવેદાન્તગ્રન્થ નૈષ્કર્મ્ય સિદ્ધિમાંથી છે. વેદાન્તસારના ટીકાકાર નૃસિંહસરસ્વતી એ જ ગ્રન્થમાંથી બીજો શ્લોક ટાંકે છે તે નીચે પ્રમાણે છે:—

" अधर्माज्जायतेऽज्ञानं यथेष्टाचरणं ततः ।
धर्मकार्यं कथं तत्स्याद्यत्र धर्मो विनश्यति ॥ "

"અધર્મ થકી અજ્ઞાન થાય છે, અને એમાંથી યથેષ્ટાચરણ (સ્વચ્છન્દાચાર, પાપાચરણ) થાય છે. ધર્મનું કાર્ય જે જ્ઞાન એમાં એવું કેમ થાય કે જેમાં ધર્મનો જ વિનાશ થાય ?"

જીવન્મુક્તિવિવેકમાં વિદ્યારણ્ય મુનિએ પણ આ પ્રશ્ન ચર્ચ્યો છે. એ લખે છે:—

" ननु प्रज्ञायाः स्थित्युत्पत्तिभ्यां प्रागपि साधनत्वेन रागद्वेषादिराहित्यमपेक्षितम् । बाढम् । तथाप्यस्ति विशेषः, स च श्रेयोमार्गकारैर्दर्शितः ।

' विद्यास्थितये प्राग् ये साधनभूताः प्रयत्ननिष्पाद्याः ।
लक्षणभूतास्तु पुनः स्वभावतस्ते स्थिताः स्थितप्रज्ञे ' ॥ "

"તમે સ્થિતપ્રજ્ઞના લક્ષણમાં રાગદ્વેષાદિરહિતપણું બતાવો છો. પણ પ્રજ્ઞાની ઉત્પત્તિ અને સ્થિતિ થતાં પહેલાં પણ સાધનરૂપે રાગદ્વેષથી રહિતપણાની તો જરૂર છે. તો પછી તમે એને પાછળ પણ શા માટે ગણાવો છો ? આનો ઉત્તરઃ ખરી વાત તથાપિ એક તફાવત છે, અને તે શ્રેયનો માર્ગ સ્થાપનારા પુરુષોએ બતાવ્યો છે. કહ્યું છે કે—'જ્ઞાનની સ્થિતિ પ્રાપ્ત કરવા માટે જે ગુણો પૂર્વે સાધનરૂપ હતા, પ્રયત્ને કરી નિપજાવવાના હતા, તે જ હવે જ્ઞાનીમાં લક્ષણ રૂપે થઈ રહ્યા છે—સ્વભાવથી જ (વિના પ્રયત્ને) એનામાં એ વસી રહ્યા છે.'"

ઉપરના ઉતારામાંથી એક સિદ્ધાન્ત સ્પષ્ટ રીતે નીકળે છે તે એ કે શાંકર વેદાન્ત પ્રમાણે કર્મ, જ્ઞાન, અને પાછું કર્મ: પહેલા અને છેલ્લા કર્મ વચ્ચે તફાવત એટલો કે પ્હેલું કર્મ તે જ્ઞાનને માટે, અને છેલ્લું કર્મ તે જ્ઞાનમાંથી સ્વતઃ ઉપજી આવતું: જ્ઞાનની પછી નહિ, પણ જ્ઞાનસમકાલીન, અને તે પણ જ્ઞાનમાં બહારથી લાવી ઉમેરવાનું નહિ પણ જ્ઞાનમાંથી સ્વયંસ્ફલિત થતું, અને તેથી જ્ઞાનરૂપજ.

આટલા વિવેચનથી એક વાત સ્પષ્ટ થઇ તે એ કે અપરોક્ષ જ્ઞાન—અન્તિમજ્ઞાન—પ્રાપ્ત થયા પછી કાંઇ જ કરવાનું બાકી રહેતું નથી. જે કાંઈ કર્મ થાય છે તે જ્ઞાનને અંગેજ થાય છે. પણ ઉપર જેને 'પરોક્ષ જ્ઞાન' કહ્યું તેની સાથે સદ્વર્તન—કર્મ—ને જોડવાની જરૂર ખરી કે નહિ ? આનો ઉત્તર કે શાંકરવેદાન્તમાં જેને 'પરોક્ષ જ્ઞાન' કહે છે એ પણ સર્વથા તર્ક–દલીલ અર્થાત્ મગજના વ્યાપારરૂપ છે એમ નથી, જો કે એમાં ગમજના વ્યાપારનું પ્રાધાન્ય હોવાથી એને ઉપર એ રૂપે વર્ણવવામાં આવ્યું છે. ખરી રીતે જોતાં, પરોક્ષજ્ઞાન તે કાચું જ્ઞાન અને અપરોક્ષજ્ઞાન તે પાકું જ્ઞાન એવો ભેદ પાડવો વધારે ઉચિત છે; કારણ કે અપરોક્ષ જ્ઞાન એ પરોક્ષજ્ઞાનની પરિપકવાવસ્થા છે. પરોક્ષજ્ઞાન આત્મામાં ફરીને, પોતાને અનુરૂપ વર્તન સુશ્લિષ્ટ રીતે ઉપજાવી, આજ સુધી જે સદ્વર્તન શુભવાસના (પૂર્વના શુભ સંસ્કાર અને આસપાસની શુભ પરિસ્થિતિ )ને લીધે એક ટેવ મારફ ( Instinctive ) ઉપજી આવતું હતું, એ જ સદ્વર્તનને હવેથી સમજણવાળું ( Rational ) કરી, સમસ્ત આત્માને પોતાના તેજથી રંગે છે, પરિપક્વ કરે છે, એનો આન્તર રસ પ્રકટ કરી આપે છે. આ છેલ્લી અવસ્થા એ અપરોક્ષ જ્ઞાનની અવસ્થા છે આ પ્રમાણે પરોક્ષજ્ઞાન અને અપરોક્ષજ્ઞાન એક જ જ્ઞાનની બે ભૂમિકાઓ હોવાથી, જેમ અપરોક્ષજ્ઞાનમાં સદ્વર્તન એક સ્વાભાવિક ધર્મ તરીકે એની મેળેજ સમાઈ જાય છે તેમ પરોક્ષજ્ઞાન પણ એને (સદ્વર્તનને) ઘણું ઉપકારક થઈ પડે છે. પરોક્ષજ્ઞાનની પણ સદ્વર્તન ઉપર કેવી સચોટ અસર થાય છે એ નીચેનો ઉતારો બહુ સારી રીતે સમજાવે છેઃ—

"On the other hand, as it is imposible to separate practice from theory, so, it is impossible to separate theory from practice. As Aristotle insisted, the abiding interest of the moralist is practical, as well as theoretical. Wisdom has its natural outflow in goodness, as proverbial morality has always declared; the head guides the hand, the intellect the will. This inseparable connection of theory and practice was profoundly understood by the Greek philosophers, with whom Socrates' maxim that "virtue is knowledge" was always a guiding idea, as well as by the Hebrws, for whom wisdom and goodness, folly and sin, were synonymous terms. It is also familiar to us from the teachings of Christianity, whose Founder claims to be at once the Truth and the Life, and preaches that 'life eternal' is 'to know' the Father and

the Son*. A larger and deeper conception of the meaning of life inevitably brings with it a larger and deeper life. Intellectual superficiality is a main source of moral evil; folly and vice are largely synonymous. Accordingly, the first step towards moral reformation is to rouse reflection in a man or people; to give them a new insight into the significance of moral alternative. The claims of morality will not be satisfied until the rigour of these claims, is understood. All moral awakening is primarily an intellectual awakening, a repentance or change of mind (metavola). Moral insight is the necessary condition of moral life, and the philosophy which deepens such insight is at once theoretical and practical in its interest and in its value. By fixing our attention upon the ideal, ethics tends to raise the level of the actual. The very intellectual effort is itself morally elevating; such a turn of the attention is full of meaning of character. A moral truth does not remain a merely intellectual apprehension; it rouses the emotions, and demands expression, through them, in action or in life."

*"Ethical Principles," by Prof. James Seth.*

તાત્પર્ય કે સૉક્રેટિસ વગેરે ગ્રીક તત્ત્વજ્ઞાનીઓનો, તેમજ પ્રાચીન યાહુદીઓનો અને ક્રિશ્ચનોનો પણ એ જ સિદ્ધાન્ત છે, અને તે બરાબર છે કે—જ્ઞાન એ જ જીવન છે, નીતિ છે, અને અજ્ઞાન એજ પાપ છે. જીવનના ઉદ્દેશની વિશાળ અને ઊંડી **સમજણથી** જીવન પણ વિશાળ અને ઊંડું બનતું આવે છે.

માટે જ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે—

“नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।”

અને એ પરમ ગંભીર સિદ્ધાન્તનું તાત્પર્ય ક્યાં રહેલું છે એ યથામતિ સમજાવવા અમે અત્રે યત્ન કર્યો છે. એની પૂરેપૂરી સમજણ મેળવવા માટે તો એ સિદ્ધાન્તને જીવનમાં ઉતારવાની જરૂર છે; આ પ્રમાણે જ્યારે એ જીવનમાં ઉતરે છે, એનું પરિશીલન–પરિજીવન થાય છે, ત્યારે જ એની અનન્ત ઊંડી ખીણો જ્ઞાનના પ્રકાશથી ભરાઈ રહે છે.

* * * * *

*(St John's central conception of 'Light' similarly emphasises the unity of the intellectual and the moral life.)

જૂના પત્રો, જૂનાં ન્યૂઝપેપરો, જૂની ડાયરીઓ, ન્હાનપણમાં વાંચેલાં પુસ્તકો પણ
પણ ફરી, વાંચવાની અને ટેવ છે—જે ઘણાને હશે—અને એ રીતે—.

ઇન્ડિયન નૅશનલ કૉંગ્રેસમાં મતભેદ.

" Bliss was it in that dawn to be alive
But to be young was very heaven !"*

એવા ઉદ્ગાર સાથે જૂના કૉંગ્રેસના રિપોર્ટોનાં પાનાં ફેરવું છું, ત્યાં એક સ્થળે નીચેના શબ્દો, પૂર્વે વાંચેલા હોય ભૂતકાળનું રમ્ય સ્મરણ કરાવતા, મારી નજરે પડે છેઃ—

"All movements of the kind in which we are concerned pass through several phases *as they run their course*. *The first is one of ridicule*. That is followed, as the movement progresses, by one of abuse, which is usually succeeded by partial concession and mis-apprehension of aim, accompanied by *warnings against taking 'big jumps into the unknown.' The final stage of* all is a substantial adoption of the object of the movement with some expression of surprise that it was not adopted before. These various phases overlap each other, but *between the first and last the distinction is complete.*"

તાત્પર્ય કે—આ પ્રકારની સઘળી હિલચાલોની નીચે પ્રમાણે અવસ્થાઓ થાય છેઃ પ્રથમ, હાંસી; પછી કાંઇક સ્વીકાર, ઉદ્દેશ પરત્વે ગેરસમજ, અને 'અજ્ઞાત પ્રદેશમાં મ્હોટા મ્હોટા ડગ' ભરવા સ્હામે ચેતવણી; છેવટે, એ હિલચાલના ઉદ્દેશનો સ્વીકાર, અને આવો ઉદ્દેશ પહેલાં કેમ સ્વીકાર્યો નહિ હોય એ ખાતે આશ્ચર્યોદ્ગાર.

સને ૧૮૮૮ માં અલાહબાદમાં મળેલી ઇન્ડિયન નૅશનલ કૉંગ્રેસના પ્રમુખ સ્થાને બિરાજેલા અંગ્રેજ વેપારી ગૃહસ્થ મિ. જ્યૉર્જ યુલે ઉપરના વિચારવન્ત શબ્દો ઉચ્ચાર્યા તે વખતે કૉંગ્રેસની હિલચાલ બીજી ભૂમિકામાં હતી. આજ એ ત્રીજી ભૂમિકામાં, અને એક રીતે કહીએ તો મિ. યુલની કલ્પનામાં પણ નહિ આવેલી એવી ભૂમિકાએ એ સંસ્થા ચઢી ચૂકી છે એમ સહજ વિચાર કરતાં જણાશે.

કૉંગ્રેસનો હેતુ ઉત્તમ છે એ સંબંધે હવે ભાગ્યેજ કોઇ સ્થળે શંકા સેવાતી આપણે સાંભળીએ છીએ. એટલુંજ નહિ પણ વિશેષમાં, એના કેટલાક ઠરાવો અમલમાં પણ આવવા માંડ્યા છે; અને લગભગ બધા, હિન્દુસ્તાનની રાજકીય ચર્ચામાં એટલા બધા દાખલ થઇ ગયા છે કે એ ચર્ચાને કેટલેક ભાગે જન્મ આપનાર અને પૂર્ણ જોસમાં લાવનાર કૉંગ્રેસનું જ મંડળ છે, એ વાત પણ એના પ્રતિપક્ષીઓ તરફથી ભૂલી જવામાં

* "તે ઉષઃકાળમાં હોવું એમાં આનન્દ હતો, પણ તરુણ–ઉગતી ઉછરતી તરુણ–વયમાં હોવું એ તો ખરેખર સ્વર્ગ સમાનજ હતું!" મહાકવિ વર્ડ્ઝવર્થ.

આવી છે; અને આજ, વર્ષના આદિથી અન્ત સુધી, હિન્દુસ્તાનમાં તેમજ ઇંગ્લંડમાં, દેશી તેમજ અંગ્રેજ અમલદારો લેખકો લોકમનના નાયકો અને વર્તમાનપત્રકારો વચ્ચે કૉંગ્રેસના જ પ્રશ્નો ચર્ચાતા આપણે જોઇએ છીએ. કેટલીકવાર આ ચર્ચાનાં દુકાળ વગેરે અન્ય કારણો દર્શાવવામાં આવે છે, એનો યશ અમુક લેખકો વર્તમાનપત્રકારો કે અમલદારોને આપવામાં આવે છે, અને કૉંગ્રેસે કાંઇ નવું કર્યું નથી ઇત્યાદિ આક્ષેપો સાંભળીએ છીએ. પરન્તુ આ આક્ષેપ વસ્તુતઃ દૂષણ નથી, પણ ભૂષણ છે; દેશની જે ફરિયાદ ન હોય તે નવી ઉભી કરવી, દુકાળ વગેરે બનાવોએ જે ફરિયાદોને તીવ્ર સ્વર આપ્યો હોય એ ફરિયાદોને પડી રહેવા દેવી, આ અમુક પ્રશ્નો વર્તમાનપત્રોમાં ચર્ચાય છે માટે એને હાથ ન ધરવા અથવા તો એ કૉંગ્રેસના પ્રોગ્રામમાં છે એટલે એની વર્તમાનપત્રોમાં ચર્ચા નકામી ગણવી, અમુક પુરુષો કૉંગ્રેસની બહાર ઘણુ કામ કર્યા કરે છે એટલે એમનો યશ તે કૉંગ્રેસનો નથી, અથવા તો તેઓ કૉંગ્રેસના મંડળમાં છે એટલે રખેને કૉંગ્રેસનો જશ જતો રહે એટલા માટે તેઓએ વર્તમાનપત્રો ભાષણો વગેરેમાં ભાગ ન લેવો—એવી એવી વિપરીત સૂચનાઓ કોણ કરી શકશે ? ! છતાં, કૉંગ્રેસ સ્હામે થતા ઉપરના આક્ષેપોની દલીલનું પૃથક્કરણ કરીએ છીએ તો આ શિવાય અન્ય ફલિત થતું નથી.

કૉંગ્રેસના ભવિષ્યનું આ પગથીયું મિ. હ્યુમની કલ્પનામાં આવ્યું હતું. પણ છેલ્લાં બે વર્ષથી એક નવીન સ્થિતિ નજરે પડવા માંડી છે, જે કૉંગ્રેસના ઉપઃકાળમાં દૃષ્ટિગોચર ન થાય એ સ્વાભાવિક છે. એ સ્થિતિ તે કૉંગ્રેસના અન્દર અન્દરના મતભેદની-અને કેટલાક કહે છે તેમ હોય તો—ફાટફુટની છે.

મિ. ફીરોઝશાહ મહેતા ફાટફુટ નથી એમ જણાવે છે. અને હમણાં મદ્રાસમાં મળેલી કૉંગ્રેસની સબ્જેક્ટ કમિટિની બેઠકમાં જે મહાન દેશહિતૈષી-દીર્ઘદર્શી-વિચારવન્ત અને પ્રતાપી નરે કૉંગ્રેસની નૌકાને પરસ્પર મતભેદ અને દુરાગ્રહના વાયુથી છિન્નભિન્ન થતી અને ડુબતી અટકાવી—એને આ પ્રમાણે હિંમતથી કહેવાનો પૂર્ણ હક છે. પરન્તુ વસ્તુસ્થિતિ જોતાં સાધારણ હૃદયને ફિકર ઉપજ્યા વિના રહેતી નથી કે મિ. મહેતા પોતાના સંગીન વિચાર અને દલીલોથી સ્હામા પક્ષનો વિરોધ ( એક દિવસ માટે જ નહિ પણ ) હંમેશ માટે દૂર કરી આખા મંડળને એકરસ નહિ કરે ત્યાં સુધી આ કુસંપમાંથી ક્યારે શું પરિણામ આવશે-કૉંગ્રેસનું આયુષ્ય ક્યારે એકાએક છેદાઇ જશે—એ કહી શકાતું નથી.

આ કુસંપનું બીજ સારા ઉદ્દેશમાં રહેલું છે. કૉંગ્રેસના નાયકો આગળ આજ મ્હોટો પ્રશ્ન એ આવીને ઉભો છે કે-કૉંગ્રેસ હાલ જેમ ચાલે છે તેમ ચાલવા દેવી કે એના બન્ધારણમાં કેટલોક ફેરફાર કરવો? કેટલાકનું એમ કહેવું છે કે કૉંગ્રેસમાં ખર્ચ ઘણું થાય છે, જે ઓછું કરવા માટે ડેલિગેટોની સંખ્યા ઓછી કરવી, અને જૂદા જૂદા પ્રાન્તોને અમુક અમુક સંખ્યા મુકરર કરી આપવી. બીજો એક ફેરફાર એ સૂચવાય છે કે આજથી ત્રણ વર્ષ ઉપર કૉંગ્રેસના ચાલુ કામ માટે એક 'વર્કિંગ કમિટિ ' અર્થાત્ કાર્યકારી મંડળી ઠરાવવામાં આવી હતી તેવી એક મંડળી સ્થાપવી, જેણે આખું વર્ષ દેશની રાજકીય હિલચાલ જમત્ રાખવી અને કૉંગ્રેસનું સર્વ કામ કરતા રહેવું—આના પેટામાં એક અવા-

નારે સૂચના એવી થાય છે કે આ કામ માટે બે પગારદાર સેક્રેટરિઓ રાખવા. આ સર્વ સૂચના બહુ સારા ઉદ્દેશથી કરાવવામાં આવે છે એમાં તો સંશય નથી જ. અને દેખીતી એ બહુ લાભકારક છે—કૉંગ્રેસના વિકાસક્રમમાં એક પગલું આગળ છે—એમાં પણ ના કહેવાય એમ નથી. પણ મિ. ફીરોઝશાહ મહેતા આ સૂચનાઓને ભૂલભરેલી ધારે છે, અને તેમાં એ જે કારણ બતાવે છે એ ધ્યાનમાં લેવા જેવાં છે. હાલ ખર્ચ ઘણું થાય છે એ ખરી વાત છે. પણ જે વડે કૉંગ્રેસ જેવી મ્હોટી હિલચાલ—જે વડે આખા હિન્દુસ્તાનનાં, બલ્કે ઇંગ્લંડ સુદ્ધાંનાં, રાજા પ્રજા ઉભય વર્ગનાં નેત્રો ઉઘાડવાનો યત્ન કરવાનો છે—તેમાં એ ખર્ચ અનિવાર્ય છે. વળી હજી અત્યારે કૉંગ્રેસનો આરંભકાળ જ છે, અને આજથી ડેલિગેટોની સંખ્યા ઘટાડી દેવી એ કૉંગ્રેસના મહત્ત્વ અને વજનને જોખમકારક છે. વસ્તુતઃ હાલ પણ ડેલિગેટોની મોટી સંખ્યા તો સ્થાનિક જ હોય છે. કૉંગ્રેસના કામ માટે કમિટિની સૂચના બે વર્ષ ઉપર અમલમાં મૂકી જોઈ, પરન્તુ તે નિષ્ફળ નીવડી. તેમ બસેં રૂપીઆના બે પગારદાર સેક્રેટરિઓ હાલ કરતાં કૉંગ્રેસને વધારે સારી ચલાવી શકશે એમ માનવાને પણ કારણ નથી. જેઓ કમિટિની સૂચના કરે છે તેઓ લક્ષમાં નથી રાખતા કે કમિટિનાં માણસો પણ બ્હારથી આવવાનાં નથી, હાલ જેઓ કૉંગ્રેસમાં કામ કરે છે તેઓ જ એમાં પણ કામ કરશે, અને જો દેશની રાજકીય હિલચાલ આખું વર્ષ જાગતી રાખવી છે તો એ જ માણસો પોતપોતાના પ્રાન્તમાં સ્થાનિક મંડળો સ્થાપી એ કામ શા માટે ન કરે ? વળી, વિશેષ આશ્ચર્યજનક એ છે કે જેઓ આ કમિટિ માટે સૌથી વધારે આગ્રહ ધરાવે છે એમના જ પ્રાન્તમાં કોઈપણ પ્રકારનું સ્થાનિક રાજકીય મંડળ હજી અસ્તિત્વમાં નથી ! આ સ્થળે અમને કૉંગ્રેસ સામે 'ઇસ્ટ ઍન્ડ વેસ્ટ' પત્રમાં મિ. મલબારીએ કરેલી ફરિયાદ યાદ આવે છે. મિ. મલબારી ખેદ સાથે જણાવે છે કે કૉંગ્રેસ થઈ ત્યારથી 'સાર્વજનિક સભા' વગેરે સ્થાનિક સંસ્થાઓ અસ્ત પામી ગઈ છે. કબૂલ કરવું જોઈએ કે જ્યારથી કૉંગ્રેસની મહાસંસ્થા ઉભી થઈ ત્યારથી સ્થાનિક સંસ્થાઓનું કામ મન્દ થઈ ગયું છે,—( જો કે મુંબાઈની 'પ્રેસિડન્સિ ઍસોસિએશન' વખતો વખત પોતાનું કર્તવ્ય બજાવવામાં ચૂકતી નથી. ) પરન્તુ તેનું કારણ એ છે કે જે મહાન અગ્રણીઓ સ્થાનિક કાર્યમાં રોકાતા હતા તે હવે સમસ્તહિન્દની કાર્યધુરા વહન કરવા લાગ્યા છે પ્રથમ પંક્તિના ધુરન્ધર અગ્રણીઓ પાસેથી હવે સ્થાનિક કાર્ય માટે શ્રમની આશા રાખવી એ વાજબી નથી; મી. મહેતા, ગોખલે, દત્ત, વગેરે પોતાને યોગ્ય મહાન કર્તવ્યો નિરન્તર કર્યે જાય છે, અને તે બહુ ઉત્તમ રીતે કરે છે એ બાબત કોઈથી ના પાડાય એમ નથી. મિ. ગોકળદાસ, ચિમનલાલ વગેરે મધ્યમ વર્ગના દેશસેવકો પણ પોતાની ફરજો બજાવવામાં પછાત રહેતા નથી. ખરી ખામી એ પછીના બાકી રહેલા ઉગતાઓના વર્ગમાં જોવામાં આવે છે. જેમ મ્હોટાને શિર મ્હોટી જવાબદારી છે, તેમ ન્હાનાને શિર ન્હાની છે એમ સમજી દરેક સુશિક્ષિત જને સ્વદેશસેવા કરવાની છે. અલ્પમાં અલ્પ મનુષ્યને પણ સ્વદેશસેવાના અનેક પ્રસંગો આવે છે—કોઈથી વાજબી રીતે કહી શકાય એમ નથી કે 'હું શું કરી શકું?' કોલેજોમાં કેળવણી લેતા વિદ્યાર્થીઓમાં ન્હાનાં ગામોના વતનીઓની થોડી સંખ્યા નથી. તેઓ એટલું જ વિચારી જુએ કે તેઓની ખાસ કેવડો મ્હોટો વર્ગ પડ્યો છે કે જેઓના જ્ઞાનની સરખામણીમાં એમનું અલ્પજ્ઞાન પણ અનેકગણું મ્હોટું છે, તો એમને પોતાના કર્તવ્યનો પ્રદેશ કેટલો વિશાળ છે એ સમ-

જાયા વિના રહે નહિ. કૉંગ્રેસમહાયન્ત્રનાં ન્હાનાં ચક્રો ફરતાં રાખ્યા વિના એનું મ્હોટું ચક્ર લાંબો વખત ફરતું રાખી શકાય એ અશક્ય છે. આ ન્હાનાં ચક્રોનું ચાલન એ પૂર્વોક્ત ત્રીજા વર્ગનું કામ છે—જે છેવટની કાર્યસિદ્ધિ માટે આવશ્યકતામાં પ્રથમ વર્ગ કરતાં લેશમાત્ર પણ ઉતરતું નથી. અત્રે એક વાત ઉમેરવાની જરૂર છે: આ વર્ગનું કામ લોકની ફરિયાદો જ સરકાર આગળ મુકયા કરવાનું નથી. કેળવાએલો વર્ગ સરકારની નોકરીની બહાર રહીને પણ સરકારને સેવા કરી શકે એમ છે—અને સરકારની ખરી સેવા એ દેશસેવા જ છે. અજ્ઞાન વર્ગને સરકારની રાજ્યનીતિ સ્હામે અસન્તુષ્ટ કરવો એ કોઈપણ દેશહિતૈષી માટે યોગ્ય નથી. અજ્ઞાન વર્ગને રાજ્યની વ્યવસ્થા સમજાવવી, ઉત્તમ વ્યવસ્થાને અણસમજણને લીધે દુર્વ્યવસ્થા થઈ જતી અટકાવવી, ખરી ફરિયાદોને પ્રકટ કરવી, અને એ સરકારને કાને શી રીતે લાવવી એનાં ખરાં પગલાં બતાવવાં, ખરૂં કામ કરવામાં હિંમત રાખવી અને એજ હિંમતના દૃષ્ટાન્તથી સામાન્ય લોકમાં હિંમત પ્રેરવી—ઇત્યાદિ આ કેળવાએલા વર્ગનું કામ છે. આ કામ માટે હાલ 'ડિસ્ટ્રિક્ટ કૉન્ફરન્સ '—અર્થાત્ પ્રત્યેક જિલ્લાની ફરિયાદો જાહેર કરવા માટે સભાઓ મેળવવાની જે સૂચના થઈ છે એ બસ નથી. 'ઇન્ડિયન નૅશનલ કૉંગ્રેસ ' અને 'પ્રોવિન્સ્યલ કૉન્ફરન્સ' જેવી મ્હોટી સંસ્થાઓ માટે મિ. મહેતા અને મિ. સેતલવાડે જૂદે જૂદે પ્રસંગે જણાવ્યું છે તેમ સરકાર આગળ ફરિયાદો રજુ કરવાનું કામ બસ છે. પણ ન્હાનાં મંડળોનું કામ ફરિયાદો રજુ કરવાનું જ નથી; લોકમત કેળવવાનું અને સરકારને ન્હાની ન્હાની અસંખ્ય બાબતોમાં મદદગાર થવાનું કામ પણ આ ન્હાનાં ન્હાનાં મંડળોનું જ છે. આ મંડળો ઘણે દરજ્જે કૉંગ્રેસના કામમાં સહાય કરશે: ન્હાનાં મ્હોટાં ગામડાંઓ અને ગામોની સ્થિતિ વિષે કૉંગ્રેસને આંકડાઓ અને વર્ણનો રૂપે ઉપયોગી માહિતી પૂરી પાડી શકશે. પણ આ મંડળોને કૉંગ્રેસનાં રીતસરનાં અંગો તરીકે ઉભાં કરવાં એ સલાહભરેલું નથી, કારણ કે એમ કરવાથી એ ન્હાનાં મંડળોની ભૂલો અને વગરવિચાર્યે કરેલાં કામો માટે (જે આ સાધારણ શક્તિવાળા કેળવાએલા વર્ગમાં ઘણીવાર થવાનો સંભવ છે.) કૉંગ્રેસને જવાબદારી વ્હોરવી પડે—અને એ રીતે આગળ જતાં કૉંગ્રેસના કાર્યમાં અનેક મુશીબતો ઉત્પન્ન થવાનો ભય છે. આ મંડળો કૉંગ્રેસથી સ્વતન્ત્ર રહે એ જ ઠીક છે. પરન્તુ તે સ્થાપવા માટે મિ. મહેતા, સેતલવાડ, ગોકળદાસ અને અંબાલાલ જેવા કૉંગ્રેસના મહારથીઓ અને અતિરથીઓની મદદ અપેક્ષિત છે; સલાહ અને ઉત્સાહ ઉભય એમની પાસેથી જ આવી શકે એમ છે.

---

# હોપ વાંચનમાળામાં કરવા જેવા સુધારા વધારા.

## એ સંબન્ધી એક લેખ.

હોપવાંચનમાળામાં કરવા જેવા સુધારા વધારા સબન્ધે અમે આગળ દિગ્દર્શન કરાવી ગયા છીએ. તે વખતે, જે બાબતો એની મેળેજ લક્ષમાં રહે એવી હતી એ વિષે લખવાની જરૂર ગણી ન હતી. ત્યારબાદ, સર્વ વિષયોને દૃષ્ટિમાં રાખી, એક સંક્ષિપ્ત લેખ રા. રા. રમણભાઇ મહીપતરામ તથા આ લેખકે મળીને રચ્યો છે, અને તે એક વિનંતિપત્ર તરીકે કમિટિના પ્રસિડન્ટ મિ. કૉમ્હર્ન્ટન સાહેબને મોકલવામાં આવ્યો છે. એ લેખની નકલ 'વસન્ત'ના વધારા રૂપે આ સાથે ‌ંહેંચવામાં આવે છે. એ લેખના કારણથી "વસન્ત"ના આ અંકો પ્રસિદ્ધ થવામાં વિલમ્બ થયો છે, એ અમારા ગ્રાહકો ક્ષમા કરશે.

એ લેખના બે વિભાગ છે. પ્રથમ વિભાગમાં નીચેના વિષયો ઉપર સુધારા-વધારાનાં સામાન્ય તત્ત્વો દર્શાવ્યાં છેઃ—

(૧) કાવ્ય.
(૨) કાવ્યાવલોકન.
(૩) ઇતિહાસ.
(૪) ભૂગોળ.
(૫) પ્રાચીન શોધ.
(૬) 'સાયન્સ'
(૭) નીતિ.
(૮) સંસારસુધારો.
(૯) ધર્મ.

આમાંના કેટલાક વિભાગના પેટા વિભાગ તરીકે—રાજ્યવ્યવસ્થા, આરોગ્યશાસ્ત્ર, વ્યાપારી ભૂગોળ આદિ ઘણા વિષયોનો સમાવેશ કર્યો છે.

બીજા વિભાગમાં, હાલની વાંચનમાળાની ચોથી ચોપડીથી માંડી સાતમી ચોપડી સુધીના પાઠોનું પાઠવગર સંક્ષિપ્ત અવલોકન કર્યું છે, અને એમાં કરવા જેવા સુધારા-વધારાની દિશા દર્શાવી છે. બીજો વિભાગ તે પ્રથમ વિભાગની સૂચનાઓ અમલમાં મૂકીએ તો વાંચનમાળા કેવી થાય એ બતાવવા માટે નથી, પણ હાલની વાંચનમાળામાં કાંઇ નહિ તો આટલા ફેરફાર તો થવાજ જોઇએ એ સૂચવવા અર્થે છે.

અમે આશા રાખીએ છીએ કે આ વિનંતિપત્ર ઉપર મિ. કૉમ્હર્ન્ટન સાહેબ તથા એમની કમિટિ થોડું ઘણું પણ લક્ષ આપશે. અમારા તન્ત્રી બન્ધુઓ—વર્તમાનપત્રકારો અવલોકનકારો—એઓને પણ અમારા આ અલ્પ શ્રમ તરફ દૃષ્ટિ ફેરવવા વિનંતિ છે.

---

તન્ત્રી.

# આપણા ગ્રૅજ્યુએટો.

"And in each bosom of the multitude
Justice and truth, with custom's hydra brood,
Wage silent war."

Shelley.

પ્રિય વાંચનાર! જો તને યાદ હોય તો કેટલાક માસ પહેલાં આ મથાળાનો એક પ્રાસ્તાવિક લેખ 'સુદર્શન'માં તેં વાંચેલો છે. તેમાં આપણા ગ્રાજ્યુએટોને કેવી ભયભરી કેડી પર થઇ તરવારની ધાર પર ચાલવાનું છે તે બતાવવા જરા પ્રયત્ન થયેલ. પરંતુ માલમ પડ્યું કે જેને માટે તે લખાયેલો તેમાંથી પચીશમા ભાગે પણ તેના સામી દૃષ્ટિ કરવાની દરકાર કરી નહોતી. એવા હતભાગ્યને લઇને જે જુસ્સો ઉછાળા મારી રહ્યો હતો તે અરણ્યરુદન કરતા કરતાં મુંગા રહેવું વધારે સારૂં છે એમ ગણી શાંત કરાયો હતો.

કહેવાય છે કે સંગતિની અસર અલૌકિક છે. મોટાં હૃદયો તેની સાથે સંગતિ કરનાર પામર પ્રાણીનો પલક વારમાં ઉદ્ધાર કરે છે; સંસ્કારી મહાત્મા વિશાળ પક્ષની અંદર આવનાર સર્વ કોઇને પોતાના સંસ્કારનો સ્વાદ ચખાડે છે. પ્રતાપનિધિ ભાનુ તેના કિરણપંથમાં આવનાર સર્વ પદાર્થને પોતાના પ્રતાપથી પ્રભાવાન કરે છે. એ સ્વાનુભવના પરિણામે આ પ્રયાસ પાછો હાથમાં લેવાયો છે એમ કહેવામાં પ્રારંભશૂરાપણાનો દોષ આવતો હોય તો તેમ હો.

ઉપર ઉતારેલો કવિવર શેલીનો વિચાર વાંચવામાં આવતાં, થોડાક રોજ પહેલાં મિત્રમંડળમાં નવી જ એક ચર્ચા થયેલ હોવાથી તે વિચાર મગજમાં પેઠો અને તેની સાથે આપણા ગ્રાજ્યુએટોને તે 'silent war' (શાન્ત અશબ્દ યુદ્ધ)માં કયો અને કેટલો ભાગ લેવો એ જાણવાના હેતુથી આ પત્રદ્વારા તે વિષય ચર્ચવા અભિલાષા થઇ.

આપણી ફરી ગયેલી સ્થિતિનું હજી સામ્રાજ્ય સ્થપાયું નથી. વિચારમાં 'લિબરલ'મતવાળા આપણા ગ્રાજ્યુએટોમાંથી ઘણા હજી આચારમાં તદ્દન 'કૉન્ઝર્વેટિવ' નજરે પડે છે. તેઓના વિચાર કેટલે દરજ્જે સપ્રમાણ હશે તે તો તેઓ જાણે, પરંતુ તેઓના આચાર ભવિષ્યમાં મહા અનર્થ થઇ જાય એવી ધાસ્તીથી ઘડાયેલા લાગે છે.

દરેક દેશમાં ને દરેક યુગમાં રીત રિવાજ અમુક સ્થિરતાથી સ્થાપિત થયેલા માલમ પડે છે. તે રીવાજોની વિરુદ્ધ કેટલાક એકાંત સત્ય અને પરમ ન્યાયના અનુયાયીઓ પોતાનાં વાગ્બાણ ફેંક્યા કરે છે. આવો વિગ્રહ સર્વ દેશમાં ને સર્વ કાળે ચાલ્યા જ કરે છે. પરંતુ જ્યાં સુધી દેશની સમગ્ર પ્રજા અમુક નિશ્ચિત માર્ગે જ પ્રયાણ કરતી હોય ત્યાં સુધી નવા મતને પકડનારા ફતેહમંદ થતા નથી તેટલું જ નહિ પણ તેમનાં વચનો તે કાળે સંભળાતાં પણ નથી. આપણે ત્યાં તેવું નહિ હોવાને લીધે—સમગ્ર પ્રજાનું એક મન નહિ હોવાને લીધે—જૂના વિચારો તથા આચારો માત્ર અંધ શ્રદ્ધાથી જ પ્રચલિત હોવાને લીધે—તે આચાર વિચાર આજના વખત પ્રમાણે દાખલા દલીલથી સપ્રમાણ થયેલ નહિ હોવાને લીધે—જૂના ને નવા વિચારો વચ્ચે સતત

કલહ ચાલ્યાં કરે છે અને કમભાગ્યે સંખ્યાબંધ થયેલા આપણા કેળવાયેલા ગ્રાજ્યુએટોમાંથી કેટલાક એકમતના અને કેટલાક બીજા મતના અનુયાયી થવા ઉપરાંત બીજું કાંઈ પોતાનું કર્તવ્ય નથી એમ સમજી બેઠા છે. પરંતુ તેઓએ જાણવું જોઇએ કે બીજા કબુલ કરે કે ન કરે, વિદ્યાવિનોદીની હાંસી કરનારા હવે તો થોડા રહેલા જૂના વિચારને અવલંબન કરનાર પુરુષો માને કે ન માને, તોપણ નવી પ્રજાની સર્વ ભાવી પ્રવૃત્તિને જન્મ આપનાર તથા તેને પોષનાર તે હાલના ગ્રાજ્યુએટો જ છે અને રહેશે. તેઓએ તેમની વિદ્યાનો સદુપયોગ સર્વ વિશેષે કરવાનો છે. ઉદરપોષણ જેટલું મળ્યું એટલે પોથાંને થોથાં માની, સ્વાર્થી અભિલાષાનાં પૂરમાં તણાઈ, ખોટી 'easy life' માં મોહ પામી તદ્દન નિરુત્સાહ અને નિરુદ્યોગમાં પોતાની કેળવાયેલી બુદ્ધિને કટાવી નાખવી એ યોગ્ય નથી. ગ્રાજ્યુએટ થયાથી અભ્યાસ કે જ્ઞાન સંપૂર્ણ થયું કે મળ્યું એમ માનવાની મોટી ભૂલ તો તેઓ કરતા હોયજ નહિ. તેઓએ તો માત્ર દરેક જાતનો કામને માટે લાયકાતજ મેળવી છે. અને હવે સંપૂર્ણપણે પહોચવાના પ્રયાસ હવે પછીજ કરવાના છે એમ તેઓ સમજતા તો હશે જ. ત્યાં દીલગીરીની વાત એ છે કે બેચાર અપવાદ બાદ કરતાં બીજા કોઇપણ અમુક અભ્યાસને હાથ ધરી પોતાનાંને પોતાના દેશની ખામીઓ પૂરી કરવા બહાર પડેલા નથી. આવે વખતે જ્યારે માણસોનાં મન ભિન્ન ભિન્ન વિચારોથી મૂંઝાય છે રીત રિવાજના વિરોધીપણાંથી મુઝાઈ ગયેલ છે સત્ય અને ન્યાયના રસ્તાપર જતાં આવતી અનેક વિટંબણાઓથી બેજાર થયેલ છે, સંગીન જ્ઞાન અને સમગ્ર દાખલા દલીલના અભાવથી અસ્તવ્યસ્ત થયેલ છે અને ઉગ્ર તાપથી ઉકળતી 'ભૂતની કઢી' ના ભોગની પેઠે તળે ઉપર થયેલ છે ત્યારે તે વિષયને હાથ લઈ, આપણા જૂના રીતરિવાજોનાં મૂળ, કહેવાતાં શાસ્ત્રોને આધારે શોધી કાઢી, તેના પર વળી ગયેલ રજ ઉડાડી, સત્ય દલીલના સમગ્ર તેજથી તેને કરઅદરવત્ કરી આપી, પક્ષાપક્ષીના અકારણ વિરોધની છાયા સરખીથી પણ દૂર રહી, સમગ્ર પ્રજાને અને તેમાં એ ખાસ નવી ઉછરતી પ્રજાને શુદ્ધ હૃદયથી સત્ય બોધ આપવાની ખાસ જરૂર છે. તેમાં યાદ રાખવાનું છે કે—*"God has not only given us a garden to walk in, but He hath planted it also for us, and He *wills us to kuow the nature and properties of everything* that grows within it. Unless we look into them and handle them, and register them, how shall we discover this to be salutory, that to be poisonous; this annual, that perennial ?" આપણા પોતાના પ્રચલિત રીત રિવાજોનું શાસ્ત્રીય, ઐતિહાસિક અને નૈતિક જ્ઞાન મેળવી, તેની ચર્ચા ક્યાંઈ થયેલ માલમ પડે છે ? ત્યારે સત્યશોધનના પ્રયાસમાં માત્ર એકદેશીય અવલોકન કેટલું બધું ભૂલભરેલું છે તે કાંઇ સમજાવવું પડે તેમ નથી.

ઈશ્વરમાં આશા છે કે આ વિનતિનો સ્વીકાર કરી ઉક્ત 'શાંત યુદ્ધ' માં ગ્રાજ્યુએટ બાઇઓ નિર્ભયપર આવી શકાય તેવા ભાગ લઈ, પોતે કૃતાર્થ થઈ અન્યને ઉપકૃત અને કૃતાર્થ કરશે.

લી. એક ગ્રાજ્યુએટ.

---

W. S. Landor.

# પરોપકારી યોગી.

[ ઇંદિરાનન્દ-કાવ્યાનન્દ-લહરીમાંથી. ]

અહો! ગુહામાંથી બ્હાર પડતાં ભગવાન સહસ્રરશ્મિના પ્રકાશથી વિશ્વરૂપનું દર્શન કરતાં મારૂં મન અત્યંત હર્ષના આવેશમાં આવી જાય છે. અહો ! હિમગિરિના ઉચ્ચ શિખરો તથા ટેકરીઓ!! તમારી આ લીલી તળેટી પર વ્હેતાં ઝરણાં શું ચેતનમાં આવી પ્રસ્મિત વદને મારી સાથે કર્તાનું રહસ્ય બતાવો છો? હા, સમજ્યો. શાંતિ અને આનન્દ વિના વિશ્વમાં બીજું કાંઈ જ નથી. જ્યાં જોઉં છું ત્યાં પ્રકાશ ને પ્રેમનો અખૂટ ભંડાર મર્યો છે. ચૈતન્યરૂપની સાથે રમણ કરવાને માટે માયાએ પોતાના આભરણની પેટી ખુલ્લી મુકી છે.—પણ માયા છે જ ક્યાં? સર્વ ચૈતન્યરૂપ જ છે. હું યોગારૂઢ થયો છતે ઘડીમાં સવિકલ્પ ને ઘડીમાં નિર્વિકલ્પમાં ભમું છું.

૫૬

( કદમકી કુંજમે મેરી ગહરે મોતનકી માળ ) એ ,રાગ.

મ્હારે મન-મહાલે સત કર્મનું અભિમાન

આર્દ્ર ભાવે તે-પર ઉપકૃતિમાં
વીણા હૃદયની કરતી છે ગાન. મ્હારે. ૧.

રમ્ય લીલું વિશ્વ રૂપ નિરખીને
વૃત્તિ તાદાત્મ્યે ભૂલ્યો હું ભાન. મ્હારે. ૨.

સદ્‌ગુણ કાજે સદ્‌ગુણ સેવી
દૂર ગુણનું મુકાવું છું માન. મ્હારે. ૩

સત્ય ને ન્યાયનાં નિર્મળ ઝરણો
ઝરી કરૂં છઉં અમૃતપાન. મ્હારે. ૪

પ્રીતિ રસાયન ભ્રાતૃભાવે ભરી
લુંટાવું દેઈ દેઈને માન મ્હારે. ૫

શાંતિની ચંદ્રિકા તપથી પ્રસારી
જ્ઞાનરવિથી શશિની સમાન મ્હારે. ૬

હૃચ્ચ પ્રદેશે ઉર્ધ્વ ગતિમાં
લાગ્યું અનહદ સૂરનું તાન મ્હારે. ૭

પ્રજ્ઞાન આનન્દ બ્રહ્મ સ્વરૂપ આ.
સૃષ્ટિ જોઉં, ચઢીને વિમાન. મ્હારે. ૮

નંદ ઇન્દિરા વિકસિત હૃદયે
મુકી માન ખમી અપમાન. મ્હારે. ૯

" ઇન્દિરાનન્દ. "

---

## જાપાન અને રશ્યા.*

આ બે રાજ્યો વચ્ચે ગયા અક્ટોબર મહિનાથી બાંજગડ ચાલતી હતી તેને પરિણામે તા. ૫ મી ફેબ્રુવારીથી લડાઈ શરૂ થઈ ચુકી છે એવે વખતે એમને વિરોધ પડવાનાં કારણો વિષે તથા એમનાં બલાબલ વિષે વિગતવાર માહિતી મેળવવા હરકોઇને ઇચ્છા થાય એ સ્વાભાવિક છે.

આ વિગ્રહનું મૂલ કારણ જાપાન અને ચીનની લડાઈ પુરી થઈ ત્યારથી જ ઉપસ્તિ થયું એમ કહી શકાય. ઈ. સ. ૧૮૯૫ ના એપ્રિલની ૧૭ મીએ જાપાન અને ચીન વચ્ચે શિમોનો સેકીનો તહ થયો તેમાં ચીને જાપાનને એક મોટી રકમ આપવાની કબુલાત સાથે અને ફોર્મોસા તથા પિસ્કે ડોરીમના ટાપુઓ ઉપરાંત લ્યાઓટુંગ દ્વીપકલ્પ પણ આપ્યો. આ દ્વીપકલ્પ જાપાને વિગ્રહ દરમિયાન જીતી લીધો હતો. અને તે ચીન પાસેથી લઇ લેવાને જાપાનને એથી પણ વધારે મજબુત કારણ હતું. જાપાનનાં ટાપુઓનાં બનેલાં રાજ્યોની સ્વતંત્રતાનો આધાર તેની આસપાસના દરિયામાં પોતાની સત્તા પ્રવર્તે એ ઉપર છે; અને જાપાની દરિયાના દક્ષિણ ભાગમાં કોરિયાનો મોટો દ્વીપકલ્પ આવેલો છે તથા તેની અને ચીનની વચ્ચેનો પીળો સમુદ્ર ઉત્તરે ચીનની ભૂમિમાં પેસી કોરિયા અને પેચિલીના અખાતોમાં પુરો થાય છે. લ્યાઓટુંગ દ્વીપકલ્પ મન્ચૂરિયા પ્રાંતનો દક્ષિણ ભાગ છે અને તે એ બે અખાતોની વચમાં પીળા સમુદ્રની ઉત્તરે આવેલો છે તથા તેના બંદરોને લીધે પીળા સમુદ્રના સ્વામિત્વ માટે ખરેખરી અગત્યનો છે. એટલે કે એ પ્રદેશોના નકશા ઉપરથી સ્પષ્ટ જણાય છે કે કોરિયા અથવા લ્યાઓટુંગ દ્વીપકલ્પ ચીન અને જાપાનથી જુદાં કોઈ બલવાન રાજ્યના હાથમાં આવે તો તેથી તુરત જ ચીન અને જાપાન બંનેની સ્વતંત્રતાને ધક્કો લાગ્યા વગર રહે નહીં.

---

* આ લેખમાં આગળ એક ઠેકાણે નીચે પ્રમાણે શબ્દો આવે છે:—
"પેપર કરન્સી કન્વર્ટ કરવાનો પ્રયત્ન લડાઇના આરંભમાં જ તજી દેવો પડ્યો છે." એ ઠેકાણે "તજી દેવો પડે એમ જણાય છે." એમ વાંચવું.

બ. ક. ઠાકોર.

પણ આ તહનામાં ઉપર બંને પક્ષકારોની સહી થઈ એટલામાં તો રશ્યા ફ્રાન્સ અને જર્મનીએ મળી જઈને જાપાનને સલાહ આપી કે એશિયા ખંડના પૂર્વ ભાગની સુલેહશાંતિ જાળવવા ખાતર તેણે લ્યાઓટુંગ દ્વીપકલ્પ ચીનને તાબે જ રહેવા દેવો. અને જાપાનને આ સલાહને નામે મળેલી આજ્ઞા પાળવી પડી. કેમકે સુલેહશાંતિના એ ત્રણ હિમાયતીઓની સામે તત્કાલ તે નિરૂપાય હતું. આ સેવા બદલ ચીને રશ્યાને તેની આગગાડીની સ્ટ્રેટેન્સ્કથી વ્લાડિવોસ્ટોક સુધીની સડક મંચૂરિયા પ્રાંતમાં થઈને બાંધવા પરવાનગી આપી. તે પછી જાપાનને ભરવાની રકમનો પ્હેલો હફ્તો આવતાં રશ્યાએ ચીનને દોઢ ક્રોડ પાઉંડ ચાર ટકાને વ્યાજે અપાવ્યા અને તેના બદલામાં એ જ લ્યાઓટુંગ દ્વીપકલ્પમાંના પોર્ટ આર્થર બંદરની ભાડાચીઠ્ઠી લખી લીધી. એટલે એ દ્વીપકલ્પ ચીન પોતાના હાથમાં રાખી શકવાનું નથી એ સ્પષ્ટ થયું. અને રશ્યા આથી આગળ કંઈપણ ડગલું ભરવા માગે ત્યારે તેની આડે ઉતરવાની ફરજ ચીનની અશક્તિમાં ઇંગ્લંડ અને જાપાનને માથે પડી. પેચિલીનો અખાત ખુલ્લો રાખવો, ચીન સાથેનો પોતાનો જંગી વેપાર જાળવવો, પેકિંગમાં રશ્યાનો વગ બહુ વધી જવા ન દેવો અને ચીનના વિશાળ રાષ્ટ્રના દૂરના પ્રાંતોની કાપકૂપ બનતાં સુધી અટકાવવી એ ઇંગ્લિશ એલચીઓનાં કર્તવ્ય થયાં. કોરિયા રશ્યાના પંજામાં ન ફસે અને લ્યાઓટુંગ દ્વીકલ્પ રશ્યાનો પ્રાંત ન બને એ જાપાની રાજનીતિનાં લક્ષ્ય થયાં.

પછી ઈ. સ. ૧૮૯૮ માં રશ્યાએ પોર્ટ આર્થરથી ઉત્તર મંચૂરિયામાંની પોતાની આગગાડી સુધી આશરે સાતસો માઈલ લાંબી નવી આગગાડી બાંધવા પરવાનગી મેળવી તો ઇંગ્લંડે તે જ સાલમાં પ્રેચિલીના અખાતને દક્ષિણ કિનારે એટલે પોર્ટ આર્થરની સામે વાઈ હાઈ વાઈ બંદરનો પટો લખી લીધો તથા એ અખાતને કાંઠે કાંઠે ટિયેન્ટસિનથી શાનહાઈક્વાન અને કિનચાઉ થઈને ન્યૂચ્વાંગ સુધીની આગગાડી બાંધવા પરવાનગી મેળવી. તે પછીના વર્ષમાં ચીનમાં "બોક્સર" અથવા "શુદ્ધ સંપની મુક્કી" એ નામના મંડળના લાખો ચીનાઓએ બખેડા આદર્યા અને તે ઈ. સ. ૧૯૦૦ ના આગસ્ટ માસ સુધી ચાલ્યા એ અરસામાં મંચૂરિયામાંના ચીનના અધિકારીઓએ રશ્યા સાથે યુદ્ધ માંડ્યું એટલે તેનો લાભ લઈ રશ્યાએ આખો મંચૂરિયા પ્રાંત પોતાના કબ્જામાં લઈ લીધો તથા ત્યાંની વસતીમાં કેર વર્તાવ્યો અને ન્યૂચ્વાંગથી ટિયેન્ટસિન સુધીની ઇંગ્લંડની માલીકીની નવી આગગાડી પણ લઈ લીધી. એ આગગાડી તો તેને પાછી આપી દેવી પડી પણ મંચૂરિયામાંથી તેને ખસેડવાના બ્રિટિશ એલચીઓના સર્વ પ્રયત્ન નિષ્ફલ ગયા. છેવટે તેમણે જર્મનીની સાથે તહ કર્યો તેમાં એવા કરાર હતા કે જો તે બરાબર પાળવામાં આવે તો તેથી ચીનની સલતનતનું રક્ષણ યુરોપમાં ટર્કીની સલતનતનું રક્ષણ થાય છે તે મુજબ સર્વ મોટાં રાજ્યોની પરસ્પર કબૂલાતોથી થઈ શકે. પણ રશ્યાએ આતહ વિષે કહ્યું કે તે મંચૂરિયા પ્રાંતને લાગુ પાડવો ન જોઈએ એટલે જર્મનીએ પણ જણાવ્યું કે એ પ્રાંતને તે લાગુ પાડવાનો તેનો ઈરાદો નથી, અને ઇંગ્લંડની આ યોજના પણ નિષ્ફલ ગઈ. એટલે બીજો એકે ઉપાય ન રહેતાં ઈ. સ. ૧૯૦૨ ના જાનેવારીની ૩૦ મી તારીખે ઇંગ્લંડે જાપાન સાથે કોલકરાર કર્યો. એ તહનામું હજી પ્રવર્ત્તે છે અને જાપાનને રશ્યા

સાથે લડાઈ આરંભવામાં એ તહથી ઇંગ્લંડ તરફના ટેકાનો લાભ મળ્યો છે તથા લડાઈ ચાલશે ત્યાં સુધી પુરેપુરો મળ્યા કરશે એટલે તેની શરતો ટુંકામાં પણ બનતાં સુધી મૂલ લેખનાજ શબ્દોમાં નોંધવા જેવી છે.

એ તહના મુદ્દાના શબ્દો આ પ્રમાણે છે: "ઈંગ્લંડ અને જાપાનનો હેતુ પૂર્વ દેશોમાં સુલેહશાંતિ જાળવવાનો હોવાથી, અને ચીન તથા કોરિયાની સ્વતંત્રતાના સંરક્ષણમાં તથા એ બંને સલતનતોનો અમલ હાલ જે જે પ્રદેશમાં ચાલે છે તે બધા પ્રદેશમાં તે કાયમ રાખવામાં અને વળી એ દેશોના ઉદ્યોગ અને વેપારમાં બધી પ્રજાઓને સરખી છુટ રહે તેમાં એમનો પોતાનો સ્વાર્થ સમાયલો હોવાથી એ બે રાજ્યો અન્યોન્ય વચન આપે છે કે જો એમનામાંના એકને એ પ્રદેશોમાં ઉપર જણાવેલી બાબતોને અનવયે કોઈ એક રાજ્ય સાથે વિગ્રહમાં ઉતરવું પડે, તો તે વિગ્રહ દરમિયાન બીજાું તટસ્થ રહેવા અને બીજાં રાજ્યોને એ વિગ્રહમાં પોતાના મિત્ર સામે ઉતરતાં અટકાવવા પોતાથી બનતા પ્રયત્ન કરવા બંધાય છે; કે એવા વિગ્રહ દરમિયાન જો સામાં રાજ્યની કુમકે બીજાું એક પણ રાજ્ય જાય તો પોતે પણ પોતાના મિત્રની કુમકે લડાઈમાં ઉતરવા તથા લડાઈ તેની સાથે સાથે રહી ચલાવવા અને છેવટ તેની સાથે રહીને જ સંધિ કરવા બંધાય છે; કે આ તહનામું જે હેતુઓ જાળવવા માટે કરવામાં આવે છે તે બેમાંથી એકને પણ જોખમાતા લાગે કે તુરત બંનેએ પોતાના વિચાર એકબીજાને છુટથી જણાવવા; અને આ તહનામું સહી થાય તે તારીખથી માંડીને પાંચ વર્ષની મુદ્દતને માટે ગણવું, કે જે મુદ્દત દરમિયાન જો બેમાંથી એકને તેનો અંત આણવા ઇચ્છા થાય તો તે માટે તેણે પોતાના મિત્રને એક વર્ષ અગાઉથી ખબર આપવી, પણ જો એ મુદ્દત પુરી થતી વખતે બેમાંથી એક રાજ્ય લડાઈ ચલાવતું હોય તો તે લડાઇનો અંત ન આવે ત્યાં સુધી આ તહ પણ ચાલતો ગણવો."

આ તહ થયા પછી મંચુરિયા ચીનને પાછો સોંપવા તથા તેનો વેપાર બધી પ્રજાઓ માટે ખુલ્લો રાખવા બાબત રશ્યાને અનેકવાર કહેવામાં આવ્યું તેના જવાબમાં તેણે એક પછી એક વચનો આપ્યાં પણ તે પાળવાનો વખત આવતાં તે દરેક તેણે તોડ્યાં એટલું જ નહીં પણ ગયા વર્ષમાં તેણે મંચૂરિયાથી પણ સંતોષ ન માની આગળ ધસવા માંડ્યું, કોરિયામાં પણ પગપેસારો આરંભ્યો. આ બનાવથી માંડીને એટલે કે ગયા આગસ્ટ માસથી જાપાને રશ્યાને સ્પષ્ટ જણાવી દીધું કે તે પાછું નહી હઠે તો લડાઈ થશે અને તેની બધી જવાબદારી તેને જ માથે પડશે. પણ રશ્યાએ મીઠા જવાબો વાળવા ઉપરાંત દાદ દીધી નહીં. અક્ટોબર માસથી તેના જવાબોમાં પણ અત્યંત વિલંબ થવા માંડ્યો પણ તેની સાથે તેની લડાયક તૈયારીઓ ઝપાટાબંધ વધી. જાનેવારીની આખરથી તો તેને કોરિયામાં લશ્કર સુદ્ધાં મોકલવા માંડ્યું, એટલે જાપાને આ તા. ૫ મીએ પોતાના એલચીને રશ્યાની રાજધાનીમાંથી ખસેડીને લડાઈ આરંભી. રશ્યા આ વખત ઈંગ્લંડે પોતા તરફ જે વર્તણુક ચલાવી છે ને માટે તેની સખ્ત અને કડવાં શુકનોમાં ટીકા કરે છે, પણ

ઉપર ઈંગ્લંડ અને જાપાનની વચ્ચેના કોલકરાર આપ્યા છે તે ઉપરથી સ્પષ્ટ છે કે જાપાનને રસ્યાના પગપેસારાથી ગ અસંતોષ થવાનું કારણ ઉભું થયું ત્યારથી એટલે કે ગયા આગસ્ટ માસથી ઈંગ્લંડ જેની સાથે પુરેપુરી મસલત કરવા અને તેને યોગ્ય સલાહ તથા ટેકો આપવા આગળથીઆવયલું હતું તથા એ હકીકતથી રસ્યા પણ વાકેફ હતું, છતાં તેણે જેમ જાપાનની ઉમીને ગણકારી નહીં તેમ ઈંગ્લંડ પોતાનો કરેલો તહ પાળશે કે કેમ તે વિષે પણ બેદરકારી રાખી. ઈંગ્લંડના વડા પ્રધાને લોર્ડ મેયરની વાર્ષિક મેજબાનીની વખતે રોકડું કહી દીધા કે ઈંગ્લંડ પોતાના કોલકરાર અક્ષરેક્ષર પાળશે જ તોપણ તેણે ગણકાર્યું નહીં અને છેવટ જાપાન અને રસ્યાની વચ્ચેનો વાંધો બીજાં રાજ્યો મધ્યસ્થ થઈ પતાવે એ સૂચનાનો જાપાને જવાબ વાળ્યો કે તે કોઈનું મધ્યસ્થપણું સ્વીકારશે નહીં ત્યારે પણ વા ચેત્યું નહીં કે લડાઈ ક્યારે માંડવી એ છેલ્લી વાતનો નિર્ણય પણ તેના હાથમાં વધાવખત રહેશે નહીં. કાચી તૈયારીએ લડવું પડતાં રસ્યાને જે પરાજય અને માનહાનિ લેવા પડ્યાં છે તેની લાગણીમાં તેના મુખમાંથી અક્ષેપો નીકળી જાય એ કુદરતી છે પણ ઉપલી હકીકત ઉપરથી સ્પષ્ટ જણાય છે કે એ અક્ષેપો બીલકુલ પાયા વગરના છે.

જાપાન અને રસ્યાનાં બલાબલની સરખામણી માટે આ લડાઈ કેટલી લાંબી ચાલશે એ પ્રથમ વિચારવાનું છે. એક મોટી લડાઈ ચાલે છે તે દરમિયાન રસ્યાને બીજીમાં ઉતરવું પડે તો તેની સ્થિતિ બહુ ગંભીર થઈ જાય એ દેખીતું છે. પણ તિબેટ અને અફગાનિસ્તાનમાં લડા જાગવા સંભવ નથી; રસ્યા જાતે એ પ્રદેશોમાં ધસે તો જ ઈંગ્લંડ પોતાના સ્વાર્થસંરક્ષણ માટે તેની સામે લડવા ઉભું થાય, અને આ સંજોગમાં રસ્યા એવી મૂર્ખાઈ કરે એ માનવાજોગ નથી. બેશક, આ સંધમાં ઈંગ્લંડ એ બંને દેશોમાં પોતાનો લાગવગ વધારશે અને રસ્યાને તે સહન કરવું પડશે. ઈરાનની રાજધાનીમાં પણ ઈંગ્લંડનો વગ કંઈક વધશે. પણ ઈરાનમાં રસ્યાના વગનાં મૂળ ઉંડાં છે અને શાહના મુલકમાંથી લેશ પણ ભાગ ઈંગ્લંડ હિંદી સલતનત સાથે જોડી લેવા માગે એ મનાય એવું નથી, એટલે આ સંબંધ પણ વાત લડાઈની અણી સુધી આવે એમ લાગતું નથી. એથી ઉલટું ટર્કીમાં લડાઈ જાગશે જ. રસ્યાના ઝાર સુલેહશાંતિના રક્ષક હોવાનો દાવો કરે છે તે ટર્કીના પ્રદેશને માટે ખરો છે. ત્યાંનાં ન્હાનાં ખ્રિસ્તી રાજ્યો તથા ટર્કી વચ્ચે આજ સુધી સુલેહશાંતિ જળવાઈ તે મુખ્યત્વે કરીને રસ્યાના દાબને લીધે જ છે. એ દાબ હવે ઓછો થતાં સુલેહશાંતિનો સંભવ પણ ઓછો થયો છે. પણ એ પ્રદેશમાં યુરોપનાં બધાં મોટાં રાજ્યોનો સ્વાર્થ છે થી લડાઈ શરૂ થાય તોપણ રસ્યા ફ્રાંસ અને જર્મનીને આગળ પાડી પોતે પોતાના હક્ક તેને ઓથે રહી જાળવવા મથે તો તેમાં એ ફાવી શકે એમ છે. ઈંગ્લંડને પણ એ પ્રદેશ માટેની ભાંજગડમાં રસ્યા સાથે વિરોધ દર્શાવવાનું કારણ નથી. એટલે એકંદર જોતાં જણાય છે કે જાપાન સાથે લડવા માટે રસ્યા પોતાના હાથ મોકળા રાખી શકશે અને લડાઈ પોતાની અનુકૂલતા પ્રમાણે લંબાવી શકશે.

તોપણ પરિણામે એ જાપાનને હરાવી શકે એમ લાગતું નથી. પોર્ટ આર્થર અને વ્લાડિવોસ્ટોક બંદરોમાંના રસ્યન નૌકાસૈન્યનો જાપાન નાશ કરી શકશે તથા કોરિયાના પ્ર-

ઉચ્ચ વર્ગમાં તે ભાષાનો પ્રવેશ કરવાના સ્તુત્ય પ્રયાસથી, તેનાં સાહિત્ય–કાવ્ય ઈત્યાદિનો જીર્ણોદ્ધાર થઈ, કંઈક પ્રકાશ પડતાં, ભાષા શીર ચઢાવેલું આળ તે નિંદકોને પાછું મળશે; ગુજરાતીઓનાં સુખમાંથી ભ્રષ્ટતા જશે; અને ભાષાની કિંમત ચાર પૈસા કરતાં, ઘણી વધશે!!!

આવા સંયોગોમાં આ મહાપુરુષોનાં ચરિત્રોનો અમે આરંભ કર્યો છે. અમને નિશ્ચય છે કે, અમે અલ્પબુદ્ધિ, આવા મહાન વિષયને, આવા સંકુચિત સંક્ષેપમાં યોગ્ય ન્યાય આપી શકીએ, એ અસંભવિત છે; તોપણ પ્રબળ ઇચ્છાએ યત્કિંચિત્ ક્ષુલ્લક પ્રયાસ આ આદર્યો છે તે સફળ હો! અમારો ઘણો આધાર, શ્રદ્ધાળુ ભક્તજનોનાં પુસ્તકો, દંતકથાઓ, અને અન્ય કવિઓનાં કાવ્ય ઉપર હોવાથી, આ ચરિત્રો દૂષિત હશે જ તેને માટે ક્ષમાયાચના.

આ ચરિત્રો લખવામાં અમે નીચેનાં પુસ્તકોની સહાય લીધી છે:—

નાભાજીકૃત ભક્તમાળા, મહીપતિ બાવા કૃત ભક્તવિજય, નર્મગદ્ય, કવિચરિત્ર, બૃહત્કાવ્યદોહન ભાગ પ્રથમ દ્વિતીય અને પંચમ, દલપતરામ કવિનું કાવ્યદોહન, મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેવાળું મોટું કાવ્યદોહન, દયારામકૃત કાવ્યસંગ્રહ, પ્રાચીનકાવ્યમાળા ગ્રંથ ૬, ૭, અને ૧૧ મો, ભાલણસુત ઉદ્ધવ કૃત રામાયણ, બુદ્ધિપ્રકાશ અને આર્યજ્ઞાનવર્ધકના માસિક અંકો, પ્રાચીન કાવ્યનાં ત્રિમાસિક અંકો, મહાજનમંડળ, ચરિત્રચંદ્રિકા, સતીમંડળ, અધ્યાત્મભજનમાળા, ટૉડ રાજસ્થાન, રાજપુતાણા, ગુજરાત દેશનો પ્રાચીન ઇતિહાસ, સૌરાષ્ટ્ર દેશનો પ્રાચીન ઇતિહાસ, જ્ઞાનઉપદેશ, કાવ્યરત્નાવલિ, નાનું કાવ્ય, ગુજરાતી ભાષાનો ઇતિહાસ, ઈત્યાદિ. તેથી તેમના કર્ત્તાનો ઉપકાર માનીએ છીએ.

વિષયની યોજના અમે નીચે પ્રમાણે રાખી છે (૧) નરસિંહ મહેતો. (૨) મીરાંબાઇ. (૩) ભાલણ (૪) અન્ય કવિઓ. નરસિંહ મહેતો, ગુજરાતી ભાષાનો આદિ કવિ ગણાતો હોવાથી, પ્રથમ સ્થાને શોભે છે; મીરાંબાઇનો પથ તેના જેવો જ હોવાથી તેમજ તેની કવિતા નરસિંહ મહેતાને મળતી હોવાથી, તેને બીજે મૂક્યાં છે. ભાલણને અન્ય કવિઓના સમયને લઇને તેમના કરતાં આગળ મૂક્યો છે. અને અન્ય કવિઓ યથામતિ યોજ્યાછે.

આ પ્રસ્તાવના આખા પ્રબંધની હોવાથી, નરસિંહ અને મીરાંબાઇ બંને ભક્ત કવિની પહેલાં, ભક્તિ અને કાવ્યની, બંનેને સામાન્ય પ્રસ્તાવના મૂકવામાં આવી છે. પ્રસંગોપાત્ત તેમની સરખામણી કરવાનો પ્રયાસ પણ કર્યો છે.

નરસિંહ મહેતાના જીવનની સાલો આપવામાં આવી છે, તે, ઇતિહાસના ગ્રંથો ઉપરથી, તેમની કવિતા, બીજી હકીકત, તેમ જ અન્ય કવિઓનાં લખાણોના આધારે આપવામાં આવેલ છે.

મીરાંબાઇના ચરિત્રમાં મોટો પ્રશ્ન એ ઉઠે છે કે તે, કુંભારાણાની સ્ત્રી હોય એ અસંભવિત છે. કારણ કે અકબર અને કુંભારાણા વચ્ચે ૧૩૭ વર્ષનું અંતર છે. તેથી અ-

કબર કુંભારાણાની સ્ત્રીનું સંગીત સાંભળવા ગયો હતો એ હકીકત સંશય પડતી છે. વળી તે કોની પુત્રી છે, એ બીજો પ્રશ્ન છે. આ બંને નિરાકરણ કરવાના વિષય છે. અમે તેને માટે પ્રયાસ કર્યો છે, પણ આ સંક્ષિપ્ત પ્રબંધમાં તે બધી હકીકત ટાંકી શકતા નથી. વળી તેને માટે બીજા કેટલાક પ્રમાણભૂત પુરાવા એકત્ર કરવાની આવશ્યકતા હોવાથી, આ શોધિત હકીકત અત્યારમાં પ્રસિદ્ધ કરવી એ મૂર્ખાઇ ગણી શકાય. વિષપાન કર્યા પછી મીરાંબાઈ ચિતોડ પાછી ગઈ નથી એમ કોઈ કહે છે, તો બીજી તરફથી એમ પણ કહેવામાં આવે છે કે તે પાછી ચિતોડ આવી રહી હતી.

ભાલણ કવિનાં નળાખ્યાન સિવાયનાં પુસ્તકોમાં સાલ નહિ હોવાથી, તેના જન્મ મરણ વિષે કંઈપણ જાણ પડતી નથી, તેથી ત્યાં માત્ર અનુમાન જ બાંધેલ છે.

પરચુરણ કવિઓ બીજા ઘણા છે; પણ તે બધાની ચોકસ હકીકત કંઈ પ્રકાશમાં આવેલ નહિં હોવાથી, અમને ઉપલબ્ધ થયેલ સંક્ષેપથી જ સંતોષ માન્યો છે. તેમાં 'ભીમ' નામના ત્રણ ચાર કવિ નીવડે છે, જેને માટે મોટો પ્રશ્ન છે; તેનું પણ યથામતિ નિરાકણ કરવા પ્રયાસ કર્યો છે.

જ્યાં જ્યાં સંશય પડતી હકીકત છે, ત્યાં ત્યાં તે જેમ ને તેમ જ દર્શાવેલ છે.

આ કવિઓનાં ગુણ-લક્ષણ ઇ૦ આપવા અમે પ્રયાસ કર્યો છે. તે તેમની જૂદી જૂદી કવિતા અને ચરિત્ર ઉપરથી તારવી કાઢેલ છે; તેમાં બીજા કવિઓના વર્ણનોનો આધાર પણ લીધેલ છે.

ઉપરના કવિઓની કાવ્યશક્તિનું કંઇક ચિત્ર આપવા માટે, તેમ જ તેમના ગુણ લક્ષણના પ્રતિબિંબ માટે, કેટલાંક 'અવતરણ' અમારે ટાંકવાનાં હતાં, તેમાં પણ વિશેષે કરીને નરસિંહ મહેતા માટે જ. પરંતુ સ્થળસંકોચને લઇને તે ન્યાય અમે આપી શક્યા નથી. આવા 'અવતરણ' વિના ચરિત્રનો ભાગ નીરસ બની જાય એમ અમારી દૃઢ માનીનતા છતાં, તે અસહ્ય અગવડતા ભોગવી લઇએ છીએ.

( પ્રસ્તાવના સમાપ્તઃ વિષય આગળ ચાલુ. )

**ફુલચન્દ ઝવેરચન્દ મહેતા.**

**ધોળી**—હવે સાસુજી હદ થઈ. બસ કરો બસ કરો. જાત વિના ભાત પડે નહિ. મારી ગરીબ બિચારી કુંવરી જે હજી સાવ અણસમજણી બાળા છે તેના ઉપર ખોટું આળ ચઢાવવા તત્પર થયાં છો? જાઓ! તમારૂં કાળું કરો. આજથી હું તમારી સાથે રહેનાર નથી. તમારાં અપવિત્ર દર્શન ને વચનથી મારાં આંખ કાનને વધારે વાર દૂષિત કરવા માગતી નથી. આજ દિવસ સુધી હું બધું સહન કરતી આવી. દીલગીર છું કે રજપૂતાણીનો પુંફાડો મેં પહેલેથીજ ન રાખ્યો. નહિ તો આ પ્રમાણે મારાં છોકરાંઓની સન્મુખ મારૂં અપમાન કરવાની તમને કદી હિંમત જ ન આવી હત.

**હંસા**—તું તો ઉલટી, બાઈ, લેતી પડછ? મેં શું ખોટું કહ્યું? સાહેબ લોક પાસે વધવાનો એ જ ઉપાય છે.

**ચંચળ**—ચૂપ રહે, ડોકરી. તું સાહેબ લોકને પીછાનતીજ નથી.

**હંસા**—મને ડોકરી કહેનાર કોણ? તારી જીભ ચૂંટી લઈશ.

**ચંચળ**—હવે તને દાદીમા નહિ કહું. તું તો અમારી શત્રુ છે. તારૂં મ્હોં આજથી અમે કદી જોનાર નથી.

**ચપલ ને ચંદ્ર**—

સતી શિરોમણી અમ માતાનુ, વળી એનતું કર્યું અપમાન;<br>
તેથી ડોસી તેં ખોયું છે, દાદીમાનું શુભ ઉપમાન.<br>
દિલગીરી કરીએ કે તાતે, તુજ પેટે લીધો અવતાર;<br>
નામચીંધ છઇએ તેથી ને, ભોગવીએ લોકોની ગાળ.<br>
તું સ્ત્રી હોત નહિ તો તારો, શમશેરેથી કરતજ વધ;<br>
તાત-માત તું હોત નહિ તો, કરત નાસિકા છેદન સદ્ય.<br>
જા કાળું કર મોઢુ તારૂં, અમ તુજ સાથે નહિ રહેનાર;<br>
આ ઘર છોડી જઇશું બીજે, ફરી અહીં નહિ પગ દેનાર.

**હંસા**—યાદ રાખજો, તમારા બાપુ પાસે આ તમારા ભસવા માટે હું કેવી વલ્લે કરાવું છું! તમે સૌએ મારૂં મોઢું તોડી લીધું છે, માટે, જો જો, આ હંસાકુંવર તેનો કેવો બદલો આપે છે!

**ચંચળ**—તારાથી થાય તે કરી લેજે, જા.

(સૌ જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

**[ સ્થળઃ મોહનપુર જવાનો ધોરી રસ્તો. ]**

( બાલસિંહ, ઑસ્ટિન સાહેબ, એક અનુચર તથા રસ્તે ચાલતાં માણસો પ્રવેશ કરે છે. )

**અનુચર**—આપ ઘણું ચાલ્યા. હવે આપ ઘોડેસ્વાર થાઓ તો સારૂં. બાપુ મારા ઉપર ગુસ્સે થશે. ઘોડા આપણી પાછળ ખાલી ચાલ્યા આવે છે.

**બાલસિંહ**—અમે આલમશાહને કહીશું કે ફતેહનગરના સ્ટેશને અમારા તારના સંદેશા મુજબ આપનાં માણસો ઘોડા લઇ વખતસર હાજર થઈ ગયા હતા. આ તો સવારનો રમણીય વખત છે માટે અમે થોડુંક ચાલવા ઇચ્છીએ છીએ. તમારા ઉપર નવાબ સાહેબને બિલકુલ ગુસ્સે થવા નહિ દઇએ.

**ઑસ્ટિન**—બાલસિંહ, આપણે ઠીક કર્યું કે પરબારા મોહનપુરને સ્ટેશને ગયા નહિ. તેમ કર્યું હોત તો આ સુંદર દેખાવ આપણે જોવા પામત નહિ. આપણાં માણસોને પરબારાં મોકલી આપ્યાં છે એટલે તમને રસોઈમાં પણ ઢીલ નહિ થાય.

**બાલસિંહ**—ઑસ્ટિન સાહેબ, આ રસ્તાની બન્ને બાજુ કેવાં સુંદર મોટાં ઝાડો આવી રહ્યાં છે ! આપણે જાણે ઝાડોની કમાનો નીચે થઇને ચાલતા હોઇએ એમ લાગે છે. એક બાજુ વળી લીલાં શોભાયમાન ખેતરો છે, તે આ ધોરી રસ્તાને વધારે સુશોભિત કરે છે. આપે પેલી પાણીની નહેરો જોઈ? તેમાં થઇને તળાવનું પાણી ખેતરોમાં જાય છે. અહીંથી તળાવ ચોખ્ખું દેખાય છે. આહા, કેવું રમણીય તળાવ છે ! હજારો ખેડુતોનું તે જીવન છે. આવાં ઠામઠામ તળાવો હોય તો ખેડુતોને દુકાળનો શો ભય ? ખેડુતો પણ કેવા અત્યારથી કામે વળગ્યા છે ! આપે આ રસ્તા ઉપરનાં ચાલતાં લોકોની સ્થિતિ જોઈ? સૌએ સારાં વસ્ત્રો પહેર્યાં છે ને સૌના ચહેરા પ્રફુલિત છે. અહીં ઢોર પણ હૃષ્ટ પુષ્ટ લાગે છે. મારા મિત્રે પ્રજાના સુખ માટે સારો પ્રયાસ કર્યો લાગે છે. ધન્ય છે તેને. લ્યો, આ ખેડુતને હું બે ત્રણ સવાલ પુછી લઉં. કેમ, ભાઈ તમે સુખી છો ?

**ખેડુત**—સુખી કેમ ન હોઇએ? નવાબ સાહેબના રાજમાં સૌને લીલાલહેર છે.

**બાલસિંહ**—તમે દરબારને શું ભરોછો ?

**ખેડુત**—અમે દરબારને વિઘોટી ભરીએ છીએ. વિઘોટી અમારા ઉપર કાંઈ ભારે નથી. નવાબ સાહેબનું અમને બહુ સુખ. નાનું છોકરૂં પણ તેની પાસે અરજ કરવા

જઈ શકે. તેનો અમલદાર ઉપર બહુ રોફ. રૈયત ઉપર જુલમ કરે તેને તો પોબારા જ ભણાવી દે.

**બાલસિંહ**—ત્યારે તો અમલદારને તમે ગાંઠતા નહિ હો?

**ખેડુત**—અમે અમલદારને ગાંઠીએ નહિ તો દરબાર અમારા ધુમાડા કાઢી નાંખે. એમ છેતરાય તેમ નથી. એ તો ચોખ્ખું કહે છે કે તમે ખોટી ફરિયાદ લાવશો તો તમારો દંડ કરીશ. સાચી લાવશો તો ગમે તેવો મોટો અમલદાર હશે તેને શિક્ષા કરીશ.

**બાલસિંહ**—છપનીઆ દુકાળમાં દરબારે તમને કેવા નભાવ્યા?

**ખેડુત**—છપનીઆમાં અહીં મેહ વરસ્યો જ નહિ. દરબારે વિઘોટી સાવ માફ કરી. ને આ દેખાય છે એ તળાવ બંધાવ્યું. ગામેગામ કુવા ખોદાવ્યા, ને જેને પોતાના નિભાવ સારૂ પૈસા જોતા હતા તેને વગર વ્યાજે પૈસા આપ્યા. જેને જેને કામ જોતું હતું તેને સૌને કામે ચઢાવ્યા. દરબારી ગંજીઓ પુષ્કળ હતી એટલે ઢોર તો સૌનાં નભ્યાં.

**બાલસિંહ**—પણ એટલા બધા પૈસા તમારા દરબાર પાસે ક્યાંથી?

**ખેડુત**—તિજોરીમાં હતા તેટલા વાપરી નાંખ્યા ને બાકી જોયા તે સરકાર પાસેથી વ્યાજે લીધા.

**બાલસિંહ**—ત્યારે છપનીઆમાં ખેડુતને દેણું બહુ થયું હશે?

**ખેડુત**—દેણું ફક્ત દરબારનું થયું. અહીં અમે છપનીઆ પછી જમીન કોઇને વેચી કે ગીરો મૂકી શકીએ નહિ, એટલે વેપારી કોઈ અમને ધીરધાર કરતું નથી. પણ દરબારે ખેડુતનાં ખાતાં રાખ્યાં છે ને જરૂર પડે ખેડુતને પૈસા ધીરે છે.

**બાલસિંહ**—પણ આમાં અધરથી અમલદારો તો ખાઈ જતા નથી?

**ખેડુત**—અમલદારને દરબારની બહુ બીક છે. દરબાર અમલદારને પગાર સારા આપે છે. ખેડુતો પણ સમજી ગયા છે કે દરબાર પાસે અમલદારથી ખેડુતોનું તો ખરાબ થઈ શકે તેમ નથી. અમારા દરબારને ચાર આંખ છે. બીજે ઠેકાણે તો બધા આંધળા છે.

**બાલસિંહ**—પણ અમુક ખેડુતને કેટલા રૂપીઆ જોઇએ તે તો અમલદારજ જાણે ના? તેની કાંઈ રાજાને ખબર પડે?

**ખેડુત**—દરબાર કાંઇ ખેડુતની હાલતની તપાસ ઉપરથી નાણાં ધીરતા નથી. તેની જમીન પ્રમાણે સૌને ઉપાડ કરવા દે છે, ને મોસમે પાછાં ખાતાં સરભર કરાવે છે. કોઇ સાલ મોઘી ઉપજ હોય ને ખેડુત પહોંચી ન શકે તો તેનો વિચાર કરી ખેડુત ખેડુતની હાલત જોઇને પૈસા આપવા હોય તો ગામગામના ખેડુતોનું પંચ કરી નિકાલ કરાવે છે. અહીં તો ધરમનું રાજ છે.

**બાલસિંહ**—તમે વરામાં બહુ ખરચ કરતા હશો ?

**ખેડુત**—ઉડાઉ વરા કરાવવા દરબારે બંધ કરાવ્યા છે. તેનું પણ ધોરણ બાંધી દીધું છે, ને તે ન્યાત પાસે બંધાવ્યું છે.

**બાલસિંહ**—અમારી તરફ આવા મજબૂત બળદ નથી. અહીં બળદ આટલા બધા સારા છે તેનું શું કારણ ?

**ખેડુત**—તેનો પણ દરબારે બંદોબસ્ત રાખ્યો છે. ઢોરની ઓલાદ સારી થાય તે માટે ગામેગામ અમલદારો ધ્યાન આપે છે. ફત્તેહનગરમાં પશુગૃહ છે તે આપ જોશો તો ખબર પડશે.

( ખેડુત જાય છે. )

[ એક ખેડુતનું હષ્ટપુષ્ટ કુટુંબ રસ્તે જતું નજરે પડે છે, ચાલતું ચાલતું કોઈ લૌકિક ગીત ગાતું જાય છે. ]

**બાલસિંહ**—ઓસ્ટિન સાહેબ, આ કણબીનું કુટુંબ કેવા આનંદથી પોતાને ખેતરે જાય છે ! કેમ પટેલ, ક્યાં જાઓ છો ?

**બીજો ખેડુત**—અમારે ખેતરે જઇએ છીએ. પેલું દેખાય છે તે અમારૂં ખેતર.

**બાલસિંહ**—આવા નાના છોકરાઓને પણ કામે તેડી જાઓ છો કે ?

**ખેડુતની સ્ત્રી**—હજી બેચાર દિવસ થયાં નિશાળે ભણીને આવ્યા. હવે અમારૂં કામ તેને શીખવું જોઇએ ના ? નહિ તો ખાશે શું?

**બાલસિંહ**—તમે તેમને નિશાળેથી કેમ ઉઠાડી લીધા ?

**ખેડુતની સ્ત્રી**—બાઇ, આ તો દરબાર પરાણે ભણાવે છે. ચાર ચોપડી તો સૌ છોકરાને શીખવી પડે છે.

**પહેલો છોકરો**—હું ચાર ચોપડી ભણ્યો છું, લખતાં વાંચતાં આવડે છે, ને હવે મારી મા પરાણે ખેતરે લઈ જાય છે.

**બીજો છોકરો**—મનેએ લખતાં વાંચતાં આવડે છે તો પણ કહે છે કે ખેડ કરો.

**બાલસિંહ**—અને તમારે તો ખેતી મુકી કારકુની કરવી છે, ખેતર રેઢાં મૂકી શહેરમાં જઇને રહવું છે, ખરૂં ના ?

( કણબીનું કુટુંબ જાય છે. )

[ વાણીઓ ગાડીમાં લબાચો લઇને જતો પ્રવેશ કરે છે. ]

**ઓસ્ટિન**—વાણીયા, તું ક્યાં જાય છે ?

**વાણીઓ**—સાહેબ, આ શહેરમાં હવે અમારી રોજી ચાલે તેમ નથી. હું ખેડુતોમાં ધીરધાર કરતો પણ હવે દરબાર પોતે ખેડુતોને નાણાં ધીરે છે. એટલું દરબારને પરમેશ્વરે ઠીક સુઝાડયું છે કે અમારા કળ પાસેથી અમારાં તમામ ધીરેલાં નાણાં અપાવ્યાં, ન અપાવે તો અમારૂં કાંઈ જોર છે? પણ હવે તો આ શહેરને જુહાર છે. અહિંથી પાંચ ગાઉ ઉપર બીજા રાજાનું ગામ છે, ત્યાં મારો ધંધો કરી ખાઈશ.

**બાલસિંહ**—ધીરધારનો ધંધો છોડી વેપાર રોજગાર તમારાથી નથી થઈ શકતો ?

**વાણીઓ**—બીજો ધંધો હવે અમને સુઝે નહિ, કરવા બેસીએ તો ઉલટી મૂડી ગુમાવી બેસીએ.

**બાલસિંહ**—મૂડી કોઈ બૅન્કમાં મૂકી અગર સરકારી લોન લઈ વ્યાજ ખાઓ.

**વાણીઓ**—પણ તેમાં અમારો શુકરવાર થાય નહિ. તે તો વર્ષે ત્રણચાર ટકા વ્યાજ આપે તેમાં અમારૂં શું પેટ ભરાય ?

**બાલસિંહ**—ત્યારે તમને કેટલુ વ્યાજ જોઇએ ?

**વાણીઓ**—અમને તો દર માસે ટકો ડોઢ ટકો વ્યાજ જોઇએ.

**બાલસિંહ**—તમારી પણ ઘણે ઠેકાણે જરૂર હશે.

**વાણીઓ**—હવે એવું સ્થળ ગોતી ત્યાં જઇએ છીએ.

( વાણીઓ જાય છે. )

**બાલસિંહ**—અહીંથી શહેરનો દેખાવ કેવો સુંદર લાગે છે ! પ્રાતઃકાળના સૂર્ય પ્રકાશમાં શહેર નાહી રહ્યું છે. મિલની ઉંચી ચીમનીઓમાંથી ધૂમાડાના ગોટેગોટા નીકળે છે. આપણે હવે શહેરની બહુ નજીક આવ્યા છીએ. બૉય, જા, તું મારા આવ્યાના નવાબ સાહેબને સત્વર ખબર આપ.

( સૌ જાય છે. )

**હરજીવન ભગવાનજી શુકલ.**

---

# ભૂકવચનું વય અને તે સંબંધી કલ્પનાઓ.

ભૂગોળની સપાટીથી ૧૩ થી ૩૩ મૈલની ઉંડાઈ સુધી જે પડો બંધાયલાં જણાય છે તેને ભૂસ્તરવેત્તાઓ **ભૂકવચ** એ નામથી ઓળખે છે. તેની નીચે ધગધગતો રસ છે એમ અનુમાન કરાય છે. ભૂકવચની જાડાઈ પૃથ્વિની સઘળી સપાટીથી ઉપર કહી તેટલીજ છે, એમ કહેવાનો હેતુ નથી. કારણ ભૂગોળ એ કાંઈ ખરાદીના રાચપર ઉતારેલો ગોળો નથી કે તેના ઉપરનું લાખનું દીધેલું પડ બધે સરખું હોય. આ ભૂકવચને બંધાતાં લાગેલા કાળના ભૂસ્તરવેત્તાઓ (૧) **જીવવાનની નીચેનો**, (૨) **પ્રથમ જીવમય**, (૩) **મધ્ય જીવમય** અને (૪) **નવા જીવમય** એવા યુગોમાં ભાગ પાડે છે. આ યુગોને મોટા ભાગો જેમાં એક સરખાં સેંદ્રિય પદાર્થનાં અસ્તિત્વસૂચક ચિહ્નો ( fossils "ફૉસિલો") મળે એવા પડોમાં વિભાગવામાં આવ્યાં છે. આવા દરેક ભાગને **સિસ્ટમ** કહેવામાં આવે છે. તેના પણ વળી ભાગ પાડવામાં આવ્યા છે. અને દરેકમાં કેવાં કેવાં પડો હોય છે, તેમાંથી કેવાં કેવાં સેંદ્રિય પદાર્થનાં અસ્તિત્વસૂચક ચિહ્નો માલમ પડે છે, અને તે કેવા કેવા રૉકોથી બનેલાં છે એ વર્ણવ્યું છે. જેને લીધે ભૂગોળમાં કાંઈ ફેરફાર થાય તેને ભૂસ્તરવિદ્યામાં **ઉપાધિ** નામ આપવામાં આવે છે. જલ, અગ્નિ, વાયુ વગેરે ઉપાધિઓ છે. ભૂકવચના દરેક ભાગને પછી તે ઘન હોય કે પ્રવાહી, તેને "રૉક" (Rock) કહેવામાં આવે છે. પથર, પાણી, કાદવ, કોયલો/ વગેરે રૉક છે. જે પડો પાણીની અંદર તણાયલા અગર પીગળેલા મળના ઠરવાથી બંધાયલા છે તેને **જલમલ રૉક** કહે છે. આવા રૉકને ઉદ્કરૉક, **પડબંધરૉક**, **સેંદ્રિય પદાર્થના અસ્તિત્વસૂચક ચિહ્નમય રૉક** એવાં એવાં નામથી પણ ઓળખાવાય છે. જ્વાળામુખી વગેરેથી બંધાયલા રૉકને આગ્નેયરૉક કહે છે. આગ્નેયરૉક પૃથ્વીની અંદરથી ધગધગતો રસ નીકળીને તેના ઠરવાથી બંધાય છે. પાણીની નીચે ન બંધાવાથી તેઓમાં પડબંધ રેકોની પેઠે ક્ષિતિજસમસત્ર (horizontal) પડો હોતાં નથી. "વસન્ત"નો દરેક વાંચનાર ભૂસ્તરવિદ્યાથી જાણીતો ન હોય એમ ધારી જરૂર જોગ, પારિભાષિક શબ્દોનું સૂચન કરવું યોગ્ય ધાર્યું છે. હવે અમારા પ્રસ્તુત વિષયની વાત કરીશું.

જળમળ રૉક અને આગ્નેયરૉકનો અભ્યાસ કરતાં આપણને જણાય છે કે ભૂકવચમાં એ રૉકોનાં પડો બંધાવાને ઘણોજ વખત લાગ્યો હશે. આમ અનુમાન કરવાને આપણને એ રૉકોમાંથીજ ઘણે અંશે પુરાવો મળી આવે છે. આવાં પડોની વધારેમાં વધારે જાડાઈ પર ધ્યાન રાખીએ અગર સાધારણ રીતે સરેરાસ આવતી જાડાઈપર ધ્યાન રાખીએ તો પણ જે ભૂસ્તર સમયમાં એ પડોમાંના જળમળ લાવા અને જ્વાળામુખીમાંથી નીકળતી રાખ (જે બધાં મૈલોને મૈલોના વિસ્તારમાં મળી આવે છે,) પથરાયાં હશે તે સમયની ગણત્રી લાખો અગર કરોડો વર્ષની થવીજ જોઇએ.

ઘણીવાર એમ સૂચવવામાં આવે છે કે જે જે ઉપાધિઓથી ભૂકવચમાં પડો બંધાય છે તેતે ઉપાધિઓ જો ગયા કાલમાં હાલના કરતાં વધારે જોસ અને ઝડપથી કામ કરતી ધારીએ તો પછી ભૂકવચ બંધાવાનો કાલ ટૂંકોએ હોય. પરન્તુ ભૂસ્તરનો જણાયલો ઇતિહાસ એ પ્રમાણે ઉપાધિઓની ધાડધાડ અને દોડાદોડીની વિરુદ્ધ છે. અને

જ્યારે ગયા કાલમાં પણ બધી ઉપાધિઓ ખાસ વિશેષ જોસ અને ઝડપથી નહિ પણ વર્તમાનકાળની પેઠેજ અસર કરતી હતી તો ભૂસ્તર સંમય ટુંકો હોઇ શકે નહિ એ નિર્વિવાદિત છે. ભૂસ્તરવિદ્યાના અભ્યાસિયોને ઠેકાણે ઠેકાણે માલમ પડે છે કે ભૂકવચનાં પડો કાંઇ આકસ્મિક તોફાનથી એકદમ બધાયલાં નથી. પણ આવાં પડો ધીરે ધીરે અને સતત અસર કરતાં કારણોને લીધે બંધાય છે. આ ફેરફાર એવો તો ધીમો છે કે જેની મહાન અસર જણાતાં ગણત્રી પણ ન થઇ શકે એવો લાંબો કાળ લાગે છે. ચાકનાં પડોની જાડાઇ એકથી બે હજાર ફીટની છે. ચાક એ ઘણાંજ સૂક્ષ્મિક જંતુઓના અવશેષથી બનેલો છે. કેટલાંક જંતુઓ તો સૂક્ષ્મદર્શક યંત્ર વગર નરી આંખે જણાતાંએ નથી. ચેલેંજર નામની આગબોટ જે વિદ્યાની શોધને માટે વિદ્વાનોની મંડળીને લઇને ગઇ હતી તેના ઉપરથી કરેલા શોધોથી જણાયું છે કે ભર દરીઆના ઉંડા તળીઆમાં આવાં સૂક્ષ્મિક જંતુઓનાં પડ હાલ પણ અત્યંત ધીરે ધીરે બંધાય છે. ચાક શીવાય બીજા પણ સેંદ્રિય પદાર્થના જથા, તેમજ જેમાં ફોસીલો હોય તેવાં પડો જોતાં સાફ જણાય છે કે તે ધીરે ધીરે ઘણેજ કાળે બંધાયાં હશે. કેટલાક સેંદ્રિય પદાર્થ પડોમાં બંધાઇ જાય તેની પૂર્વે તેમના પર બીજા પદાર્થનાં પડો બંધાઇ જાય છે. આવી આવી ઘણી બાબતોથી સાફ સમજાય છે કે ભૂકવચનાં આ પડો બંધાતાં ઘણોજ લાંબો કાળ લાગ્યો હશે. વળી હાલ જેમ નદી કિનારાની રેતીમાં અગર દરીઆકાંઠાની રેતી તથા કાંપમાં પાણીની લહેરોનાં સ્તનાકાર ચિહનો જોવામાં આવે છે. ભીંના કાંપમાં ચાલતાં જંતુઓના લીટા ને પગલાં દેખાય છે, તેમજ ઝીણાં જંતુઓ મરી જઇને પડેલાં જોવામાં આવે છે. વળી રેતી અને કાંપ ઉપર પડેલા વર્ષાદનાં ફોરાંના ખાડા જોવામાં આવે છે. તેજ પ્રમાણે જૂનાં પડોમાં પણ સ્તનાકાર ચિહન, જીવડાંના ચાલવાથી થયલાં લીટા ને પગલાં, તાપથી પડેલી ફાટો, અને વર્ષાદ અગર કરાના પડવાથી થયેલા ખાડાવાળાં રેતી અને કાંપનાં પાતળાં પડો મળી આવે છે. આ બધું જોતાં સાફ જણાઇ આવે છે કે એ પડો બંધાયાં હશે તે વખતે પણ બધી હાલત હાલના જેવીજ હશે.

એ વાત ખરી કે ગયા કાળના પડબંધ રૉકોમાં ઘણા વેગવાળા વહનોથી ખેંચાઇ આવ્યા હોય એવા ભિન્ન ભિન્ન પદાર્થોના જથા માલમ પડેછે. પરંતુ એવા જથા તો હાલ પણ વેગવાન વહનોમાં માલમ પડે છે. તેમજ જૂના કાળમાં બંધાયલા પડોમાંના આવા જથા હાલ માલમ પડતા જથા કરતાં કોઈ રીતે પ્રમાણમાં વધારે માલમ પડતા નથી. આ બાબતથી તે વખતની ભરતી અગર વહનો હાલની ભરતી અગર વહનો કરતાં કોઈ પણ રીતે મહત્તાવાળાં અગર વધારે ઝડપવાળાં હતાં એમ માનવાનું કિંચિત્માત્ર પણ કારણ નથી. વળી હાલના સમુદ્રોમાં જેમ ભરતી વગેરે થાય છે તેથી કોઇપણ અંશે તે કાળની ભરતી વધારે વખત થતી એમ પણ કહેવાનું કારણ નથી.

એક જગાએથી ખવાઇ, ઘસાઇને છુટો થયલો જથો બીજી જગાએ જાય છે. વળી ત્યાંથી ત્રીજી જગાએ પથરાય છે. આમ પડ તરીકે છેવટના પથરાતાં પહેલાં રૉકનાં આવાં ઘણાં સ્થળાંતર થાય છે. વળી સમુદ્ર કાંઠાના કેટલીક તરેહનાં પડો સમુદ્રના પાત્ર (તળીઆ)ના નીચે બેશી જવાથી ઉપર આવ્યાં હોય એમ જણાય છે. સમુદ્રના પાત્રનું નીચે બેસવું એ ધ-

ઘણુંજ ધીમું કાર્ય છે એ દરેક ભૂસ્તરવેત્તા જાણે છે. ગ્રીન્લેંડમાં હાલ પણ ચારસેં પાંચસેં વર્ષથી સમુદ્રકાંઠાની ઉંચાઈ ધીરે ધીરે ઘટે છે અને સ્વીડનમાં કિનારો ધીમે ધીમે ઉંચો આવે છે તે બધાના જાણવામાં છે.

ટૂંકામાં ગયા કાળમાં ઉપાધિઓ વિશેષ જોસ અગર ઝડપ વાળી નહોતીઃ હાલની ઉપાધિઓ જેવી જ હતી. અને પડો પણ હાલ જેમ બંધાય છે તેવીજ હાલતમાં બંધાતાં. આથી ભૂકવચનો કાળ ઘણો જ લાંબો હોવો જોઇએ એ સ્પષ્ટ છે.

પહેલાંના કાળમાં ભૂસ્તરના ફેરફારો ઘણાજ ધીરે ધીરે થયા છે એમ માનવાનાં બે ઘણાં સબળ કારણો છે. ભૂકવચનાં ઘણાં પડો બાંધવાના વખતમાં સ્થળને સ્થાને જળ અને જળને સ્થાને સ્થળ થયાના ઘણા દાખલા માલમ પડે છે. "લીલી રેતીનું ઉપલું પડ" ("અપર ગ્રીનસેંડ") એ નામથી ઓળખાતું નાનું ને પાતળું પડ ધીરે ધીરે નીચે બેસતા સમુદ્રકાંઠા ઉપર બંધાયું છે એમ મી. ગૅાડવિન ઑાસ્ટિન નામના ભૂસ્તરવેત્તાએ પ્રથમ સૂચવ્યું હતું. આ વળી રફતે રફતે ઘણા વિસ્તારમાં પથરાયું છે. બીજાં વધારે મહત્વના પડ સંબંધે એમ બતાવી શકાય કે તે જગાનો દરીઓ બીજા અમુક પ્રદેશથી છુટો પડી ગયો હોય અથવા તે પોતાનું પાત્ર ખાલી કરીને બીજા પાત્રમાં વહી ગયો હોય, અને એથી તે બધા પ્રદેશના તે કાળના ભૂતળમાં મહાન ફેરફાર થયો હોય. ભૂસ્તરની અમુક સિસ્ટમમાં આવાં પાણીનાં સ્થળાંતર ઘણીએ વાર થયાં હોય ભૂતળના આવા ફેરફાર—અને વળી તે પ્રદેશમાં થતી વનસ્પતિ અને પ્રાણિઓમાં થયેલા ફેરફાર સહિત હાલ બને છે તે કરતાં વિશેષ ઝડપથી અગર જોસથી બન્યા હોય, એમ માનવાને આપણી પાસે કશું સાધન નથી. મતલબ કે ભૂતળના ફેરફાર ઘણા જ ધીરે ધીરે થાય છે.

ભૂસ્તરનાં મોટાં પડો બંધાતા દરમ્યાન તે પ્રદેશનાં પ્રાણી ને વનસ્પતિમાં નિરંતર અને ઉત્તરોત્તર ફેરફાર થતો ગયો છે. જૂની જાતો રફતે રફતે ઘટી ને તેમનો ક્ષય થઈ ગયો છે. આ પ્રમાણે નિર્વંશ ગયેલી જાતોની જગાએ નવી જાતો માલમ પડે છે. વનસ્પતિશાસ્ત્રીઓ અને પ્રાણિવિદ્યાના અભ્યાસીઓને માલમ છે કે વનસ્પતિ અને પ્રાણિયોમાં આવા ફેરફાર અતિશય ધીરે અને ઘણે કાળે જ થાય છે. એક પક્ષે એમ પણ કહેવામાં આવેછે કે જે જે કારણને અનુસરીને પ્રાણિ અને વનસ્પતિમાં નિરંતર ફેરફાર થાય છે તે કારણો જો વધારે સબળ અને વધારે ઝડપથી અસર કરતાં હોય તો આવા ફેરફાર પણ વહેલા થાય. આના ઉત્તરમાં એટલુંજ કહેવું બસ છે કે ગયા કાળમાં હવામાન અને ઉપાધિઓ હાલના કરતાં કોઇપણ બીજી રીતે અસર કરતી હતી અગર તો વધારે જોસવાળી કે ઝડપવાળી હતી એવું ભૂસ્તરના કોઇપણ શોધ ઉપરથી જણાયું નથી.

પડબંધ રોકની વાત તો કહીએ રોકને કોરાણે રાખીને આગ્નેય રોકની વાત કરીએ તોપણ જૂના વખતના આગ્નેયરોક ઉપરથી જૂના કાળમાં એ ઉપાધિ હાલના કરતાં વિશેષ જોસ અગર ઝડપથી અસર કરતી હતી એમ જણાયું નથી. આસલેંડમાં, સેંડવિચ્

ટાપુઓમાં, એટ્નામાં અને પૂર્વ આર્કિપેલેગોમાં આગ્નેય ઉપાધિ જેમ હાલના વખતમાં લાવા પાથરીને અને રાખ ફેંકીને ફેરફાર કરેછે તેમજ ગયા કાળમાં પણ કરતી હતી.

એ પણ લક્ષમાં રાખવાનું છે કે ભૂસ્તરના સમયમાં બંધાયલાં પડો આપણને આખાં અણીશુદ્ધ મળતાં નથી. વળી એક પડ બંધાયા પછી તેના ઉપરનું પડ તરતજ બંધાવા માંડતું નથી. ઘણી વખતે તો એક પડ બંધાતા લાગેલા વખત કરતાં પણ, વધારે વખતનો ગાળો નાંખીને તેના ઉપરનું બીજું પડ બંધાવા માંડે છે. આ ઉપરથી સ્પષ્ટ છે ભૂકવચનાં બધાં પડોનો સમય અસંત અને ગણત્રીમાં ન આવે એટલો વિશાળ હશે.

જૂદી જૂદી સીસ્ટમોને બંધાવાને કેટલાં વર્ષ લાગ્યાં હશે તેની ગણના કરવાને પ્રો૦ ડેના એમણે પ્રયાસ કર્યો છે. સીસ્ટમોનાં વય અમુક વર્ષનાં છે એતો નક્કી નજ થાય એ ખુલ્લું છે. પરંતુ અમુક સીસ્ટમને અમુક સીસ્ટમ કરતાં વધારે કે ઓછાં વર્ષ લાગ્યાં હશે એમ સંબંધપૂર્વક નક્કી કરેલાં એ વર્ષો છે. ઉત્તર અમેરિકામાં જુદે જુદે સમયે જૂદી જૂદી જાતનાં પડોની વધારેમાં વધારે જાડાઇ કેટલી છે તે અને સેંદ્રિય પદાર્થોના જલમલને કરીને પડમાં પથરાતાં અને બંધાતાં કેટલો વખત લાગે છે તે વાતો ઉપર લક્ષ રાખીને પ્રો૦ ડેનાએ અનુમાનો કર્યા છે. વળી જૂદી જૂદી જાતના જલમલો વહેલા મોડા ઠરેછે એ વાત પણ ધ્યાનમાં લીધી છે. દાખલા તરીકે રેતીના અમુક જાડાઇના પડ જેટલી જ જાડાઇનું ચૂર્ણ પાષાણનું પડ બંધાવાને લગભગ પાંચગણો વધારે વખત લાગે છે. આમ સંભાળ રાખ્યા છતાં અને જો કે પ્રો૦ ડેનાનાં અનુમાનોમાં ઘણે અંશે સત્ય છે એમ છતાં–પણ એ વિદ્વાનનાં અનુમાનો અડસટ્ટો જ છે.

સઘળા ભૂસ્તરવેત્તા અને પ્રાણિવિદ્યાના અભ્યાસિયોને એટલું તો માન્ય છે કે સઘળી સીસ્ટમોને બંધાવાને સરખાં વર્ષ લાગ્યાં નથી; અને જૂની સીસ્ટમોને બંધાવાને નવીના કરતાં વધારે વર્ષ લાગ્યાં છે. જૂની એટલે પ્રથમ જીવમય યુગમાં આવેલી સીસ્ટમોમાંનાં પડો મધ્ય અને નવા જીવમય યુગમાં બંધાયલી સીસ્ટમોનાં પડો કરતાં જાડાઈમાં વધારે હોય છે. એટલુંજ નહિ પણ તેઓમાંના પ્રાણિ અને વનસ્પતિયોમાં શારીરિક ફેરફાર પણ વિશેષ જોવામાં આવે છે. આ પ્રમાણે ભૂકવચના બંધારણ ઉપરથી, તેમજ સેંદ્રિય પદાર્થના અસ્તિત્વસૂચક ચિહ્નો ('ફૉસિલ') ઉપરથી પણ એકજ વાત પ્રતિપાદિત થાય છે તે એ કે એ પડો બંધાવાને લાગેલો કાળ મહાન હશે. આ તો પ્રત્યેક સીસ્ટમની વાત કહી. સમગ્ર રીતે આખા ભૂકવચને માટે હવે કહીશું.

( અપૂર્ણ )

ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી.

# ગુજરાતી વાંચનમાળા સંબંધી વિચાર.

વાંચનમાળા કેવી રીતે અને કયા રૂપમાં તૈયાર કરવી એ વિષય ઉપર ચર્ચા ચલાવવાને મે. મેકનિ સાહેબના પ્રમુખપણા નીચે જુદા જુદા વિદ્યાધિકારીઓની એક કેળવણી-સમાજ, સને ૧૯૦૨ ના અક્ટોબર માસમાં, અમદાવાદ મુકામે, ભરવાની વ્યવસ્થા સરકાર તરફથી કરવામાં આવી હતી, તે પ્રસંગે લેખકે પોતાના નમ્ર અભિપ્રાયો સમાજ સમક્ષ મુક્યા હતા. ત્યારબાદ તે અભિપ્રાયોને એક લઘુ પુસ્તકના રૂપમાં પ્રગટ કરવામાં આવેલ હતા, જેની સવિસ્તર હકિકત વર્તમાનના આગલા અંકોમાં પ્રસિદ્ધ થઈ ચુકી છે. એટલે આ સ્થળે લેખકને જે કાંઈ કહેવાનું છે તે ઉપરના વિચારના અનુસંધાનરૂપ છે આટલી હકીકત સુજ્ઞ વાંચકવર્ગ આગળ રજુ કરી લેખક પ્રસ્તુત વિષય ઉપર ઉતરવાની રજા લેછે.

સ્વર્ગસ્થ માધવલાલભાઇ તથા ઓનરેબલ સેતલવાડ સાહેબના પ્રાથમિક કેળવણીની સુધારણા સંબંધના મહા ભગીરથ ને નિઃસ્વાર્થી પ્રયાસોને આજે ફલીભૂત થયેલા જોઇ સર્વ દેશહિતચિંતકોને અપૂર્વ આનંદ થશે. મુંબાઇ સરકારે પ્રાથમિક કેળવણીને સુધારી સાંપ્રતકાળની સ્થિતિને અનુકૂળ બનાવવાની યોજના કરી છે તે ખાતે તેમને ધન્યવાદ ઘટેછે. આ મહાન યોજનામાં “વાંચનમાળા” નો સમાવેશ થએલો હોવાથી તેમાં સુધારો વધારો કરવાના ઉદ્દેશથી સરકારે મે. કોન્દરૂન્ટન સાહેબના કુશળ પ્રમુખપણા નીચે દેશી કેળવણીના અનુભવીઓની એક કમિટી નીમી છે. ને કમિટીએ પોતાનું કામ અંતઃકરણ ને ઉત્સાહ પૂર્વક શરૂ કર્યું છે. આ પ્રસંગે કોઇપણ વિચારશીલ ને સ્વદેશાભિમાની ગૃહસ્થને એક બાબત બહુ આશ્ચર્યજનક જણાશે તે એ કે—અગરજો કે “કેળવણી” ને તેમાં વળી “પ્રાથમિક કેળવણી” નો વિષય ગુજરાતની સમગ્ર પ્રજાસાથે એટલો બધો ગાઢો સંબંધ ધરાવે છે, અગર જો કે એ તો સર્વમાન્ય મનાય છે કે ગુજરાતની ભવિષ્યની પ્રજાની ઉન્નતિનો આધાર “વાંચનમાળા” ઉપર રહેલો છે, તે છતાં આ સંબંધમાં જેવો જોઇએ તેવો ઊહાપોહ કેમ થતો નહિ હોય? “વસન્ત” અને “ગુજરાતી”એ પોતાનું કર્તવ્ય બજાવ્યું છે, અને આ અગત્યના વિષય ઉપર બહુ સારી સુચનાઓ કરી છે. આમ છતાં પણ કેળવણીખાતાના માણસો તરફથી આ બાબતમાં કેવળ ઉદાસીનતા અને તટસ્થતાજ દર્શાવવામાં આવે છે એ ખરેખર બહુ ખેદકારક છે.

જો ગુજરાતની પ્રજાને એક અતિ ઉત્તમ ઉપયોગી ને સાંપ્રતકાળને અનુકૂળ વાંચનમાળા પુરી પાડવી હોય તો સરકારે તેમજ પ્રજાએ શું કરવું જોઇએ? એ સવાલ આ વિષયના સંબંધમાં અપ્રાસંગિક નહિ ગણાય. અત્યાર સુધીમાં સરકારે જે ગોઠવણ કરી છે તે ઉપરથી, તેમજ મી. કોન્દરૂન્ટને આ માસના “ઇન્ડીયન એજ્યુકેશન” નામના ચોપાનીઆમાં “વાંચનમાળા” તૈયાર કરવા બાબત જે “રૂપરેખા” આપી છે, તે ઉપરથી એમ સ્પષ્ટ જણાય છે કે સરકારનો વિચાર માત્ર યોગ્યજ ગૃહસ્થો પાસે વાંચનમાળા તૈયાર કરાવવાનો છે. આ વાંચનમાળા કેવી થશે તે બાબતમાં “વસન્ત”ને “ગુજરાતી” એ પોતાના ઉત્તમ ને સંગીન વિચારો આપ્યા છે એટલે તેની સાથે મળતો આવી ‘પિષ્ટપેષણ’ એ દોષથી મુક્ત થાઉં છું.

જો ઉત્તમ વાંચનમાળા તૈયાર કરાવવી હોય તો તે માટે એવી વ્યવસ્થા થવી જોઇએ કે જેમાં ગુજરાતના મોટા સમજુ ને કેળવણી ખાતાના ફાયદા–ગેરફાયદા સમજનાર માણસના અભિપ્રાયનો સમાવેશ થઈ શકે, ને નીચે પ્રમાણે—

કાઠિયાવાડનાં જુદાં જુદાં રાજ્યો પોતાના વિદ્યાધિકારીના પ્રમુખપણા નીચે અનુભવી ને બાહોશ **મહેતાજી ને શિક્ષકોની** એક સમાજ ભરવાની ગોઠવણ કરે. તે બધા એકઠા થઇ વાંચનમાળા કેવી હોવી જોઇએ તેનું એક ખોખું અથવા રૂપરેખા તૈયાર કરે. સ્મરણમાં રાખવું કે વિદ્યાધિકારી કે જેનું કામ પરીક્ષા લેવાનું છે, તેના કરતાં શિક્ષણ આપનારા મહેતાજીઓ વાંચનમાળામાં શું ભૂલો છે તે વધારે સારી રીતે જાણી શકે; માટે તેમની સહાયની આ કામમાં સંપૂર્ણ આવશ્યકતા ગણાય. પૂર્વોક્ત સમાજ એક અથવા બે ગૃહસ્થોને પ્રતિનિધિ તરીકે નીમી તેમને પોતે તૈયાર કરેલી "રૂપરેખા" સાથે રાજકોટ મોકલવાની ગોઠવણ કરે. રાજકોટની કેલવણીસમાજ વિદ્યાધિકારીના હાથ નીચે જુદાં જુદાં સ્ટેટોમાંથી આવેલી ભિન્ન ભિન્ન "રૂપરેખા" વિષે વિવેચન કરે અને તે ઉપરથી એક નવી "રૂપરેખા" તૈયાર કરે. આ સમાજે પસંદ કરેલા બે પ્રતિનિધિ પૂર્વોક્ત "રૂપરેખા" સાથે અમદાવાદ મુકામે જાય. આ સ્થળે ઉત્તરવિભાગના મે. એજ્યુ. ઇન્સ્પેક્ટર સાહેબના પ્રમુખપણા નિચે સુરત, ભરૂચ, ખેડા, નડિયાદ, વગેરે જુદા જુદા જીલ્લાના પ્રતિનિધિઓ એકઠા થાય અને લાંબી ચર્ચા પછી તેઓ એક **રૂપરેખા**, બધી રૂપરેખાઓ પરથી, ઘડી કાઢે. આ સમાજ પોતાના બે ત્રણ બાહોશ પ્રતિનિધિને તૈયાર કરેલી રૂપરેખા સાથે પુને મોકલવાની વ્યવસ્થા કરે. આ ગૃહસ્થો સરકારે નીમેલી કમિટિ સમક્ષ પોતાની "રૂપરેખા" મૂકે અને તે સંબંધમાં તેમની સાથે દલીલમાં ઉતરી એક છેવટની રૂપરેખા તૈયાર કરે; અને સરકારની મંજુરી મેળવી તે "રૂપરેખા" પ્રમાણે "**વાંચનમાળા**" તૈયાર થાય. આ પ્રમાણે વ્યવસ્થા થાય તો જ ઉત્તમ ને અનુકૂળ વાંચનમાળા તૈયાર થાય.

**આ વ્યવસ્થાના ફાયદા**:—લેખકને ખાત્રી છે કે વાંચકવર્ગને પૂર્વોક્ત હકીકત વાંચતાંજ એમ લાગશે કે સારી વાંચનમાળા તૈયાર કરવાના બીજા રસ્તાઓ છે તેમાં ઉપર બતાવેલ રસ્તો ઉત્તમ છે. આ ગોઠવણના ફાયદા ઘણા છે. પ્રજાને લગતા દરેક અગત્યના સવાલમાં **પ્રજામત** મેળવવાની જે આવશ્યકતા તે આથી પૂરેપૂરી રીતે સચવાશે. પ્રજામત સંપાદન કર્યા વગરનાં પગલાં હમેશાં લોકનિંદાને પાત્ર થઇ પડે છે, ને છેવટે તેમાં યોગ્ય ફેરફાર કરવો પડે છે. કોઇપણ કાર્યમાં અને વિશેષ કરીને પ્રજાના સમગ્ર ભાગ સાથે અંગત અને ધાટો સંબંધ રાખનારા સવાલોમાં એક અથવા થોડા કુશળ ને બાહોશ મગજ કરતાં વધારે મગજોની સહાય વધારે સંગીન અને ફળપ્રદ નીવડે છે. ટેક્સ્ટબૂક કમીટીએ પોતાની રૂપરેખા તૈયાર કરી હશે તો તેમને પોતાની રૂપરેખાને બીજી સાથે સરખાવવાની, ચર્ચારૂપી એરણ ઉપર તેને મૂકવાની, અને તેની સંગીનતા ને ઉપયોગિતાને સિદ્ધ કરવાની શુભ તક મળશે. સરકારને અતિશય ખર્ચ કરવો પડશે નહિ અને થોડે ખર્ચે પ્રજાની બહુ સારી સલાહ મળશે. વાંચનમાળા તૈયાર થયા પછી કમિટિના કામ સંબંધે કોઇને પણ વિરુદ્ધ ટીકા કરવાનો પ્રસંગ રહેશે નહિ. ગુજરાતી પ્રજા સમક્ષ પ્રમાણમાં થોડી ભૂલવાળી, મનુષ્યથી બની શકે તેટલી સંભાળથી તૈયાર કરેલી—"વાંચનમાળા" મૂકી શકાશે.

કાંઇપિણ સબળ કારણોને લઇને જો કદાચ આ ઉપરની સૂચના અમલમાં ન આવી શકે તો "ગુજરાતી" પત્રની સૂચના અમલમાં મૂકવા જેવી છે. તે એ કે–ગુજરાતી વાંચનમાળા માટે નીમાયેલ મેમ્બરની સંખ્યામાં સારો વધારો કરવો. જુદા જુદા પ્રાંતના અનુભવી ગૃહસ્થોને બોલાવવા ને તે બધાને પૂના મુકામે એકઠા કરી જે પ્રમાણે સર. ટી. સી. હોપે વ્યવસ્થા કરી હતી તેવી ગોઠવણ કરવી. ગુજરાતના માત્ર એક કે બે મેમ્બરો પાસે

આ કામ રાખવાથી નવી વાંચનમાળામાં ભૂલો રહી જવા સંભવ છે તેનું દર્શાન નીચે આપેલું છે.

સર્વે કોઇના જાણવામાં છે કે સર. ટી. સી. હોપે "ગુજરાતી" પમાંત્ર લખ્યું છે તેમ, સુરતના જ રહીશ કેલવણીના અનુભવીઓ પાસે નવી વાંચનમાળા તૈયાર કરાવી: સબબ તે વખતે કેળવણીનું સારૂં જ્ઞાન ધરાવનારા બહુજ થોડા ગૃહસ્થ હતા, અને તેઓ સાહેબને સુરત ને તેના લોકો સાથે ઘણો ઘાટો સંબંધ હતો. એટલે તેની પસંદગી સુરત બહાર જઇ શકી નહિ. પરિણામ એ થયું કે તે વાંચનમાળામાં ભાષા અને કેટલાક વિચારો **સુરતીજ** દાખલ થઇ ગયા, કેટલાક શબ્દો, વાક્યો વગેરે એવાં દાખલ થયાં કે જેનો અર્થ કાઠિયાવાડ અથવા અન્ય ભાગના શિક્ષકો સમજી શકતા નથી. આ ફરિયાદ સર. ટી. સી. હોપની વાંચનમાળા બહાર પડી ત્યારથીજ શરૂ થઇ તે હજુ સુધી ચાલેછે. આ અનુભવનો ધડો લઈ હાલની કમીટીએ આવી ભૂલ ફરીથી ન થાય તે માટે ખાસ સંભાળ રાખવાની જરૂર છે. જો દેખીતી અપૂર્ણતા રહેશે તો સર. ટી. સી. હોપના વખતમાં જે કડવી ફરિયાદ થઈ હતી તે કરતાં સોગણી કડવી ફરિયાદ શરૂ થશે, કારણ કે આ ત્રણ ચાર દશકામાં ગુજરાતની પ્રજાએ કેલવણીના ક્ષેત્રમાં બહુ સારો અભિનિવેશ કર્યો છે. અને વાંચનમાળાના ગુણદોષો સ્વતઃ જાણવાને સમર્થ થઇ છે. મરહૂમ મહીપતરામ અને નર્મદ, નવલરામ ને મણિલાલ, કેલવણી સંબંધના વધારે બહોળા જ્ઞાનને વધારે તીક્ષ્ણ દીર્ઘદ્રષ્ટિ સહવર્ત્તમાન પુનર્જન્મ પામ્યા છે.

દેશ અને કાળની જરૂરીઆતો પૂરી પાડવી અને દેશની ભવિષ્યની પ્રજાને તદ્દન અનુકૂળ બનાવવી, એજ વાંચનમાળાનું મુખ્ય કર્ત્તવ્ય મનાયું છે. જુદે જુદે વખતે આ દુનિયામાં ભિન્ન ભિન્ન **શિક્ષણપદ્ધતિઓ** જોવામાં આવે છે તેનું કારણ પણ એજ છે. ગુજરાતના પ્રાચીન ઇતિહાસનું અવલોકન કરનારને જણાશે કે, સર. ટી. સી. હોપના વખતમાં દેશની જરૂરીઆતો બહુજ ઓછી હતી તોપણ તેઓ સાહેબે તે વખતના પ્રમાણમાં બહુજ સારી વાંચનમાળા તૈયાર કરી પ્રજાને મોટા ઉપકારમાં મુકી છે. સાંપ્રતકાળમાં ગુજરાતની જરૂરીઆતો મોટા પ્રમાણમાં વધી ગઇ છે; અને તે વાત લક્ષમાં લેતાં હાલના સમયને અનુકૂળ પડે તેવી "વાંચનમાળા" બનાવવામાં ભગીરથ પ્રયાસ અને બહોળા જ્ઞાનની અપેક્ષા રહેશે. સર. ટી. સી. હોપને જે કામ કરવાનું હતું, તે કરતાં મી. કોન્ડ્રન્ટનને વધારે દુર્ઘટ કામ કરવાનું છે એ વાત નિર્વિવાદ છે. તેઓ સાહેબ ઉત્સાહી છે, દેશનું કલ્યાણ કરવામાં ઉત્સુક છે તો ઇશ્વર તેને આવા સારા કામમાં મદદ કરશેજ.

ગુજરાત એ જુદા જુદા પ્રાંતોનો બનેલો એક સમૂહ છે. ને પ્રત્યેક પ્રાંતમાં ઓછા વધતા પ્રમાણમાં જુદી જુદી બોલી બોલાય છે. "વાંચનમાળા" એ આ બધા પ્રાંતોનાં બાલકો માટે ઉપયોગી હોવાથી તેમાં એવા શબ્દો કે વાક્યને વિચારનો સમાવેશ ન થવો જોઇએ કે બીજા પ્રાંતના લોકો સમજી શકે નહિ. અને કદાચ આવા શબ્દો આવે તો તેની નોટ પુસ્તકને છેડે કરવાની ગોઠવણ કરવી જોઇએ. આ મુશ્કેલી દૂર થાય માટે પૂનાની પૂર્વોક્ત કમીટીમાં જુદા જુદા પ્રાંતના કેલવણીના કામમાં અનુભવી મેમ્બરો દાખલ થવા જોઇએ.

તૈયાર કરેલી વાંચનમાળાની "રૂપરેખા"નો અમલ શી રીતે કરવો?—આ ગોઠવણ એ રીતે થઇ શકે. સર. ટી. સી. હોપે જે પ્રમાણે જુદા જુદા ગૃહસ્થો પાસે જુદા જુદા

વિષયોના જથા તૈયાર કરાવ્યા હતા. તે પ્રમાણે કરાવવા. અથવા તો ગુજરાતના ભિન્ન ભિન્ન જાણીતા વિદ્વાનોને અમુક વિષય માટે વાંચનપાઠો તૈયાર કરવા સૂચવવું. એમ જ-ણાય છે કે કમીટીએ બીજો માર્ગ લીધો છે. આ માર્ગમાં જો સુધારો થયો ન હોય તો નીચે પ્રમાણે સુધારો થવાની જરૂર છે. તે એ કે વિષયોના સમૂહ—એક જ ગૃહસ્થ પાસે તૈયાર કરાવવા કરતાં એકજ સમૂહ બે અથવા વધારે જુદા જુદા પ્રાંતમાં રહેલા વિદ્વાનો પાસે લખાવવા કે જેથી કમીટીને વિચાર, ભાષા, શૈલી અને મૅટરની પસંદગીનો વધારે બહોળો પ્રદેશ પ્રાપ્ત થાય, અને વિદ્વાનોના સંયુક્ત પ્રયાસોમાંથી ઉદ્દ્ભવેલા પાઠો કેટલેક અંશે પૂર્ણ નીવડે.

સૌથી ઉત્તમ રસ્તો તો એ હતો કે જુદી જુદી વાંચનમાળા તૈયાર કરાવી તેમાંથી જે સૌથી શ્રેષ્ઠ નીવડે તેને પસંદ કરવી ને તેનો કોપીરાઇટ તેના કર્તાને આપી દેવો. પ-રંતુ તેમ થયું નહીં.

## વાંચનમાળામાં શા ફેરફાર કરવા?

આજકાલ એવી ફરિયાદ ઉભી થએલી જોવામાં આવે છે કે—"વાંચનમાળાના" અ-ભ્યાસી બાળકો જ્યારે જીંદગીમાં પડે છે ત્યારે તે કામ માટે જેવા જોઇએ તેવા તૈયાર થતા નથી. આ ફરિયાદ નવી "વાંચનમાળા"માં ઉત્પન્ન ન થાય તે માટે સાવધાન રેહેવાની જરૂર છે. પ્રજાના બાળકોના જ્ઞાન ને લક્ષણનો આધાર "વાંચનમાળા" માંહેના વિચાર, ભાષા, ને જુદા જુદા રસિક ને ઉપયોગી વિષયો ઉપર રહેલો છે. બાળકોના **અંતઃકરણની વૃત્તિઓ ઉચ્ચતર** થાય એ અગર જો કે વાંચનમાળાનો મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ તેમ છતાં જ્ઞાનની પ્રાપ્તિ પણ કાંઈ ઓછી કિમતી માનવાની નથી. **દેશ અને કાળને અનુકૂળ થવાની શક્તિ** પણ બાળકોમાં અવશ્ય આવવી જોઇએ. આ કામ માટે વાં-ચનમાળાના સંબંધમાં બે પ્રશ્નો ઉત્પન્ન થાય છે. (૧) જૂની વાંચનમાળા કે જેમાં બધી બાબતો નકામી નથી તેમાંથી શું કાઢી નાંખવું? (૨) તેમાં શું ઉમેરવું? પેહેલા પ્રશ્નનો ઉત્તર લેખકે—તૈયાર કરેલા લઘુ પુસ્તકમાં આવી જાય છે ને બીજાના ઉત્તરમાં લેખકે એક નવી વાંચનમાળા માટે "રૂપરેખા" અથવા યોજના તૈયાર કરી છે. અને તે પ્રજા સમક્ષ મૂકવા રજા લે છે.

**સામાન્ય સૂચના**—દરેક ધોરણમાં એકજ પુસ્તક ચલાવવું. એટલે બીજી ને ત્રીજી ચોપડીને બદલે નવી વાંચનમાળામાં માત્ર બીજી જ ચોપડી ચલાવવી જોઇએ. નીચલાં ધોરણમાં બાળ ને ઉપલાં ધોરણોમાં **શિષ્ટ** ભાષા આવવી જોઇએ. દરેક ધોરણના બાળકની કુદરતી અભિવૃદ્ધિની સમાંતર લીટીમાં ક્રમિક પુસ્તકોની ભાષા ને વિચારનો ક્રમ ચડતો હોવો જોઇએ. વિષયો એવા જોઇએ કે તે બાળકના સ્વાનુભવમાં આવી શકે. વાંચનમાં **રસ** ઉત્પન્ન થાય તેવી વ્યવસ્થા થવી જોઇએ. **રસ** વિનાની વાંચનમાળા મગજ વિનાના **શરીર** જેવી છે. બાળકોનાં કુમળાં અંતઃકરણમાં નીતિનાં બી રોપાય તે માટે ખાસ સંભાળ રા-ખવી. અમુક ધોરણ સુધી છોકરા ને છોકરીની વાંચનમાળા સામાન્ય ને ત્યારપછી ભિન્નભિન્ન થવાની જરૂર છે. ખેતીવાડીની વાંચનમાળા જુદી હોય તો સારૂં.

આવતા અંકમાં અમે ધોરણવાર વિશેષ સૂચના કરીશું. (અપૂર્ણ)

પોરબન્દર, તા. ૧૭-૧-૦૪

**કાશીરામ પ્રાગજી ઉપાધ્યાય.**
એજ્યુ. ઇન્સ્પેકટર, સંસ્થાન પોરબન્દર.

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૩, અંક ૨. [ માસિક ] ફાલ્ગુન, સંવત ૧૯૬૦.

## દિગ્-દર્શન.

ષડ્દર્શન.

'મન્ત્ર' અને 'બ્રાહ્મણ'—સંહિતા, બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનિષદ્—એ 'શ્રુતિ' કહેવાય છે. એમાં પ્રતિપાદન થતાં સત્યો આદ્ય ઋષિઓએ પરમાત્મા પાસેથી સાક્ષાત્ શ્રવણ કરેલાં છે, અને એ પરમ ગુરુના અસાધારણ પ્રભાવને લીધે શ્રવણની સાથે જ એ સત્યોનું એમને દર્શન પણ થઈ ગયું છે. ત્યાર પછીના ઋષિજનોને એ શ્રુતિ ગુરુપરંપરાએ પ્રાપ્ત થઈ છે, અને એનાં સત્યો શ્રવણની ભૂમિકામાંથી દર્શનની ભૂમિકામાં ઉતારવા માટે એમને જૂદા જૂદા માર્ગો શોધવા પડ્યા છે. આ રીતે આપણા દેશમાં 'ષડ્દર્શન'નો ઉદ્ભવ થયો છે.

જ્ઞાનમાત્રનો ભંડાર 'મન્ત્ર' યા 'સંહિતા' એ, સર્વમાં મુખ્યસ્થાને છે: ઐહિક ભાવનાથી ભરેલા—છતાં મુગ્ધ અને સરળ—એવા સામાન્ય ખેડૂતથી માંડી, પરમાત્મામાં એકતાન થએલા અને જ્ઞાનની પરાકાષ્ઠાએ પહોંચેલા મુનિજન પર્યન્ત—સર્વ પોતપોતાની રીતે એને સમજી લે છે, અને એ રીતે એક જ અદ્વિતીય વાણી આખા જનસમાજની જૂદી જૂદી આધ્યાત્મિક ભાવનાઓ તૃપ્ત કરે છે. બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનિષદ્ એ આ મન્ત્રના ભાષ્યરૂપ છે. એમાંનો કેટલો ભાગ કર્મપરાયણ કનિષ્ઠ અધિકારીને માટે છે, અને કેટલોક મધ્યમ અને ઉત્તમ અધિકારી—જિજ્ઞાસુ અને જ્ઞાની—એઓને માટે છે.

આ મહાન જ્ઞાનભંડાર—વેદ—નો સાર ઉપનિષદ્‌નાં કેટલાંક મહાવાક્યોમાં સમાવવામાં આવ્યો છે:

**જીવ પરમાત્મા છે, જગત્ પણ પરમાત્મા છે, છતાં પરમાત્મા ઉભય થકી અધિક છે, અધિક છે છતાં કેવલ અદ્વિતીય છે—એની સાથે, એનાથી ઉચે, એનાથી નીચે બીજું કાંઇ જ નથીઃ આ પરમ સત્ય, સત્ય છતાં સત્ય રૂપે ભાસતાં નથી, એ અજ્ઞાન, અને અજ્ઞાન એ જ દુઃખ, અજ્ઞાન એ જ પાપ, અજ્ઞાન એ જ અશુદ્ધિઃ એની પાર જવું એ જ આનન્દ, એ જ પરમ કર્તવ્ય, એ જ વિશુદ્ધિ.**

આ સત્યનું શ્રવણ તો થયું: પણ એનું દર્શન શી રીતે કરવું?—એને અનુભવમાં શી રીતે ઉતારવું? એ અનુભવ થવામાં જે અન્તરાય નડતો હોય તે દૂર કરીને. એ અન્તરાય શો છે? આ પ્રશ્ન ઉપર મનન કરતાં, આદિ વિદ્વાન કપિલ મુનિને જણાયું કે દેહ અને આત્મા—'પ્રકૃતિ' અને 'પુરુષ'—એ બે પદાર્થો, જે વસ્તુતઃ ભિન્ન છે, તેમને શેળભેળ કરી નાંખવાથી, અર્થાત્ એમની વાસ્તવિક જુદાઈ ન સમજવાથી, સર્વ દોષ ઉત્પન્ન થાય છે. મનુષ્ય પોતાને સંસારનાં દુઃખોથી દુઃખી માને છે, રાગદ્વેષાદિથી આમ તેમ ખેંચાઈ પાપ કર્મ કરે છે, અને જે વિશુદ્ધિથી પરમાત્માનો સાક્ષાત્કાર થઈ શકે છે એ વિશુદ્ધિ ખોઈ બેસે છે—આ સર્વ પ્રકૃતિ અને પુરુષના અવિવેકને લીધે થાય છે. પ્રકૃતિ અને પુરુષનાં સ્વરૂપ સમજવાં, એકનું વિકારિત્વ અને બીજાનું સર્વવિકારરહિતત્વ ગ્રહી લેવું—એ કપિલમુનિને દર્શનનો માર્ગ જડ્યો. અને એ માર્ગના સ્પષ્ટીકરણ અર્થે એમણે પ્રકૃતિના સ્વરૂપ ઉપર ઊંડું મનન કરી—મૂલ અવ્યક્ત પ્રકૃતિમાંથી મહત્તત્ત્વ, અહંકાર, પંચ તન્માત્રાદિ સકલ બાહ્ય અને આન્તર જગત્ કેવું આવિર્ભાવ પામે છે એ બતાવ્યું, અને એ સર્વ પ્રકૃતિની શૃંખલાથી પુરુષ વસ્તુતઃ કેવા બહાર છે એ વાત ભાર મૂકી મૂકીને દર્શાવી. હિન્દુસ્તાનના દર્શનક્રમમાં આ પહેલું દર્શન. વિશ્વનાં જુદાં જુદાં તત્ત્વોની સંખ્યા ગણાવી તેથી, અથવા તો કેટલાક કહે છે તેમ સારી 'ખ્યા' કહેતાં બુદ્ધિ—વિવેકબુદ્ધિ સૂઝાડી તેથી, આ દર્શન **'સાંખ્ય દર્શન'** ને નામે પ્રસિદ્ધ છે. આ દર્શનના, કાળ જતાં, અનેક અવતારો થયા પણ આપણે તો આ સ્થળે માત્ર પ્રથમાવતારનું જ પ્રયોજન છે.

શ્રુતિનું સત્ય પ્રત્યક્ષ કરવામાં પ્રકૃતિપુરુષનો અવિવેક નડે છે—એમ કપિલમુનિએ પ્રધાનપણે બતાવ્યું. તત્ત્વચિન્તનના ઇતિહાસમાં આ શોધ કાંઈ ન્હાની સૂની નથી. પણ અજ્ઞાનનું પડ આત્મા ઉપર એટલું તો જાડું બન્ધાઈ રહ્યું છે કે માત્ર વિવેકના કિરણથી એ સહજ ભેદાઈ જાય એવું નથી. પુરુષ પ્રકૃતિથી જૂદો છે એ વાત સમજાઈઃ માત્ર કાને પડી એટલું જ નહિ, પરન્તુ ગળે પણ ઉતરી. પણ શું એટલાથી મનુષ્ય રાગદ્વેષાદિથી ખેંચાતો અટક્યો? એના ત્રિવિધ તાપ શમી ગયા? વિષય તરફ એનું મન દોડતું બન્ધ રહ્યું? માયાના કાર્ય તરફ નજર કરતાં તો, માયાનું આવરણ હતું તેનું ને તેવું રહ્યું એમ કહેવામાં પણ બાધ નથી. આત્મા દેહથી જુદો છે એમ જાણ્યું: પણ એમ જાણ્યા છતાં કેટલા મનુષ્યો દેહવાસનાથી મુક્ત થયા? અરે! એક રીતે તો પૂર્વના કરતાં પણ વધારે ખરાબ સ્થિતિ પ્રાપ્ત થઈ એમ કહીએ તો ચાલેઃ પહેલાં દેહથી આત્મા જૂદો છે એ જ્ઞાન

જાણી નહોતી; હવે તો એ વાત જાણી, અને જાણ્યા છતાં તદનુસાર વર્તન થઈ શકતું નથી ! મનુષ્યની અધમતાની પરાકાષ્ઠા! આ સંકટમાંથી ઉદ્ધરવાનો અને જગતને ઉદ્ધારવાનો—પ્રકૃતિપુરુષ વચ્ચે માત્ર શબ્દમાં કે મગજમાં જ નહિ પણ વસ્તુતઃ અનુભવમાં વિવેક કરી શકવાનો માર્ગ યોગદર્શનમાં શોધાયો. ચિત્તવૃત્તિની ઉચ્છૃંખલ ગતિ એ આ અવિવેકનું મૂલ છે, અને તેથી ચિત્તવૃત્તિનો નિરોધ કરવો, એટલે આત્માનું પ્રકૃતિથી વિવિક્ત સ્વરૂપ એની મેળે પ્રકાશશે, અને આત્મા એના પરમ તાત્ત્વિક સ્વરૂપ સાથે, અર્થાત્ પરમાત્મા સાથે, એની મેળે યોજાશે, જોડાશે—આ યોગશાસ્ત્રનો મુખ્ય સિદ્ધાન્ત. ચિત્તવૃત્તિનો નિરોધ કરવો એટલું કહીને યોગશાસ્ત્ર બેસી રહ્યું નહિ. પણ એ નિરોધ શી રીતે કરવો એની રીતો પણ બતાવી. સાંખ્યશાસ્ત્રે બાહ્ય અને આન્તર ઉભયવિધ પ્રકૃતિના પરિણામક્રમનો એકરો વિચાર કર્યો હતો. યોગશાસ્ત્રે આન્તર પ્રકૃતિનું સવિશેષ અવલોકન કર્યું. માત્ર પરિણામક્રમનો જ નિર્ણય કર્યો એમ નહિ, પણ તે સાથે રાગદ્વેષાદિ અનેક પ્રલોભનો અને એના પ્રતીકારો—સાત્ત્વિક, રાજસ અને તામસ ભાવો—નું સૂક્ષ્મ નિરૂપણ કર્યું અને એના જયની યુક્તિપ્રયુક્તિઓ બતાવી. સાંખ્યે સઘળો આધાર આત્માના પોતાના બળ ઉપર રાખ્યો હતો, તેને બદલે યોગે ઈશ્વરના અનુગ્રહની મદદ પણ લીધી, અને ઈશ્વરપ્રણિધાનને પણ એક સાધન માન્યું.

આ સાંખ્ય અને યોગના માર્ગ અત્યન્ત સૂક્ષ્મ છે એનો લાભ સર્વ કોઈ લઈ શકે એ બનવા જોગ નથી. એ માર્ગ આચરવા માટે સૂક્ષ્મવિચારશક્તિ તેમ જ અસાધારણ ઇચ્છાબળ અને દૃઢ સદાગ્રહની જરૂર છે. એ દરેક જણમાં શી રીતે હોઈ શકે ? આ કારણથી, સાંખ્યદર્શન કરતાં પણ પૂર્વકાલીન બ્રાહ્મણગ્રન્થનો સમયથી એક બીજો માર્ગ ચાલ્યો આવતો હતો, જેનો પ્રચાર સામાન્ય જનોમાં સાંખ્ય અને યોગથી અટકાવી શકાયો નહિ. બ્રાહ્મણ ગ્રન્થમાં દેવયજનના અસંખ્ય વિધિઓ બતાવ્યા હતા—એમાં પણ શ્રદ્ધા ભક્તિ વગેરે પ્રબળ હૃદયભાવોની અપેક્ષા હતી, પણ એ ભાવો કાંઈ આંખે જોઈ શકાતા નથી. એટલે એ કદાચ ન હોય તો પણ એની ખોટ નજરે ચઢતી નથી—માત્ર બહારનો આચાર જોઈએ, અને એ આચાર કરવો બહુ મુશ્કીલ નહોતોઃ મુશ્કીલ હોય તો પણ હોતા અધ્વર્યુ વગેરે યજ્ઞ કરાવનારા બ્રાહ્મણો પુષ્કળ હતા, અને એમને દ્રવ્ય આપીને એમની મદદ લેવામાં અડચણ નહોતી. બ્રાહ્મણગ્રન્થોમાં વીખરાએલા વિધિઓ ' કલ્પસૂત્રો 'માં ગોઠવાયા, અને ઉક્ત અનુક્ત અને પરસ્પર વિરુદ્ધ-ઉક્ત-વિધિઓ સમજવા માટે વાક્યોના અર્થ કરવાના નિયમો ઘડાયાઃ આ સર્વ **મીમાંસાશાસ્ત્ર**ને નામે પ્રસિદ્ધ છે. આ શાસ્ત્ર સાંખ્ય અને યોગથી અસ્પૃષ્ટ રીતે અસ્તિત્વમાં આવ્યું એટલું જ નહિ, પણ સાંખ્ય અને યોગે જે મુશ્કીલતના ખુલાસા નહિ કરેલા તેના ખુલાસા પણ આ શાસ્ત્ર આપી શકે છે એમ પ્રાકૃત લોકને લાગે તો નવાઈ નહિ. સાંખ્યે પુરુષાર્થ સિદ્ધ માટે આત્મબળ ઉપર વિશ્વાસ રાખ્યો, યોગે ઈશ્વરની મદદ લીધી, પણ ઈશ્વરને પણ પ્રસન્ન કરવાની તો જરૂર રહી, જેનો વિધિ યોગશાસ્ત્રે વર્ણવ્યો ન હતો. મગજ અને હૃદય જગતના અનુભવથી પરિપક્વ થાય ત્યાર પછી ભલે સાંખ્ય અને યોગને માર્ગે ચઢો, પણ ગૃહસ્થાશ્રમમાં તો એ યજ્ઞાદિ વિધિઓ દેવતાના અનુગ્રહ મેળવવા માટે જરૂરના છે, અને ચતુર્થાશ્રમમાં સાંખ્ય અને યોગનું ચિન્તન કરી શકવા માટે જે હૃદયની શુદ્ધિ જોઈએ એ પણ એ વડે જ આવી શકશે—એમ મનાવા લાગ્યું.

મીમાંસાનો ઉપદેશ દર્શનશાસ્ત્રના મૂળ તત્ત્વથીજ વિરુદ્ધ હતો. મનુષ્યઆત્મા પોતાનું અને જગતનું સ્વરૂપ ઓળખવા અને સર્વનું આદિ કારણ જાણવા તલપી રહ્યો છે તે વખતે એની આગળ કર્મકાંડના વિધિ ધરવા તદ્દન નિરર્થક છે: અંગ્રેજીમાં કહેવત છે તેમ 'રોટલો માગે એને પત્થર આપવા' સમાન આ ઉપદેશ થાય છે. દર્શનશાસ્ત્રનાજ ખરા પ્રદેશમાં રહીને—અર્થાત્ તત્ત્વવિચારને જ પ્રધાનપદે સ્થાપીને એવો માર્ગ ન શોધી શકાય કે જે સાંખ્ય અને યોગ જેવો ગૂઢ ન હોય અને સામાન્ય લોકના મગજમાં ઉતરી શકે? આવો માર્ગ **વૈશેષિક દર્શન**માં શોધાયો. આ દૃશ્ય જગત્ સત્ત્વ રજસ્ અને તમસ્—રાગ દ્વેષ અને મોહરૂપી પ્રકૃતિનો જ વિકાર છે એ બોધ સામાન્ય મગજથી ગ્રહણ થઇ શકે એવો નહતો. 'મહત્તત્ત્વ' નામનું સામાન્ય કલ્પનામાં દૂર દૂરથી પણ ન આવે એવું તત્ત્વ જગત્ સ્વીકારવા ના પાડે એમાં આશ્ચર્ય નહિ. 'જ્યોતિષ્મતી' 'ઋતંભરા' આદિ યોગશાસ્ત્રના ઉપદેશ્ય પદાર્થો, પ્રાકૃત જનની દૃષ્ટિમાં અર્થહીન શબ્દો વિના અન્ય શું હોઇ શકે? આ મુશીબતોમાંથી મુક્ત વૈશેષિક દર્શન હતું. આ ઘટ છે, એને રંગ છે, એને આમ તેમ ચલાવી શકાય છે, એનો અમુક ખાસ ધર્મ છે જેને લઇને એ ઘટ કહેવાય છે, એ ગુણ-કર્મ-અને લક્ષણભૂત સામાન્ય, સર્વ ઘટરૂપી દ્રવ્યમાં અમુક નિત્ય સંબન્ધ (સમવાય)થી રહેલાં છે; ઘટ કપાલનો બનેલો છે, કપાલ કપાલિકાના બનેલા છે, એમ ઉતરતાં ઉતરતાં છેવટે આપણે કોઇક ઠેકાણે અટકવું જ જોઇએ, નહિ તો અનવસ્થા થાય—એ અન્તિમ દ્રવ્યને આપણે પરમાણુ કહીએ, અને એક પરમાણુ એ જ જાતના બીજા પરમાણુથી ભિન્ન છે એ વાતનો ખુલાસો કરવા માટે પ્રત્યેક પરમાણુમાં 'વિશેષ' નામનો કોઇક પદાર્થ માનવો જોઇએ. આ જડ જગત્ દેખાય છે તેના કરતાં આત્માના ધર્મ જૂદી જ તરેહના છે—આત્માને જ્ઞાન થાય છે, સુખદુઃખાદિ અનુભવાય છે ઇત્યાદિ એનાં સ્પષ્ટ છે કે આત્મા દેહથી જૂદો છે; ક્ષિત્યંકુરાદિક કાર્યો છે એનો કર્તા હોવો જોઇએ. અને એ કર્તા તે હું નથી—અને હું તે તમે નથી, એટલે આત્માઓ પણ અનેક. અને પરમાત્મા—ઈશ્વર સર્વથી જૂદો. આ ઉપદેશ એવો સાદો અને સરળ છે કે તત્ત્વવિચાર કરવાની હોંશ રાખનાર, છતાં એના ગૂઢ ભાવોમાં પ્રવેશ કરવાને અસમર્થ એવા સામાન્ય જનોને એ ઠીક ગળે ઉતરી ગયો. વળી લોકોને દરેક વાતના પ્રમાણમાં વેદનું વાક્ય બતાવવું એ પણ શા કામનું? માટે ચોખ્ખી પ્રમાણપદ્ધતિ અને તેમાં ખાસ કરીને અનુમાનપદ્ધતિ સ્થાપવી કે જેથી દરેક માણસને દલીલો વડે અમુક સત્યોની ખાતરી કરી અપાય. ઈશ્વરને પણ અનુમાનથી સિદ્ધ કરવો.—આ કામ **ન્યાયદર્શને** હાથ ધર્યું, અને તે સારી રીતે બજાવ્યું. આ અરસામાં બૌદ્ધ અને જૈન પન્થીઓએ વૈદિક માર્ગ ઉપર પ્રહાર શરૂ કર્યા હતા, સામાન્ય લોક કે જેઓમાં એ પન્થોએ ખાસ પ્રવેશ કરવા માંડ્યો હતો અને કર્યો હતો એમની આગળ પગલે પગલે વેદનાં વાક્યો ટાંકવાં હવે નિરર્થક થયાં હતાં; અને તેથી, ખાસ વેદનાં જ વચનો ઉપર આધાર રાખીને બેસી ન રહેનારો અને સાંખ્ય અને યોગની આકાશચુમ્બી ભૂમિકાએથી ઉતરી લૌકિક વાણીમાં વાત કરનારા તત્ત્વદર્શનની જરૂર હતી, અને એ જરૂર ન્યાય અને વૈશેષિકદર્શને આ સમયે પૂરી પાડી.

પણ સત્ય મનુષ્યની ક્ષણિક સમજણની અપેક્ષા કરતું નથી. ન્યાય-વૈશેષિક દર્શનની

પ્રમાણપદ્ધતિ ભલે સહેલી હોય, એની અનુમાનપદ્ધતિ ભલે ગ્રહણ કરવા યોગ્ય હોય, અને એ ગ્રહણ કરવામાં બાધ પણ નથી—તથાપિ એટલું તો ખરૂં જ કે જીવ જગત્ અને ઈશ્વરના સ્વરૂપ સંબંધે એણે જે નિર્ણયો બાંધ્યા એ સ્થૂળ, અને ઊંડી ધાર્મિકતાની આન્તર દૃષ્ટિથી રહિત હતા. વળી આ હેતુવાદી નવીન દર્શનો, ખામી ભરેલી રીતે પણ માત્ર બુદ્ધિનેજ સંતોષી શકતાં હતાં—મનુષ્યના સમગ્ર આત્માને સંતોષી શકવાનું એઓમાં સામર્થ્ય નહોતું.

આ સમયે એવા તત્ત્વદર્શનની જરૂર હતી કે જે સામાન્યમાં સામાન્ય જનને પણ ઉપયોગી થાય, તેમ વિદ્વાનમાં વિદ્વાનને પણ સંપૂર્ણ સન્તોષ ઉપજાવી શકે; પૂર્વોક્ત દર્શનની ખામીથી મુક્ત હોય, અને છતાં એ દર્શનોના સારા ભાગની અવગણના ન કરે. આવું તત્ત્વદર્શન આ ભૂમિમાં શ્રુતિના સમયથી હયાત હતું; બીજાં દર્શનો અને ધર્મોની ચઢતી પડતી વખતે પણ એનું તેજ સર્વથા લુપ્ત થયું નહતું. ખરા ધાર્મિક આત્માઓ કોઈ કોઈ પણ હમેશાં ખુણે ખોચરે પડ્યા રહે છે. એમના આત્મામાં અને જીવનમાં અને ઉપદેશમાં **વેદાન્તદર્શન** ઝગમગ્યા કરતું હતું. વેદાન્તદર્શન—જે મહાતેજનાં અન્ય દર્શનો ભાગેલાં કિરણો છે—એણે પુનઃ જન્મ ધારણ કર્યો, પુનઃ સામ્રાજ્ય સ્થાપ્યું. એની એષ્ના ક્યાં રહી છે, અને કેવી રીતે રહી છે એ વિષે આપણે આગળ વિચાર કરીશું.



**મહા પ્રશ્નોનો મેળો.**

લૉર્ડ કર્ઝને બહાર પ્રાન્તમાં પ્યૂસા ખાતે ખેતીવાડીની મહાશાળા સ્થાપવાનો ઠરાવ કર્યો, અને હુન્નર-ઉદ્યોગની કેળવણીની હાલ ચાલતી શાળાઓમાં શા શા ફેરફાર કરવા એ બાબત એક કમિશનના રિપોર્ટ ઉપર પોતાનો અભિપ્રાય બહાર મૂક્યો. એની નોંધ લઈ એ ઉપર કોઈ માસિક કાંઈક ચર્ચા કરે તે પહેલાં તો લૉર્ડ કર્ઝનને હાથે હિન્દુસ્તાનની કેળવણી ઉપર અનેક ચર્ચાના વિષયોથી ભરપૂર એક ઠરાવ બહાર પડ્યો. યુનિવર્સિટિ સંબન્ધી નવા કાયદા વિષે ધારાસભામાં પ્રચંડ યુદ્ધ ચાલ્યું: એ યુદ્ધનો થાક ઉતર્યો નથી, એટલામાં તો સભાસદો સમક્ષ હિન્દુસ્તાનના વાર્ષિક જમે-ઉધારના આંકડા રજુ થયા. સભાસદોએ, શ્રાન્ત છતાં, રણક્ષેત્રમાં મહાન ભટોને છાજે એવી સહનશીલતા ઉત્સાહ અને નિશ્ચય પૂર્વક, વાદવિવાદ ચલાવ્યો. એ વાદવિવાદમાં, હિન્દુસ્તાનના દરેક રાજકીય અને આર્થિક પ્રશ્ન ઉપર સરકાર અને પ્રજા ઉભય પક્ષ તરફથી પુષ્કળ ચર્ચા ચાલી.

મિ. મૉરિસન ( અલિગઢ કૉલેજના પ્રિન્સિપાલ ), મિ. બિલ્ડર-બેક ( મદ્રાસ કેળવણી ખાતાના વિદ્વાન ) અને આપણા સુપ્રસિદ્ધ ડૉક્ટર—એઓએ ઉચ્ચ કેળવણી ઉપર વિશેષ ખર્ચ કરવાની ભલામણ કરી. મિ. મૉરિસને યુનિવર્સિટિ સંબન્ધી ઘડાએલા નવા કાયદાને ઊંચા અભ્યાસ અને શોધ માટે નવી શાળાઓ સ્થાપવા સરકારને કહ્યું. તથા એક પ્રાન્તમાં દેશીઓને મ્હોટી મ્હોટી અમલદારીની જગ્યાઓ આપી એમની કાર્યદક્ષતા જોવી અને એ પ્રયોગ ફતેહમન્દ જણાય તો અન્ય સ્થળે દેશીઓને રાજ્ય વહીવટમાં વિશેષ ભાગ આપવો. મિ. બિલ્ડર બેકે કેળવણી ખાતા માટે પ્રોફેસરો પસન્દ કરવાની રીત ખામી ભરેલી જણાવી, અને જૂના

મઠો અને દેવાલયોની ધર્માદા રકમનો કેળવણી ખાતામાં ઉપયોગ કરવાની સૂચના કરી; ડૉ. ભાંડારકરે સંગ્રહસ્થાન વગેરે ઉચ્ચ કેળવણીનાં સાધનો વિસ્તારવા વિનંતિ કરી, અને કેળવણીના વિષયની બહાર જઈ દેશી કાપડ ઉપરની જકાત સંબન્ધે નાપસન્દગી દર્શાવી. ડૉ. આશુતોષે ઇન્કમટૅક્સ રદ કરવાની ભલામણ કરી, અને હિન્દુસ્તાનના લોક ઉપર કરનો બોજો કેવો ભારે છે એ સંબન્ધી આંકડા રજુ કર્યા. આગાખાને દેશી રાજ્યોનાં લશ્કરો તોડી એ રાજ્યો પાસે 'ઇમ્પીરિયલ' લશ્કર ખર્ચમાં મદદ લેવી, અને હિન્દુસ્તાનના જૂદી જૂદી કોમોના દરવર્ષે પાંચ સાત ચુનન્દા યુવાનોને સરકારે પોતાના લશ્કરમાં ઉંચી જગ્યાઓ આપવી—એવી સૂચના કરી. મિ. ગોખલેએ દેશીઓને વૉલંટિયર થવા દેવાની તેમ જ લશ્કરી ખાતામાં તેઓને વધારે છૂટથી જગ્યાઓ આપવાની હિમાયત કરી, તે ઉપરાન્ત મીઠાનો કર દેશી કાપડ ઉપરની જકાત અને જમીનની મહેસુલ ઘટાડવાની વિનંતિ કરી. મિ. ગોખલેને સર એડમંડ એલિસ (લશ્કરી મેમ્બર) અને સર એડવર્ડ લૉ (ખજાનચી મેમ્બર) સાથે લશ્કરી ખર્ચના આંકડા, જમીનની મહેસુલના આંકડા, રૂપીઆની કિંમત, અને હિન્દુસ્તાનનો કેટલોક નિકાસ આયાતી વળતર વિના થાય છે એ મહા પ્રશ્ન સંબન્ધે પ્રચંડ વાદવિવાદ થયો. અને એ સર્વ વાદવિવાદના શિખર રૂપે લૉર્ડ કર્ઝને પોતાની કારકીર્દીનાં પાંચ વર્ષનું અવલોકન આપ્યું.

આ સર્વ વિષયોને જૂદી જૂદી રીતે, અમે આગળ ઉપર સવિસ્તર ચર્ચીશું.

---

## ગુજરાતના ખેડુતો.

દુનીઆનો સૌથી મોટો ઉદ્યમ ખેતી છે. આસ્ટ્રેલીયા, કેનેડા, અને યુનાઇટેડ સ્ટેટ્સ જેવા નવા વસેલા દેશો શિવાય સર્વત્ર ખેતી ઉપર આધાર રાખનાર વર્ગોની હાલત નરમ જોવામાં આવે છે. અને ઇંગ્લેન્ડ અને જર્મનો જે હાલ જુની દુનીઆમાં સઉથી મોટી પ્રજાઓ ગણાય છે તેઓમાં પણ આ વર્ગની સ્થિતિ હાલ મંદ ચાલે છે. તો જે પ્રજાએ રાજકીય ઇતિહાસમાં કંઈ પણ ખાસ કોઈ વખત લીધો નથી તે પ્રજાના ખેડુતોની સ્થિતિ કેવી હશે તેનો આબેહુબ ખ્યાલ આપવાનું કાર્ય તદન મારી શક્તિ બહાર છે તો પણ તે સંબંધી કેટલીક હકીકત અત્રે આપી છે કે જેથી ગુજરાતી ખેડુતોની હાલની સ્થિતિનો કંઇ આભાસ વાચકના મનમાં આવે.

ખેતી ઉપર આધાર રાખનારા સખસો ચાર વર્ગના છે. (૧) જમીન જાતે ખેડતા નથી પણ સાંથે બીજાને આપી તેની સાંથમાંથી પોતાનો નિર્વાહ ચલાવે છે તે જમીનદારી વર્ગ; (૨) જમીનના માલીક જે જમીનની જાતે ખેતી કરી પોતાનું ગુજરાન ચલાવે છે તે; (૩) બીજાઓની જમીન સાંથે રાખી ખેતી કરનાર વર્ગ; અને (૪) ચોથો વર્ગ ખેતરમાં દરરોજ મજુરીએ જનારાઓનો કે જેને ખેડુતો દાડીઆં કહે છે. ગજકીય, ઐતિહાસિક કારણો તથા દાષ-

વિભાગના કાયદાને લીધે ઇંગ્લાંડમાં ઘણી ખરી જમીન ચોકક સખસોના માલકી કબજામાં ગએલી છે. તેથી ત્યાં જમીનદારો, સાંથે ખેડનાર ખેડુતો અને ખેતરનાં મજુરો એ રીતે ત્રણ વર્ગ જ જોવામાં આવે છે. એવાં જ કારણોને લીધે ફ્રાન્સ દેશમાં, જમીન ગામડાના રહીશોમાં સમગ્ર રીતે વહેંચાઇ ગએલી છે. તેથી ત્યાં ઈંગ્લેંડના જેવા જમીનદારો નથી; પરંતુ નાના ટુકડાના માલીક જાતે ખેતી કરનાર, અને મજુર વર્ગ એ રીતે બે જ વર્ગ ખેતી ઉપર આધાર રાખનાર સખસોના ત્યાં જોવામાં આવે છે. આવા જાતે ખેડનાર માલીકને 'પેઝન્ટ પ્રોપ્રાએટર્સ' ના નામથી અર્થશાસ્ત્રમાં ઓળખવામાં આવે છે. આપણા હિંદુસ્તાન દેશમાં તો બહુ જ વિવિધ પ્રકારની અને તે પણ અનેક ગુંચવાડાથી ભરેલી જમીનની માલકીઓ ઉત્પન્ન થઇ છે. જાતે ન ખેડનાર જમીનદારો, સાંથીઆ ખેડુતો, અને મજુરો એ રીતે ત્રણ-વર્ગો બંગાલામાં ઈંગ્લંડની માફક જોવામાં આવે છે. પરંતુ મુંબઇ ઇલાકામાં બંગાલા કે ઈંગ્લંડ જેવા જમીનદારો નથી પણ નાના ટુકડાના માલીક ખેડુતો, અને ખેતીનાં મજુરો એવા બે જ વર્ગો છે. ગુજરાતમાં તાલુકદારો છે પણ તે વર્ગ ઈંગ્લંડના જમીનદારો જેવો નથી કારણ કે પ્રથમના માંડલિક રાજાઓના તેઓ વંશજો છે. ફકત તેઓ તેમની પ્રથમની રાજકીય સત્તા ખોઇ બેઠેલા છે.

બંગાલા પ્રાંતમાં ઇંગ્રેજ સરકારે જમીનનું સેટલમેંટ કરેલું છે તે જમીનદારીના ધોરણ ઉપર છે અને તે હમેશને માટે નક્કી કરેલું છે. જમીનની કીમત ગમે તેટલી વધે યા ઘટે પણ તેનું મહેસુલ વધારવા કે ઘટાડવામાં નહી આવે તેવી કાયમની સરતથી તે કરવામાં આવેલું છે, એટલું જ નહીં પરંતુ જમીનદાર જમીન કોઇને સાંથે તેની જે સાંથ ઉપજે તે સાંથમાંથી સરકારનું મહેસુલ ભરતાં તે જમીનદારને મુદ્દાનો (સારી પેઠે) નફો (substantial profit ) રહેવો જોઇએ તે ધોરણ ઉપર જ ત્યાં સરકારે પોતાની મહેસુલ નકી કરેલી હતી. એટલે સરકાર, જમીનદાર અને ખેડુત એ ત્રણ વર્ગોને જમીનની ઉપજમાં કાયદેસર ભાગ લેવાનો હક આ જમીનદારી સેટલમેંટમાં છે.

જમીનનું મહેસુલ આ પ્રમાણે હમેશને માટે ચોકસ થયેલું હોવાથી રાજ્યની આબાદીથી જમીનની કીમત જેમ વધતી ગઇ તેનો લાભ જમીનદારો એકલા ન લઇ જાય તે માટે સને ૧૮૫૯ થી તે સને ૧૮૮૫ સુધીમાં કેટલાક સાંથના કાયદા ઘડવામાં આવેલા છે કે જેથી ખેડુતને પણ બંગાળામાં જમીનદાર પોતાની મરજી મુજબ કાઢી શકતો નથી પણ વાજબી સાંથ લેવાને બંધાયલો છે. અને આ વાજબી સાંથ નકી કરવાનું ધોરણ જે કાયદામાં બતાવ્યું છે તે અમલ કરવાની સત્તા દીવાની કોર્ટોને આપેલી છે. જમીનની કુલ ઉપજમાંથી સરેરાસ ૧૧ ટકા જેટલી સાંથ બંગાલામાં જમીનદારને હાલ મળે છે એવો અડસટો સરકાર તરફથી કાઢવામાં આવેલો છે. અને કુલ ઉપજના આ અગીયાર ટકાની સાંથમાંથી સરકારી મહેસુલ તથા લોકલરેટ્સ જમીનદાર આપે છે તે જતાં તેને સારો નફો ત્યાં પોતાના દરજ્જા પ્રમાણેના ગુજરાન માટે રહે છે.

ઉપર પ્રમાણે હમેશને માટે જમીનદારી સેટલમેંટ બંગાલામાં કર્યું ત્યાર પછી તે પ્રાંતમાં તથા 'સંયુકત પ્રાંતો ( યુનાઇટેડ્ પ્રૉવિન્સિઝ્-જે પહેલાં વાયવ્ય પ્રાન્તને નામે ઓળખાતો) માં કેટલુંક સેટલમેંટ ત્રીસ વરસ માટે જમીનદારી ધોરણ ઉપર કરવામાં આવેલું છે. ત્યાં

જમીનદાર જે સાંથ લે છે તે સાંથની સરેરાસના વધારેમાં વધારે ૫૦ ટકા જેટલી મહેસુલ સરકારે લેવાના ધોરણનો વહીવટ છે. આ વહીવટ 'સરહાનપુર નિયમો'' ને નામે ઓળખાય છે.

સને ૧૮૧૭ પછી પેશ્વા સરકાર પાસેથી મુંબાઇ પ્રાંત જ્યારે ઇંગ્રેજ સરકારને હસ્તક થયો ત્યારે જમીનનું સેટલમેંટ કયા ધોરણે કરવું તે સવાલ ઘણા વરસ ચર્ચાયો. જમીનદારી ધોરણે સરકારી મહેસુલ લેવું તે સરકારને વાજબી જણાયું નહીં. જમીન આખી પ્રજાના ગુજરાનનું સાધન છે માટે તેની માલકી થોડા સખસને ન આપતાં સમગ્ર પ્રજાને આપવી એમ છેવટે નિશ્ચય કરવામાં આવ્યો. અને આ ધોરણને 'રૈયતવારી સેટલમેંટ' એ નામ આપવામાં આવ્યું. તેમજ બંગાલાની માફક સરકારી મહેસુલ હમેશને માટે નક્કી નહીં કરતાં ત્રીસ વરસ જેટલી મુદતને માટે જ ઠેરવવાનું નક્કી થયું. આ રૈયતવારી સેટલમેંટ નક્કી કરનાર ત્રણ અમલદારો હતા તેમાં આગેવાન સર જ્યોર્જ વિંગેટ હતા. ફ્રાન્સમાં સને ૧૭૮૯ ના મહાન રેવોલ્યુશન વખતે 'ફ્યુડલ સિસ્ટમ' કાઢી નાખી 'પેઝન્ટ પ્રોપ્રાએટર્સ' કરવાથી જે લાભો થવાની ઉમેદો રાખવામાં આવી હતી તેવી જ આશાઓ આ અમલદારોની રૈયતવારી સેટલમેંટ મુંબાઈ પ્રાંતમાં દાખલ થવાથી ફલીભૂત થવાની હતી, એમ તેમનો રીપોર્ટ વાંચતાં આપણને જણાય છે. તેથી કરીને આ સેટલમેંટમાં 'સર્વે હક' પ્રત્યક્ષ ખેડનારને જ આપવામાં આવ્યો છે. 'સર્વે હક'માં વારસાનો હક તથા વેચાણ બક્ષીસ યા ગીરોના હકનો સમાવેશ થાય છે. આ 'સર્વે હક' ની સરત ફક્ત એક જ છે કે સરકારનું મહેસુલ એ હક ધરાવનારાએ નિયમસર ભર્યાં જવું. આ સરકારી મહેસુલ જમીનની કુલ ઉપજનો સાતથી તે દસેક ટકા જેટલો જુજ ભાગ થાય તેવા ધોરણથી એ મહેસુલ રોકડ પઇસામાં દર વરસે સરકારે લેવી એવો ઉદ્દેશ તે સેટલમેંટના કર્ત્તાઓનો હતો. આ જ્યાં સુધી સરકારી મહેસુલ સર્વે હક ધરાવનાર તરફથી આપવામાં આવે ત્યાં સુધી માલકીના સઘળા હકો ભોગવવાની તેને સત્તા હતી. અને આ મહેસુલનો દર ત્રીસ વરસ સુધી ચોકસ કરવાનો હતો ત્યાર બાદ તે વધારવા યા ઘટાડવા જમીનની મગદુર પ્રમાણે સરકારે હક સ્વાધીન રાખ્યો હતો. ખેડુતોનું ભવિષ્ય જમીનના સેટલમેંટ ઉપર બહુધા આધાર રાખે છે. ફ્રાન્સમાં પેઝન્ટ પ્રોપરાએટર્સની પદ્ધતિ દાખલ થવાથી જે લાભ થયા તે સર્વના જાણવામાં આવે છે. ફ્રેંચ પ્રજાનો મુખ્ય આધાર, અંગ્રેજીમાં જેને 'back-bone' એટલે 'કરોડનું હાડકું' અર્થાત આખા શરીરને ટટાર ઉભું રાખનાર ધોરી અવયવ કહે છે તેવા ખેડુતો ઉપર છે. અને તે ખેડુતો નૈતિક અને માનસિક ગુણોમાં આખી દુનીઆના ખેડુતોમાં સર્વોપરી છે. પરંતુ મુંબાઈ ઈલાકાના ખેડુતો તે ગુણોમાં તેમનાથી એટલા બધા પછાડી છે કે આ બંને ખેડુતોની કોઈ જાતની સરખામણી કરવી તે બેવકુફીનું જ કામ છે. પરંતુ મુંબાઈ ઈલાકાનું રૈયતવારી સેટલમેંટ અને ફ્રાન્સ દેશની પેઝન્ટ પ્રોપરાએટર્સની પદ્ધતિ બંને એક જ ધોરણ ઉપર રચાએલાં છે, તો આ ભિન્ન પરિણામનું કારણ શું?

આ પ્રશ્ન સંબંધી આખા મુંબાઇ ઇલાકા પુરતું નહીં પરંતુ ગુજરાત જેટલું જ ટુંક વિવેચન કરવાની મનસા મારી છે. ગુજરાતની આર્થિક હકીકત (economic data) સંબંધી કોઇક સરકારી દફતરના દાખલા ઉપરથી નીચે પ્રમાણે તૈયાર કર્યું છે કે જેથી આપણને અત્રેના ખેડુતોની સ્થિતિ સંબંધી ટુંકામાં આભાસ આવશે.

| | અમદાવાદ. | ખેડા. | પંચમહાલ. | ભરૂચ. | સુરત. | કુલ. |
|---|---|---|---|---|---|---|
| **આબાદી.** | | | | | | |
| ક્ષેત્રફલ (એકર). | ૨૪૪૨૨૯૮ | ૧૦૨૧૩૬૪ | ૧૦૨૭૭૫૪ | ૯૩૯૩૧૭ | ૧૦૫૮૧૩૩ | ૬૪૮૮૮૩૬ |
| ક્ષેત્રફલ (માઇલ.) | ૩૮૧૬ | ૧૫૯૫ | ૧૬૦૬ | ૧૪૬૭ | ૧૬૫૩ | ૧૦૧૩૭ |
| 'ટાઉન્સ્' એટલે કે શહેરો યા મ્હોટાં ગામો. | ૧૨ | ૧૧ | ૪ | ૫ | ૮ | ૪૦ |
| ગામડાં. | ૮૬૨ | ૫૯૮ | ૬૯૮ | ૪૦૫ | ૭૭૦ | ૩૩૩૩ |
| વસીયાણનાં ઘરાં. | ૨૦૯૩૫૮ | ૧૮૯૩૧૮ | ૫૬૮૫૫ | ૬૯૩૩૦ | ૧૩૦૪૪૫ | ૬૫૫૩૦૬ |
| ૧૯૦૧ માં ગામડાંની વસ્તી. | ૫૧૪૩૯૫ | ૫૮૪૨૫૯ | ૨૧૫૭૫૨ | ૨૨૦૧૬૧ | ૪૭૧૮૬૪ | ૨૦૦૬૪૩૧ |
| ૧૯૦૧ ની 'ટાઉન્સ' (મ્હોટાં ગામો) ની વસ્તી. | ૨૮૧૫૭૨ | ૧૩૨૦૭૩ | ૪૫૨૬૮ | ૭૧૬૦૨ | ૧૬૫૧૫૩ | ૬૯૫૬૬૮ |
| ૧૯૦૧ માં કુલ વસ્તી. | ૭૯૫૯૬૭ | ૭૧૬૩૩૨ | ૨૬૧૦૨૦ | ૨૯૧૭૬૩ | ૬૩૭૦૧૭ | ૨૭૦૨૦૯૯ |
| ૧૮૯૧ માં વસ્તી. | ૯૨૧૫૦૭ | ૮૭૧૭૯૪ | ૩૧૩૪૧૭ | ૩૪૧૪૯૦ | ૬૪૯૯૮૯ | ૩૦૯૮૧૯૭ |
| વસ્તીપત્રકના દસકામાં વસ્તીનો થએલો ઘટાડો. | −૧૨૫૫૪૦ | ૧૫૫૪૬૨ | −૫૨૩૯૭ | −૪૯૭૨૭ | −૧૨૯૭૨ | −૩૯૬૦૯૮ |
| **કેળવણી.** | | | | | | |
| અભણની સંખ્યા ૧૯૦૧ માં. | ૭૦૫૨૨૨ | ૬૪૫૬૩૦ | ૨૪૬૨૦૦ | ૨૪૭૦૧૫ | ૫૫૧૩૨૪ | ૨૩૯૫૩૯૧ |
| ભણેલાની સંખ્યા ૧૯૦૧ માં. | ૯૦૭૪૫ | ૭૦૭૦૨ | ૧૪૮૨૦ | ૪૪૭૪૮ | ૮૫૬૯૩ | ૩૦૬૭૦૮ |
| **સંપત્તિ.** | | | | | | |
| ૧૮૯૩–૯૪ માં બળદ ગાયો ભેંશો વગેરે કુલ ખેતીનાં ઢોરાં આશરે કેટલા હજાર? | ૪૪૨ | ૪૦૨ | ૨૮૩ | ૧૪૮ | ૩૩૮ | |

| | અમદાવાદ. | ખેડા. | પંચમહાલ. | ભરૂચ. | સુરત. | કુલ. |
|---|---|---|---|---|---|---|
| ૧૯૦૧–૨ માં કુલ ખેતીનાં ઢોરાં આશરે કેટલા હજાર? | ૧૯૭ | ૨૧૧ | ૧૪૭ | ૭૬૭ | ૨૮૫ | |
| ૧૯૦૧–૨ માં હળ | ૪૩૩૬૫ | ૪૭૪૩૮ | ૩૬૯૭૦ | ૨૨૩૮૫ | ૪૪૧૨૭ | |
| „ બેસવાની ગાડીઓ. | ૨૨૦૫ | ૧૬૩૮ | ૫૭૪ | ૩૨૦૪ | ૯૧૪૨ | |
| „ ખેતીનાં ગાડાં. | ૧૫૨૬૧ | ૨૧૮૨૭ | ૭૧૪૦ | ૧૨૬૦૭ | ૨૮૧૧૫ | |
| **મહેસૂલ.** | | | | | | |
| ૧૮૯૮–૯૯માં ખેડાતી જમીન—કેટલા લાખ એકર? | ૩·૮૨ | ૩·૧૦ | ૨·૦૦ | ૩·૭૮ | ૩·૯૪ | ૧૬·૬૪ |
| ૧૮૯૮–૯૯માં સરકારી મહેસૂલ—કેટલા લાખ રૂપીઆ? | ૯·૭ | ૧૫·૦ | ૨·૨ | ૧૯·૪ | ૨·૧૯ | ૬૮·૩ |
| એકર દીઠ મહેસૂલનો દર. | રૂ.૨–૮–૮ | ૪–૧૩–૫ | ૧–૧–૯ | ૫–૨–૩ | ૫–૯–૦ | ૪–૧–૭ |
| ખાતેદારોની સંખ્યા | ૫૮૪૧૫ | ૧૧૦૮૭૪ | ૨૮૭૬૮ | ૪૮૬૩૮ | ૭૭૫૮૦ | |
| જરાયત જમીનનો વધારેમાં વધારે દર. | (ધોળકા તાલુકામાં.) રૂ.૨–૮–૦ | ( નડીઆદ તાલુકામાં.) ૬–૧૨–૦ | ( ઝાલોદ તાલુકામાં. ) ૨–૮–૦ | ( ભરૂચ તાલુકામાં. ) ૯–૮–૬ | ( ચોરાશી તાલુકામાં.) ૭–૮–૦ | |
| „ ઓછામાં ઓછો દર. | રૂ.૧–૨–૦ | ૨–૧૪–૦ | ૧–૬–૦ | ૧–૪–૬ | ૬–૦–૦ | |
| ડાંગેરના ક્યારડા, કુવેતર વાગાયત જમીનનો વધારેમાં વધારે દર. | રૂ.૬–૦–૦ | ૧૧–૪–૦ | ૩–૧૫–૦ | ૯–૨–૦ | ૧૩–૮–૦ | |
| „ ઓછામાં ઓછો દર. | રૂ.૪–૦–૦ | ૪–૧૦–૦ | ૧–૮–૦ | ૭–૧૪–૦ | ૧૧–૦–૦ | |

| | અમદાવાદ. | ખેડા. | પંચમહાલ. | ભરૂચ. | સુરત. | કુલ. |
|---|---|---|---|---|---|---|
| ચોરસ માઇલે વસ્તીની સરેરાશ. | ૨૦૫ | ૪૫૦ | ૧૬૦ | ૨૦૦ | ૩૮૪ | ૨૬૫ |
| દર માણસે ખેડાતી જમીનની સરેરાશ. ( એકર. ) | ·૪૮ | ·૪૩ | ·૭૭ | ૧·૩ | ૬·૨ | ·૬૧ |
| દર એકરે સરેરાશ પાક.(કેટલા રૂા. નો) | રૂા. ૧૯·૦૬ | ૨૮·૧૦ | ૨૦·૨૪ | ૨૪·૬૨ | ૪૩·૧૦ | |
| ઉપર જણાવેલો સરેરાશ એકરનો પાક અને એકર ઉપર સરેરાશ મહેસૂલ એ બેની સરખામણીના ટકા. | ૧૩·૩૪ | ૧૭·૨૨ | ૫·૪૮ | ૨૦·૮ | ૧૨·૯૧ | |

ટિપ્પણ—ઉપરના પત્રકમાં વસ્તી ૧૯૦૧ ની સાલની ગણતરી પ્રમાણે આપી છે. પાકની બાબતમાં ૧૮૯૮–૯૯ નું વર્ષ સરકારી દફતરમાં 'normal' એટલે સામાન્ય રીતે સારૂં ગણવામાં આવ્યું છે, અને તે પછીનાં વર્ષ દુકાળનાં ગણાયાં છે, માટે મહેસૂલના આંકડા તથા ખેડાતી જમીનના એકરોના આંકડા ૧૮૯૮–૯૯ ના દફતરમાંથી લીધા છે. આર્થિક સંપત્તિ ઉપર દુકાળે લગભગ કાયમ અસર કરી છે. માટે એ સંબન્ધી આંકડા ૧૯૦૧–૨ ના લીધા છે. તદન દુકાળના વર્ષો કરતાં એમાં સુધારો છે એટલે એ લેવાથી સરકારના પક્ષને અન્યાય થવાનો ભય નથી.

આ કોષ્ટક ઉપર લંબાણ વિવેચન કરતા પહેલાં તેમાંથી જાણવા જોગ મુખ્ય વિગતની ટુંક તપસીલ પ્રથમ આપવી તે બહેતર છેઃ—

બ્રિટિશ ગુજરાતમાં 'લેન્ડેડ એરિસ્ટોક્રેસી' યા જમીનદારોનો બિલકુલ અભાવ છે. રૈયતવારી સેટલમેંટનું ધોરણ એ છે કે ખાતેદાર પોતે ખાતાની જમીન ખેડે અને તેમ ખેડતાં પોતાના કુટુંબનું ગુજરાન પુરૂં કરતાં ફક્ત સરકાર ભરત જેટલું જ બચાવી શકે. કોઈ ખાતેદાર પોતાના ખાતાની જમીન ત્રાહીતને સાંથે આપી તેમાંથી પોતાનું તથા સરકારનું મહેસુલ એ બંને પુરૂં કરે એટલી બધી સાંથ લેવા હકદાર નથી. ત્રાહીત

સખસોને પોતાના ખાતાની જમીન સાંથે આપી જે વર્ગ પોતાનું ગુજરાન હાલ ગુજરાતમા ચલાવે છે તે વાસ્તવિક રીતે સરકાર તથા રૈયતના હકોમાં ડખલ કરનાર વર્ગ છે. લોકો જે જમીનની માલકી પોતાની સમજે છે તે ભૂલભરેલું છે. રૈયતને તો ફક્ત ખેડ હક સર્વેમાં મળેલો છે. અને તે હક પ્રમાણે ફક્ત જાતે ખેડનારને પોતાનું પોષણ કરવાનો હક છે અને તે પોષણ કરતાં જે વધે તે સરકારને આપવા બંધાએલો છે, કારણ કે રાજહક તથા જમીનદારીના હક તે બંને હકો રૈયતવારી સેટલમેંટમાં સરકારના જ છે.

ખાતેદારો નાના નાના ટુકડા જમીનના માલીકો છે. એટલે જમીન જોઇએ તે હદ ઉપરાંત રૈયતમાં વહેંચાઈ ગઈ છે. સર્વે હક મળ્યા પછી ખાતેદારોના ⅔ ભાગે પોતાનો સર્વે હક ખોયો છે અને બાકીના ખાતેદારોનો મુખ્ય ભાગ દેવામાં ડુબી ગએલો છે.

દર એકરે સરકારી મહેસુલની સરેરાશ રૂ. ૪-૧-૭ આવે છે. અને ગયા ફેમીન કમીશનના રીપોર્ટ મુજબ પંચમહાલ શીવાય આ મહેસુલ જમીનની કુલ ઉત્પનો ⅟₇ ભાગ છે. રૈયતની પરંતુ એવી બુમ છે કે તે મહેસુલ કુલ ઉપજના ⅟₇ કરતાં જાદે છે અને તે આપતાં ખેડુતને સારાં વર્ષોમાં પણ પોતાના કુટુંબના નિર્વાહ માટે જોઇતું સાધન રહેતું નથી. તો પછી દુષ્કાળ જેવી આફત માટે સંગ્રહ કરવાની તો વાત જ શી ?

બ્રિટિશ ગુજરાતમાં માણસ દીઠ ભાગ્યે એક એકર જમીન ખેડેલી આવે છે. ખેડવા લાયક પણ નહીખેડાએલી જમીન બહુ જુજ છે કે જે બધી ખેડવામાં આવે તો તે પ્રમાણમાં કંઈ મુદ્દાનો ફેર પડશે નહીં. અને પડતર જેમ દિવસે દિવસે ભાગવામાં આવે છે તેમ ઢોરોનું ચરવાનું સાધન કમી થાય એટલું જ નહીં પણ જંગલ ઝાડી ઓછું થવાથી ભવિષ્યના વરસાદ ઉપર બહુ માઠી અસર થવાની ભારે ધાસ્તી છે. ગુજરાતમાં વસ્તીપત્રકના ધોરણે ફક્ત ૪૦ "ટાઉન" યા શહેરો છે. પરંતુ અમદાવાદ સુરત ભરૂચ અને કેટલેક દરજ્જે ગોધરા શિવાયનાં બાકીનાં શહેરો તો મોટાં ગામડાં જ છે. ઉદ્યોગ હુન્નર ઉપર તેમનો આધાર ન હોતાં તે પણ ફક્ત ખેતી ઉપર જ આધાર રાખનારાં છે. નડીઆદ જેવા શહેરમાં પણ ચોમાસાને દહાડે કારીગર કરતાં હળ લેઈ જનાર ખેડુતો વધારે જોવામાં આવશે.

એટલે ગુજરાતની વસ્તિનો ૮૫ ટકા જેટલો ભાગ ખેતી ઉપર જ ગુજરાન માટે આધાર રાખનાર આશરે હશે.

ખેડા જીલ્લામાં દર ચોરસ માઇલે ૪૫૦ માણસની સરેરાસ આવે છે અને બ્રિટિશ ગુજરાતમાં તે સરેરાસ ૨૬૫ માણસની છે.

ફ્રાન્સ જેવા ફલદ્રુપ, આબાદ, અને ઉદ્યોગ હુન્નરથી ભરપૂર દેશમાં આ સરેરાશ ૧૮૦ માણસની છે તે ત્યાં બ્યાજબી કરતાં વધારે ગણાય છે.

યુરોપના ધોરણે એક ચોરસ માઇલ ખેડવા માટે ૨૫ પુરુષ અને ૨૫ બૈરાં યા છોકરાંની જરૂર છે.

સરકારી મહેસુલ યા કોઈ જાતના કરના બોજા સિવાય ફક્ત પોતાની જાતના જ ગુજરાન માટે એક સખસને એક એકરના પાકની જરૂર છે.

ઉત્તર હિંદુસ્તાનમાં એક એકરે અકબરના વખતમાં ઘઉં ૧૧૪૦ રતલ પાકતા ત્યાં હાલ ફક્ત ૮૪૦ રતલ પાકની સરેરાસ આવે છે. ઈંગ્લંડમાં ઘઉંની પાક એકરે ૧૭૦૦ રતલ આવે છે અને હિંદુસ્તાનમાં અનાજની સરેરાસ એકરે ૭૦૦ રતલની થાય એમ અડસટ્ટો કરવામાં આવ્યો છે.

'ઇરીગેશન' માટે ઉત્તર હિંદુસ્તાન માફક અત્રે મોટી નહેરો નથી તેમ મદ્રાસના જેવાં તળાવો યા સરોવરો નથી.

હિંદુસ્તાનની વસ્તિ દર વરસે એક ટકા પ્રમાણે વધે તેવું બહુ હલકું પ્રમાણ લેઇએ તો ગયા વસ્તિપત્રકમાં ગુજરાતની વસ્તિ આસરે ૩૪ લાખની થએલી જોઇએ.

તેને બદલે તે ઘટીને આસરે ૨૭ લાખની થઈ છે એટલે તે દસકામાં હમેશના નિયમિત મરણો ઉપર ૭ લાખ માણસો તે દસકાની આફતોને લીધે નાશ પામ્યાં હોય જોઇએ. એટલે ગુજરાતમાં વસ્તિનો ⅕ ભાગ લગભગ દુષ્કાલના પરિણામોથી મરી ગએલાનું અનુમાન થાય છે.

ખેતીના લોકોને ઢોર જેવી બીજી કોઈ દોલત પ્રિય નથી તેમ છતાં દુષ્કાળમાં અમદાવાદ ખેડા પંચમહાલ અને ભરૂચ જીલ્લાઓમાં કુદરતના નિયમો પ્રમાણે ઢોરાંમાં વધારો થવો જોઇએ તે દૂર મૂકતાં પણ પ્રથમની સંખ્યામાંથી ખેતીનાં ઢોરાંનો ૩૦ ટકા આશરે નાશ પામ્યો છે

હાલ બે-ત્રણ ખેડૂતે એકરે એક ખેતિના ઢોરની સરેરાસ આવે છે.

વસ્તિના ફક્ત ૧૧ ટકા જેટલા સખસો લખી વાંચી શકે તેવા છે.

ગુજરાતની આર્થિક સ્થિતિ કેટલી કંગાળ છે તે બતાવવાને માટે એટલું જ બસ થશે કે જો કે સંવત ૧૯૫૫ પહેલાં ગુજરાતમાં કોઈ વખતે દુષ્કાલ પડ્યાની ઐતિહાસિક નોંધ નથી તેમ છતાં તે એક જ આફતને લીધે સને ૧૯૦૦ના જુન માસમાં ખેડા જીલ્લાની લગભગ ૩૦ ટકા અને અમદાવાદ જીલ્લાની ૨૦ ટકા ઉપરાંત વસ્તિને 'રિલીફ વર્કસ' યા ધર્માદા રોટલની મદદ લેવી પડી હતી અને વસ્તિના લગભગ ૨૫ ટકા ભુખમરા અને તેથી થતા રોગોને લીધે મરી ગયા અને ૬૦ ટકા જેટલાં ખેતિનાં ઢોરાં પણ ભુખે નાશ પામ્યાં.

આ ગરીબાઇનું કારણ રૈયતનું ઉડાઉપણું હોય અગર જમીન પોષણ કરી શકે તે કરતાં વસ્તિનું વધારે વધવાપણું હોય યા તો સરકારી મહેસુલ જુલમી હોવાથી હોય. તો પણ તે ગરીબાઈ કેટલે દરજ્જે પહોંચી છે તે વિશે હવે કંઈ બિનવાદ હોવાનું અશક્ય છે.

( અપૂર્ણ. )

——— શિવાભાઈ મોતીભાઈ પટેલ.

# ગુજરાતી કવિતા અને સંગીત.

કવિતા હમેશાં શબ્દમાલામાં ઉતરી લોકગત થાય છે; અન્તરમાં રમતી કવિતા અન્તર માત્રને અજવાળે છે, લોકસમાજ કાજે નથી. સંગીત બહુધા શબ્દમાલાનાં સ્વરમાધુર્ય ખીલાવે છે, જો કે શબ્દહીન સ્વસંગીત પણ પ્રાણમાં ચેતન ચમકાવે છે. કવિતા અને સંગીત ઉભય સુન્દર કલાઓનાં મૂળ ભિન્ન ભિન્ન હોવા છતાં ત્હેમનાં ઝરણુ આમ એક વ્હેણુમાં વહે છેઃ તેથી સર્વ કાલમાં સર્વ પ્રજાગણમાં કવિતા અને સંગીતનો સંગમ હોય છે. ગંગાજમનાનાં પાણી જેવો એ સંગમ છે, સંગમ આગળ પણ ઉભય સરિતા પોતાના આભરંગવતી જ રહે છે. આપણી ભાષાનો ઉલ્લાસક્રમ એ સંગમનું શું રૂપ દર્શાવે છે તે આજ કંઇક જોઇએ.

ઇતિહાસ ત્હેના ઉપર નયન ઉઘાડે છે તે વેળા આપણી ભાષામાં પરભૃત બોલતાં અને તે સૌરાષ્ટ્રના વનમાંથી બોલતાં. સૌરાષ્ટ્ર રળિયામણો દેશ છેઃ પર્વતની, અરણ્યની, સરિતાની, સાગરની શોભાઓથી સંચિત છે. ભરતકુલના ઋષિ–પૂર્વજોએ હિમાલયની પ્રશસ્ત છાયે રહી સપ્તસિન્ધુનાં વનમાંથી વેદમન્ત્રોનાં મહાગાન ગાયાં એ પ્રદેશ સમો સૌરાષ્ટ્ર પ્રેરણાભર્યો છે. વિશેષમાં નીલ સાગર તરંગપરંપરાથી લીલી ભૂમિની કિનારી બાંધે છે. ઇતિહાસે પણ સૃષ્ટિશોભામાં માનવ જીવનના અદ્‌ભુત અને કરુણ ભાવ સ્ફુરી પુરાણપ્રસિદ્ધ યદુવંશની ભૂમિનું ગૌરવ સવિશેષ કવિતામય કીધું છે. એ શ્રીકૃષ્ણ અને રાણકદેવડીના પ્રાન્તમાં આપણી ભાષાનાં પ્હેલવ્હેલાં પરભૃત બોલ્યાં.

ઘણી ભાષાઓમા પ્હેલવ્હેલું ભક્તોએ ગાયું છે. સૌન્દર્ય અને ભવ્યતા માનવીના લોચનમાં અંજાય, એટલે આશ્ચર્યાનન્દે આન્દોલતી ક્રોઈ સુન્દરતા અને ભવ્યતાની પાછળ પ્રકાશતાં પરમ તત્ત્વનાં દર્શન કરાવે છે. પ્હેલાં ગીત, વેદોચ્ચાર સમાં, પરમ સ્વામીના મહિમાનાં, ગુણકીર્તનનાં હોય છે. સૌરાષ્ટ્રનાં પરભૃતોએ પ્હેલાં કવન ભક્તિનાં કવ્યાં ત્હેનું વિશેષ કારણ પણ છે. મહાભારતના ઉપનાયક, ભગવદ્‌ગીતાના બોધક, પ્રેમભક્તિસંપ્રદાયના સંસ્થાપક અને અવલંબન કૃષ્ણચન્દ્રની ઉત્તર લીલા એ પ્રાન્તમાં વિલસી હતી. વળી સુદામાજી જેવા ત્હેમના ભક્ત અને સખાની દન્તકથાઓ એ પ્રાન્તમાં પ્રસરી રહેલી છે. સૌન્દર્ય ઇતિહાસ પુરાણ દન્તકથાઓથી શણગારાયેલા સૌરાષ્ટ્રે ગુજરાતનાં પ્હેલાં પરભૃત બોલે એ સ્વભાવિક હતું, એ પરભૃતો અન્તરમાં ઉભરાતાં ઉભરાતાં પદ ભક્તિરસનાં રચે એ પણ સ્વાભાવિક હતું. મહારાણી મીરાંના સુકુમાર લાલિત્યે અને નરસિંહ મહેતાના મહાપૂર ઉરભાવ ઉપર આપણી કવિતાદેવીનો રત્નપ્રાસાદ ઉભેલો છે. કોણ કહેશે કે સુન્દરી અને પુરુષપ્રાણના એ પાયા નિર્બળ છે?

કવિતાનાં ઝરણુ ક્ય્હાં ફુટશે? ક્ય્હારે ફુટશે? એ અનુત્તર પ્રશ્નો છે. ઝરણુ ફુટતાં જ વાર લાગે છેઃ એક વાર ફુટેલાં ઝરણુ પછી વહ્યાં જ કરે છે. સુન્દરીહૈયાનાં અને પુરુષહૈયાનાં એ ઝરણુ ફુટી ગુજરાતી કાવ્યસરિતા વ્હેવા લાગી. પછી ત્હેની રમણીય રેલ્યે અસ્ખલિત વહ્યાં જ કર્યું છે. ભાલણ, ભીમ, રત્નો, અખો, સામળ, પ્રેમાનન્દ અને ત્હેનો

સુવિશાળ પરિવાર, દયારામભાઈ અને વૈષ્ણવસ્વામીનારાયણ સંપ્રદાયના ભક્તોઃ એવા અનેક નરવરોએ એ સરિતાને તીરે આશ્રમ સ્થાપ્યા. એનાં નીરથી હઈયાં પોષ્યાં અને પાછાં એ નીરમાં નયનપ્રાણનાં નીર હાલવ્યાં છે. એમ એ સરિતા આજ સુધી વહી છે અને વહ્યાં કરશે. એ કાવ્યગંગામાં સંગીતયમુનાનાં જલ કેવાં રંગનાં વહી આવ્યાં છે ?

આપણા પ્રાચીન કવિસમાજની પદ્ધતિ દેશવત્સલી હતી. ગુર્જરસાહિત્યને મનમાનતા શણગાર ન સજાવાય ત્હાં સુધી પાઘડી ન પ્હેરવાની કવિ પ્રેમાનન્દની પ્રતિજ્ઞા સુવિખ્યાત છે. પ્રેમાનન્દના શિષ્યમંડળના શ્રમ અને ઉત્સાહ પણ આપણી સાહિત્યકથાનું સોનેરી પાનું છે. સંસ્કૃત ભાષામાં તે વેળા સકલ જ્ઞાન સમાયેલું ગણાતું, ધર્મભંડારનાં જવાહીર સંચેલાં હતાં, વિદ્વત્તાનું ભૂષણ એ ભાષા હતી. કવિતા, દિલસુરી, વ્યવહારનાં સાધન પણ ત્હાં જડતાં. તે ભાષા આપણા પુરાણ સાક્ષરો ભણતા, આદરથી અવલોકતા. તે ભાષામાંથી આપણો પ્રાચીન કવિવૃન્દ બહુધા કવિતાના વિષય લેતો. આજ જેમ રાજભાષા ઇંગ્લિશમાંથી ભાષાન્તર અને અનુકરણ આદરથી થાય છે, તેમ તે વેળા ધર્મભાષા સંસ્કૃતમાંથી ભાષાન્તર અને અનુકરણ થતાં. ભક્તિમાન ગુજરાતી પ્રજાની ધર્મભાવનાને તેથી આશ્વાસન મળતું અને એમ ધર્મધેનુનાં દૂધ દોહી દોહી આપણી કવિતા ધર્મવત્સોને પાતી હતી. છતાં ગુજરાતી ભાવને તે સમાજ સંસ્કૃતમય ન્હોતા બનાવતા, પણ સંસ્કૃત ભાવને ગુજરાતીમય બનાવતા હતા. સંસ્કૃતમાંથી શોધેલા સારસારને ગુજરાતી પોશાક પહેરાવી આપણો કવિગણ ત્હેને આપણે ઓળખીએ એવો રચી આપણે આંગણે લાવતા. વેદપુરાણની ભાષામાંથી દત્તક લેવાતી કથાઓના સંસ્કૃત છન્દવૃત્તનાં શણગાર ઉતારી લઈ ગુજરાતી રાગમાં ત્હેમને સજી આપણા કવિવંશના પૂર્વજો પૌરાણિક કથાઓની ગુજરાતી કથનીઓ રચતા. દેશી, મારૂ, ઢાળ, વળણ, રામેરી, રામગ્રી જેવા ગુર્જર ભૂમિનાં જ વૃત્તસન્તાનોનો આ કાલમાં જેટલો અનાદર છે, તેટલાં જ તે કાળમાં આદરસન્માન હતાં. આપણી કવિતાના કોષ તપાસતાં સહજ જણાશે કે ગુજરાતી કવિનાનો સંસ્કૃત છન્દો સાથેનો સમ્બન્ધ–આટલો પરિચય–વર્તમાન યુગનું જ ચિહ્‌ન છે.

આપણી પ્રાચીન કવિતાનું બીજું અંગ એ છે કે બહુધા કાવ્યો સંગીતનાદી હતાં. ભક્તપરભૃતોએ ગીત ગાયાં અને કવિતસંગીતનો સંગમ યોજ્યો એ સંગમનો ત્હેમના અનુયાયીઓએ ઉર પાથરી સત્કાર કર્યો. નરસિંહ–મીરાંનાં સંગીતારૂઢ પદ કાલનાં પાંચસેં વર્ષો ઓળંગી આવી આપણા ઘરમાં રમે છે. દયારામભાઈ અને સ્વામીનારાયણના અષ્ટકવિઓની મધુરમધુરી ગરબીઓ સુણતાં એમ પણ થાય કે સંગીતકલા ભક્તિની પરમ ભાવનાના ઉલ્લાસને અર્થે કદાચ સરજાઈ હોય. બીમ બાલણ ગિરધર રત્નાએ વાપરેલા દેશી તળપદ રાગો પણ સંગીતવાહી છે. ભોજો ભક્ત, ધીરો ભક્ત, લાલો ભક્ત અને ભક્તજનનાં ભજન અને ઉપદેશ પણ સઘળા સંગીતમય રાગવતાં જ છે. અખાના ખડ્ગઘાવ પણ કંઇક સોનારૂપામાંથી ગજવેલનું સંગીત ગજાવે છે. પ્રેમાનન્દના વિશાળ કાવ્ય પ્રદેશમાં કેટલેક સ્થળે સંસ્કૃત વૃત્તના પ્રયોગ નજરે પડે છે; છતાં નળાખ્યાન, સુદામાચરિત્ર અને ઓખાહરણની ત્હેની યશસ્વી કાવ્યત્રિપુટીમાં તો દેશી રાગો જ હલકે છે. પ્રાચીન

કવિઓમાં સંગીતપ્રિયતા અને દેશવાત્સલ્ય આમ અણઅટક્યાં ઉતરેલાં આવ્યાં છે. માત્ર વેંગણપુરના સામળભટે દિશા નવીન ઉઘાડી છે, અને ચંદ તુલસી સુરદાસના છન્દપ્રબન્ધ આપણા પ્રાન્તે આણ્યાં છે.

સંગીતવાહી અને દેશી છતાં પ્રાચીન કવિતામાં રાગોની નાનાપ્રકારની રુચિરતા આવ્યા વિના રહી નથી, એક જ તાનની પુનરુક્તિનો દોષ નથી. રાગની વિધવિધતામાં જે મનોગમતા છે તે આપણી પ્રાચીન કવિતામાં વિદ્યમાન છે. મીરાંની સુન્દરીહૃદયની માધુરી અનેક રાગરાગણીઓની લહરીઓમાં લહકે છે, ને નરસિંહની વેગવતી પ્રભુભક્તિ પ્રભાતિયાંમાં ઉછળે છે. ભોજો, ધીરો અને અખોઃ એ ગુજરાતની ઉપદેશક ત્રિમૂર્તિ છે, છતાં ત્હેમના ઉપદેશોનાં સંગીત પણ ભેદભાવી છે. ભોજાભગત પોતાનો ઉપદેશ ચાબખા મારીને પણ પાય છે, ધીરાનાં ગમ્ભીર પદ જગતથી પર કંઈ શોકમિશ્ર ગીતથી આત્માને જગાડે છે, હથોડાના ઘા સમાન કઠોર સંગીતવતાં અખાનાં વજ્રવેણ ગુર્જર પ્રજાના પ્રાણમાં સત્યનાં મણિ ચિરસ્થાયી જડે છે. બહુદેશી પ્રેમાનન્દની અને ભાલણ જેવા બીજા કથાકારોની કથાઓમાં વર્ણનવાહી ભવવાહી અનેક લાંબા ટૂંકા ગુજરાતી રાગ ભરપૂર શોભે છે. દયારામભાઈની 'પ્રેમઅંશ'ની છોળ્યો સુન્દરતાની વિધવિધ સર્યો સમી ગરબીઓમાં છલકે છે. સ્વામીનારાયણના સ્થાપક પરપ્રાન્તના હતા, પણ તે પન્થના ભક્તકવિઓ ગુજરાતના હતા. ત્હેમની નવસંજીવિની ભક્તિ અનેક સુકોમલ મધુર શોકમય કે વૈરાગ્યઘેરાં કીર્તન ગુંજતી જાગી હતીઃ તે પણ સકલ દેશી રાગોમાં જ. પુરાણ ગુર્જર કવિઓ ભાવની શરીરશોભા બહુધા ગુર્જરરાષ્ટ્રે જ શોધતા અને પામતા. એક વાર્તાનો ભંડાર વિક્રમનાં કીર્તિગાન ગાનાર સામળ અપવાદ હતો. આપણા પ્રાચીન કવિઓને ત્હેમને અનુકૂળ છન્દ આપણા તળપદ રાગોમાંથી મળતા, સંસ્કૃત અને ફારસી વૃત્તોના ભંડાર ઉઘડ્યા પ્હેલાં પણ આપણા કવિપૂર્વજોને પોતાના સર્વ રસનાં યોગ્ય સ્વરૂપ આપણા દેશમાંથી જડતા એ વાત નવા કવિઓના મનનશ્રમને પાત્ર નથી?

આપણા પુરાણ કવિઓની કવિતામાં એક બીજું પણ સહજ દેખાય છે. ગયા પાંચસો વર્ષનું આપણું સાહિત્ય સંસાર કે રાજ્યના પરાવર્તનોના છાયાસંચારથી પણ નિર્લેપ છે. પુરાણ સમય શાન્ત હતો કે આશપાશનું કે અન્દરનું જગત પ્રવૃત્તિનિવૃત્ત હતું એમ કાંઈ નથી. ઇતિહાસ બતાવે છે કે રાજ્યસંસારના મહાપ્રસંગ આજ આવે છે તેમ તે પાંચસો વર્ષમાં પણ આવતા. પારસીઓ આપણે આંગણે આવી વસ્યા, માધવે મુસલમાનોને ગુજરાત અપાવ્યું, મોગલરાજકુલશિરોમણિ અકબર પાદશાહે ગુજરાતને પોતાના ચક્રવર્તી રાજ્યમાં ગૂંથ્યું, વલંદા આવ્યા, ફીરંગી વસ્યા, ઇંગ્રેજો જીત્યા, કંઇ કંઇ હિન્દુમુસલમાનનાં યુદ્ધ થયાં, મુસલમાન યુરોપીના સંગ્રામ જામ્યા, યુરોપીઓએ માંહોમાંહે રણજંગ રોપ્યા; પણ એમાંથી કોઈપિણ મહાભારત આપણી કવિતામાં કંઇ નવલ બળ પ્રેરી શક્યા નહીં. તે સમયની ઉથલપાથલો પ્રજાજીવન દાખવતા સાહિત્યના સ્વરૂપ ઉપર કંઇ ચિહ્નરેખા મૂકી ગઇ જણાતી નથી. દક્ષણીઓના સહવાસથી દક્ષણી ભાષામાં અને દક્ષણી છન્દોમાં થોડીક નજીવી કવિતા આપણા કવિઓએ કરી છે. આપણા પુરાણ કવિઓની પાંખ્ય રાજ્યના મહાપ્રસંગોથી પર ઉડતી. આપણા ન્હાનકડા ગુર્જર સરવરમાં સમીર વમળ પાડે કે તરંગ

ઉછળે—હશે, પણ કવિઓનાં કમળો તો જલનિર્લેપ જ પ્રફુલ્લતાં. પણ ધર્મની પુનરાવૃત્તિ પ્રસંગે કવિસમાજનું એવું દુર્લક્ષ ન હતું. રાજ્યપ્રવૃત્તિઓ તરફ ઘેનભરી નિહાળતી ગુર્જર કવિઓની આંખોનું આન્તર લોચન ધર્મપ્રવૃત્તિઓ પરમ ચેનનાથી નીરખતું હતું એમ વૈષ્ણવ અને સ્વામીનારાયણના સંપ્રદાયોની કથા તેમજ તેમની પ્રજાજીવન અને તદ્દારા ગુર્જર સાહિત્ય ઉપર થયેલી અસરો દર્શાવે છે.

આ પુરાણ યુગથી વર્તમાન યુગ કેટલો ભિન્ન છે તે જરા જોઇએ.

ઈ. સ. ૧૮૫૨ માં દયારામભાઈ દેવલોક પામ્યાઃ તે સાલથી આપણા સાહિત્યનો પ્રાચીન યુગ સમાપ્ત છે. ઈ. સ. ૧૮૪૮ માં ફારબસ સાહેબનો અને કવિ દલપતરામનો અમદાવાદમાં ચાંદાસૂરજના મહેલમાં મેળાપ થયો. એ યોગથી અર્વાચીન યુગ બેસે છે. આમ ઈ. સ. ૧૮૫૨ અને ૧૮૪૮ એ બે સાલ ગુર્જરસાહિત્યના ઇતિહાસમાં બે મહાન સીમાસ્તંભ છે.

તે યોગ સુધી સંસ્કૃત કથાઓને ગુજરાતી શણગાર સજાવી ઘરને ઓયડે બેસારતાઃ તે યોગ પછી દેશપરદેશના અવનવા વાયુ ગુજરાત ઉપર વાવા લાગ્યા અને હિન્દની સાગરની ઝાલર ઓળંગીને પાર્યથી તેમ જ હિન્દના હૈયાની ગુફાઓ ઉઘડીને હેમાંથી કંઈ જ્વલન્ત ઝળહળતાં તેજ વિસ્તરવા લાગ્યાં. વર્તમાન યુગના પ્હરોડમાં યૌવનભર એક ગુર્જર કવિની અને હિતસ્વી વિચારદક્ષ એક ઈંગ્રેજ અમલદારની કલાઓ મળીઃ ઈંગ્રેજ ભાવવિચારના ગુજરાતી કવિતામાં આવાહનની એ દશ્ય સંજ્ઞા હતી. ગુજરાતી કવિતા એ પછી ઇંગ્રેજ, સંસ્કૃત અને ફારસી આકાશોમાં અવનવા ઝોકથી ઉડવા લાગી. પ્રજાના ઊંડામાં ઊંડા ભાવ હેના સાહિત્યમાં અને સવિશેષે હેની કવિતામાં પ્રગટે છે અને સાહિત્યની આત્મનરેખા પાછી હેની શરીરશોભામાં—છન્દપ્રબન્ધમાં પ્રફુલે છે. દલપતકાવ્ય છન્દોનું પ્રદર્શન છેઃ ઇ. સ. ૧૮૪૮ અને હેના નજીકના સમયમાં ગુજરાતી સાહિત્યને કીયા કીયા પરિમલ સુવાસિત કરતા અને પછી કીયા પરિમલ મન્દ પડી જઈ અન્યને માટે પ્રદેશ ખુલ્લો મૂકયો એ જાણવાને માટે દલપતકાવ્યમાંનો છન્દસમુદાય સારૂં સાધન છે.

પ્રાચીન ગુજરાતી કવિતા ઘણે અંશે ‘ વૈરાગ્ય પામી હરિને ’ વખાણતી. ધર્મ એ જ સાહિત્યનો વિષય, એ પુરાણ વિચાર આયમી નવયુગમાં ધર્મ અને સાહિત્યના પ્રદેશભાગ નિરાળા પડવા લાગ્યા. કવિતાની સીમા બહાર ધર્મને થંભાવનાર સામળના દોહરા ચોપાઈ છપ્પની ચિહ્નમાલા દલપતકાવ્યમાંના હુન્નરખાનની ચ્હડાઈ સંપલક્ષ્મીસંવાદ રાજવિદ્યાભ્યાસમાં છે. દયારામભાઇની તેમ જ સ્વામીનારાયણના સાધુઓની ગરબીઓના ઝણકાર તે વેળા તાજા જ હતાઃ દલપતકાવ્યમાં હેના પણ રણકાર છે. કાવ્યદોહનના રચનારના સમયમાં જૂના ગુજરાતી સાહિત્યનો શોધનશોખ ઉગતો હતોઃ ‘ સુધારાના પુરાણ ’ વેનચરિત્ર જેવા લાંબા કાવ્યમાં પ્રેમાનન્દની છન્દછાયા સુદશ્ય છે. છતાં દલપતકાવ્યના છન્દસમુદાયનુ ખાસ લક્ષણ તે આમાંનું કોઈ નથી. સામળ દયારામ કે પ્રેમાનન્દ, નરસિંહ મીરાં કે અખોઃ કોઈ પ્રાચીન કવિમાં નથી એવું દલપતકાવ્યના છન્દસ્વરૂપમાં એક નવલ અંગ છે. નવયુ-

ગના પ્રભાત સાથે ધર્મની ધ્વજછાયાઓ નીચેથી મન્દિરના દરવાજા બહાર સંસ્કૃત ભાષા નીકળવા લાગી હતી. સંસ્કૃત ભાષાની સાથે સંસ્કૃત વૃત્તોની પણ ધર્મનવેણુ ઓછી થતી હતી. પુરાણ કવિઓના છન્દસંગ્રહ સાથે સરખાવતાં દલપતકાવ્યનું વિશેષ છન્દલક્ષણ તો સંસ્કૃત વૃત્તોના વિસ્તીર્ણ ઉપયોગમાં છે. ગુજરાતી છન્દસામગ્રીના એ નવવિકાસના અંકુર શાથી ફુટયાં તે આગળ આપણે ગુજરાતી ભાષામાં છન્દના ઉલ્લાસના ઇતિહાસક્રમનો નિયમ તારવતાં અવલોકશું. ગુજરાતીમાં સંસ્કૃત વૃત્તોનો આદર 'ક. દ. ડા.' એ કરાવ્યો એ ગુર્જર છન્દવિકાસમાં વિશાળ—વિરાટરૂપનું પગલું છે એ આપણે ત્હારે જોઇશું.

ગુજરાતી કવિતા અને સંસ્કૃત વૃત્તોનો થયેલો એ પરિચય પછી તૂટયો નથી અને અખંડિત ચાલુ રહ્યો છે એ નર્મકવિતા અને એ પછીના લેખકોના લેખો ઉપરથી સહજ જણાય એમ છે. આ અવિચ્છિન્ન સમાગમનું મુખ્ય કારણ તો યુનિવર્સિટિદ્વારા સંસ્કૃત ભાષાનો વધતો જતો અભ્યાસ અને તે સાહિત્યની ગુજરાતી ઉપર થતી વિશાળ અને આદરણીય અસર છે.

ગુજરાતના સાહિત્યખંડે સંસ્કૃતવૃત્તોના નવવિસ્તાર છતાં પણ ગુર્જર કવિઓની સંગીતપ્રિયતા ઘટી નહોતી. પ્રાચીન કવિઓ સમા વર્તમાન યુગના આદિ કવિઓ પણ ગીતિનો સત્કાર કરતા. દલપતકાવ્યમાં એટલી ગરબીઓ છે અને ક. દ. ડા. ને ગરબીઓ એટલી વ્હાલી હતી કે ત્હેમને 'ગરબીભટ'નું હાસ્યોપનામ પણ અપાયું હતું. નર્મકવિતામાંની ઉછળતી ઉત્સાહી સુભદ્રસંજીવિની લાવણીઓનાં તાન ગુજરાતીઓના કાનમાં હજી ગુંજે છે અને ગુંજ્યાં કરશે. સંગીત આનન્દદાતા છે: કવિઓ જ્યહારે સંગીતમાં પ્રાણ ફૂંકે છે ત્હારે તે ચીરંજીવી આનન્દદાતા બને છે.

વર્તમાન યુગના આદિ ગ્રહયુગલનું તેજ વીશેક વર્ષ સુધી આપણા સાહિત્યદેશે તપ્યું. ઈ. સ. ૧૮૭૫ માં દલપતકાવ્યથી ગુજરાતને વધાવી ક. દ. ડા. વાનપ્રસ્થ થયા: સુભદ્રમણિ નર્મદનાં પણ ભરતીનાં ગર્જન તે કાળે શમતાં હતાં અને, વિરમતા સંગ્રામ ઉપરની વીરહાક સમા, ઓટના ઘોષ થવા લાગ્યા હતા. તે જ અરસામાં યુનિવર્સિટિનાં પ્હેલવ્હેલાં ગુર્જર સન્તાન, નવસંસ્કારવતા, જ્ઞાનસજ્જ, રગરગમાં યૌવન ઉભરતા, સાહિત્યના પ્રસાદમાં પ્રવેશ્યા અને અવનવા મન્ત્રો વડે, અવનવાં પુષ્પોવડે કવિતાદેવીની પૂજા ત્હેમણે આરમ્ભી. સંસ્કૃત ફારસી અને ઇંગ્રેજી, અને ઇંગ્રેજીદ્વારા જર્મન ફ્રેન્ચ અમેરિકન અને રશીઅન સાહિત્યોના મકરન્દ પ્રાશેલા તે રસિક મધુકરોનો રસ અનેરો જ હતો. આપણો પ્રાચીન કવિસમાજ સંગીતનાદી હતો: અર્વાચીન આદિ કવિદ્વંદ્વ પણ સંગીતને સત્કારતું: છતાં આ નવરસિકોનો સંગીતનો શોખ તો ઓર હતો. એશીયાયૂરોપની પ્રજાઓના કંઈ શતકોપુરાણ ભાવસંચયને ધાવી ધાવી ઉછરતી નવયૌવના આપણી કવિતાને દેશી ઢાળ ગરબીઓ, સંસ્કૃતનાં વૃત્ત, સંગીતશાસ્ત્રનાં રાગરાગણીઓ અને લાવણીઓ: એ બધાંની ગીતિ મન્દ અપૂર્ણ કે સીમાબન્ધવાળી લાગી હોય એમ દીસે છે. દિશદિશમાં નવા છન્દ યોજાવા લાગ્યા: અણસુણી: અણકલ્પી નવલી રચનાઓ નવનવાં ફલફુલ સમી ઉગી નીકળવા લાગી. નવલરામભાઇએ મેઘદૂતનું ભાષાન્તર કરતા મેઘછન્દ યોજ્યો: મણિલાલે ઉત્તરરામચરિતના ભાષા-

ન્તરમાં વિશેષ સંગીતવતી કરુણભાવ લાવણી અને વિષમ હરિગીત યોજ્યાં; અને બાલાશંકરે સાથે ફારસી ગઝલો ગુજરાતીમાં ઉતારી: ડૉ. હરિ હર્ષદ ધ્રુવે મધુભૃતા જેવાં અનેક વૃત્ત ઘડ્યાં અને કંઈ ઇંગ્રેજી રાહ પણ ગુજરાતીમાં ઉતારવા યત્ન આદર્યા: ગીતગોવિન્દનું ભાષાન્તર કરતાં રા. કેશવ હર્ષદ ધ્રુવે મૂળના સુમધુર શૃંગારી છન્દ ગુજરાતીમાં આણ્યા: રા. નરસિંહરાવે ઉપજાતિ વસન્તતિલકા સમાન બે વૃત્તને એક કડીમાં મેળવવા માંડ્યાં; રા. મણિશંકર અંજનાગીત દક્ષણીઓમાંથી લાવ્યા અને શિખરિણી કે મન્દાક્રાન્તા અડધા કે બેવડા કરી શકાય એ શીખવ્યું. દેશી માર્ ઢાળ પુરાણજીર્ણ ગણી નવરસિકોએ અવગણ્યા હશે; પિંગળ ઋષિના છન્દોનું સુઘટ સ્વચ્છ નિયત સંગીત શબ્દરચનાથી વ્યવસ્થાનિયન્ત્રિત લાગ્યું હશે: પણ ફુટતી પાંખ્યોના તરુવરની ડાળ્યોમાં ઉડવાના પ્રયોગો એવા અનેક છે.

(અપૂર્ણ.)

ન્હાનાલાલ દલપતરામ કવિ.

---

# ગુજરાતના પંદરમા તથા સોળમા શતકના ભક્ત–કવિઓનાં જીવન.

( અનુસન્ધાન પૃ૪ ૨૫ થી. )

## નરસિંહ મહેતો.

'કોઇપણ દેશનો ભાષા–વિદ્યા–જ્ઞાન–વ્યવહાર સંબંધી પ્રારંભ યત્ન તે દેશના કાવ્યમાં હોય છે.' આર્યાવર્તની પ્રાચીન સંસ્કૃત ભાષાનું શુદ્ધ સ્વરૂપ તેના કાવ્યમાં જ પ્રતિબિંબિત છે. આર્યાવર્તના કવિવર્ગે પોતાની વાણીનું પ્રથમ સ્વરૂપ કાવ્યમાં જ દર્શાવ્યું છે. તેમાં માયા–મહેશ્વરનાં વર્ણનો હતાં, જે સર્વોત્તમ ગ્રંથ મનાતા અને મનાય છે. તેમાં દેવોની સ્તુતિ સિવાય અન્ય કશું વર્ણન દૃષ્ટિગોચર થતું નથી. આ પ્રમાણે કાવ્યગ્રંથોમાં, તેમણે પોતાના શુદ્ધ ઉદ્‌ગારો, પ્રાર્થના દ્વારે પ્રદર્શિત કર્યા છે. પુરાણોમાં પણ ઇશ્વરસ્તુતિ પ્રાધાન્ય છે. સંક્ષેપમાં, કાવ્યનો વિષય આર્ય કવિઓએ ઇશ્વર સિવાય બીજો ગ્રહણ કર્યો જણાતો નથી. તેજ પ્રમાણે સંસ્કૃતના અપભ્રંશ ગુજરાતી ભાષામાં પણ, ગુજરાતનું યત્કિંચિત્ જ્ઞાન મેળવવાનું સાધન, ઇશ્વરભક્તિવાળા કાવ્ય સિવાય બીજું કંઇ નથી.

ઇશ્વર સંબંધી આ કાવ્યવિષયમાં બધા કવિઓએ કંઇક સ્વરૂપ પકડ્યું છે ખરૂં, તોપણ ત્રણ ચાર કવિઓએ જે ઉચ્ચ રસજ્ઞાન દર્શાવ્યું છે તે, અન્ય ભાષાના ઉત્તમ કવિઓ સાથે પૂરતી સ્પર્ધા કરી શકે. સંસ્કૃતની સર્વ પ્રાકૃત શાખામાં, ગુજરાતી ભાષાની કવિતા, કરુણારસના દર્શનમાં, પ્રથમ સ્થાન ભોગવે છે. કાવ્યની સુકોમળ રસમય અને લાલિત્યમય વાણી ગુજરાતી કવિતાએ ઉચ્ચ રીતે દર્શાવી છે, તેમ જ જ્ઞાનમાર્ગની ગુજરાતી ભાષાની થોડી કવિતા પણ પ્રાચીન કવિઓની કીર્તિધ્વજા ઉચ્ચ ધરી શકે છે.

અંગ્રેજી કાવ્યની કીર્તિ સર્વત્ર પ્રસરી રહેતાં, દેશી સાહિત્યની અવગણના થાય છે. પરંતુ ઉભય પક્ષનો યોગ્ય વિચાર કરતાં આપણને જણાશે કે, ગુજરાતી કાવ્ય એટલી ઉતરતી પંક્તિમાં મૂકવા યોગ્ય નથી. વળી આ બંને કાવ્યના વિષયો ભિન્ન હોવાથી તે સુકાબલો વ્યર્થ છે. તોપણ એટલું નિશ્ચય પૂર્વક કહી શકાય કે પ્રત્યેકે પોતાના માર્ગમાં સુંદર સ્વરૂપ કાઢ્યું છે; અંગ્રેજી કાવ્યમાં અલંકાર અને કાવ્યચાતુર્ય બહુ જ ન્યૂન છે. તેમજ જ્ઞાનમાર્ગના કાવ્યમાં તેઓ ઘણા પશ્ચાત્ ગણી શકાય; ત્યારે અંગ્રેજી કાવ્યમાં કુદરતનાં ચિત્રદર્શનો ઉત્તમ છે.

ગુજરાતી ભાષાના કવિઓમાં, કવિ તરીકે પ્રકાશી નીકળનાર ઘણા થોડા છે. ઘણો ભાગ ભક્ત–કવિનો છે. ભક્ત કવિઓનાં સર્વ કાવ્યોમાં કૃષ્ણ–ગોપીનો શૃંગાર, નીતિ અને ભક્તિ એજ મુખ્ય વિષય છે. તેથી આ ભક્ત 'કવિ'ના નામ કરતાં 'ભક્ત'ના નામથી વિશેષ પ્રસિદ્ધ છે. ભક્તિભાવના આવેશમાં જે કાવ્યો તેમણે લખ્યાં છે, તે બધાં ઉચ્ચ હોઇ, ગુજરાતી સાહિત્યનાં ભૂષણ રૂપ છે.

આ પ્રમાણે ઇશ્વરભજન અને કૃષ્ણકીર્તન એ ગુજરાતી ભાષાની કવિતાના મુખ્ય વિષય હોવાથી, તેમાંની કેટલીક કવિતાઓનું ગીતકવિતામાં ગાન થતાં, અતિ આનંદ ઉત્પન્ન થાય છે, અને તેમાં તલ્લીન–તન્મય થઈ જવાતાં, તેની સકોમળ માધુર્યપૂર્ણ વાણીથી જાણે આનંદસાગરમાં તરતા હોઇએ તેવો ભાસ થાય છે. આ કવિતાઓ વાંચતાં યોગાનંદ, બ્રહ્માનંદ, અને પ્રેમાનંદ,–માં લીન થઈ જવાતાં, તેનું શુદ્ધ સ્વરૂપ પ્રત્યક્ષ થાય છે, એવું આ ગુર્જરી કાવ્ય ગુર્જરી પ્રજાનો શ્રીરંગ પ્રકાશિત કરે એવી પ્રબળ આશીર્વાચક ઉક્તિથી, અમે અહીંથી વિરામી ભક્તિને ગ્રહણ કરીએ છીએ.

ઈ. સ. ના સપ્તમ શતકથી તે સોળમા શતક સુધી, ધર્માંધ મુસલમાનોનાં વૃંદોએ, ઉત્તર આર્યાવર્ત્તમાં ઘોર ઉત્પાત મચાવી, આર્યોને માર્યા, ભ્રષ્ટ કર્યા, લૂંટ્યા, ધન ધાન્ય અને પુત્ર પરિવાર રહિત કરી, દાસ તરીકે વેચ્યા, તે દંભી દોરને પરાસ્ત કરનાર, પોતાનાં ભક્તિ અને બ્રહ્મચર્યના પ્રાબલ્યે ચમત્કારો બતાવી તેમને નિસ્તેજ બનાવનાર આ ભક્તજનો હતા.

આ ભક્તો કે મહાપુરુષોમાંના કેટલાક રાજ્યપદ ઉપર હતા, તો કેટલાક સ્વલ્પ અથવા દરિદ્ર સ્થિતિના હતા. તેમને પૂર્વના પ્રતાપથી સત્સંગ થયો; સત્સંગથી જ્ઞાન થયું; જ્ઞાનથી ભક્તિમાર્ગ જડ્યો; અને ભક્તિપ્રબોધે વૈરાગ્ય ઉપજતાં, ઘણા ભક્તો રાજ્યવૈભવ–સંસારવૈભવનો ત્યાગ કરી, પરમજ્ઞાનમાં મસ્ત થઈ, પોતાની રહેણીકરણીથી જગત્ ઉપર ઉચ્ચ દૃષ્ટાંત મૂકી, મહાત્માજનો મનાયા. કેટલાકે ગૃહસ્થાશ્રમમાં રહી ભગવદ્ભક્તિને સંસારતારક મંત્ર ગણી, નિવૃત્તિપક્ષ ગ્રહણ કરી, લોકોને બોધ આપ્યો. તેમણે નીતિ અને ધર્મનાં અનેક કાવ્યો પણ લખ્યાં છે; તે કાવ્યો એવાં રસિક, મધુર અને બોધક છે કે તે વાંચતાં જગત માત્રની મનોવૃત્તિ નિર્મળ થઈ જાય છે. તે કાવ્યોને અવલોકતાં તેમને શીઘ્ર કવિઓ, તત્ત્વવેત્તાઓ, પંડિતો, પ્રભુભક્તો અને દૈવી શક્તિવાળા મહા-

પુરુષો નિઃસંદેહ માનવા પડે છે. તેમનાં ચરિત્રો ચમત્કૃતિવાળાં હોવાથી ધર્મથી અજ્ઞાત નાસ્તિકને તેની સત્યતા વિષે શંકા રહે છે. આ ભક્તો અત્યુદાર પ્રકૃતિવાળા સખી જનો હતા. પાપીઓને પાપમુક્ત કરી, રોગીજનોના અસાધ્ય રોગોને નિવારી, નાસ્તિક, ગર્વિષ્ઠ, દાંભિક મદાંધ પ્રકૃતિઓને ચમત્કાર દેખાડી શુદ્ધ બનાવતાં, જે ઉદારવૃત્તિ તેમણે દર્શાવી છે, તે. ખરેખર વિસ્મય પમાડે તેવી છે. તેમનો આ ચમત્કારી મહિમા સત્ય અને સિદ્ધ છે.

કેટલાક ભક્તજનોને, જ્ઞાન-વિજ્ઞાનના વિષમ ભેદોનું જ્ઞાન નહોતું. તેઓ પ્રભુપર અત્યંત પ્રેમી અને દૃઢ શ્રદ્ધાવાળા હોઈ, હરિભક્તો અને હરિજનોને હરિતુલ્ય સમજી, તેમની સેવામાં સર્વદા નિમગ્ન રહેતા. ને તેમના શુદ્ધ સત્ય વિશ્વાસથી, તેમને મહાન્ પદ મળ્યું છે. ઈશ્વર અને ઈશ્વરભક્તોનાં ચરિત્રોનો ખ્યાલ માત્ર પણ, પૂર્ણશ્રદ્ધા, વિસ્તીર્ણ અનુભવ, ઘણા ગ્રંથાવલોકન, સદ્ગુરુસંપન્ન નીતિ, મનની નિર્મળતા અને દૃઢ વિશ્વાસને અંગેજ, આવી શકે છે. કારણ કે બાલ્યવયમાં ઈશ્વર સંબંધી જ્ઞાન થતું નથી; યોગ્ય વયે પહોંચતાં, કલ્પનાશક્તિનો પૂર્ણ વિકાસ થતાં સંસારવિષયનો બહોળો અનુભવ થતાંજ તે જ્ઞાનનો પ્રકાશ થાય છે.

ઈશ્વરોપાસના વડે ભક્તજન ચિન્તામાત્રથી વિરક્ત થઈ, પ્રભુપ્રેમમાં તન્મય થાય છે. અને એજ ઘટના લાગી રહેતાં, ઈશ્વરનાચૈતન્ય-સ્વરૂપનું મનોવૃત્તિઅનુકૂળ દર્શન થાય છે. ભક્તિનું આ અંતમાહાત્મ્ય છે. શૃંગાર-ઉપાસકો કહે છે કે પ્રભુસ્વરૂપ કેવળ શૃંગારથીજ પ્રાપ્ત થાય છેઃ અને અમારા કવિદ્વય નરસિંહ મહેતા, તથા મીરાંબાઈની, તેજ ભક્તિ હતી.

(ગુજરાતના કવિઓમાં નરસિંહ મહેતો પ્રથમ 'ભક્ત કવિ' હતા. ભક્તિમાં તેની એકાગ્રતા અને દૃઢતાને લઈને, તેનાં કવનો તેને સહજ સ્ફુરી આવેલાં જણાય છે; અને તેથીજ તેમાં સ્વાભાવિક તલ્લીનતા અને તન્મયતાના ઉદ્ગારો દૃશ્ય છે. જે પ્રસંગ અને જે વિષય તેણે ચ્યા છે, તેમાં તેનું વર્ણન એવું મનોહર, અને ભભકદાર છે કે, શ્રોતાના મન ઉપર ઉંડી છાપ બેસાડી, હૃદયને ભેદી તેમને દિઙ્મૂઢ બનાવી મૂકે છે. એ પણ કૃષ્ણ તરફના તેના અનન્ય પ્રેમ અને એકનિષ્ઠ ભક્તિનોજ પ્રભાવ છે. જ્યારે ભાષામાં પૂરતાં સાહિત્યો મળતાં નહિ, ભાષા પૂરી ખેડાયલી નહોતી, માતૃભાષા સંસ્કૃતમાંથી ઘણા વિકાર થતાં પ્રાકૃત બની અપભ્રંશ બનતી જોવામાં આવતી, પરદેશી રાજ્યોની ધુંસરીમાં પડેલા રાજાઓ ભાષાના ઉદ્ધારને માટે આશ્રય અને ઉત્તેજન આપી શકે નહિ એવી સ્થિતિમાં હતા, અથવા વિદેશી રાજકર્તાઓના જૂલમના ભોગ થઈ પડેલા લોકોની વૃત્તિ બીજા પ્રસંગોમાં ચોટેલી હોવાથી ભાષા ઉપર બહુજ ઓછી હતી, ત્યારે અણઘડ અનિયમિત અને વ્યાકરણરહિત ભાષાને કેળવવી, તેમાં પણ કાવ્યવિષયમાં, અને તે પ્રથમ પ્રયાસથીજ વિજયી નીવડવું, તે સામાન્ય શક્તિથી અશક્ય છે; કોઈ અલૌકિક શક્તિજ તેમાં પ્રવેશ કરી, તેને મહત્ત્વ કરી શકે છે. અને તેથીજ નરસિંહ મહેતાની શક્તિ અલૌકિક હતી, એમ પ્રત્યેક જન સ્વીકારશેજ. અમે પુનઃ દર્શાવીયે છીએ કે, અનન્ય પ્રેમ અને ઉચ્ચ ભક્તિને પ્રભાવેજ, ગુર્જર ભાષામાં કાવ્યને હાથ ભરી, રંગી, શ્રુતિમનોહર કાવ્યને વિસ્તારી, પોતાના અનુયાયી કવિઓની સૃષ્ટિને,

જે ખેરાક તેણે આપ્યો છે, તથા ભાષાને સતેજ બનાવી ભાષાના પાઠકો ઉપર જે ઉપકાર તેણે કર્યો છે, તે નિઃસીમ છે.

નરસિંહ મહેતાના જીવન ચરિત્ર ઉપરથી જણાય છે કે, બાળ વયમાં તેને કંઇ કાવ્ય ઉપર અભિરુચિ હતી નહિં. લોકોનાં મન જ્યારે પરાઙ્મુખ હતાં, ત્યારે કાવ્ય ઉપર સબળી અભિરુચિ થવાનું, કંઇ વિશેષ કારણ હોવું જોઇએ; તે કારણનો શોધ કરવો અત્ર આવશ્યક છે: પરંતુ તેના જીવનચરિત્રની જે સંકલના અત્યાર સુધી ગુંથાઇ છે, તેના ઉપરથી કંઇ પણ નિરાકરણ ઉપર આવવાને અમે અશક્ત થઇએ છીએ. તો પણ અમને તો કૃષ્ણ–કીર્તન અથવા તેના ગુણનું ગાન એજ વિશેષ કારણરૂપ છે. આર્યજનની પરંપરા અને તેમાં પણ વિશેષે કરીને સૌરાષ્ટ્રજનની અથવા ગુજરાતીઓની એવી છે કે, શિષ્ટ સંપ્રદાયને લઇને પોતાના વડીલોને, ધર્મપ્રવર્તકોને, આચાર્યોને, ભક્તોને, કવિઓને, વિદ્વાનોને, કલાવાન્ પુરુષોને અથવા તો પોતાનાથી લેશ પણ વધારે જ્ઞાન અથવા પ્રભાવવાળા પુરુષો પ્રતિ માનદષ્ટિથી–પૂજ્યભાવથી જુએ છે. અને તેમ કરતાં તેઓ એટલે દરજ્જે પહોંચે છે કે તેને દેવ તરીકે ઇશ્વરપ્રેરિત જન તરીકે પૂજે છે, અને તેથી તેમનાં યશોગાન, સ્તુતિકવનો, અને ચરિત્રોમાં, તેમનાં અદ્‌ભુત પરાક્રમોનું યોગ્ય વર્ણન આપતાં, શુદ્ધ બુદ્ધિથી, પૂજ્યભાવથી, તથા તેમના પ્રતિ વિશેષ શ્રદ્ધા અને વિશેષ માન ઉત્પન્ન કરવાના અંતર્ગત ઉદ્દેશથી, ચમત્કારો મિશ્રિત અતિશયોક્તિ મૂકી છે; તેથી તે અતિશયોક્ત કથામાંથી, લગભગ સાડાચારસેં વર્ષ થયાં પ્રચલિત દંતકથાઓમાંથી સત્ય તારવી, ખરૂં ચરિત્ર જનમંડળની દૃષ્ટિ સમક્ષ મૂકવું, એ, અતિ દુષ્કર છે. તેથી અમારો આધાર, તેવાં દૂષિત સાહિત્યો ઉપર હોવાથી, અમે તેવા જ દોષના ભોગી થઇ પડીએ, તેને માટે અમે પુનઃ ક્ષમા યાચીયે છીએ.

આ પ્રયાસ પહેલાં નરસિંહ મહેતાના જીવન ચરિત્ર માટે, ચાર પાંચ સ્થળે પ્રયાસ થયો છે. ભક્તવિજયમાં મહીપતિ બાવાએ ભક્ત તરીકે તેનું ચરિત્ર લખેલું છે, તેમજ ભક્તમાળમાં નાભાજીએ પણ તેને માટે લખ્યું છે. આ બંને કર્તાઓ પોતે ભક્ત હોઇ, ભક્તિમાં મસ્ત રહેલા અન્ય ભક્તોનાં ચમત્કારક વર્ણનો તેમણે લખ્યાં છે. ભક્તચરિત્ર, સંતમાલિકા, સંતચરિત્ર, સંતવિજય, સંતલીલામૃત ઇત્યાદિના લેખકોએ પણ નરસિંહ મહેતાને માટે લખ્યું છે; પણ તે માત્ર ભક્ત તરીકે જ લખાયલું છે; અને તેથી તે વર્ણનો અતિશયોક્ત હોવાનો સંભવ છે. તેના ઉપરથી ગુજરાતીમાં ચરિત્ર–ચંદ્રિકા, મહાજનમંડલ, ઇત્યાદિના કર્તાઓએ લખેલું છે. તો પણ કવિ તરીકે અથવા ભક્ત કવિ તરીકે તેમને માટે બહુ જુજ લખાણું છે. કવિ નર્મદાશંકરે નર્મ ગદ્ય અને કવિ ચરિત્રમાં, કવિ દલપતરામે બુદ્ધિ પ્રકાશમાં, રા. હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળાએ પ્રાચીન કાવ્યના ત્રિમાસિક પત્રમાં, અને રા. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ બૃહત્ કાવ્ય દોહન ભાગ ૨ જામાં વધારે સવિસ્તર લખાણો કરી સારૂં અજવાળું પાડયું છે; અને તેથી જ આ લેખ લખવાને અમે ભાગ્યશાળી થયા છીએ.

કાઠિયાવાડમાં આવેલા સૌરાષ્ટ્ર દેશમાં, જૂનાગઢ એક અતિ પ્રાચીન શેહેર છે. પૂર્વે જેને સૌરાષ્ટ્ર કહેતા તે સૌરાષ્ટ્રની રાજધાની જૂનાગઢ ગણાતું હતું. જૂનાગઢમાં આવેલ ઉપરકોટનો

ભાગ, તેમજ તેમાં રહેલાં કેટલાંક ભવ્ય મકાનો તથા બાંધકામો લગભગ બાવીશસેં વર્ષની સાક્ષી આપતાં, કાળ પ્રવાહમાં ઘસડાઇ ગયેલા મહાન્ પુરૂષોનું ભાન કરાવે છે. પાડોશમાં રહેલ ગિરનાર, કાળના પ્રહારને પાછો હઠાવતો, પોતાની ગોદમાં ઉત્તમ દેવાલયો સંગ્રહી રાખી શિલાલેખ, સિક્કા, ઇત્યાદિથી પોતાની પ્રાચીનતા બતાવી, અશોક, સ્કંદગુપ્ત, અને રુદ્રદામા જેવા નૃપતિઓનાં નીતિશાસનો જાળવી રાખી, પોતાની ઉચ્ચતા તથા પવિત્રતા દર્શાવતાં, શિરોલિખિત નૃપતિઓનાં તે શાસનો દૃઢતાથી પળાવે છે, એવી તે પ્રાચીન પવિત્ર ભૂમિ નરસિંહ મહેતા જેવા ભક્ત કવિના જન્મનું અભિમાન ધરાવી વધારે પવિત્ર મનાય એમાં આશ્ચર્ય નથી. જૂનાગઢમાં વીશનગરા નાગરોની વસ્તી તે કાળે સારી હતી. નાગરો પરાપૂર્વથી મુત્સદ્દી વર્ગના હોઇ, કેળવાયલા અને ઉચ્ચ સ્થિતિમાં હતા. પાટણ, ઇડર, જૂનાગઢ, નવાનગર, ભાવનગર, ઇત્યાદિ સ્થળે તેમણે પ્રધાનપદ ભોગવી, પ્રતિષ્ઠા મેળવી છે, એ સુપ્રસિદ્ધ છે. તેમાં પણ વિશેષે કરીને આ વર્ણ પોતાનાં બુદ્ધિબળ અને શૌર્યથી, કાઠિયાવાડમાં જાહોજલાલી, શ્રીમંતાઇ, અને ઉચ્ચ સ્થિતિ ભોગવતી હોવાથી, જ્ઞાન અને વિદ્યાના અંકુર તેમનામાં વધારે હોય જ. અને તેથી તેમની ભાષા વધારે શુદ્ધ હોવાનો સંભવ છે.

તે નાગર બ્રાહ્મણની જ્ઞાતિમાં વિષ્ણુદાસ કરીને ગૃહસ્થ રહેતા હતા. વિષ્ણુદાસ જૂનાગઢના કુંતીયાણામાં મુત્સદ્દીનું કામ કરતા. વિષ્ણુદાસને કૃષ્ણદામોદર અને પર્વતદાસ કરીને બે પુત્રો હતા. કૃષ્ણ દામોદરને કોઇ વત્સરાજ, કોઇ વચ્છો, અને કોઇ નરખત મહેતો કહે છે. વિષ્ણુદાસના મૃત્યુ પછી કૃષ્ણદામોદરને ધંધાવગર રહેવું પડ્યું. જૂનાગઢમાં તે વખતે (ઈ.સ. ૧૪૩૩ થી ૧૪૭૩ સુધી) મંડળીક રાજા રાજ્ય કરતો હતો. પ્રસિદ્ધ નાગબાઇથી શાપિત, વણિક કન્યાનો શાપિત, વીંજાનો રક્તપિત્ત નાશક પવિત્ર મંડળીક, કાળક્રમે ભ્રષ્ટ થયેલ ખાનજહાન શાહ, આપણને ઇતિહાસથી સુવિદિત છે. આ મંડળીકના સમયમાં, રાજ્યની વ્યવસ્થા બરોબર નહિં હોવાથી, કૃષ્ણદામોદરનો નોકરીમાં પત્તો નહિં લાગવાથી, તે બેરોજગાર રહ્યો હતો. કૃષ્ણદામોદરને ત્રણ પુત્રો હતાઃ જીવણદાસ, નરભેરામ, અને નૃસિંહરામ. કોઈ ચાર પણ કહે છે. તેને એક પુત્રી હતી, એમ પણ કોઈ કહે છે. પણ નૃસિંહ મહેતા સિવાયના, બે અથવા ત્રણ ભાઇઓ, અને એક બહેન એ સઘળાં, કૃષ્ણદામોદરની હયાતીમાંજ ગુજરી ગયાં હોય એમ જણાય છે. કૃષ્ણદામોદરની પાછલી ઉમરમાં નરસિંહ મહેતાનો જન્મ થયો હતો. તેનો જન્મ તેના એક શિષ્ય પ્રમાણદાસની શોધ પ્રમાણે, સંવત ૧૪૭૧ એટલે ઈ. સ. ૧૪૧૫ માં થયો હતો; અને બીજા શિષ્યની શોધ પ્રમાણે સંવત ૧૪૬૯ એટલે કે ઈ. સ. ૧૪૧૩ માં થયો હતો; તો પણ એ તો ચોક્કસ કે નરસિંહ મહેતાનો જન્મ ઈ. સ. ૧૪૧૩ થી ૧૫ સુધીમાં થયો હતો. પાછળથી થયેલા શોધ ઉપરથી એમ અનુમાન થાય છે કે, તેનો જન્મ ઈ. સ. ૧૪૧૩ માં હોવાનો વધારે સંભવ છે. તેમાં નીચેનાં કારણો પુષ્ટિભૂત છે. તેનાં ઘણાં ચરિત્રોમાંથી એમ નક્કી થાય છે કે મંડળીકના મૃત્યુ પછી બરોબર સાતમે વર્ષે, ૬૬ વર્ષની પૂરી વયે, નરસિંહ મહેતાનું મરણ થયું હતું. હવે રાવમંડળીકનું મૃત્યુ ઈ. સ. ૧૪૭૩ માં થયું હતું. તે પ્રમાણે સાતમે વર્ષે એટલે કે ૭ વર્ષ પૂરાં થતાં, એટલે ઈ. સ. ૧૪૭૯ માં નરસિંહ મહેતાની ઉમર બરોબર છાસટ વર્ષની થઈ હોવી જોઇએ. તે પ્રમાણે તેનો જન્મ

ઇ. સ. ૧૪૭૯ થી ૬૬ વર્ષ ઉપર હોવો જોઇએ. તેથી ૧૪૧૩ માં તેનો જન્મ થવાનું વધારે સંભવિત લાગે છે. તો પણ આવા અનિયમિત અને અપૂર્ણ સાહિત્યવાળા ચરિત્રમાં નાયકના જન્મની સાલમાં એકાદ બે વર્ષનો અંતર આવે, એ મોટી બાબત નથી.

ઇ. સ. ૧૪૧૬ માં કૃષ્ણદાસ ગુજરી ગયા તે વખતે નરસિંહની ઉમર ત્રણ વર્ષની હતી. તેથી બાળપુત્ર સાથે અનાથ વિધવા, નરસિંહના કાકા પર્વતદાસ સાથે રહેતી હતી. આર્ય સંસારનું આ એક સામાન્ય લક્ષણ છે કે, અમુક કુટુંબમાં સમાન કક્ષાના ભાઇઓ, પરણ્યા પછી કદાચ્ જૂદા રહી પોતાનો ગૃહસંસાર જૂદો ચલાવતા હોય તોપણ, કોઇભાઇનો નાશ થતાં, તેની વિધવા અને તેનાં બાળસંતાનોને બીજા ભાઇઓ પોતાની સાથે રાખી, તેમનો ગૃહસંસાર ચલાવતાં, વડીલ તરીકે તેમનાં બાળકોનું પાલન કરે છે. અને શુદ્ધ દયાભાવ, દૃઢ સ્નેહને લઇને તેમજ એક લોહીનાં લાક્ષણિક ગુણને અંગે, સ્ફુરી આવે છે. નરસિંહને સહોદર ભાઇ રહ્યો નહોતો. તેથી કાકાના કુટુંબમાં રહેતો. કાકાના પુત્રો સાથે ગામઠી નિશાળે જતો, ત્યાં તેણે સંસ્કૃતનો કાંઇ અભ્યાસ કર્યો હતો. પંડિત કમળનયનાચાર્ય, જે નરસિંહ મહેતાના ચોરામાં ઘણો દીર્ઘ સમય રહ્યા હતા, તેઓ જણાવે છે કે 'નરસિંહની માતાજ જાતે વૈષ્ણવી હતી. અને તે હમેશાં પોતાના પુત્રને વિષ્ણુ-કૃષ્ણનાં ચરિત્રો સંભળાવતી હતી. તે એક વખત ગોકુળ મથુરાં જઇ આવી હતી. તે વખતના નાગરો ઘણાખરા શિવમાર્ગી હતા; સ્માર્ત્ત પંથનો વિશેષ પ્રચાર હતો. તેથી પાછળથી ધર્મ સંબંધી તેના કુટુંબમાં વઢવાડ થઇ હતી.' બીજી હકીકત એમ પણ મળે છે કે, નરસિંહ આઠ વર્ષનો થયો ત્યાં સુધી તે મોઢે બોલવાને પૂરેપૂરો શક્તિમાન્ નહોતો. પણ ગિરનાર પર આવતા કોઇ સંતને, ભિક્ષા માગતો સાંભળી, તેની વિધવા માતા પોતાના મુંગા બાળકને લઇ આવી, ભિક્ષા આપી, બાળકની હકીકત સંતને કહી. સંતે માત્ર એટલું કહ્યું કે 'બોલ બેટા, શ્રી કૃષ્ણ.' જે શબ્દ બોલતાંજ તેની જીભ છુટી ગઇ; ને એજ વખતથી કૃષ્ણ સાથે લગની લાગી. પછીથી તે શાળામાં ગયો. ત્યાં કોઇપણ પ્રકારે સંસ્કૃત વ્યાકરણના પાઠ સિવાય બીજું કંઇ ભણ્યો નહિ. કેટલાંક માણસોને કમળનયનના શબ્દોથી આ હકીકત ભિન્ન લાગે છે. પણ અમને તે એમાં ભિન્નતા કરતાં સામ્ય વિશેષ જણાય છે. અને તેથી કમળનયનની હકીકતને પુષ્ટિ મળે છે. પ્રથમ તો એ કે નરસિંહ મહેતાની મા વૈષ્ણવી હતી. અને તે વખતના બીજા નાગરો શૈવ હોવાથી તેમનાં કુટુંબમાં વાંધો પડ્યો હોય એ સંભવિત છે. નરસિંહનો બાપ કૃષ્ણદામોદર ગુજરી ગયા પહેલાં, બને ભાઇઓ જૂદા રહેતા હતા. પાછળથી કાકાને ત્યાં રહેવાથી, તેમના પુત્રો સાથે નરસિંહ નિશાળે જતો હશે. વળી સ્વચ્છંદી બાળ અવસ્થાના પ્રસંગોથી કંટાળી તેની માતાએ આગ્રહથી તેને નિશાળમાં મૂક્યો હોય એ સંભવિત છે. પોતાનું બાળક આઠ વર્ષ સુધી બોલતું નહિં હોવાથી, માતાને ખેદ થયો હશે, તેથી ગિરનાર પર આવતાં સંતને તે બાળક બતાવવું, તેણીને યોગ્ય લાગ્યું હશે; વળી સંતને વૈષ્ણવ જોઇને માતાને પોતાને વધારે શ્રદ્ધા બેઠી હશે. સંતે વૈષ્ણવ હોઇ કૃષ્ણ શબ્દનોજ ઉચ્ચાર કરાવ્યો હશે. અને તેથી વાચા ખીલતાં, તે શબ્દ તે ખાસ પ્રસંગને લઇને, સારી રીતે સ્મરણમાં હશેજ. અને તેથીજ માતા પાસેથી શાળાએ જતાં, અથવા બીજી જગ્યાએ જતાં, તેની હકીકત જાણી, તેનું અદ્ભુત ચરિત્ર સાંભળી, તેની સાથે લગની લાગી ગઇ હોય !

નરસિંહને અગીયારમે વર્ષે એટલે ઈ. સ. ૧૪૨૮ માં તેનું વેવિશાળ મળ્યું હતું. પણ એ અભણ હોવાથી, તે વેવિશાળ રદ કરવામાં આવ્યું હતું. નરસિંહ મહેતાના બાપદાદાનું ઘર કુલીન અને જ્ઞાનવંત ગણાતું હોવાથી, જૂનાગઢના દિવાનની દીકરી સાથે તેનો વિવાહ મળ્યો હતો. શ્રીમંત ઘરવાળા મુખ્યત્વે કરીને પોતાના વરીયા શોધવાના કામમાં રહી, કુળ અને કુટુંબ તરફ વિશેષ લક્ષ આપતાં, વરની યોગ્યતાનો વિચાર કરવાની દરકાર કરતા નથી. નરસિંહ બાલ્યવયથી ગિરનારના દરવાજા બહાર સાધુઓનાં વૃંદોમાં જઈ પડી રહેતો; ઓનો વેષ લઈ, તે સાધુઓની મધ્યમાં તાળોટા પાડી નાચતો અને કુદતો; તે તેનાં વડીલ શ્વશુરે જોયાથી, વેવિશાળ રદ કર્યું હતું. આ આપદાથી બીજા કુટુંબીઓને કંઈ લાગ્યું નહિ, પણ મહેતાની માતાને બહુજ લાગી આવ્યું. ઉચ્ચજ્ઞાતિઓમાં એક ગૃહસ્થની વરેલી કન્યાનું વેવિશાળ રદ કરવામાં આવે તો તે, તે વરને તેમજ તેના આખા કુટુંબને કલંકરૂપ ગણાય છે; તેમજ તેને માટે બીજી કન્યા મેળવવામાં બહુ વિષમતા નડે છે. તેજ વૃત્તિથી, તેમજ પોતાના પુત્રની અશક્તિ, અને અયોગ્યતાને લઈને, તેમજ પોતે અનાથ અને શક્તિહીન હોવાથી પોતાનો બાળપુત્ર કુમારો રહી જશે, એવી બીનિથી પ્રેમાળ માતાને વધારે લાગણી થાય એ સ્વાભાવિક છે. અને કદાચ, એજ ઉપાધિએ તેના મૃત્યુને વધારે નજીક ખેંચ્યું હશે! પુત્રની પ્રેમાળ માતા અશક્ત થઈ; માંદગીને લઈને શય્યાવશ રહી; ચિંતા અને કષ્ટથી શરીર ક્ષીણ થઈ ગયું હતું; અને અલ્પ સમયમાં એટલે તેજ વર્ષમાં તેનું મૃત્યુ થયું. શિષ્ટાચાર્યો કહે છે કે બાલ્યવયમાં જેની માતાનુ મૃત્યુ, તારુણ્યમાં સ્રીનું, અને વૃદ્ધાવસ્થામાં પુત્રનું મૃત્યુ થાય એ, અત્યંત અનિષ્ટ ઈશ્વરી ક્ષોભ છે. નરસિંહ મહેતાને પણ ઈશ્વરી ક્ષોભ થયો હતો; ક્ષોભની આ પ્રથમ પંક્તિ હતી! નરસિંહ મહેતાની માતાના નામ વિષે મતભેદ છે. કમળનયનાચાર્ય કહે છે કે, તેની માતાનું નામ પાર્વતી હતું; ત્યારે રા. મણિશંકર કીકાણી જણાવે છે કે પિતૃગૃહમાં તેને પાર્વતી અને સાસર પક્ષમાં દયાગૌરી કહેતા; અને રા. દુર્ગાપ્રસાદ એમ કહે છે કે, 'પિતૃગૃહમાં તેણીને ગોમી, અને સાસર પક્ષવાળા તારા કહેતા'. તેના મરણની સાલ અમે ઈ. સ. ૧૨૨૪-૨૫ ની નોંધીએ છીએ. નરસિંહ હવે નમાયો થયો; નબાપો તો હતોજ. આ પ્રમાણે નિરાધાર બનતાં, આપણો નમાયો, નબાપો નરસિંહ, કાકા અને કાકાના પુત્રના આધાર ઉપર પડયો.

નરસિંહ મહેતો હવે કાકાની સંભાળ નીચે રહેતાં, કાકો પણ ચિંતામાં પડયા: કાકાના મનમાં થયું કે, 'મારો ભાઈ અને મારી ભાભી ગુજરી જતાં, તેમનો પુત્ર એ મારોજ પુત્ર; મારી સાથે રહેવાથી, તેમજ મારા રક્ષણ નીચે ઉછરતો હોવાથી, તે દીર્ઘકાળ કુમારો (કુંવારો) રહે એ મને મોટું કલંક છે'. આ પ્રમાણે નરસિંહનામાં તેને કંઈક પોતાપણું જણાયું. નરસિંહ હવે પોતાનોજ પુત્ર તેને જણાવા લાગ્યો! આર્ય હૃદયના દયાભાવનું આ એક તાદ્દશ ચિત્ર છે! પોતાને આધારે રહેલા, પોતાના અનાથ સંબંધીઓમાં તેને કંઈક પોતાપણાનો આભાસ થાય છે! આ પ્રમાણે નરસિંહ પ્રતિ કાકાની મમતા અને પ્રેમભાવ જાગૃત થયાં હતાં; હવે તેના હિતને માટે અત્યંત ચિંતા થતાં, તેણે પ્રયાસ કરી જૂનાગઢ પાસેના મજેવડી ગામમાં રહેતા નાગર ગૃહસ્થ રઘુનાથ પુરુષોત્તમની પુત્રી

માણેકબાઈ સાથે વિવાહ મેળવ્યો. સંવત્ ૧૪૮૭ ના વૈશાખ માસમાં એટલે કે સને ૧૪૩૧ માં લગ્ન થયાં.

આ પ્રમાણે કુટુંબની કીર્ત્તિ સતેજ કરી, પોતાનું ચિત્ત શાંત કરી, કાકો આ મૃત્યુભૂમિમાંથી પ્રયાણ કરી ગયા! પર્વતદાસનું મૃત્યુ સંવત ૧૪૮૮ એટલે ઈ. સ. ૧૪૩૨ માં થયું. મહેતાનો આ છેલ્લો આધારસ્તંભ તૂટી પડયો !

રા. કાંટાવાળા મહેતાના લગ્નનું વર્ષ સંવત ૧૪૮૮ એટલે ઈ. સ. ૧૪૩૨ માને છે, પરંતુ રા. ડીકાણીના કહેવા પ્રમાણે પર્વતદાસનું મૃત્યુ સંવત ૧૪૮૮ માં થયું હોય, અને તે પહેલાં એક વર્ષે નરસિંહ મહેતાનાં લગ્ન થયાની વાત ખરી હોય, તો, સંવત ૧૪૮૭ અથવા ઈ. સ. ૧૪૩૧ માં લગ્ન થયું હોય.

કહે છે કે પર્વતદાસ પણ પરમ ભક્ત હતા. તેઓ નરસિંહને સાથે લઇ દ્વારિકાં યાત્રાએ જતા હતા; રસ્તામાં અત્યંત ક્ષુધાર્ત્ત થયા: દૂર દૃષ્ટિ કરતાં એક નેસડો દીઠો; નેસડા પાસે આવતાં જણાણું કે, તેમાં આહીરો કૃષ્ણકીર્તન કરતા હતા; નરસિંહ મહેતો તે જોઈ તેમાં સહભાગી થયા; કીર્ત્તન થઈ રહેતાં, હરિજનોએ આહીરોએ તે બંનેને જમવાનો આગ્રહ કર્યો પર્વતદાસ આનાકાની કરી દૂર રહ્યા. સમાન દૃષ્ટિવાળા નરસિંહમહેતાને, આહીરોની હરિભક્તિને લઇને, તેમના મનુષ્યત્વને લઇને, ભેદ નહિ જણાયાથી, સાથે બેસી ભોજન કર્યું !!! નરસિંહની સહાયે ચઢેલા શ્રીકૃષ્ણ પરમાત્માએ આ રીતે, આ ભક્તજનની ક્ષુધા તૃપ્ત કરી ! પર્વતદાસે આ જોઇ નરસિંહને ઠપકો આપવા સાથે ધમકી આપી કે 'જૂનાગઢ જઈ આ વૃત્તાંત નિવેદન કરી તને જ્ઞાતિ બહાર મૂકાવીશ.' 'એ તો તમારૂં સ્વપ્નું હશે' કહી મહેતાએ હાસ્યથી ઉત્તર આપ્યો, કાકાએ તેની ખાત્રી કરી આપવા માટે, પાછું ફરી નેસડા તરફ દૃષ્ટિ કરી, તો ન કાંઈ નેસડો કેન દીઠા આહીરોને! અને અત્યંત આશ્ચર્ય થતાં, મહેતાએ કાકાની શંકાનું સમાધાન કર્યું કે 'આપણને અત્યંત ક્ષુધાર્ત્ત જાણી આપણી ક્ષુધાને તૃપ્ત કરવાના ઉદ્દેશથી, શ્રી કૃષ્ણ પરમાત્માએ આ નેસડો બનાવ્યો હતો.' આથી પર્વતદાસને, પોતાની ભૂલને માટે પશ્ચાત્તાપ થયો હતો ! હીનભાગી પુરુષો સર્વથા પ્રમાદિત હોઈ, પ્રત્યક્ષ આવેલા સુસંયોગમાં પણ દુ:ખી નીવડે છે, તેનું આ એક દૃષ્ટાંત છે ! પર્વતદાસથી અગીયારમા પુરુષ કોઈ પ્રભુલાલે 'પર્વત પચીશી' લખી છે તેમાં 'પર્વતદાસ ચુસ્ત ભક્ત હતા, અને શ્રી કૃષ્ણ પરમાત્માએ તેને દર્શન આપ્યાં હતાં' એ સંબંધી ચમત્કાર વાળી હકીકત છે. તેના સવિસ્તર વર્ણન માટે આ સ્થળ અમને ઉચિત નહિ લાગવાથી, અમે આટલેથી જ થંભીએ છીએ.

( અપૂર્ણ. )

**ફુલચન્દ ઝવેરચંન્દ મહેતા.**

---

# કેશવચંદ્રસેન કૃત નવી સંહિતા.



## ૧૪

### ક્રિયાઓ.

૧. ગૃહસ્થે કુટુંબની સર્વ ક્રિયાઓ એક પરમ પવિત્ર ઇશ્વરને નામે કરવી.

૨. તેમાં તેણે* મૂર્તિપૂજા કે બીજા કંઈ પણ વહેમી આચારનું મિશ્રણ થવા ન દેવું.

૩. વળી તેણે સગાં વ્હાલાંનું મન રાખવાને દેશમાં પૂજાતા આવેલા દેવોને નમવું નહીં, તેમજ પોતે અને કોઈ નવા પ્રકારની મૂર્તિપૂજા કે નવીન વહેમી આચારો દાખલ કરવા નહીં.

૪. સર્વ ક્રિયાઓ કરવામાં તેણે પોતાનો મન અણીશુદ્ધ ટકાવી રાખવો અને પોતાનું અંતઃકરણ નિર્દોષ અને શુચિ રાખવું.

૫. ક્રિયાઓમાં બ્હારના રૂપને તથા ભપકાભર્યા સંકેતોને આસક્ત ન થવું, અને ઠાઠમાઠ તથા ડોળથી સદા દૂર રહેવું.

૬. કેમકે જેના મનમાં એવી વાતોની તૃષ્ણા રહેલી છે તે સૂક્ષ્મ અને આત્મિકભાવને સ્થળે બાહ્ય વિષયો પસંદ કરશે અને વિધિ તથા કર્મના અતિશય આડંબરમાં આનંદ પામશે.

૭. અતિશય બાહ્ય ઠાઠવડે આત્માને દાબી ન દેવો પણ માત્ર જે જે વિધિ આત્માને અવશ્ય હોય તે તે આદરવા કે જેથી શુદ્ધ સત્ત્વ, નામ રૂપની માયાને અધીન ન થતાં, એ માયા સત્ત્વને જ અધીન રહે.

૮. સત્ત્વનું સેવન કરનારા બાહ્ય ક્રિયાઓના આળપંપાળનો મોહ ન ધરતાં સાદાઈમાં જ આનંદ માને છે.

---

* આ અને બીજી સનાતન હિન્દુ ધર્મની ક્રિયાઓ વિરુદ્ધ અત્રે જે વિચારો દર્શાવવામાં આવ્યા છે તે કેશવચન્દ્રના મહાન નામ ખાતર–તેમજ એ સુધારકના વિચાર જેવા હોય તેવા જ, યથાસ્થિત આપવા બરાબર છે એમ સમજીને અત્રે પ્રસિદ્ધ કર્યા છે. મહાન પુરુષોની ભૂલોમાં પણ કાંઈક બોધ સમાએલો હોય છે. એમની ભૂલો નકર ભૂલો જ નથી હોતી, પણ અપૂર્ણ સત્ય રૂપ હોય છે—એ દૃષ્ટિથી એને વિલોકવી ઉચિત છે.

તન્ત્રી.

૯. બાહ્યાચારમાં કંઈ પાવન કરવાની શક્તિ નથી.

૧૦. વિધિ ગમે તેવા ભવ્ય અને શુદ્ધ હોય પણ તેના સેવન માત્રથી પાપ છુટતાં નથી. વસ્તુઓને આપણે ગમે તેટલી પવિત્ર માનીએ પણ તે જાતે પવિત્ર નથી.

૧૧. ફૂલ અને ધૂપ, અગ્નિ અને જલ, ધ્વજાઓ અને ચિત્રો એ સર્વ ભક્તિના કાર્યમાં છે ખરાં; પરંતુ એવી વસ્તુઓને જાતે જ પવિત્ર માની તેમનો મહિમા વધારનારા જન પાપમાં પડે છે.

૧૨. ભક્તિની વ્યવસ્થા માટે અને કુટુંબની જુદી જુદી ક્રિયાઓ માટે અમુક સમયો અને ઋતુઓ, અમુક કલાકો અને મહિનાઓ મુકરર કરવામાં આવે એ ઠીક છે, પરંતુ એ મુકરર વખતો જ પવિત્ર છે અને બીજા અપવિત્ર છે એમ માનનારા જન પાપમાં પડે છે.

૧૩. શાસ્ત્રવચનના પાઠ કરવા, એ સર્વ ખરેખર ઉપયોગી છે, અને એ વડે મોટા મોટા અર્થ સાધી શકાય છે. પણ એટલા ઉપરથી એ સાધનો જાતે જ પાવક છે, અને એમના પાવક આશ્રય વગર પાવન થવાતું નથી, એમ માનનારા જન પાપમાં પડે છે.

૧૪. તથાપિ જે જે વિધિઓ અને ક્રિયાઓ પ્રભુએ નિર્મિત કરી હોય તે સર્વ તમારે દૃઢ પૂજ્યભાવ અને ઘટતા ગાંભીર્યથી કરવી.

૧૫. જ્યારે જ્યારે તમારા કુટુંબમાં કંઈ અગત્યનો ઉત્સવ હોય કે કંઇ સંસ્કાર આપવાનો હોય ત્યારે ત્યારે આ તમારા ધર્મના ધારા અને નિયમો પ્રમાણે વર્તવું, કે જેથી સર્વ વિધિ ભવ્ય અને અસરકારક રીતે થાય.

૧૬. અને પવિત્ર મંદિરની દીક્ષા લીધેલા સર્વ મનુષ્યોએ પ્રધાન બાબતોમાં એક સરખો આચાર અને મુકરર ક્રિયાઓ રાખવાં પણ ગૌણ બાબતોમાં ભિન્ન ભિન્ન જાત અને કોમના લોકોની સર્વ જુદી જુદી વૃત્તિઓ અને રૂઢીઓ અને જરૂરિયાતોને અનુકૂલ આવે એવા આચારભેદને માટે જોઇતી છૂટ રાખવી.

૧૭. એ પ્રમાણે પરમ પવિત્ર એક ઇશ્વર પ્રતિ અને તેના મંદિર પ્રતિ અનન્યભાવ રાખનારાં કુટુંબોમાં નિત્ય સેવાનું અને પ્રસંગોપાત્ત કર્માચારનું ઐક્ય રૂડી રીતે થશે અને જળવાશે.

---

## ૧૫

### જાતકર્મ એટલે જન્મ પ્રસંગનો ઉત્સવ.

૧. બાલક જન્મે ત્યારે ઘર–કુટુંબમાં આનંદ વર્તાવવો.

૨. અને એ પ્રસંગને ઘટે એવાં હર્ષ અને આભાર દર્શક આચરણો વડે મંગલોત્સવ કરવો.

૩. કેમકે બાલકનો જન્મ થવો એ શું અસાધારણ બનાવ નથી ? એક અમર આત્મા આ લોકમાં આવે છે, અનર્થ સામે યુદ્ધ કરી પૃથ્વી ઉપર સ્વર્ગ રાજ્ય સ્થાપવાના મહા કર્ત્તવ્યમાં યોજેલાં સૈન્યમાં એક નવો યોદ્ધો દાખલ થાય છે, પરમ સ્વામીની દ્રાક્ષવાટિકામાં મહેનત કરવા એક નવો સેવક આવે છે, માતાપિતાના હૃદય પ્રફુલ્લ કરવા કુટુંબાકાશમાં આશા અને આનંદનાં કિરણ પ્રચારનો એક નવો તારો ઉદય પામે છે.

૪. બાલક પરમાત્માની એક અમૂલ્ય ભેટ નથી શું ? પ્રભુની કૃપા અને પ્રભુના પ્રેમની એક તાજી સાબીતી નથી શું ?

૫. નવું જન્મેલું બાલક અલૌકિક સૌંદર્ય અને નિર્દોષપણામાં એક ફિરસ્તા નથી શું ? એનું મુખકમલ સાક્ષાત્ પ્રભુનું પ્રતિબિંબ નથી શું ?

૬. ત્યારે; હે ગૃહસ્થ, શું તું તારા ઘર–કુટુંબના આ મોટા બનાવનો હૃદયહીનતાએ અનાદર કરીશ ?

૭. પિતા અને માતા, ભાઈ અને બહેન, ઈશ્વરના ઘરનાં સર્વ કુટુંબીઓ, તમે હર્ષ પામો; સગાં સંબંધી અને આડોશી પાડોશી તમે એથી હર્ષો; અને આ તેજસ્વી ફિરસ્તાને યોગ્ય આવકાર આપો. અને વળી તમારા હૃદયના આભારના ઉભરા પરમ કૃપાલુ સ્વામીપ્રતિ રેલાવો.

૮. પ્રસવ થયા પછી બાલકને સ્નાન, માર્જન, તૈલમર્દન વગેરેથી બરાબર સ્વચ્છ કરવું અને તેને નવાં નિર્મલ સફેત વસ્ત્ર પહેરાવીને આગળ રજુ કરવું.

૯. અને માતાએ હર્ષની દૃષ્ટિ વર્ષાવીને ઉભરાતા પ્રેમભાવે તેને ચુંબન કરવું.

૧૦. પછી પ્રાર્થના વૃત્તિ ધારણ કરીને માતાએ નીચે પ્રમાણે ઈશ્વરનો આશીર્વાદ માંગવો.

'સ્વામિ, તમે આપેલા આ નવીન બાલકનું મુખ મેં જોયું, આ બક્ષીસ માટે આભારી છું. પિતા, એને આશીષ્ આપો. અને એને સદા કાલને માટે તમારૂં કરો.

૧૧. પછી પિતાએ આવીને બાલકને જોવું અને એજ પ્રમાણે પ્રાર્થના કરવી.

૧૨. અને પછી ભાઇ બ્હેન અને બીજાં ભાંડુ આવે, બાલકનું મુખ નિહાળે, હર્ષ પામે અને આભાર માને, અને મનમાં પ્રાર્થના કરીને ઇશ્વરની આશીષ્ માગે.

૧૩. પ્રસવ પછી ચાર અઠવાડીયાં સુધી બાલકની ઘણી સંભાળ લેવી, તનદુરસ્તી અને આરોગ્યતાના નિયમ વૈદ્યની સલાહ અને સૂચના મુજબ બરાબર પાળવા, અને બાલક એક પવિત્ર જુમ્મો છે એમ ગણવું.

૧૪. જન્મના દિવસથી એક માસની અંદર બાલકનું જાતકર્મ કરવું.

૧૫. નીમેલે દિવસે ઘરનું મંદિર તાજાં ફુલોવડે શણગારવું.

૧૬. પ્રાતઃકાલની નિત્ય સેવાનો આરંભનો ભાગ પૂરો થાય એટલે પિતાએ વેદિ આગળ ઉભા રહીને નીચેની પ્રાર્થના કરવીઃ

૧૭. કૃપાલુ ઇશ્વર, આ બાલકની માતાના ગર્ભાશયમાં કોમલભાવે સંભાળ લીધી અને રક્ષા કરી અને તેની નિરાધાર તથા લાચાર સ્થિતિમાં સર્વ પ્રકારના ભય અને રોગથી તેનું જતન કર્યું, તે માટે હું તારો આભાર માનું છું. અંધકારમાં અને એકાંતમાં તેં એના અવયવ સ્રજીને તેમાં સુઘટના અને સૌંદર્ય મુકતાં, તથા સર્વ જોઇતાં અંગેદ્રિયાદિ અર્પીને એને યોગ્ય વખતે જગતમાં આણ્યું, અને તારાં કર્તવ્યમાં અને તારી પ્રજાની સેવામાં રજુ કર્યું તે માટે તારો આભાર માનું છું. આ બાલકની ભેટ તેં મને કરી છે તે તારા પ્રેમનું એક તાજું અભિજ્ઞાન છે. એ ભેટ મારે મન અમૂલ્ય ભંડાર અને આનંદનું મોટું સાધન છે; અને તે માટે તારી આગળ આભાર પૂર્વક નમન કરીને એટલું જ માગું છું કે એ બાલકના સંબંધમાં મારી જે જવાબદારી છે તેનુ મને પુરતું ભાન થાય અને મારી જુમ્મેદારી હું એકનિષ્ઠાથી અદા કરૂં એવી કૃપા કર. હું કેટલો દુર્બલ અને તેથી તું મને આંગળીએ વળગાડ એ યાચના કરૂં છું, અને અત્યંત નમ્ર ભાવે તને વીનવું છું કે તું મને શ્રદ્ધા અને શક્તિ અને પિતાને ઘટે એવો સાચો પ્રેમ આપ, કે જેથી હું તારા ચુસ્ત સેવક રૂપે આ બાલકને તારી રક્ષા અને સંભાળ નીચે રાખું, અને તુજ કર્તવ્યપરાયણ થાય એવી રીતે તેને ઉછેરીને મોટું કરૂં. આ બાલકને આશીષ દે. અને તું જ તેનો પિતા, અને માતા, અને વાલી થા, કે એ તારા કોમલ ઉછંગમાં સદૈવ શાંતિમાં મગ્ન રહે, અને કોઈ પણ જાતના અનર્થનો એને સ્પર્શ સુદ્ધાં ન થાય. હે આધાર–કુટુંબના આ નવું જન્મેલું બાલક એના

માત પિતાને સર્વ વાતે ખરેખરો આનંદ પમાડે, અને આખા કુટુંબને સુખરૂપ થઈ પડે એમ કર. હે કૃપાનિધિ, તેં જે જે મેહેર કીધી છે તે તે માટે અમે તારૂં સદૈવ યશો કીર્તન કરીએ છીએ.

૧૮. પછી આચાર્યે આશીર્વચન ભણવું, અને ભેગા થયલા સર્વ મંડળે ઉચરવું,

## શાંતિ! શાંતિ! શાંતિ!

૧૯. વિધિની સમાપ્તિ કરતાં પ્રસંગને યોગ્ય એવું એક પદ ગાવું.

——:o:——

૧૬

## નામકરણ એટલે નામ પાડવાનો વિધિ.

૧. બાલકના જન્મ દિવસથી ૭ માસની અંદર નામકરણનો વિધિ કરવો.

૨. નીમેલે દિવસે બાલકને સ્નાનગૃહમાં નવરાવવા લઈ જવું.

૩. તેને ફૂલના સુગંધી તેલનું મર્દન કરવું અને એક નવા તથા સ્વચ્છ પાત્રમાંથી તેના મસ્તક ઉપર જલસિંચન કરવું, અને તેનું આખું શરીર ઘસીને સાફ કરવું.

૪. પછી બાલકને પ્રસંગોચિત નવાં વસ્ત્ર પ્હેરાવવાં, અને માતા પિતાની શક્તિ પ્રમાણે તેને યોગ્ય આભૂષણ સુશોભિત રીતે પ્હેરાવીને શણગારવું.

૫. દેશના ચાલુ રિવાજ પ્રમાણે સુખડ ઘસીને તેનો સુગંધી લેપ બાળકને કપાળે કરવો.

૬. અને આ બધી ક્રિયા ચાલતી હોય તે દરમિયાન દેશાચાર પ્રમાણે આનંદમાં વધારો કરવા વાજાંઓ વગડાવવાં.

૭. ગૃહમંદિર કે બીજું જે સ્થલ નીમેલું હોય તે ફુલ પાન ડાળીઓના તોરણોવડે અને રંગબેરંગી વાવટાઓ વડે શણગારવું; અને સગાં સંબંધી તથા બીજો જે આમંત્રિત વર્ગ આવ્યો હોય તેમણે ત્યાં ભેગા થવું.

૮. સંઘના જે વિભાગ સાથે બાલકના કુટુંબનો સંબંધ હોય તેના આચાર્યે કે ઉપાધ્યાયે અથવા સંઘના બીજા કોઈ પણ આચાર્યે કે અગ્રેસરે આ પ્રસંગે પુરોહિતનું કામ કરવું.

૯. તેણે ઠરાવેલા ક્રમ પ્રમાણે ઇશ્વિરસેવા કરવી, અને પ્રારંભના ભાગની સમાપ્તિ થતાં બાલકને તેડાવવું.

૧૦. બાલકને તેના પિતાએ ત્યાં આણવું અને ભેગી થયલી મંડલીના મધ્યમાં વેદી આગળ ઉભા રહેવું.

૧૧. પછી તેણે નીચે પ્રમાણે પ્રાર્થના કરવીઃ હે જગન્નાથ, તને અમે અમારા ગૃહદેવતા ગણીને પ્રેમ અને શ્રદ્ધાથી ભજીએ છીએ. આ મારૂં પ્રિય બાલક તને અર્પણ કરૂં છું અને તારા આશ્રય નીચે મુકું છું. કૃપાલુ પિતા, દુનિયાનાં સંકટોની વચમાં તેં આ નિરાધાર બાલકને સહીસલામત રાખી પોષ્યું છે,' અને એક મમતાલુ માતાની પેઠે તેં એને ઉછેર્યું છે, અને તારા સ્તનનું જીવન રૂપી મધુર દૂધ પીને તે દિન પર દિન બલમાં અને કદમાં વધતું ગયું છે. અને હવે એને યોગ્યતા અર્પીને જનસમાજમાં એક વ્યક્તિ અને એક વિશિષ્ટ આત્મા તરીકે ઓળખાવા માટે એનું નામ પાડવાને તેં એને તારી સન્મુખ બોલાવ્યું છે. અને વળી નિરાધાર શૈશવના દૂધને બદલે એના મુખમાં ભારે ખોરાકનો પ્હેલો કોળિયો મુકવાનો તથા એ રીતે કુટુંબીઓના આનંદોત્સવ વચ્ચે એનો માનવજાતિમાં પ્રથમ પ્રવેશ કરાવવાનો પણ આ પ્રસંગ છે, જે પણ તારો આણેલો છે. આ સર્વ કૃપાઓ માટે હે ઇશ્વિર હું તારો અંતઃકરણથી આભાર માનું છું. તું સહાય થા કે અમે આભારથી ભરેલાં અને આનંદથી ઉભરાતાં હૃદય વડે આ તારૂં બાલક તારા પવિત્ર ચરણકમલમાં તેં એને માટે કલ્પેલા અનુગ્રહો માટે રજૂ કરી શકીએ. હે દયાનિધિ, આ બાલકને તારાં મધુર ચુંબન અને તારી કોમલ આશીષનો પ્રસાદ દેજે, અને આજે એને એનું નામ અને તારા કુટુંબમાં એનું યોગ્ય સ્થાન આપજે. અને હે પરમાત્મા, એ બાલકનુ સ્થૂલ જીવન આ જગતમાં ઉચિત સ્થાન'પામે તે સાથે એનો આત્મા વૃદ્ધિ પામીને તારા સ્વર્ગીય ભવનમાં અમર આત્માઓના સંઘમાં ઘટતું સ્થાન લેવા માટે યોગ્ય બને એટલા અનુગ્રહ કરજે. આ બાલકને અમે એવી રીતે કેળવી શકીએ કે એ તારૂં આજ્ઞાધીન બાલક અને તારો વિશ્વાસુ સેવક બને એટલું બલ અમને આપજે. એને એના માતપિતાને સાચો આનંદ આપનાર અને કુલને દીપાવનાર કરજે. આ અમારાં વ્હાલાં બાલકની સમીપ તું સર્દેવ રહેજે અને તારા રૂડા આશ્રય નીચે એને ખીલવજે. તારાં પવિત્ર અને દયાલુ નામની અખંડ કીર્તિ સનાતન તપો.

૧૨. પછી બાલકને પુરોહિતના હાથમાં આપવું અને તેણે તેનું નામ આ પ્રમાણે પાડવુંઃ સર્વ શક્તિમાન ઇશ્વિરની સન્નિધિમાં અને તેના સાચા ભક્તોના સંઘની હાજરીમાં હું શ્રી...ના પુત્ર ( ની પુત્રી ) નું નામ શ્રીમાન ( શ્રીમતી ) ... પાડું છું. કૃપાલુ ઇશ્વિર અને આશીષ દઈ કુશલ રાખો !

૧૩. પુરોહિતે બાલકને ગળામાં ફુલનો હાર પહેરાવવો, અને તેનો કપાલે ચુંબન કરી આ આશીર્વાદ ભણવો: પ્રિય વત્સ, બલા પરમેશ્વરને નામે હું તને આશીષ દઉં છું, અને તને તેના હવાલામાં સોંપું છું.

૧૪. એટલે સર્વે ઉચરવું—

**શાંતિ ! શાંતિ ! શાંતિ !**

૧૫. હમેશની આરતી અને એક પ્રસંગોચિત સ્તોત્ર ભણી વિધિ સમાપ્ત કરવો.

૧૬. પછી બાલકને અંદરના ખંડમાં લઈ જવું અને તેની માતાને આપવું; તેણે તેને ભોજનના ખંડમાં આણવું. કુટુંબની સર્વ સ્ત્રીઓ અને બાલકોએ માતા અને તેના હાથમાંના બાલકની પાછળ પાછળ હારબંદ સાજન બનીને ભોજનખંડમાં આવવું. અને એ ખંડ આ પ્રસંગને માટે શણગારી સુશોભિત કરવો.

૧૭. ત્યાં બાલકને બાજઠ ઉપર બેસાડવું.

૧૮. અને તેની આગળ તરેહ તરેહનાં ખાનપાન અને મેવા મીઠાઈ પીરસીને મુકવાં.

૧૯. પીરસેલી તાસકોમાંની દરેકમાંથી બાલકની માતાએ તેના મુખમાં થોડું થોડું મુકવું. અન્નપ્રાશનનો આરંભ ભાત, ખીર, કે પૂરીથી કરવો અને બાલક મુખમાં ગ્રાસ આપતાં માતાએ બોલવું કે—આ ભાત (ખીર, પૂરી, ઈ૦) હું તને ખવડાવું છું, તે પ્રભુપ્રસાદ બની તારૂં કુશલ કરો !

૨૦. માતા પછી કુટુંબની મુખ્ય સ્ત્રીઓએ પણ બાલકને અનુક્રમે અન્નપ્રાશન કરાવવું.

૨૧. અને બાલક ખાય કે તે વખતે સ્ત્રીઓએ શંખ ફુંકવા અને છોકરાંઓએ કલ્લોલ કરવો.

૨૨. આ પ્રસંગે આંગણાં આગળ પણ વાજાં વગડાવવાં.

૨૩. અન્નપ્રાશન થઈ રહ્યા પછી બાલકને આગલા ખંડમાં આણવું, અને ત્યાં સંબંધીઓએ અને સ્નેહીઓએ તેને બેટા આપવી, અને આશીષો દેવી, અને ચુંબનો કરવાં, અને કુશલ ઇચ્છવું.

**સાકરલાલ દુર્ગારામ દેસાઇ.**

# ગુજરાતી વાંચનમાળા સંબંધી વિચાર.

## પહેલું ધોરણ.

આ ધોરણમાં કિન્ડર ગાર્ટનના ધોરણે એક 'ઇન્ફન્ટ રીડર' તૈયાર કરવો અને તેમાં ૩૦ પાઠ રાખવા. આ પુસ્તકમાં બાળકોને બારાક્ષરી તથા નાના શબ્દો વગેરેનું ગ્નાન આપવું કે જેથી પહેલી ચોપડીનાં વાક્યો સમજવાને તેઓ તૈયાર થાય. શેઠ સુંદરજી મુળજીની બનાવેલી પેહેલી ચોપડીના જેવી પહેલી ચોપડી હશે તો ચાલશે. તેમાં લગભગ ૫૦ પાઠ રાખવા.

## બીજું ધોરણ.

પાઠ ૮૦—૧૦

**વિષયસમૂહ—૧ ધર્મ**—માત્ર સામાન્ય હકીકત.

૨ **નીતિ**—સામાન્ય હકીકત નાની વાર્ત્તામાં.

૩ **સદ્ગુણ**—પિતા તરીકેનો, ભ્રાતા તરીકેનો, દેશજન તરીકેનો-સંવાદ યા વાર્ત્તા.

૪ **અધ્યયન**—પ્રાચીન અને અર્વાચીનઃ તેનો ભેદ. શિષ્યે શું કરવું વગેરે.

૫ **કુદરત ને તેના પદાર્થો**—જેવા કે ઝાડ, પક્ષી, પ્રાણી, સૂર્ય, ચંદ્ર, ઘર, નદી.

૬ ઘરમાં **હમેશાં ઉપયોગ**માં આવતા પદાર્થો—વાસણો રાચરચીલું વગેરે.

લુગડાં, રમકડાં, ખાવાના પદાર્થો—જેમકે, બાજરી ઘઉં વનસ્પતિ ને શાક.

૭ **શરીર**—શરીરના બહારના અવયવો ને તેનું સામાન્ય વર્ણન.

૮ **રમતો ને તેનાં સાધનો**—

૯ **પરચુરણ**—ઋતુ તહેવારના દિવસો લગ્ન, જમણવાર સગાંવહાલાં ને તેનો પરસ્પર સંબંધ—

૧૦ ગુજરાતી સાહિત્યના સહેલા ફકરા.

## त्रीजुं धोरण.

पाठ ५०—१००

**विषयसमूह—**

१ **धर्म**—નીચલા ધોરણમાં આવેલા પાઠોને વિસ્તારવા. પરમેશ્વરની બીક, પરમેશ્વરની પ્રાર્થના, પરમેશ્વર પ્રત્યે પ્રેમ. આવા બીજા પાઠો સાદી ને રસમય વાર્તાના રૂપમાં દાખલ થઈ શકે.

२ **नीति**—નીચલા ધોરણના પાઠોને વિસ્તારવા. તે ઉપરાંત નીચેના વિષયો દાખલ કરવા જોઈએ:—

(अ) બીજાની વસ્તુ લઈ લેવાની અનિચ્છા.

(ब) સારી વસ્તુ ભાઈ બહેન વગેરેમાં વહેંચીને ખાવાની ટેવ.

(क) રમત ને અભ્યાસમાં મદદ કરવાની વૃત્તિ.

(ड) સત્ય ને પ્રમાણિકતાને ગમે તેટલે સહાય કરવાની ઉત્સુકતા.

३ **सद्गुण**—સત્ય, ક્ષમા, પ્રમાણિકતા, ઉપકાર, દયા, દીનતા, આત્મભોગ ( વાર્તારૂપે. )

४ **अध्ययन**—અભ્યાસમાં નિયમિતતા, સંભાળ: રમત ( અભ્યાસ પછી ) અસલના ગુરુશિષ્ય ને આજના ગુરુશિષ્યની સ્થિતિ વગેરે—

५ **कुदरत अने कुदरतना पदार्थो:** પર્વતો, સરોવરો, દેવાલયો મકાનો ( બાંધણીની ખુબી વગેરે. ) અઠવાડીઆના દિવસ વર્ષના મહિના વગેરે મેળા—વાડી, પિંજર ( બાપ દીકરાને પાંખ ખાવા લઈ જાય ને ત્યાં પિંજરનું જુદી જુદી જાતનાં [illegible] શિક્ષણ આપે. )

૬ **શરીર**—ઇંદ્રિયો ને તેનાં કર્તવ્ય, વાળ, નખ, તંદુરસ્તી, કસરત, ટેવો.

૭ **ઘરઉપયોગી પદાર્થો**—વાસણોના ઉપભોગોને તેની બનાવટ, ઘરેણાં, ધાતુઓ, કંસારો, લુહાર, સોની, સઈ, કાપડીઓ, મીઠાઈ, ને તેની બનાવટ બળતણ જુદી જુદી જાતનાં લાકડાં.

૮ ગુજરાતના વિદ્વાનોના સાદી ભાષામાં ને ધોરણને અનુકૂળ ગદ્યને પદ્યના **ફકરાઓ**—

તા. ક. આ ધોરણોમાં ધર્મ, નીતિ, વગેરેના પાઠો વાર્તાને નાની આખ્યાયિકાના રૂપમાં શીખવવા. પિતા પુત્રને સલાહ આપે અથવા મહેતાજી શિષ્યને દોષ માટે ઠપકો આપે આવા પાઠો નીચલા ધોરણોમાં નકામા તેમ માનવાની જરૂર નથી. કારણ કે બાળકના અંતઃકરમાં ધર્મ તથા નીતિનાં જે બી રોપવામાં આવે છે તે ત્યાં ગુપ્ત રીતેજ પડ્યાં રહે છે. ભવિષ્યમાં અનુકૂળ પ્રસંગ તેને સજીવ કરે છે. અને તે ફલપ્રદ નીવડે છે. આવો આધુનિક કેળવણીકારોનો અભિપ્રાય છે.

## ધોરણ ચોથું ને પાંચમું.

પાઠ ૧૦૦—૧૨૭

**વિષયસમૂહ**—

૧ **ધર્મને નીતિના પાઠો**—ઉંચા ક્રમમાં.

૨ **સદ્ગુણ**—સ્વદેશપ્રીતિ,—ભક્તિ,—રાજ્ય પ્રતિ વફાદારી. સત્ય. (જૂઠનો પાઠ શીખવવોજ નહિ.)

૩ **ટૂંકાં જીવનચરિત્રો**—નાનાભાઈ હરિદાસ, રામચંદ્ર, યુધિષ્ઠિર, ભીષ્મ, અકબર (આ માટે રસમયવર્ણન તૈયાર કરવાં.)

૪ **ખગોળવિદ્યા**—તારા, પૃથ્વી, ગ્રહ-ભૂગોળ-દેશની આળેખવા.

૫ **પરચુરણ**—સમુદ્ર, મહાસાગર, વહાણ, જુદી જુદી પ્રજા, વેપાર ને તેમાં ફાયદા, ઉદ્યોગ, દેશની કાચી દોલત, રૂ, દાણા, કોલસા, ધાતુ, વણાટકામ, ‡સંચાકામ, (સામાન્ય વર્ણન) રસ્તા, પોલીસ, પોસ્ટ ઑફીસ, તાર ઑફીસ, અગ્નિ, પ્રકાશ, હવા, પાણી.

## ધોરણ ચોથું-પાંચમું.

**ગુજરાતી ગદ્ય પદ્યના ઉત્તમ નમૂનાઓ. ફકરા.**

આરોગ્યવિદ્યાના સામાન્ય નિયમો.

## ધોરણ છઠ્ઠું ને સાતમું.

જે બાળકો સ્થિતિને અથવા બીજાં કારણોને લઈને અંગ્રેજીનો અભ્યાસ કરવાને સામેલ થાય નહિ, તેને ગુજરાતી "વાંચનમાળા" દ્વારાએ જ ઘણાખરા ઉપયોગી વિષયોનું સામાન્ય જ્ઞાન આપી શકાય. માટે આ બે ધોરણોમાં નીચે પ્રમાણે પાઠોની યોજના થઈ શકે. વિષયસમૂહ ન થાય તેની ફિકર નહિ.

છંદગીનું કર્તવ્ય, સદ્‌ગુણની આવશ્યકતા, ધર્મની ને નીતિની અગત્ય, જુદી જુદી જાતના ધર્મો, પેગંબરો, ધર્મોપદેશના ગેરલાભ, હિંન્દુસ્તાનના લોકોના સમાજનાં બંધારણ તથા તે સંબંધની રૂઢિ. આર્ય લોકો કેવા હતા? હાલના હિંદુઓ કેવા છે? તેઓની અધમ સ્થિતિનાં કારણો, તેમના ઉન્નતિના ઉપાય, લોકોની રાજ્યકીય સ્થિતિ બ્રિટિશ રાજ્યબંધારણ, આર્યાવર્તની પ્રાચીન સંસ્થાઓ, શિક્ષણપદ્ધતિ—આધુનિક ને પ્રાચીન ખેતીવાડી, તેના પ્રકાર, ઓજારો. ખેડુ લોકોની સ્થિતિ સુધારવાના ઉપાય, કર, બેંક, મીલ-ઉદ્યોગ, દેશનો આયાત નિકાસ, લડાઈ, હિંદુસ્તાનની જુદી જુદી જાતો પંથો જુદા જુદા પ્રાંતની રૂઢિયો, ને પ્રાકૃતિક ગુણો,-યાત્રાનાં સ્થાનો, યાત્રાઓ, વેપાર ને ઉદ્યોગનાં મોટાં મથકો, પ્રદર્શન,—તેનો ઉપયોગ; સામાન્ય મુસાફરી ને તેના ફાયદા: તોફાન, સ્ટીમર, સાઇક્લોન, બરફ.

**લોકોની સ્થિતિ**—બ્રિટિશ સત્તાથી હિંદુસ્તાનને લાભ; હિંદુસ્તાન પ્રતિ બ્રિટિશ રાજ્યનાં કર્તવ્ય; વેપારમાં હરીફાઈ; વેપારમાં ફતેહમંદ ઉતરેલા પુરૂષો જેવા કે મી. તાતાની જીંદગીનાં ટુંકા જીવનચરિત્રો;-બંદરો, ધરતીકંપ નદીની ને પર્વતની રચના, જ્વાળામુખી પર્વતો; કાયદાની કોર્ટો, શીળી, મેપીઆ રોગો ને તે માટે રાખવી જોઈતી સાવચેતી.

હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્યની સ્થાપનાનો ઇતિહાસ, બ્રિટિશ રાજ્ય સ્થાપ-

નારાઓ, આ સાર્વભૌમ સત્તા અને હિંદુસ્તાનના રાજાઓ વચ્ચેનો સંબંધ. આખી દુનીઆમાં રાજકીય તેમજ વેપારની પ્રજા તરીકે ઇંગ્લાંડની સ્થિતિ તેના ભિન્ન ભિન્ન ઉદ્યોગો, તેની ચડતી, મોટાઇનાં કારણો. તેનો દરીઆઇ કાફલો, રૂશીઆ, જર્મની, આદિ ઇગ્લાંડ તથા હિંદુસ્તાન સાથે વેપાર તથા રાજકીય બાબતમાં પ્રસક્ષ રીતે સંબંધ રાખનારા દેશો ગાયકવાડ, નિઝામ, આદિ રાજ્યોના વિસ્તાર, વસ્તી, ઉપજ, કેલવણી વગેરે સામાન્ય વર્ણન, વસ્તી ગણત્રી, દવાશાળા, આશ્રયસ્થાન. આ દેશની કેલવણીસંસ્થાઓ, કેલવણી સંબંધમાં પ્રજાનાં કર્તવ્યો, રંક તથા પૈસાદાર બંનેને કેલવણી મળે તેવી ગોઠવણ; ધી નેશનલ કોંગ્રેસ, થીઓસોફીકલ સોસાઇટી (વર્ણન માત્ર), અલીગઢ કોલેજ, ધી સેંન્ટલ હિંન્દુ કોલેજ (બનારસમાં), ધી વાઇસરૉય, ગવર્નર ને લેફ્ટેનંટ ગવર્નર, લોર્ડ રિપન ને સ્વરાજ્યસત્તા લોર્ડ, કર્ઝન ને તેનાં કમીશનો, પુરાણ, કુરાન, મહાભારત, રામાયણ, વેદ, બુદ્ધ ને તેનો ધર્મ, જૈનધર્મ, સીયા ને સુની પંથ, ચાર સંપ્રદાય વગેરે. આરોગ્યવિધાના સામાન્ય નિયમો. જુદા જુદા પ્રકારના વ્યાધિ ને તેનું જોર નવધે તેવા ઉપાય.

તા. ક. આ બધાનું માત્ર સામાન્ય વર્ણન કરવું.

ગુજરાત ને તેની જમીન, તેના લોકો ને તેની ટેવો; તેનો ઉદ્યોગ: ધર્મસ્થાપકોનાં ચરિત્રો—શંકરાચાર્ય, બુદ્ધ, મહમદ, રામાનુજ, ચૈતન્ય, મધ્વ રામકૃષ્ણપરમહંસ. હિમાલય પર્વત—કાસ્મીર, ટિબેટ, કાશી ને ગંગા, હરદ્વાર, જગન્નાથપૂરી, લંકા, મુંબઇ, કલકત્તા મદ્રાસ ને અમદાવાદનું વર્ણન (તેના દેખાવ તેની રાજકીય ને કેળવણીની સંસ્થાઓ—મ્યુનીસીપાલીટી બીજા ઉદ્યોગ વીગેરે) દેશજનનાં કર્તવ્ય, દાદાભાઇ ને તેનાં કામ—હિંદુસ્તાનનો અર્વાચીન પ્રાચીન હુન્નર-કાચનાં કારખાનાં, ચામડાં બનાવવાનાં કારખાનાં, ભૂતળશાસ્ત્ર પૃથ્વી ને વાતાવરણ, જીવન (Life) ને આત્મા (Soul), મડદાંની વ્યવસ્થા કરવાની જુદી જુદી રીતો: શિશુશિક્ષણ, મુઆ પછી કરવામાં આવતી ક્રિયા, પુનર્ અવતાર, મગજ, બુદ્ધિ, વિજળી, જુદા જુદા ફોનો, વાયરલેસ (દોરડા વિનાનો) તાર, ટેલીગ્રાફી, એકસ રેઝ (X-rays), દારૂ-કારી-તથા ચાની માઠી અસર. પ્રજામત, પ્રેસ, એડિટરનાં કર્તવ્ય, કાગળ, કાવ્ય: એ ઉપર ગ્રંથકારોના ગ્રંથોમાંથી ગદ્યને પદ્યના ફકરા.

તા. ક. આ બધા પાઠો માત્ર બેજ ધોરણમાં દાખલ કરવાના નથી. નીચલાં ધોરણોમાં પણ આમાંથી કેટલાક પાઠો દાખલ કરી શકાય. લેખકનો આ પ્રથમ પ્રયાસ છે તો ભૂલચુક થવા સંભવ છે. વિદ્વાનો આ ચર્ચાને ઉપાડી લેશે ને ગુજરાતની રંક પ્રજાને ઉત્તમ વાંચનમાળા મળે તેનો પ્રયાસ કરશે એવી લેખકની નમ્ર વિનતિ છે.

**કાશીરામ પ્રાગજી ઉપાધ્યાય.**
એન્યુ. ઇન્સ્પે. સ્વ. પોરબંદર.

પોરબંદર તા. ૧૭-૧-૦૪

તા. ક.—

## જન્મચરિત્રોની જરૂર શી? અને તે કેવાં પસંદ કરવાં?

## (૧) જન્મચરિત્રોની જરૂર શી?

क. વિદ્વાનો કહેછે કે માણસ એક નકલ કરનાર પ્રાણી છે. આમ છે માટેજ ઉત્તમગુણવાળા મહાપુરુષોનાં જન્મચરિત્રો ઉગતાં બાળકોને તથા બધી પ્રજાને નકલ કરવાને આપવાં એ અતિ લાભકારક છે. કેમકે તેથી નકલ કરવાની ઉત્તમ વસ્તુ પ્રાપ્ત થતાં તેઓ પણ તેવાંજ ઉત્તમ પાત્ર થાયછે.

ख. મહાપુરુષોનાં જન્મચરિત્રોને દર્પણની ઉપમા આપી શકાય કેમકે તે વિચારતાં—તેની સાથે મુકાબલો કરતાં—આપણને આપણા ગુણદોષનું સ્પષ્ટ ભાન થાયછે. ને પછી દોષને દૂર કરવાની અને ગુણની વૃદ્ધિ કરવાની દૃઢ ઇચ્છા જાગ્રત થાયછે.

ग. સત્ય બોલવાના લાભનાં અથવા ધૈર્ય ધરવાના બોધનાં અનેક ઉપદેશવાક્યો હૃદયપર જે અસર કરે તેના કરતાં હરિશ્ચંદ્રરાજાની કથા હૃદયપર વધારે અસર કરેછે. તેનાં કારણ એ છે કે કેવળ ઉપદેશવાક્યો એ અમૂર્ત વિષય હોવાથી શુષ્ક લાગેછે, ત્યારે જન્મચરિત્રો એ દૃષ્ટાંતવાળો મૂર્ત વિષય હોવાથી રસમય લાગેછે. ને તે હૃદયને રસમાં રંગી નાંખેછે.

घ. નીતિની કલ્પિતવાતો કરતાં પણ જન્મચરિત્ર વધારે લાભકારક છે તેનું કારણ એ કે કલ્પિત વાતો મિથ્યા છે એવું ભાન થતાં તેનો બોધ હડી જાયછે ત્યારે જન્મચરિત્રો સત્ય છે એમ પ્રતીતિ થતાં તે હૃદયમાં દૃઢ ઠસેછે.

ङ. મહાપુરુષના જન્મચરિત્ર વિષે વિચાર કરીએ તો તે જાણે કોઇએક અથવા અનેક ગુણોના પુંજરૂપ હોય તેમ ભાન થાયછે, કોઈ મહાપુરુષનું જન્મચરિત્ર ધર્મપરાયણતાના પુંજરૂપ હશે તો કોઇનું ચરિત્ર, સત્યના, દયાના, પવિત્રતાના, પરોપકારના, સ્વાશ્રયના, ઉદ્યોગના, શૌર્યના, સ્વદેશપ્રેમના, ભક્તિના, કે વિદ્વત્તાના પુંજરૂપ હશે. અને તે પુંજનું અવલોકન કરતાં જાણે એ તેજરાશિ પોતાનાં કિરણો આપણા તરફ પણ ફેંકતો હોય તેમ ખાત્રી થશે.

## (૨) જન્મચરિત્રો કેવાં પસંદ કરવાં?

જન્મચરિત્રો ઇતિહાસનાં તેમજ લૌકિક કથાનાં, રાજાનાં તેમજ રંકનાં, ઉચકોમનાં તેમજ નીચકોમનાં, સ્વદેશીનાં તેમજ પરદેશીનાં, પુરુષોનાં તેમજ સ્ત્રીઓનાં લેવાં જોઇએ. વળી તે પ્રાચીન કાળનાં તેમજ અર્વાચીન કાળનાં પણ પસંદ કરવાં જોઇએ. આ નિયમ પ્રમાણે નીચે પ્રમાણે જન્મચરિત્રો લેવાં યોગ્ય છે.

દુઃખમાં ધૈર્ય ધરનાર મહાપુરુષોનાં—યુધિષ્ઠિર, નળ.

સત્યના પુંજરૂપ—હરિશ્ચંદ્ર, દશરથ.

પરદુઃખભંજન—વિક્રમ, દધીચિ.

પિતૃભક્ત—રામચંદ્ર, શ્રવણ.

ભક્તિપરાયણ—ધ્રુવ, પ્રહ્લાદ, નરસિંહ, મીરાં, અંબરીષ.

સ્વાશ્રયી ધર્મપ્રવર્તકો—બુદ્ધ, શંકરાચાર્ય, કબીર, મહમદપેગંબર, જીસસક્રાઇસ્ટ, દયાનંદ, વિવેકાનંદ, લ્યુથર.

સ્વદેશપ્રેમી વીરો—પ્રતાપ, શીવાજી, પૃથુરાજ ચહુઆણ, દાદાભાઈ, મી. જસ્ટીસ તેલંગ, મી. જસ્ટીસ રાનાડે, પીરોજશા.

સ્વદેશધર્મી બાળાઓ—લક્ષ્મીબાઈ, અહલ્યાબાઈ, ચાંદબીબી, રાણી એલિઝાબેથ.

મહા સતીઓ—સીતા, સાવિત્રી, દેવહૂતિ, મૈત્રેયી, દમયંતી.

વિદ્વાન સ્ત્રી પુરુષો—લીલાવતી, સરસ્વતી, આનીબિસાંટ, કાળિદાસ, પ્રેમાનંદ, શેક્સપિયર, નવલ, નર્મદ, વ્યાસ, વાલ્મીકિ.

આવાં આવાં ઉત્તમગુણવાળાં ઘણાં જન્મચરિત્રો વાંચનમાળામાં લખાય તો ઉગતી પ્રજાને અનુકરણ કરવાનાં ઉત્તમગુણવાળાં પ્રત્યક્ષ દૃષ્ટાંતો મળતાં ભવિષ્યમાં અનેક લાભ થાય.

**કાશીરામ પ્રાગજી ઉપાધ્યાય.**

---

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૩, અંક ૩. [ માસિક ] ચૈત્ર, સંવત્ ૧૯૬૦.

## દિગ્-દર્શન.

**હિન્દુસ્તાનના આર્થિક મહાપ્રશ્નો.**
**(૧. સરકારનું રૂપા નાણું.)**

આપણી ધારાસભાઓમાં પ્રજામતના અગ્રણીઓ જે ભાષણો કરે છે એથી સરકારની રાજકીય અને આર્થિક નીતિ ઉપર વાસ્તવિક અસર કેટલી થાય છે એ વિષે કદાચ મતભેદ હોવા સંભવ છે. પણ એટલી વાત તો નિઃશંક જણાય છે કે પ્રજાપક્ષના સિદ્ધાન્તો, વગર વિચાર્યે-જેવા તેવા જ્ઞાનથી-કે એક બે વ્યક્તિની કપોલકલ્પનામાંથી ઉપજેલા નથી: એ સિદ્ધાન્તોના મૂળમાં ઊંડી સત્યદૃષ્ટિ વિદ્વત્તા અને સમસ્ત દેશના હિત માટે ખરી લાગણી વિરાજમાન છે. વળી ધારાસભાની છેલ્લી બેઠકમાં ઑનરેબલ મિ. ગોપાળ કૃષ્ણ ગોખલે અને સરકારના અર્થમન્ત્રી સર એડવર્ડ લૉ વચ્ચે જે ખંડન મંડન થયાં, એ વાંચતાં દરેક વાચકને-નિષ્પક્ષપાત ' ઍંગ્લો ઇન્ડિયન ' સુદ્ધાંને-એટલી પ્રતીતિ થઇ હોવી જોઇએ કે મિ. ગોખલેએ પોતાનો પક્ષ બહુ ઉત્તમ રીતે સ્થાપ્યો હતો, અને સર એડવર્ડ લૉથી એનો સન્તોષકારક ઉત્તર આપી શકાયો નથી.

૧. મિ. ગોખલેના ભાષણમાં પ્રથમ મુદ્દો એ હતો કે સરકારે ટંકશાળ બન્ધ કરીને અને રૂપીઆનો ભાવ કૃત્રિમ રીતે ચઢાવી દઇને, ખેડૂત વર્ગને ભારે નુકશાન કર્યું છે. ખેડુતોને પોતાના માલના રૂપીઆ થોડા ઉપજે છે, અને સરકારભરણું તો રૂપીઆમાં જ ભરવાનું રહ્યું-એટલે પરિણામ એ થાય છે કે ખેડુત ઉપર આડકતરી રીતે લગભગ દોઢી વિઘોટી

પડે છે. આપણા માજી હિન્દી પ્રધાન લૉર્ડ જ્યૉર્જ હૅમિલ્ટને પહેલાર હિન્દી બજેટ પાર્લમેન્ટ આગળ રજુ કરતી વખતે કહ્યું હતુ કે “ જો કે રૂપીઆનો ભાવ ચઢાવવામાં આવ્યો છે, છતાં સાધારણ ઉપયોગના માલ ( અનાજ વગેરે ) ની કિંમતમાં ઘટાડો થયો નથી: ઉલટો વધારો થયો છે. રૂપીઆનો ભાવ ચઢાવવાથી ઈંગ્લંડમાં પાઉંડ ( સોના નાણા ) નું દેવું પતાવવામાં હિન્દુસ્તાનને ઓછા રૂપીઆ ભરવા પડે છે, અને તેથી હિન્દુસ્તાનની તિજોરીમાં છેલ્લાં ચાર વર્ષથી ઉપરા ઉપરી વધારો પડે છે.” મિ. ગોખલે પૂછે છે કે આમ રૂપીઆનો ભાવ કૃત્રિમ રીતે વધારવાથી ખેડૂતને નુકશાન થયા શિવાય સરકારને નફો થઈ જતો હોય તો રૂપીઆનો ભાવ આ કરતાં પણ વધારે ઊંચો શું કરવા લઈ જતા નથી ? ખરી વાત એ છે કે ઇંગ્લંડની તિજોરી ખાતાના લૉર્ડ્ઝ કમિશનરો (૨૪ મી નવેંબર ૧૮૭૯ ના એક લેખમાં ) સ્પષ્ટ જણાવે છે*—કે આ યુક્તિથી સરકારને બીજા લાભ ગમે તેટલા હો, પણ ખેડૂતને તો નુકશાન જ છે, એના કરોમાં તથા એના દેવામાં આડકતરો વધારો થાય છે. આ વસ્તુસ્થિતિ સરકારે કબુલ કરવી જોઇએ, અને એ ધ્યાનમાં રાખી ખેડૂતના કરોમાં ઘટાડો કરવો જોઇએ.

સર એડવર્ડ લૉએ મિ. ગોખલેના આ પ્રતિપાદનનું ખંડન કરવામાં એક હાસ્યજનક ભૂલ કરી. મિ. ગોખલેએ સ્પષ્ટ જણાવ્યું હતું કે ખેડૂતના માલની કિંમત ઘટવા તરફ છે, અને લૉર્ડ જ્યૉર્જ હૅમિલ્ટન જે એમ માને છે કે કિંમત વધે છે એ ભૂલ છે. સર એડવર્ડ લૉએ લૉર્ડ જ્યૉર્જ હૅમિલ્ટનનો મત મિ. ગોખલેને આરોપ્યો, અને પૂર્ણ જુસ્સાથી દલીલ કરી કે—“ મ્હારા માનવન્તા બન્ધુ કહે છે કે ‘ સામાન્ય વપરાશની ચીજો મોંઘી થઇ છે. આ માનવું ખરૂં છે કે નહિ એ વિષે હું અત્યારે કાંઇ પણ દલીલ કરવા માગતો નથી. પણ ખરૂં છે એમ માની લઇએ, તો પણ મારે કહેવું જોઇએ કે સામાન્ય વપરાશના પદાર્થોનો મ્હોટો ભાગ તો ખેડૂત જ ઉપજાવે છે. દાણા વેચીને પોતાની અમુક જરૂરિયાતો પૂરી પાડે છે એ બાદ કરતાં, ખેડૂત માલ ખરીદનાર કરતાં માલ ઉપજાવનાર વિશેષ છે: એથી ઉલટું વસ્તીના બીજા વર્ગો ઉપજાવનાર કરતાં ખરીદનાર વિશેષ છે. એટલે ભાવ વધવાથી નફો ખેડૂતને જ

* “ It appears too that the Government of India, in making the present proposal, lay themselves open to the same criticisms as are made upon Governments which have depreciated their currencies. In general, the object of such Governments has been to dinunissh the amount they have to pay to their creditors. In the present case the object of the Indian Government appears to be to increase the amount they have to receive from tax payers. If the present level of exchange is due to the depreciation of silver, the Government scheme, if it succeeds, may relieve the Government and others, who desire to mit money to England, but this relief will be given at the expense of the ndian tax payer or with the effect of increasing every debt or fixed payment n India including debts due by reyots to money-lenders.”

—*Lords Commissioners of the Treasury. Despatch of 24th November 1879.*

થયો છે. વળી, ખેડૂતને થોડા માલના વધારે રૂપીઆ ઉપજતા હોવાથી, વાણીઆનું દેવું ભરવામાં પણ ખેડૂતને ફાયદો રહે છે"!

સરકારના પક્ષનું પોતાના જ એક અમલદારને હાથે આવું અજાણ્યે ખંડન કદી પણ નહિ થયું હોય! મિ. ગોખલેની દલીલ જ એ હતી કે ભાવ ઉતરી જવાથી ખેડૂત વર્ગ—જે ઘણે ભાગે માલ ખરીદનાર કરતાં ઉપજાવનાર જ છે—એ આપત્તિમાં આવી પડયો છે.

સર એડવર્ડ લૉએ ચલણના પ્રશ્ન સંબન્ધે મિ. ગોખલેને એક બીજી અણસમજણ આરોપી:—મિ. ગોખલે કહે છે કે રૂપીઆની કિંમત કૃત્રિમ રીતે વધારવાથી દેશની તીજોરીમાં-કોઇને પણ નુકશાન થયા વિના-ખરેખરો લાભ થતો હોય, તો આટલેથી જ શું કરવા અટકો છો? આ કરતાં પણ (સોના ચલણમાં) રૂપીઆની કિંમત (અર્થાત્ વિલાયતની હુંડીનો ભાવ) વધારે શું કરવા આંકતા નથી?—પરન્તુ મિ. ગોખલેને ખબર નથી કે ભાવ કરતાં ખરૂં મહત્ત્વ ભાવની સ્થિરતાનું છે! સ્થિરતા ઉપર પરદેશી વેપારનો આધાર છે, અને એ સ્થિરતા સંપાદન કરવા માટે સરકારને ચલણ સંબન્ધી પગલું ભરવું પડ્યું છે.

સર એડવર્ડ લૉએ મિ. ગોખલેની વિદ્વત્તાને વિશેષ માન આપી વિચાર કર્યો હોત તો એમને સહજ સમજાત કે એમનું અને મિ. ગોખલેનું દૃષ્ટિબિન્દુ એક નથી: સર એડવર્ડ લૉને અંગ્રેજ અમલદારનો પગાર ચુકવવાની અને અંગ્રેજ વેપારીઓને સરલતા કરી આપવાની ફિકર પડી છે, અને મિ. ગોખલેની નજર આગળ સ્હવારથી સાંઝ સુધી કામ કરી જીવતા મથતો અને સરકારની મહેસુલ અને વાણીઆનું દેવું કેમ ભરવું એના વિચારમાં રાત્રિ ગુજારતો ખેડૂત ચિત્રાઈ રહ્યો છે. આ ભેદને પરિણામે, એકને સોના-રૂપાનાં ચલણોના પરસ્પર ભાવની સ્થિરતા વિશેષ મહત્ત્વની લાગે છે: બીજાને રૂપીઆની કિંમત ખરા મુદ્દાની થઈ પડી છે. આ બેમાંથી કયું દૃષ્ટિબિન્દુ આપણે સ્વીકારવા જેવું છે એ વિષે વાચકને બહુ બોધની જરૂર પડે એમ નથી.

આ કૃત્રિમ ચલણથી માત્ર ખેડૂતને જ નુકશાન છે એમ નથી, પણ દેશના દરેક ધન્ધાને ધક્કો લાગે છે. મિ. સુબ્રહ્મણ્ય આયર એક ઠેકાણે લખે છે. "The measure in fact, has the effect of penalizing production while giving a bounty to foreign imports"—'આ ઉપક્રમ દેશમાં માલ ઉપજાવનારને દંડે છે અને પરદેશી માલને દક્ષિણા આપી વધાવી લે છે.' ઉદાહરણ તરીકે, આપણે કોલસાનો ધન્ધો લઇએ. બંગાળાના જેટલા કોલસાના (રૂપીઆની સ્વાભાવિક કિંમતે) ૨૨ રૂપીઆ ઉપજે, તેટલાના હાલ (રૂપીઆની કૃત્રિમ કિંમતને લીધે) ૧૫ રૂપીઆ ઉપજે છે; અને પરદેશી કોલસા ૨૨ રૂપીઆના જેટલા મળી શકે તેટલા હવે ૧૫ રૂપીઆના મળી શકે છે-એટલે દેશી કોલસાને પરદેશી કોલસાની હરીફાઇ વધારે સખ્ત વેઠવી પડે છે.

"બંગાળી"-પત્રકાર (મિ. સુરેન્દ્રનાથ બૅનરજી) ના શબ્દોમાં, 'With open Mints our Currency was automatic. Now it is autocratic."

આ અભિપ્રાય માત્ર કૉંગ્રેસના પક્ષકારોનો જ નથી. કૉંગ્રેસ બહારના મિ. મોઝીઝ જેવા વેપારના અનુભવી ગૃહસ્થે પણ મુંબાઇના વેપારીઓની એક સભામાં બોલતાં જણાવ્યું હતું કે સરકારની આ ચલણી નીતિથી સરકાર શિવાય કોઇને જ લાભ નથી.વળી બંગાળા બેંકના ચેરમેન મિ. ડેવિડ યૂલે ૧૮૯૯ માં કહ્યું હતું કે સરકારે આ નવા કાયદાથી લોકનાં રૂપાનાં ઘરેણાંની કિંમત ઉતારી નાંખી છે તે એટલી બધી કે એથી લોકને ૧૫૦ કરોડ રૂપીઆ જેટલું એક ક્ષણવારમાં નુકશાન થયું! લોક માટે ટંકશાળ બંધ થવાથી રૂપીઆની કેટલી તંગી થઇ પડી એ છેલ્લાં ચાર વર્ષમાં ૨૬૩ કરોડ રૂપીઆ સરકારે પોતે પાડ્યા એ ઉપરથી જણાશે. ટંકશાળ બંધ કરી પોતાની મરજી મુજબ રૂપીઆ પાડવાથી, સરકારને રૂપા ઉપર ૩૫ ટકા જેટલો નફો રહે છે એમ ગણતરી નીકળી છે: અને એ રીતે આજ સુધીમાં સરકારે ૬૫ લાખ પાઉંડનો નફો મેળવ્યો છે. આ નાણાં વિલાયતમાં વ્યાજ કમાતાં કરવામાં આવ્યાં છે—પણ એક તરફ વિલાયતના બજારનું જૂજ વ્યાજ મૂકો અને બીજી તરફ દોકડે બે દોકડે વ્યાજે વાણીઆ પાસેથી ખેડૂતને નાણાં ઉપાડી સરકારભરણું ભરવું પડે છે એ મૂકો! સરકાર થોડાંક વર્ષથી પોતાની વાર્ષિક બજેટની જમે બાજુમાં જે પુષ્કળ બચત બતાવ્યાં કરે છે–એ ઘણે ભાગે આ માયિક ચલણનું પરિણામ છે.

જો હિન્દનો વહીવટ અંગ્રેજ નોકરો વિના થવો અશક્ય છે, અને એ નોકરોને અમુક સોના–નાણાંની રકમના જેટલા રૂપીઆ થાય તેટલા રૂપીઆ પગાર તરીકે આપવાને હિન્દુસ્તાન બન્ધાએલું છે; તથા, જો હિન્દુસ્તાનને પરદેશી માલ વિના ચાલે એમ જ નથી, અને એ માલ રૂપીઆની કિંમત કૃત્રિમ રીતે પણ વધારવામાં આવે તો જ અત્રે ખરીદી શકાય એમ છે–તો સરકારે જે ચલણી નીતિ સ્વીકારી છે તે આવશ્યક હતી એમ કબુલ કર્યા વિના ચાલશે નહિ. પ્રશ્ન એટલો જ છે કે આ ઉપક્રમથી ખેડૂતને વાસ્તવિક રીતે નુકશાન છે કે નહિ? અને જો છે એમ ઉપર જણાવેલી દલીલોથી સિદ્ધ છે, તો એને એ નુકશાનનો બદલો શી રીતે વાળી આપવો એનો વિચાર પ્રાપ્ત થાય છે. આ કારણથી, મિ. ગોખલેની ખેડૂતોનો કર ઘટાડવા માટે સરકારને આગ્રહપૂર્વક વિનંતિ છે.

'ઍંગ્લો ઇન્ડિયનો' કહે છે કે દેશીઓને હક આપશો તો દરેક જણ પોતાના વર્ગનું જ ખેંચશે! મિ. ગોખલેની હિમાયત, જે વર્ગના મુખમાં વાચા પણ નથી, જેને આપવા જતાં કાંઇક પોતા જેવા કેળવાએલા વર્ગનાં ખીસાંને જ ખમવું પડશે–એ વર્ગ માટે છે.

* * * * *

**મિ. નારાયણ વિષ્ણુ ગોખલેની સૂચના.**

કૉંગ્રેસ સમસ્ત દેશના રાજકીય અને આર્થિક મહાપ્રશ્નો ચર્ચવામાં રોકાય છે, પરન્તુ તે તે સ્થળની ખાસ ફરિયાદો બહાર લાવવા ઉપર એના અગ્રણીઓ તરફથી જોઇએ તેવું લક્ષ અપાતું નથી: આ ખામી દિનપરદિન વધારે ધ્યાન ખેંચતી થઇ છે. આ સંબન્ધમાં ખરો દોષ કૉંગ્રેસનો છે કે કેમ એ વિષે અમે "માઘ" ના અંકમાં કેટલીક ચર્ચા કરીહતી; સામાન્ય ઉચ્ચ કેળવણી પામેલા વર્ગ ઉપર આની કેટલી બધી જવાબદારી છે એ બતાવ્યું

હતું; અને એ ખામી દૂર કરવા માટે કેવા આકારનો પ્રયત્ન થવો જોઇએ છે એ વિષે પણ દિગ્દર્શન કરાવ્યું હતું. હાલમાં "ગુજરાતી" પત્રના અંગ્રેજી લેખ લખનાર તરીકે પ્રસિદ્ધ મિ. નારાયણ વિષ્ણુ ગોખલે-એમણે જૂદાં જૂદાં વર્તમાનપત્રોમાં એક સૂચના બહાર પાડી છે, એમાં જિલ્લાવાર મંડળો (ડિસ્ટ્રિક્ટ એસોસિએશન) સ્થાપવાની અને એ મંડળો દ્વારા કૉંગ્રેસ માટે કાયમ ફંડ ઊભું કરવાની જરૂર દર્શાવી છે. આ મંડળોની ફરજો તેઓ નીચે મુજબ જણાવે છે કે:—

(૧) સ્થાનિક ફરિયાદો સરકાર આગળ રજુ કરવી અને સ્થાનિક હિતઉપર બીજી રીતે દેખરેખ રાખવી; ઉદાહરણ તરીકે, લોકલ ફંડ, વીઘોટી, આબકારી અને જંગલ ખાતાના વહીવટ બાબતમાં સરકારને વખતો વખત ઘણી સૂચનાઓ કરવા જેવી હોય છે.

(૨) ઇલાકાના તથા સમસ્ત હિન્દી સામ્રાજ્યના પ્રશ્નો ઉપર સરકારને પ્રસંગે પ્રસંગે અરજીઓ કરવી.

(૩) રાજકીય આર્થિક અને કેળવણી સંબન્ધી પ્રશ્નોના અભ્યાસ અર્થે લાઇબ્રેરિઓ સ્થાપવી-જેમાં સરકારી રિપોર્ટ ઠરાવ વગેરે એકઠાં થઇ શકે.

(૪) મ્હોટાં રાજકીય હિલચાલનાં મંડળો-જેવાં કે મુંબાઇનું 'પ્રેસિડન્સિ એસોસિએશન'-એની સાથે પત્રવ્યવહાર ચલાવવો તથા મદદ કરતા રહેવું.

(૫) 'ડિસ્ટ્રિક્ટ કૉન્ફરન્સ'-જિલ્લાઓના મેળાવડા ભરવા.

(૬) 'પ્રોવિન્શ્યલ કૉન્ફરન્સ'-ઇલાકાના મેળાવડા તથા 'ઇન્ડિયન નૅશનલ કૉંગ્રેસ' ભરવામાં અને એ માટે જોઇતાં નાણાં એકઠાં કરવામાં મદદ કરવી.

(૭) નૅશનલ કૉંગ્રેસ તથા ઇલાકા તથા જિલ્લાની કૉન્ફરન્સ માટે ડેલિગેટો-પ્રતિનિધિઓ-પસન્દ કરવા.

(૮) હુન્નર તથા ખેતીવાડીનાં પ્રદર્શનો ભરવાં.

(૯) આંકડા અને હકીકતો મેળવી, આપણા ધારાસભાના મેમ્બરોને પૂરી પાડવી-જે તેઓને ધારાસભામાં પ્રશ્ન પૂછવામાં અને બીજી રીતે ઉપયોગી થઇ શકે.

(૧૦) દરેક જણ પાસેથી વર્ષે દહાડે એક રૂપીઓ ઉઘરાવીને વા બીજી કોઇ પદ્ધતિએ-કૉંગ્રેસ માટે કાયમ ફંડ ઊભું કરવું.

આ સૂચનાની નોંધ લેતાં મિ. મલબારી કહે છે કે—

(૧) લોક પાસેથી નાણાં ઉઘરાવતા પહેલાં, એ નાણાંવડે જે કામ કરવામાં આવશે એથી લોકને લાભ થવાનો છે એવી લોકને પોતાને ખાતરી કરી આપવી જોઇએ.

(૨) ગામડાંઓમાં સરકારી અમલદારની કેટલી સત્તા છે એ સુવિદિત છે. એ જોતાં, કોઇ પણ હિલચાલ સરકારવિરુદ્ધ છે એવી સમજણ ખોટી રીત પણ જ્યાં સુધી ચાલતી રહેશે, ત્યાં સુધી એ લોકગ્રાહ્ય થવાનો સંભવ નથી. માટે જેમ બને તેમ સરકારને સ્પષ્ટ રીતે અનુકૂલ રહી કામ ચલાવવું જોઇએ.

(૩) જે પેન્શન ઉપર ઉતરેલા સરકારી નોકરો આ હિલચાલમાં ભાગ લે, અને સરકારનું દૃષ્ટિબિન્દુ પોતે વધારે સારી રીતે સમજતા હોઈ પોતાના જ્ઞાન અને અનુભવનો લાભ આપે, તો જ આ હિલચાલ ખરેખરી ફતેહમન્દ થાય.

મિ. મલબારીએ કરેલી આ ટીકા અમે અક્ષરશઃ પોતાની તરીકે સ્વીકારી વાચક આગળ મૂકીએ છીએ.

---

## એક ચિત્ર.

મધુર કંઈ મન્દમન્દ સ્વવાય,
વીણાકર અંગુલિ નાચતી જાય;
રમણી રસપૂર્ણ સુકોમલ ગાય,
વિમલ પરિમલમય કુંજની છાંયઃ

ઉપવનવન કિરકોકિલ મલકાય,
મૃદુલ અનુપમ 'સારિગમ' છલકાય,
સુખદ સૂરગન્ધ સુગન્ધ સુહાય,
ઉછળી લહરી ઊર્મિ લલિત લહકાયઃ

હૃદયમાં પ્રણયરવો રેલાય,
મિઠલડાં સ્મરણઝરણ શું ન્હાય,—
અનિલ અહિં ગાનવિલીન, ચન્દાય
અમીદ્રવ,—આત્મ સુરસભર છાય.

B.

---

# જાપાન વિષે થોડું એક.

જાપાનનું રાજ્ય નિપ્પોન, યેઝો, કયુસ્યુ, શિકોકુ અને ફોર્મોસાના ટાપુઓનું બનેલું છે. આ સિવાય ચીનદેશની પૂર્વ દિશામાં આવેલા પાસિફિક મહાસાગરોમાંના બીજા કેટલીક નાના દ્વીપો એ રાજ્યના તાબામાં છે. જાપાની રાજ્યનું એકંદર ક્ષેત્રફળ ૧૬૧૦૦૦ ચોરસ મૈલ એટલે વડોદરા રાજ્યના કરતાં લગભગ ઓગણીસ ગણું છે. નિપ્પોન નામનો જે મુખ્ય ટાપુ છે તે લગભગ બ્રિટનના જેટલો છે. આ રાજ્યનું આખું નામ નિહોન છે. આ નામ જાપાનીસ છે અને એનો અર્થ 'સૂર્યોદય' એવો થાય છે.

જાપાનનું રાજ્ય 'પૂર્વ તરફનું બ્રિટન' કહેવાય છે. અને જે સ્થળે બ્રિટન પાશ્ચાત્ય યુરોપમાં આવેલું છે તેવે જ સ્થળે પૂર્વ તરફના એશિયા ખંડમાં જાપાન આવેલું છે. એ દેશના મોટા ટાપુઓમાં પહાડો છે અને તેમાં કેટલાક તો જ્વાળામુખી પણ છે. જમીન બહુ ફલદ્રુપ છે, ઋતુ ત્યાંની સમશીતોષ્ણ છે. પણ ઉત્તર તરફના પ્રદેશો શીત વધારે છે. ખનિજ પદાર્થો એ દેશમાંથી પુષ્કળ મળી આવે છે. ત્રાંબુ જમીનમાંથી નિકળે છે તેમજ અહિંની પેઠે કોલસાની પણ ખાણો ત્યાં ઘણી છે.

મદ્રાસ તરફ જેમ લોકો ચોખા મુખ્યત્વે કરીને ખોરાક તરીકે વાપરે છે તેમ જાપાની લોકો પણ ચોખાનો વપરાશ વધુ રાખે છે. ચાહના છોડવા પણ ખુબ થાય છેઃ એટલે સુધી કે કેટલેક ઠેકાણે ચાહના છોડવાની વાડો કરેલી નજરે પડે છે. ત્યાંની જમીન ગુજરાતની ભૂમિને મળતી આવતી હોવી જોઇએ કેમકે જે સુરત જીલ્લામાં, ખેડા જીલ્લામાં, ભરૂચ જીલ્લામાં અને ખાનદેશ તથા નવસારી પ્રાંતમાં તંબાકુ તથા કપાસની સારી પેદાશ થાય છે તેમ જાપાનમાં ઘણે ઠેકાણે એ પાક સારો ઉતરે છે. ઘઉં તથા કઠોળનો ઉપયોગ જાપાનના લોકો આપણી પેઠે પુષ્કળ કરે છે.

જાપાનની એકંદર વસ્તી લગભગ પાંચ કરોડ જેટલી છે. લોકો શરીરે બહુ કદાવર હોતા નથી પણ સારા બાંધાના ને ચપળ હોય છે. તેનો બહારનો દેખાવ ઘણે ભાગે ગુરખા લોકોને મળતો આવે છે. શરીરે ઘઉંવર્ણા જ હોય છે. રીતભાતમાં બહુ વિવેકવિનયથી વર્તે છે અને શોખીન તથા રસજ્ઞ હોય છે. ફુલ ફળાદિનો એમને બહુ શોખ હોય છે. ટુંકામાં અનેક રીતે તેઓ રસિક છે. કેળવણીનો પ્રચાર બહુ સારો થયો છે. હાલ પ્રાથમિક કેળવણી ત્યાં ફરજીયાત કરવામાં આવી છે. જેમ શ્રીમંત ગાયકવાડ સરકારે અમરેલી પ્રાંતમાં કરી છે તેમ ત્યાં આખા રાજ્યમાં દરેક નાના બાળકને અમુક વર્ષ સુધી નિશાળે જઈ અભ્યાસ કરવો પડે છે. હવડાં હવડાં ઘણા જાપાનીઓ યુરોપ તથા અમેરિકા જઈ આવ્યા છે. ત્યાંના નવીન વિચારો જીવનના દરેક દેશમાં દાખલ કર્યા છે. એમ કહેવાય છે કે સને ૧૮૮૯ માં ત્યાંની સ્થિતિ બહુ સારી ન હતી પણ ત્યાર પછીથી બહુ જલદીથી જાપાન સુધરી ગયું. માર્કિવસ ઇટો નામના ત્યાંના એક મહાન પુરુષે હાલનું રાજ્યબંધારણ અનેક સ્થળેથી ઉત્તમ વસ્તુનું અનુકરણ કરી ઘડી કાઢયું છે. નૈકાસૈન્યનું બંધારણ ઈંગ્લાંડના નૈકાસૈન્ય

જેવું છે; જમીન ઉપરનું લશ્કર ફ્રેંચ કવાયતથી વાકેફ છે; ત્યાંની શાળાઓ જર્મન ઢબ ઉપર ચાલે છે; વ્યાપારનું ધોરણ અમેરિકા, જર્મની, તથા ઈંગ્લાંડના ધોરણોનું મિશ્રણ કરી જાપાનને ફાવે એવી નવીન ઢબનું છે. રાજ્યબંધારણ અમેરિકા અને ઈંગ્લાંડ એ બે દેશની નકલ કરી રાખવામાં આવ્યું છે. એક વિષયમાં તો એ ઉભય રાજ્યો કરતાં પણ જાપાન આગળ વધેલ છે, ત્યાં વૃદ્ધોની મંત્રસભા અથવા 'કૌન્સિલ આફ એલ્ડર્સ' એ નામની એક સંસ્થા છે. તે જેમ 'ઘરડા ગાડાં વાળે' એમ ખરે જરૂરને પ્રસંગે રાજ્યવહિવટ ચલાવનાર અધિકારીઓને સલાહ આપે છે. બીજી રીતે ઈંગ્લાંડના જેવું જ રાજ્ય બંધારણ છે. માત્ર મિ. કેડો એટલે જાપાનનો શહેનશાહ તે કેવળ અબાધિત અને નિરંકુશ છે, જો કે કોઈ પણ દિવસ તે આ સત્તાનો ઉપયોગ કરતો નથી.

એ દેશમાં છાપો બહુ સેવા બજાવે છે. ત્યાં બનતાં સુધી કોઈ પણ અઘટિત દાબ છાપા ઉપર મૂકવામાં આવતો નથી. અહિંના જેવો ખોટો અંકુશ છાપા ઉપર ત્યાં નથી. તેથી ત્યાંના પત્રકારો ઘણી સારી બાતમીઓ મેળવી શકે છે અને પ્રજાને તેમજ રાજ્યસત્તા ઉભયને અનેક રીતે ઉપયોગી થઈ પડે છે. ત્યાં બે પાઠશાળાઓ છે. તેમાંની ટોકીઓનું વિશ્વવિદ્યાલય મુખ્ય છે. વૈદકશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર આદિ અનેક શાસ્ત્રોનો ત્યાં સારી રીતે અભ્યાસ કરાવવામાં આવે છે, સ્ત્રીકેળવણી ઠીક છે. અને સ્ત્રીઓનું માન સારૂં જળવાય છે.

ટોકીઓ શહેર કલકત્તા કરતાં લગભગ દોઢું મોટું છે. યેકોહામા, ક્રીઓટો તથા નાગાસાકી એ બીજાં મુખ્ય શહેરો છે. અહિંના લોકો શિન્ટો નામનો ધર્મ પાળે છે અને તેમાં મુખ્યત્વે કરીને ગત થયેલા વીર નરોની પૂજા થાય છે. સ્વદેશપ્રેમ એ તેઓનું એક ખાસ લક્ષણ છે. દરેક જાપાની એમ સમજે છે કે તે ત્યાંની પ્રજાને માટે તથા જાપાન દેશને માટે જીવે છે અને દેશ કે પ્રજા પોતાને માટે જીવનભાર વ્હેતી નથી. આપણે અહિં જેમ રાજા તે વિષ્ણુઅંશ કહેવાય છે તેમ ત્યાં પણ શહેનશાહનું શરીર પવિત્ર મનાય છે એટલું જ નહીં પણ લોકો તેને દેવોનો અંશ માને છે. કેટલાકો એમ પણ કહે છે કે ત્યાંનું રાજકુટુંબ તે સૂર્યકુલમાંથી ઉત્પન્ન થયલું છે. એવું પણ કહેવાય છે કે જેમ નેપાલની હાલની વસ્તી તે પ્રાચીન રજપૂતો તથા તીબેટ અને ચીનના લોકોના સંમિશ્રણથી થઈ હોય એમ લાગે છે; તેમ જાપાનમાં પણ થયું હોવું જોઇએ.

સને ૧૮૮૯ માં જ્યારે જાપાનમાં નવીન રાજ્યવ્યવસ્થા થઈ ત્યાર પહેલાં ત્યાંનું રાજ્ય ઘણે અંશે હાલના નેપાલના રાજ્યની પેઠે ચલાવવામાં આવતું હતું. નેપાલના રાજ્યબંધારણનું સ્વરૂપ કાંઈક વિચિત્ર જેવું મિ. ચીરોલ નામના એક ઈંગ્રેજી લેખકને લાગે છે. પણ તેના કહેવા પ્રમાણે એ સ્વરૂપ જાપાનના રાજ્યવહિવટના જેવું છે. તેના શબ્દોમાં કહીએ તો "The Nepalese form of Government is peculiar and the nearest analogy to it might perhaps be found in Japan before the great national transformation which ushered in the new era of Japanese progress. Just as the Mikado was then relegated

to a position of dignified impotence, whilst the real power was vested exclusively in the Shogun, and Shogunate itself had become hereditary in the Tokuguwa family, so the Maha Rajah Adhiraj of Nepal has long ceased to be anything more than a dignified figure-head, whilst as his Prime minister, the leading representative of one of the great families of Nepal has enjoyed the complete monopoly of power, coupling with his official rank the exalted title of Maha Rajah." આ ફકરામાં જાપાન તે ઉપમાન છે અને નેપાલ તે ઉપમેય છે પણ આપણે જાપાન વિષે લખીએ છીએ એટલે તેનું રાજ્યબંધારણ એક વખતે નેપાલ હાલ છે તેના જેવું હતું એમ કહી ઉપમેય અને જાપાનનો પરસ્પર સંબંધ સહેજ બદલીએ છીએ. ખરી ઉપયોગી વસ્તુ જે સાધારણ ધર્મ તે તો કાયમ જ રહે છે.

મિ. ચીરોલનો ઉપલો ફકરો જે એમના 'ધી મિડલ ઇસ્ટર્ન કવેસ્ટીઅન' નામના ગ્રંથમાંથી લીધો છે તેનો હેતુ એ છે કે જેમ જાપાનની ભૂમિ આપણી ભૂમિને મળતી આવે છે તેમ ત્યાંના લોકો પણ આપણી સાથે જોકે તેઓ મંગોલીયન છે એમ કહેવાય છે તથાપિ મળતા છે એમ સિદ્ધ કરવાનો પ્રયાસ કરવાનો છે. નેપાલી લોકો અહિંના રજપૂત હોવાનો દાવો કરે છે અને તે માન્ય રાખવામાં આવ્યો છે. જ્યારે અલાઉદ્દીને ચીતોડના ઉપર હલ્લો કર્યો ત્યારે સીસોદીયા કુલના કેટલાક નરરત્નો માતૃભૂમિનો ત્યાગ કરી સ્વાતંત્ર્ય ખાતર હિમાલયની તળેટીમાં જઈ રહ્યા ને ત્યાં એક સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. આ રાજ્યના મંડનકારો તે સીસોદીયા કુળના રજપુતો; જે આજે નેપાલીઓ કિંવા ગુરખાઓ એ નામે પ્રસિદ્ધ છે.

હવડાંના ઉદેપુરના મહારાણા તે પણ એ જ સીસોદીયા કુળના રજપુત છે. ઉભય તે સૂર્યકુલના છે એમ આપણે સહુ માનીએ છીએ. રજપુતોમાં સૂર્યવંશી અને ચંદ્રવંશી એવા રાજાઓ થઈ ગયા છે એ વાત ઇતિહાસે પણ કાંઇક અંશે સ્વીકારી છે. જેમ ઉદેપુરના રજપૂતો રણધીર, ટેક અને પ્રેમશૌર્યથી ભરપૂર તરીકે ગવાયા છે તેમ નેપાલીઓએ પણ નામના કરી છે. અંગ્રેજોએ જ્યારે ગયા સૈકાની શરૂઆતમાં નેપાલ સાથે વિગ્રહ આદર્યો ત્યારે તેઓએ કેવો માર ખાધો છે એ આપણે સહુને વિદિત છે. ત્યાર પછી નેપાલ જોડે સલાહસંપથી રહેવાનું સરકાર પસંદ કરે છે. આપણા દેશનાં બીજાં રાજ્યો જેવી નેપાલની સ્થિતિ હજુ પણ થઈ નથી તે એ ક્ષત્રિ બીજને પ્રતાપે.

ત્યારે ઉદેપુરના રાજ્યકર્તા તે સૂર્યવંશી તેમજ નેપાલના તે પણ સૂર્યવંશી; અને જાપાનના રાજ્યનું નામ 'સૂર્યોદય' એમ આપણે ઉપર જોઈ ગયા. ત્યાંના મિકેડોની સ્થિતિ થોડા વખત ઉપર હાલના નેપાલના મહારાજાધિરાજના જેવી હતી. ત્યાંની પ્રજા શરીરના બાંધામાં દેખાવમાં અને નૈતિક બલમાં ગુરખાના જેવી છે. 'The Jap is a superior Gurkha' એમ આ લેખકે કોઇ ઠેકાણે વાંચેલું યાદ છે. સ્વદેશપ્રેમ જેટલો ઉદેપુરમાં હતો અને છે તેના કરતાં વિશેષ નેપાલમાં છે અને તેટલો જ જાપાનમાં છે. સૂર્યવંશ સાથે નેપાલ, જાપાન અને ઉદેપુર સંબંધ ધરાવે છે. માનસિક, શારીરિક તથા નૈતિક ગુણો ત્રણે પ્રજાના

મળતા જણાય છે. ઉદેપુર પરરાજ્ય નીચે ગયું એટલે ઝળકતું નથી જેવી સ્થિતિમાં જે મૂકાય તેવી રીતે તે દીપે નેપાલ ઠીક દીપે છે. જાપાનનું તેજ દુનીઆને આંજી નાખે છે

કાર્લાઇલ એક ઠેકાણે કહે છે કે માણસોનુ મન અને હૃદય એક જ સરખુ હોય તથાપિ જૂદા જૂદા પ્રદેશમા મૂકાયાથી તે કાઇ કાઇ જૂદો જૂદો ભાસ આપે આજે પણ એમ જ છે જાપાનને પાશ્ચાત્ય પ્રજાનો સમર્ગ થયેથી તેમા નવીન ઉત્સાહ પ્રેરાયો છે. નેપાલને તે નથી એટલે જાપાન જેટલુ ઝળકતુ નથી. ઉદેપુર છાયામા પડયુ છે. એટલે ઉકરડે પડેલા મણિ જેવુ છે. પણ છે તો ત્રણે મણિ જ એમ અમારી પ્રતીતિ થાય છે. નહીં તો આટલુ બધુ મળતાપણુ ત્રણ સ્થળે અનાયાસે જણાય નહીં.

પ્રાચીન સમયમા હિંદમાંથી દરીઆઇ માર્ગે વ્યાપાર પારકા દેશો સાથે બહુ ચાલતો. જાવા સુમાત્રા સુધી આપણા દેશીઓ ગયાની સાબીતી મળી ચુકી છે, આજે પણ અહિંના વતનીઓ પડયા પડયા તો પણ સાહસિક જણાય છે. ત્યારે તે કાલમા અહિંથી થોડી સાહસિક મંડળી જાપાન જઇને રહી નહીં હોય એમ કોણ કહી શકે ? ! આજે પણ ત્યા જતા હિંદવાસીઓ જાપાનીઓની જોડે ભાઇચારાથી વર્તે છે આ બધુભાવ ઉત્પન્ન થવાનુ કારણ કાઇ બાહ્ય નહીં પણ આંતર હોવુ જોઇએ જાપાન જઇ આવેલા હિંદના વિદ્યાર્થીઓ ત્યાની પ્રજાના ગુણ ગાય છે

જો એમ જ હોય તો પછી જાપાન આપણા દેશ સાથે અનેક રીતે સકળાયલુ છે એમ માનવુ જોઇએ જાપાન હીંદનુ બાલક છે ધર્મ તો જાપાનને બુદ્ધે આપ્યો ગૌતમ બુદ્ધ ગંગાના પવિત્ર તટ ઉપરથી દેશ પરદેશ ગયા અને બુદ્ધ ધર્મનો પ્રચાર કરવા મથ્યા. તે પ્રયાસને પરિણામે બુદ્ધ ધર્મના સિદ્ધાંતો અનેક દેશમા માનનીય ગણાયા—ચીન જાપાન તેજ ધર્મ પાળે છે. ઉપરની હકીકતથી સીસોદીયા રજપુતો સાથે કાઇક સબધ હોવાનો સભવ પાકો થાય છે નેપાલની સાથે એ દેશનો રાજ્યવહિવટ મળતો આવ્યો એ પણ એક વાત ધ્યાનમા લેવા જેવી છે અને ચિતોડવાસીઓ પોતાના દુશ્મનોની સખ્યા, કે બળ, કે સત્તાની દરકાર કર્યા વગર જેમ લડયા છે, તેમ આજે જાપાની લોકો રૂશિઆની મોટાઇથી ન અંજાતા, કર્ત્તવ્યપરાયણ વૃત્તિ દાખવવા નિકળી પડયા છે સૂર્યોદય થયો હોય એવા ચિહ્ન અનેક સ્થળે જણાય છે. વિના પ્રયાસે હિંદવાસીઓ જાપાની નિરાધાર કુટુંબોને ધનની સ્હાય આપવા નિકળી પડ્યા. છે. બગાળાના ના. મિસિ. સરલાદેવી ચૌધરાની પ્રમુખ થઇ પ્રમાણે તન કસીને પણ મદદ કરવાની શરૂઆત થઇ ચુકી છે. તો અમને એમ જણાય છે કે કોઈ કાળે એમ સિદ્ધ થશે કે જાપાન તે આ પુરાણુ ભારતભૂમિનુ સતાન છે આપણે તેને ધનની સ્હાય કરવી એ આપણો ધર્મ છે એમ કોણ નહીં કહે ? !

જાપાનનો અમે અનેક રીતે ઉદય ઇચ્છીએ છીએ પ્રભુ તે ઇચ્છા તૃપ્ત કરો તથાસ્તુ!

નન્દનાથ. કે. દિક્ષિત.

# ઉદ્યોગ અને આરોગ્ય, શારીરિક તથા માનસિક.

[ પ્રો. માર્શલના એક લેખ ઉપરથી.*]

શરીર બુદ્ધિ તથા નીતિનાં આરોગ્ય અને બળ ઉપર ઔદ્યોગિક સામર્થ્યનો ઘણો આધાર છે, અને એ સામર્થ્ય ઉપર વ્યક્તિની તેમજ દેશની ધનસંપત્તિ રહેલી છે. બીજી તરફથી જોતાં, ધનનો મુખ્ય ઉપયોગ પણ એ જ છે કે દેશનાં ઉપર જણાવેલાં ત્રણે તરેહનાં આરોગ્ય તથા બળ વધારવાં.

કેટલાક ધન્ધાઓમાં ઔદ્યોગિક સામર્થ્યનો આધાર કેવળ શારીરિક બળ ઉપર—એટલે કે મજબુત સ્નાયુ, સારો બાંધો અને શક્તિભરી ટેવો, એટલાં ઉપર રહેલો હોય છે. હુન્નરકળામાં જે દેશો પછાત છે ત્યાં ઘણાખરા ધન્ધા શારીરિક મજૂરીના જ હોય છે. એથી ઉલટું, ઈંગ્લંડ જેવા સુધરેલા દેશોમાં ધન્ધાર્થી વર્ગનો પૂરો છઠ્ઠો ભાગ પણ કેવળ શારીરિક મજૂરીથી નિર્વાહ કરનારાઓનો નથીઃ એવી ગણતરી કાઢવામાં આવી છે કે આખી ઇંગ્લંડની પ્રજાના સ્નાયુઓથી જેટલું બળ કાઢી શકાય તે કરતાં વીસ ગણું બળ કાઢવામાં ઈંગ્લંડનાં વરાળયન્ત્રો રોકાએલાં છે આપણા જેવા હુન્નર કળામાં-પછાત દેશમાં કેવળ શારીરિક બળથી લાખો મનુષ્યોને જીવનનિર્વાહ કર્યા વિના છૂટકો નથી. પણ ખરૂં જોતાં, આવા ધન્ધાઓમાં પણ કેવળ શરીરબળ બસ થતું નથી. જો કે શારીરિક શ્રમ સહન કરવાની શક્તિ શરીરનો બાંધો અને હવા વગેરે ભૌતિક પરિસ્થિતિ એ એ ઉપર આધાર રાખતી જણાય છે, તથાપિ એમાં પણ સંકલ્પ અને ચારિત્રના બળની થોડી જરૂર પડતી નથી. આ બળ—જેને આપણે મનુષ્યનું ખાસ પોતાનું, પોતાના આત્માનું, બળ કહીએ અને જેમાં નિશ્ચય ઉત્સાહ અને આત્મસંયમ વગેરે ગુણોનો સમાવેશ થાય છે—એ મનુષ્યની સર્વ ઉન્નતિનું નિદાન છેઃ મહાન કૃત્યો, મહાન વિચારો, મહાન ધાર્મિક ભાવો માટે યોગ્યતા, એ સર્વમાં આ આત્મબળની જ પ્રતીતિ થાય છે. પણ જેમ એક તરફથી શરીરબળ માટે આત્મબળ આવશ્યક છે, તેમ બીજી તરફથી આત્મબળ શરીરબળ ઉપર થોડો આધાર રાખતું નથી. §

---

* ઈંગ્લંડના ઉત્તમોત્તમ વર્તમાન અર્થશાસ્ત્રી પ્રો. માર્શલના " Economics of Industry" નામના પુસ્તકના એક પ્રકરણ ઉપરથી.

આ લેખમાંની ચર્ચા એક રીતે ઘણી સાદી છે. છતાં, એને અત્રે મૂકવાનું ખાસ કારણ એ છે કે એ ચર્ચા, આદિથી અન્ત સુધી, ઘણી સૂચક છે—આપણા દેશના અનેક ગંભીર પ્રશ્નો તરફ લક્ષ ખેંચનારી છેઃ શારીરિક કેળવણી, ધાર્મિક બળ, ગૃહસુધારો, સમાજસુધારો, રાજકીય હકો વગેરે અનેક પ્રશ્નો ઉપસ્થિત કરે છે. તન્ત્રી.

§ બાળવિવાહ અટકાવ્યા વગર શરીરબળ ક્યાંથી લાવશો ? શરીરબળ વગર આત્મબળ ક્યાં રહેશે ? આત્મબળ વગર ધર્મબળ કે ઔદ્યોગિક બળ કશાની શી આશા ? ધર્મે તેમ જ ઉદ્યોગના અભિલાષીઓ બાળવિવાહ અટકાવનાર સુધારાની આવશ્યકતા નિર્વિવાદ રીતે સ્વીકારશે. તન્ત્રી.

દેશની હવા—એની ગરમી ઠંડી—એ પૂર્વોક્ત બળનું એક કારણ છે. ગરમ હવામાં ઉંચા પ્રકારનાં બુદ્ધિ અને કળાનાં કૃત્યો થતાં નથી એમ નથી, પણ કોઇપણ પ્રકારનો શારીરિક કે માનસિક શ્રમ લાંબા વખત સુધી સહન કરવા માટે તો ગરમ હવા પ્રતિકૂળ છે જ.

જીવનનિર્વાહની જરૂરિયાતો—જેમાં ખોરાક મુખ્ય છે—એનો આધાર પણ દેશની હવા ઉપર ઘણો રહે છે. શ્રમથી શરીરને જે ઘસારો લાગે એની ખામી પૂરી પાડવા માટે તેમજ શરીરની વૃદ્ધિ માટે, “નાઇટ્રોજન” જેમાં વિશેષ હોય તેવા ખોરાકની જરૂર છે. વળી, શરીરમાં હમેશાં અમુક પ્રકારનો અગ્નિ ઉત્પન્ન કરવો પડે છે, જેમાંનો કેટલોક સ્નાયુબળરૂપે પરિણમે છે. આ અગ્નિ માટે, “કાર્બન” જેમાં મુખ્ય હોય અને જે બરાબર પચી શકે, એવો ખોરાક જરૂરનો છે. અન્નના સારા રાંધવા ઉપર પણ એના સામર્થ્યનો ઘણો આધાર છે. હુશીઆર સ્ત્રી પાંચ રૂપીઆમાં કુટુંબના આરોગ્ય અને બળમાં જેટલી વૃદ્ધિ કરી શકે તેટલી બમણા પૈસા ખર્ચ્યા છતાં પણ આવડ વગરની સ્ત્રી કરી શકતી નથી.* ગરીબ લોકોમાં બાળકોની મરણસંખ્યા વધારે હોય છે એનું એક કારણ સારૂં રાંધતાં ન આવડવું એ છે. જે બાળકો જેમ તેમ કરીને જીવે છે તે મ્હોટી ઉમરે જતાં નબળાં રહે છે. લંડનમાં સતરમી અને અઢારમી સદીમાં અનાજની સોંઘવારી કરતાં મોંઘવારીના વખતમાં મરણસંખ્યા આઠ ટકા વધારે હતી. લોક જેમ પૈસાદાર થયા, અને ધર્માદા સંસ્થાઓ વધી, અને પરદેશથી પૂરતું અનાજ આવવા માંડ્યું, તેમ તેમ ભૂખની માઠી અસરો ઘટતી ગઈ—છતાં, યોગ્ય ખોરાકને અભાવે આજ પણ ગરીબ લોકોમાં શારીરિક નિર્બળતા જોવામાં આવે છે.

ખોરાક ઉપરાંત, જીવનની બીજી જરૂરિયાતોમાં લુગડાં અને ઘર છે.÷

આત્મબળ અને શરીરબળ પોષનારી બીજી ત્રણ બાબતો તે આશા સ્વાતન્ત્ર્ય અને સ્થાનફેર છે. ગુલામગિરી વગેરે §સામાજિક અને રાજકીય પરતન્ત્રતા અને દબાણના કા-

---

* સ્ત્રીઓને માથે રાંધવા કરતાં ઘણી વધારે ઉચ્ચ ફરજો રહેલી છે. છતાં સામાન્ય રીતે, આ ફરજ સારી રીતે બજાવવાથી સ્ત્રી દેશની સંપત્તિ વધારવામાં કેવી સહાય થાય છે એ સહજ જણાશે. તન્ત્રી.

÷ આપણા જેવા લગભગ ગરમ અને અતિ વિશાળ દેશમાં આ બાબતની થોડી મુશ્કેલી છે. છતાં છે ખરી. ગરીબ લોકોને વસ્ત્રની છૂટ હોય તો ઘણા રોગો થતા અટકે. અને શહેરોમાં હવે ઘીચ વસ્તી થવા માંડી છે એનો ઇલાજ પણ થવો જોઇએ છે. તન્ત્રી.

§ પર પ્રજાને તન મન ધન સોંપી દેવાં એ એક જ ગુલામગિરી નથી. એક જ પ્રજામાં એક વર્ગ બીજા વર્ગને હંમેશ દબાએલો રાખે અને એનું સામર્થ્ય યોગ્ય રીતે પ્રકટ કરવા ન દે એ પણ એક બીજી તરેહની ગુલામગિરી છે. પણ જેમ પરપ્રજા ઉન્નતિના વિકાસમાં કેટલીકવાર ઉપયોગી થઇ પડે છે તેમ એક વર્ગ બીજા વર્ગ ઉપર અંકુશ ચલાવીને પણ એ વર્ગને વધારે ઉન્નત કરી શકે છે. આજ રીતે આપણા પ્રાચીન ઇતિહાસમાં આર્યોએ અને બ્રાહ્મણોએ અનાર્યો અને શદ્રોને સુધારવા યત્ન કર્યા છે. તન્ત્રી.

રણથી દેશના ઔદ્યોગિક સામર્થ્ય ઉપર કેવી માઠી અસર થાય છે એના પુરાવાથી જગતનો સમગ્ર ઇતિહાસ ભરપૂર છે. સ્વાતન્ત્ર્ય અને આશા ભરી દૃષ્ટિ—એથી માણસને કામ કરવાનું મન થાય છે એટલું જ નહિ પણ કામ કરવાનું બળ પણ વધે છે. શરીરશાસ્ત્રીઓ આપણને કહે છે કે દુઃખ કરતાં સુખની પ્રેરણામાં રહી કામ કરીએ તો શરીરના તન્તુઓ થોડા ઘસાય છે માટે સ્વાતન્ત્ર્ય અવશ્ય જોઇએ. તેમ, આશા વિના પરાક્રમ નથી એ પણ સ્પષ્ટ છે. આ સ્વાતન્ત્ર્ય અને આશા માટે જાનમાલનું રક્ષણ આવશ્યક છે. અને આ રક્ષણ સ્વતન્ત્રતા ઉપર કાંઇક પણ અંકુશ મૂક્યા વિના થઇ શકતું નથી. એટલે જનસુધારણાનો આ એક *અતિ વિકટ પ્રશ્ન આવીને ઉભો રહે છે કે, સ્વતન્ત્રતા માટે જરૂરનું એવું જે જાનમાલનું રક્ષણ એ, સ્વતન્ત્રતાનો અતિશય ભોગ આપ્યા વિના, શી રીતે સિદ્ધ કરવું ?

કામ સ્થાન અને જાતસંબંધોમાં ફેરફાર એ પણ ઔદ્યોગિક સામર્થ્ય માટે જોઇતા બળમાં કારણભૂત છે. આવા ફેરફારોથી નવા વિચારો ઉપજે છે, જૂની રીતોની ખામીઓ દૃષ્ટિગોચર થાય છે, "દૈવી અસન્તોષ" પ્રેરાય છે, અને દરેક રીતે કાર્યોત્પાદક શક્તિમાં વૃદ્ધિ થાય છે. સ્થાનફેર થવાથી, વધારે શક્તિમન્ત અને સ્વયંબળવાળાં મગજોને પોતાનું સામર્થ્ય બહાર પાડવા માટે પૂર્ણ પ્રસંગ મળે છે, અને તેઓ મ્હોટી સ્થિતિએ પહોંચી શકે છે: પોતાના દેશમાં ભવિષ્યવક્તા થવું—આચાર્યપદ પામવું ભાગ્યે જ બની શકે છે એ કહેવત મુજબ, આડોશીપાડોશીઓ અને સગાંવહાલાંઓ, પોતાના કરતાં વધારે સ્વતન્ત્ર અને પરાક્રમી પુરુષોના દોષો ક્ષમા કરવામાં અને ગુણો સ્વીકારવામાં પછાત રહે છે. આ કારણથી, ઇંગ્લંડના હરેક જિલ્લામાં જોવામાં આવ્યું છે કે કામ કરવાની શક્તિ અને પરાક્રમ ઘણું કરીને પરજિલ્લામાંથી આવી વસેલા લોકોમાં વિશેષ હોય છે.

અત્યાર સુધી આપણે જે સ્વતન્ત્રતાની વાત કરી તે બહારનાં બન્ધનોથી સ્વતન્ત્રતાની; પણ એ કરતાં પણ ચઢીઆતી સ્વતન્ત્રતા—જે આત્મસંયમથી આવે છે—એ ઉત્તમોત્તમ કામો સિદ્ધ કરવા માટે બહુ જ જરૂરની છે. જીવનભાવનાની જે ઉચ્ચતા ઉપર આ સ્વતન્ત્રતાનો આધાર છે તે એક તરફથી રાજકીય અને આર્થિક કારણોને લઈ થાય છે, અને બીજી તરફ માણસોની માંહોમાંહ્યની જાતીકી અસરથી અને §ધાર્મિક અસરથી ઉત્પન્ન થાય છે: આ અસરોમાં, ન્હાનપણમાં ‡માતાની અસર એ પ્રથમ સ્થાને છે.

શારીરિક તથા માનસિક આરોગ્ય અને બલ ઉપર માણસના ધન્ધાની પણ ઘણી અસર છે. ઉદાહરણ તરીકે, મિલના મજુરોનું આરોગ્ય એમના ધન્ધાથી ઘણું ખવાઈ જાય

---

* આપણો પ્રશ્ન એ છે કે આપણી ઉન્નતિ માટે જરૂરની બ્રિટિશ પ્રજાની સત્તા અને તે સાથે આપણું સ્વાતન્ત્ર્ય એ બેને અવિરોધી શી રીતે કરવાં ? બ્રિટિશ પ્રજા પાસેથી સ્વરાજ્યના હકો દિનપરદિન વધારે મેળવતા જવું એ ખરો જ માર્ગ છે. **તન્ત્રી.**

§ પરદેશ જવાની વૃત્તિ અને સરળતા લોકમાં વધે તેમ કરવા દરેક દેશહિતૈષીએ પ્રયત્ન કરવો જોઇએ. **તન્ત્રી.**

‡ ધર્મની અને સ્ત્રીકેળવણીની જરૂરિયાત સહજ સમજાશે. **તન્ત્રી.**

છે. આ સંબન્ધમાં સરકારે કેટલાક કાયદા કર્યા છે* અને અમુક ઉમ્મરની અન્દરનાં છોકરાંઓને કામમાં ન લેવાં તથા અમુક વખત કરતાં વધારે કામ ન કરાવવું ઇત્યાદિ નિયમો કરી બાલકોની તનદુરસ્તીનું સંરક્ષણ કરવા યત્ન કર્યો છે.

પૃથ્વીના લગભગ સઘળા દેશોમાં ગામડાં છોડી શહેરમાં વસવા તરફ લોકનું વલણ છે. લંડનમાં ઈંગ્લંડની ઉત્તમોત્તમ પ્રજા આવી વસી છે. સૌ કરતાં વધારે પરાક્રમી બુદ્ધિશાળી અને શારીરિક બલવાળા લોક લંડનમાં આવીને વસે છે, છતાં એમ જોવામાં આવે છે કે એક બે પેઢી જતાં તેઓનું સસલ બલ ક્ષીણ થઈ જાય છે. આનું કારણ સ્વચ્છ અને ખુલ્લી હવા તથા તનદુરસ્તીને અનુકૂલ રમત એ એનો અભાવ છે. ઈંગ્લંડનાં મ્હોટાં શહેરોમાં મજૂર લોકો શહેર બહાર રહી શકે એટલા માટે વારંવાર જતી આવતી રેલવે ટ્રેનની ખાસ ગોઠવણ છે. અને શહેરે ખોટ ખાઇને પણ તેઓને માટે રહેવાનાં મકાનો બાંધવાનો યત્ન થાય છે. આ યત્ન ભૂલભરેલો છે, કારણ કે એથી પરગામથી મજૂર લોકો વધારે આવવાનો અને એને પરિણામે એમની મજૂરીના દરમાં ઘટાડો થવાનો સંભવ છે. વળી શહેરને બદલે ગામડાંની ખુલ્લી હવામાં ઉદ્યોગો ઉભા થાય તો મજૂર વર્ગની તનદુરસ્તીમાં પણ લાભ થાય.

અસલના વખતમાં, પરસ્પર હરીફાઈમાં જેઓ ફાવતા તેઓ સૌથી વધારે મજબુત અને જુસ્સાદાર હતા, અને તેઓ પોતાની પાછળ સન્તાન પણ સૌથી વધારે મૂકી જતા. જનસુધારણાના પાછળના સમયમાં, અનેક કારણોથી ઉપલા વર્ગના લોકો મોડા પરણવા લાગ્યા અને પાછળ સન્તાન પણ થોડાં મૂકતા થયા, અને નીચલા વર્ગમાં એથી ઉલટો જ રિવાજ ચાલ્યો. આથી જો કે વસ્તીમાં ઘટાડો ન થયો, તો પણ નિર્બલ દરિદ્ર લોકની પ્રજા વધી.-ઉપલા વર્ગના લોક, મોજશોખની જીંદગી ગાળવા માટે, તથા બહુ છોકરાં થવાથી દ્રવ્ય વિભક્ત થઇ પોતાની સામાજિક સ્થિતિ ઉતરી જાય એવા ભયથી, મોડા પરણવાનું અને છોકરાંની સંખ્યા કમી રાખવાનું પસન્દ કરે છે.† આના કેટલાક ફાયદા છે, અને કેટલીકવાર દેશ તરફ કર્તવ્યબુદ્ધિથી પણ આવું વલણ ઉપજે છે. પણ તે સ્હામે એટલું યાદ રાખવાનું છે કે એથી દેશની ઉચ્ચ અને સબલ વર્ગની વસ્તી ઘટે છે. દિવસે દિવસે લોકમાં જેમ કેળવણી વિદ્યા અને પૈસાનો ફેલાવો અને વધારો થાય છે, અને આરોગ્યશાસ્ત્ર તથા વૈદકશાસ્ત્ર સુધરતાં જાય છે, અને એનો લાભ સરકાર અને પરોપકારી ધનિક દ્વારા લોકને મળે છે—તેમ તેમ લોકની શારીરિક સ્થિતિ મજબુત થાય છે, અને જેવું તન તેવું મન એ નિયમાનુસાર એમનું આત્મબલ પણ પોષાય છે. પરિણામે વ્યક્તિનું અને દેશનું ઔદ્યોગિક સામર્થ્ય વૃદ્ધિ પામે છે. [ વસન્ત-ઑફિસ. ]

---

* આપણે ત્યાં આવો કાયદો કરાવવામાં લૅંકેશાયરના વેપારીઓનો હાથ હતો. અત્રેના કારખાનાવાળાઓ થોડે ખર્ચે વધારે લાભ ન લઈ જાય એ ઈર્ષ્યાબુદ્ધિથી તેઓ આવો કાયદો કરાવવા પ્રેરાયા હતા એમ મનાય છે. તન્ત્રી.

† આ ઈંગ્લંડ અને યુરોપને જ લાગુ પડે છે. આપણે ત્યાં લગ્નની જવાબદારી સમજનામાં પોતાની દ્રવ્ય સંબન્ધી સ્થિતિ ઉપર થોડું લક્ષ અપાય છે, એ શોચનીય છે. તન્ત્રી.

# ત્રિપુટી અને દ્વંદ્વ.

સર્વત્ર દ્વૈધીભાવમાં ત્રિપુટી વળગી રહેલી છે. પિંડમાં તેમ જ બ્રહ્માંડમાં વ્યષ્ટિમાં તેમ જ સમષ્ટિમાં, પ્રત્યગાત્મામાં તેમજ પરમાત્મામાં, બધે ત્રિપુટી વિંટળાયેલ છે. આ ત્રિપુટીનાં ભિન્ન ભિન્ન નામરૂપ એક સ્વરૂપ બધે પ્રત્યભિજ્ઞાત થતું નથી. સૃષ્ટિપ્રકરણ થયું ત્યારથી જ એ પ્રકરણમાં મુખ્ય ત્રણ ગુણો ઉદ્‌ભવ્યા. તે વાતમાં સૃષ્ટિપ્રકારનો આરંભ માત્ર બહિર્મુખ ઉપાધિદ્વારા ગણવો કે અંતર્મુખ રહી તેનું અસ્તિત્વ જ અગ્રાહ્ય છે એમ સ્વીકાર કરવો એ વિષે મતમતાંતર ચર્ચાવ્યા વિના માત્ર **દ્રવ્ય** અને **ગુણ**નો અંગીકાર હાલ માની આગળ વધીએ તો અયોગ્ય નહિં કહેવાય. આ બે વસ્તુઓનાં બીજાં નામ પણ ઓળખાણ માટે અપાય છે; જેવાં કેઃ પદાર્થ અને અંતર્ગત તત્ત્વ; જડ અને ચૈતન્ય; જડ અને ગતિપ્રેરક શક્તિ ઈત્યાદિ. જ્યાં જઈએ ત્યાં આ બેઃ વસ્તુ અને તેની **સ્થિતિ** —તો હોય જ હોય. પ્રત્યેક વ્યક્તિના મનના વિચારમાં કે વૃત્તિબહિર્મુખ પ્રદેશમાં એમ સર્વત્ર ચૈતન્ય ને જડ એ બે વાત તો રહેલી જ છે.

"બ્રહ્મ! જે માનસપ્રવૃત્તિરૂપે વિલસે છે" એ સિદ્ધાંતનું વ્યાખ્યાન કરવા અગાઉ નીચેનાં બે વાક્યો તપાસવા યોગ્ય છેઃ—

શ્રી શંકરાચાર્યે કહેલું છે કેઃ—

> विश्वं दर्पणदृश्यमान नगरीतुल्यं निजांतर्गतं,
> पश्यन्नात्मनि मायया बहिरिवोद्भूतं यथा निद्रया ।
> यः साक्षी कुरुते प्रबोधसमये स्वात्मानमेवाद्वयं,
> तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥

અર્થાત્—વ્યષ્ટિ તે જ સમષ્ટિ; આત્મા તે જ પરમાત્મા; માત્ર બહિઃ સૃષ્ટિ તે અંતર્ગતનું પ્રતિબિંબ છે; વિશ્વ એ માયાના આવરણથી ઉત્પન્ન થયેલ આત્મારૂપી દર્પણમાં જોવાતી નગરી સમાન છે અને મિથ્યા છે એવું જ્ઞાન થાય ત્યારે આત્મા તેમ જ માયાકલ્પિત સૃષ્ટિનો એકાકાર કરાય. અને એ પ્રમાણે અદ્રય છે એમ બોધ સ્ફુરી આવે ત્યારે **નિવૃત્તિ** મળે. "અદ્રય છે" એટલે દ્વંદ્વભાવ ટળી અદ્વૈતનો સાક્ષાત્કાર થવો જોઈએ; કારણ દ્વૈભાવ હોય ત્યાં સુધી સૃષ્ટિમંડાણ મટતું નથી. સાધારણ શક્તિસ્તુતિમાં પણ ગવાય છે કેઃ

> "દ્વંદ્વભાવે સૃષ્ટિ મા તેં રચી; તું તો એકાકી અદ્વૈત રે; { અંબા આન ન
> તારી માયાયે ગુણ અળગા કર્યા; તેના ભ્રમે ભાસે છે મા દ્વૈત રે. { કમળ સોહામણું.
> નહોતું કોઈ જ્યવારે મા તું હતી; તું તો પૂરણ બ્રહ્મની શક્તિ રે. ઈત્યાદિ.

અર્થાત્ જ્યાં દ્વંદ્વ ત્યાં સૃષ્ટિમંડાણ; પરંતુ વસ્તુતઃ આ સકળ એકાકી અદ્વૈત જ છે, જેને "એકમેવાદ્વિતીય" વર્ણવ્યું છે."આ" અને "હું" અથવા "તે" અને "તું" એ વસ્તુ અલગ નથી. માત્ર માયાથી એટલે અંધકારથી પોતે છવરાયો ત્યારે અલગનો ભાસ થવા માંડ્યો. "એક અદ્વૈત" ની સામ્યાવસ્થા દૂર થઈ અને ગુણો અલગ સ્ફુર્યા ત્યારે ભ્રમ ઉત્પન્ન થયો; તે ભ્રમથી દ્વૈત ભાસ્યું. પરંતુ જો "એક અદ્વૈત"માં સામ્યભાવે રહેલ ગુણોનું ખરૂં રહસ્ય સમજાય તો, મનનો ભ્રમ ટળે, જે ટળવાથી સમષ્ટિ–વ્યષ્ટિ–ભેદ ભાંગી જઈ એકાકાર જ વર્તી રહે.

"એક અદ્વૈત" માં સામ્યાવસ્થાએ ગુણો રહેલા છે જેમકે બીજના અંતરમાં અંકુર પ્રથમ નિર્વિકલ્પ સ્થિતિમાં રહે છે. માટે જ "આ સમગ્ર"માં માયા રહેલ છતાં પોતાનું બળ વાપરી શકતી નથી. તે "શક્તિ" રૂપે છતાં શક્તિની અજમાશ કરાતી નથી.

વળી કહેલ છે કે:—

बीजस्यांतरिवांकुरो नियमितं प्राङनिर्विकल्पं पुन—
मायाकल्पित देश काल रचना वैचित्र्यचित्रीकृतम् । ઇત્યાદિ.

દેશ કાલની રચના માત્ર માયાથી કલ્પાયેલી છે: એક માત્ર ઇંદ્રજાલ સમાન છે. આ લીલા વિસ્તાર હવે શી રીતે થયો તે પણ ટુંકામાં જોઇએ તો અસ્થાને નહિં થાય:—

બ્રહ્મનાં સ્વરૂપ સત્ ચિત્ આનંદ; અને માયામાં રહેલા ત્રણ ગુણો તે સત્વ, રજ:, તમ:. પ્રથમ આનો મેળ ઘટાવવા યોગ્ય છે.

સત્ = તમ: = – અ ⎫ = ચૈતન્ય + જડ<br>
ચિત્ = રજ: = – ઉ ⎬ = બ્રહ્મ + માયા<br>
આનંદ = સત્વં = – મ ⎭ = ઇશ્વર; શક્ત્યાત્મક પદાર્થ.

તમસ્ એટલે સ્થિતિસ્થાપક ગુણ; અને રજસ્ એટલે ચલનાત્મક ગુણ; સત્વ એટલે વિરોધનાશક ગુણ. હવે સત્વને અભાવે આનંદનો અભાવ અવસ્ય ઘટે છે, કારણ કે વ્યાવહારિક દ્રષ્ટિએ જોઇએ તો પણ એટલું સિદ્ધ થાય છે કે પદાર્થજ્ઞાનવાદિના મત પ્રમાણે પણ વાયુતરંગોમાં વિરોધ ન હોય પણ સમાનભાવ હોય ત્યારે જ શ્રોતાને આનંદ પ્રાપ્ત થાય છે; તો બ્રહ્માંડમાં પણ એવી જ રીતે જ્યારે વિરોધી ભાવ મટી જાય ત્યારે આનંદ પ્રવર્તે છે. એક આનંદસ્વરૂપને માટે તો તમસ રજસની સામ્યાવસ્થા એટલે સત્વ પ્રધાન એવી સ્થિતિની જરૂર છે. એથી મુક્તિ પામવા સારૂ સત્વપ્રધાન કરવાનું ગીતા વિગેરે પુસ્તકોમાં અનુશાસન છે. આ સ્થિતિમાં એકાકારનો કેવલ આનંદ માત્ર રહે છે.

રજસમાં ઉત્કૃષ્ટ આપોઆપણું ગૌણભાવે છે, અને અભિમાની થવા અધિક તત્પરતા ધરાવે છે. એથી કરીને જ શાંત નિરાસક્તિ જતી રહે છે અને ચલન ધર્મ પ્રકાશ પામે છે. મનની ઊર્મિઓ શાંતિ તજી અધિક કષ્ટવાળી દશા પ્રાપ્ત કરવા મથન કરે છે. આથી વ્યાપાર વધે છે અને વ્યવહારમાં ઝંપલાવાય છે. જેમ આનંદના સ્વરૂપને "શિવ"—અત્યંત અદ્વિતીય ચૈતન્ય ( Consciousness ) ગણ્યું છે તેમજ રજસનો ગુણ વિષ્ણુનો માન્યો છે. ચૈતન્ય એક સ્થાનમાં નથી વસતું તેમ શિવ અર્થાત્ સર્વત: આનંદ સર્વાકારે સર્વ સ્થાને વ્યાપી રહે છે: પરંતુ વિષ્ણુને તો માત્ર હૃદયદેશ અર્પણ કર્યો છે, એટલે તે અદ્વિતીય "નેતિ નેતિ" બ્રહ્મ નહિં, પણ માયા સહ વર્તમાન બ્રહ્મ જેમાં પ્રવૃત્તિ આવશ્યક રીતે રહેલી છે. માટે જ આનું ઇશ્વર (બ્રહ્મ + માયા) નું સ્વરૂપ બધે વર્ણવ્યું છે:

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ॥

વળી, हृत्पुण्डरीकान्तरसन्निविष्टं स्वतेजसा व्याप्तनभोऽवकाशम् ॥

વળી, गुहाहितं गह्वरेष्टं पुराणं ॥ અને हृदाकाशेऽवस्थितोऽङ्गुष्ठमात्रात्मा ॥ ઇત્યાદિ.

પણ આ બધું ક્યારે થાય છે? પ્રથમ તો જ્યારે એકાકાર ભંગ કરનાર ગુણ–તમસ્– અને જે ભંગ કર્યું તેજ દ્વૈતની સ્થિતિ કાયમ ટકાવી રાખનાર ગુણ સ્ફુરે ત્યારે સૃષ્ટિપ્રકાશ થયો એમ સમજવું. "એકમેવાદ્વિતીયં" મટી જ્યારે માયાશક્તિનું સ્ફુરણ શરૂ થયું કે લાગલું જ મન ઉદ્‌ભવ્યું, બુદ્ધિરૂપે સૃષ્ટિ પૈદા થઈ. આ જ ગુણ બ્રહ્માનો કે જેનો ધર્મ સૃષ્ટિ રચવાનો જ છે. પ્રથમ પ્રવૃત્તિ મનની; પછી અવયવો અને ઉપાધિઓની કે જેને સ્થિતિ ગણી છે; અને ત્રીજે પગલે લય એટલે એ બધાના અવિરોધીભાવરૂપી ચૈતન્યપ્રકાશ માત્ર. માનસિક સૃષ્ટિ કહો કે બ્રહ્માની સૃષ્ટિ કહો પણ એ અદ્વિતીયનો ભંગ કરનાર ગુણ (Disorganizing tendency) તમસ્‌નો પ્રભાવ જાણવો. આ **સૃષ્ટિ.** પછી બધી સમષ્ટિમાં દ્વૈત પ્રકાશ પામ્યું, ત્યારે પ્રવૃત્તિ માત્રનું સ્થાન મધ્ય પ્રદેશ હૃદય–ગણાયું. આ **સ્થિતિ.** પછી વળી, સર્વેના અવિરોધી ભાવનો પ્રકાશ દ્વૈતમાં જ થયો એટલે સગુણ બ્રહ્મ, અથવા બ્રહ્મ અને માયા સાથે પ્રકાશ પામ્યાં (જે કે સત્ત્વ ગુણનો પ્રભાવ છે) ત્યારે **લય.**

આ સમયે એક સાર્થક વાક્ય આપણા ખ્યાત કવિ અખાનું પણ તપાસીએઃ—

"પિતા તણું વદન જે જુવે, માતાને ખોળે નવ સુવે."
"તાત ભજતાં આડી થાય, અખા સહુ માયા ગુણ ગાય."

બ્રહ્મ ને માયાનું વર્તન એક બીજાથી વિરુદ્ધ જ્યાં સુધી રહે ત્યાં સુધી દ્વંદ્વ; ત્યાં સુધી દ્વૈધીભાવ; ત્યાં સુધી જન્મ પુનર્જન્મ; અને જેવું એકલા અદ્વિતીય બ્રહ્મનું જ્ઞાન થયું તેવું જ મુક્તિનું ફલ. મુક્તિ અર્થાત્ અસંતાનંદ, બ્રહ્માનંદ, પૂર્ણાનંદ. જો જગતની લીલા સિદ્ધ કરવી હોય તો માતા–માયા–ના સ્વરૂપને બરાબર આલેખવું; અદ્વિતીય બ્રહ્મને ભજતાં બંધ થવું અને દ્વંદ્વને માન્ય કરવું એટલે સૃષ્ટિભંગ્રણ. વળી ઉલટી રીતે, પ્રબોધ થાય ત્યારે જે મનની સ્થિતિ થાય તેમાં "હું તે જ તું" અથવા હું જે સૂતો હતો અને અજ્ઞાનથી આવૃત હતો તે હવે પ્રબુદ્ધ થયો ત્યારે જે પ્રત્યભિજ્ઞા થઈ તેથી "હું–તું–પણું" ટળી ગયું અને "એકમેવાદ્વિતીય" જ રહ્યું. તે પહેલાં માયાનું આવરણ એક અંધકાર સમાન હતું; જે અંધકાર શ્રી શંકરાચાર્યે રાહુથી ગ્રસ્ત થયેલ સૂર્યચંદ્રના અંધકાર સાથે સરખાવ્યો છે; તે એ કેઃ—

राहुग्रस्तदिवाकरेंदुसदृशी माया समाच्छादनात् ॥ ઇત્યાદિ.

એ બધી વાત ક્યારે થઈ? બ્રહ્મ માનસસૃષ્ટિ રૂપે વિલસ્યા ત્યારે; અર્થાત્ જ્યારે ગુણો, સામ્યાવસ્થા ટળી ગઈ પછી, અળગા થયા ત્યારે; જ્યારે એક જ અદ્વિતીય બ્રહ્મ મન રૂપી જલમાં હિલચાલ થવાથી રજોગુણ (Activity)–અને માયાના સર્વે ગુણ પ્રકાશ પામવાથી ભિન્ન ભિન્ન પ્રતિબિંબ પેદા કરવા લાગ્યું ત્યારે. જુઓ કે શ્રીશંકરાચાર્યે એ જ અર્થનું પુષ્ટિકરણ રચ્યું છે કેઃ–

यथा सूर्य एकोऽप्स्वनेकश्चलासु स्थिरास्वप्यनन्य द्विभाव्य स्वरूपः ।
चलासु प्रभिन्नः सुधीष्वेक एव, स नित्योपलब्धिस्वरूपोऽहमात्मा ॥ ઇત્યાદિ.

એકાકારે અદ્વિતીય પ્રકાશ; અને ત્રણે ગુણોનો લય કે સામ્યાવસ્થા; ત્રણે ત્રિપુટીનો લય. ધ્યાતા, ધ્યેય અને ધ્યાન. આમાં આદ્યે કયું, અને અંતે કયું એ પ્રશ્નનો નિર્ણય કરવો યોગ્ય નથી એમ ગણવામાં સાર છે એ વાત તો ઉપરનાથી સ્ફુટ થઈ હશે; કારણ કે ત્રિગુણોમાં પણ આદ્ય અંત નક્કી નથી કરેલા તે ઉપરથી આમાં પણ એ જ રીતિ ગ્રહણ કરી છે એ સમજાશે. વળી આદ્ય અંત નક્કી કરાય એવું નથી, એ પણ સહજ જોવાશે. ધ્યેય એ માનસિક સૃષ્ટિનો તમોગુણ બ્રહ્માને અર્પણ કરીએ તો, ધ્યાતા રજોગુણવાળા વિષ્ણુને સ્વાધીન કરવો ઉચિત છે; અને શાંતગુણી શિવને ધ્યાન બાકી રહ્યું તે અર્પણ કરવું પડે. અને વસ્તુતઃ મારા અલ્પ જ્ઞાન પ્રમાણે હોવું પણ એમજ જોઇએ. આ ઉપરાંત આ વિષયમાં ઘણું લખાય; પરંતુ વિષયની ગહનતાને લીધે આટલું જ લખી તેથી અધિક માટે અધિક વિદ્વાનો ઉપર આધાર રાખી આ સ્થળે બંધ કરી દેવું ઉચિત માનું છઉં.

શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા.

---

## *જીવન-ચરિત્ર.

### ( ગુજરાતી ભાષાના ચરિત્રલેખનનો ઇતિહાસ. )

જીવનચરિત્ર વિષે નિબંધ લખવાની શરૂઆત કરતાં પહેલો પ્રશ્ન એ થાય છે કે, જીવનચરિત્ર એટલે શું ? અને તેથી શા ફાયદા થાય છે ? માટે પ્રથમ આ પ્રશ્નના ખુલાસા સારૂ વિચાર કરવો આવશ્યક છે.

### (૧) જીવન ચરિત્ર એટલે શું ?

આપણે જ્યારે આ દુનિયા તરફ નજર કરીએ છીએ ત્યારે અનેક પ્રકારના આકારો દૃષ્ટિગોચર થાય છે. સુશોભિત વૃક્ષ, વેલીઓ અને ફુલો; નિર્મળ જળ વહેવરાવતી નાની મોટી નદીઓ; ઘુઘવાટ કરતો અફાટ સમુદ્ર; પોતાનાં સન્તાનો રૂપી ઝાડોની ગીચ ઘટાને લીધે સૂર્યનાં કિરણોને પણ પ્રવેશ કરવા ન દે તેવાં જંગલો; નજર ન પહોંચે તેવાં ભયંકર મેદાનો તથા રેતીનાં રણો; અને જાણે આકાશના ટેકા-થાંભલા રૂપે ઉભા હોય તેવા ગગનધારી ઉંચા પર્વતો; આ સિવાય અનેક પ્રકારના અજાયબ જેવા દેખાવો તેમજ પશુ

---

* આ લેખ સ્વ૦ શેઠ નારણદાસ કલ્યાણદાસ સ્મારકફંડનો ઇનામી નિબન્ધ છે, અને તે શેઠ. ભવાનીદાસ નારણદાસે " वसन्त " માં પ્રસિદ્ધ કરવા અમને મોકલ્યો છે.

પક્ષીઓ પોતાની ખુબસુરતી અને મધુર ગાયનથી આપણને હેરત પમાડે છે. આ સર્વ ઈશ્વરની અપાર શક્તિના નમુના છે. પરંતુ આ સર્વ નમુનાઓ કરતાં બીજો એક ઉત્તમ-શ્રેષ્ઠ પંક્તિનો નમુનો ઈશ્વરે બનાવેલો છે કે જેના તાબા અથવા કબજામાં આ સર્વ નમુનાઓ આવી જાય છે.' અર્થાત્ એ ઉત્તમ પંક્તિનો નમુનો આ સર્વ નમુનાઓનું આધિપત્ય ભોગવે છે. આ નમુનો જો કે એક સાધારણ પ્રાણી રૂપે છે, તોપણ દુનિયા, સૂર્ય, ચન્દ્ર, ગ્રહ, વગેરે પણ તેની બરાબરી કરી શકતા નથી; જે અગ્નિ, વાયુ, પાણી, વીજળી, વગેરે શક્તિઓને પોતાના તાબામાં રાખી તેમને મરજી મુજબ નચાવી શકે છે. ઈશ્વરકૃત નમુનાઓમાં આ નમુનો કે જેની તુલના બીજા કોઈ સાથે થઈ જ ન શકે તે આપણે-**મનુષ્ય** પ્રાણીઓ-છીએ. ત્યારે આવી ઈશ્વરની બનાવટમાંની ઉત્તમમાં ઉત્તમ મનુષ્ય જેવી ચીજની ખાસીયતો કેવી હોય છે, તેઓ કેવી અક્કલથી પોતાનાં જીવનકર્તવ્યો બજાવી ગયાં છે, તેમની રહેણી કરણી-રીતભાત-કેવી હતી, તેઓ આપણે માટે શું મૂકી ગયાં છે, વગેરે બાબતો વિષે જાણવાનો પ્રયત્ન કરવો એ નકામો વખત ગુમાવવા જેવું છે એમ તો કોઈ નહીંજ કહે; પરંતુ તે પ્રયત્ન તો ઉલટો ઉપયોગીજ ગણાશે. વારૂ, ત્યારે હવે સવાલ એ થાય છે કે, મનુષ્યોની ખાસીયતો કયા શાસ્ત્ર (અથવા વિદ્યા) દ્વારા જાણી સકાય છે ? આ સવાલનો જવાબ એ મળે છે કે, કોઈ એક મનુષ્યે પોતાના જીવનમાં શું શું કર્યું છે, શું શું વિચાર્યું છે, તેની ઉપર શાશા પ્રસંગો પડ્યા છે, અને તેવા પ્રસંગોને સમયે તેણે પોતાની વર્તણુક કેવી રીતની રાખી છે; વગેરે જે શાસ્ત્રદ્વારા આપણે જાણી શકીએ છીએ, તે શાસ્ત્ર **જીવનચરિત્રનું શાસ્ત્ર** અથવા વિદ્યા એ નામે ઓળખાય છે.

## ( ૨ ) ચરિત્રથી થતા લાભ.

ભૂતકાળમાં જે કાંઈ બની ગયું હોય તેની માત્ર નોંધને જીવનચરિત્ર કહી શકાય નહીં. અર્થાત્ અમુક માણસ આટલા વરસ ઉપર થઈ ગયો, તેણે અમુક અમુક લડાઈઓ કરી કે દેશો કબજે કર્યા, તેની આટલી દોલત હતી અથવા તેને આટલાં સંતાન હતાં; આવી આવી બાબતોથી ભરેલો લેખ ચરિત્રલેખ કહેવાય નહીં: પણ ચરિત્રલેખની મતલબો જુદી જ છે. બેશક ભૂતકાળમાં શું શું બની ગયું તે ચરિત્ર બતાવી શકે, પરંતુ જે કાંઈ બની ગયું છે તે ઉપરથી માણસને **ઉપદેશ** આપવાની ખાસ મતલબ ચરિત્રની છે. ચરિત્ર જે જે બનાવો બની ગયા તેને તાજા કરીને શિખામણ આપે છે કે, જેથી હાલ અથવા ભવિષ્યે તેવા પ્રકારના બનાવો બનતાં-પૂર્વે થઈ ગયેલા મહાન પુરુષોએ કેવા પ્રકારની અક્કલ વાપરી હતી તે જાણીને-થતી ભૂલો સુધારી શકાય. વળી ચરિત્રથી બીજો લાભ એ છે કે, એક મનુષ્યના જીવનના **દૃષ્ટાંતથી** બીજાને જેટલી અને જેવી અસર થાય છે તેટલી અને તેવી અસર બીજા કશાથી પણ થતી નથી. આ વિષેના દાખલા માટે પ્રાચીન કે અર્વાચીન પુસ્તકો જોવા કરતાં આપણી નજર આગળ તો રાજકર્ત્રી યુરોપીયન પ્રજાનો જ દાખલો ઘણો ઉત્તમ છે. આ પ્રજાના આગેવાન મહાન પુરુષોનાં જીવનકર્તવ્યો જોઈને આપણા દેશના આગેવાન પુરુષો તેનું અનુકરણ કરવાને પોતાનાથી બનતું કરવાનો પ્રયત્ન કરતા થયા છે. હિંદના સાચા હિતચિન્તક મહાત્મા દાદાભાઈ નવરોજજી, અને ઑન૦ મિ૦ ગોખલે એમણે સ્વદેશસેવા માટે આત્મજીવન અર્પણ કર્યું છે; એનીનાઈ

અને હિંદી સરકારની મહેસુલી રાજનીતિની ખામીઓ પુરાવા સાથે નામદાર સરકાર સન્મુખ રજુ કરવા માટે મિ. રોમેશચન્દ્ર દત્ત મહાન પ્રયત્ન કરે છે, અને તેની તપાસ માટે તે જાતે ખાસ ગુજરાતમાં હાલ આવી ગયા છે; આપણા દેશનો ઉદ્યોગ ધંધો ઉત્તેજિત થાય તે માટે લોઢાની ખાણો વિષે મિ૦ ટાટા ભગીરથ પ્રયત્ન કરી રહ્યા છે; તેમજ પરોપકારી લાગણીવાળા ગૃહસ્થોની મદદથી હાલ અનેક સ્થળોએ ધર્માદા વિદ્યાશાળાઓ, લાઇબ્રેરીઓ, અને દવાખાનાંઓ આપણે જોઇએ છીએ; આ સર્વ યુરોપિયન પ્રજાના જીવનચરિત્રના દાખલાથી મળેલા લાભો છે. આ નિબંધ લખાવવાની પ્રવૃત્તિ પણ તે દૃષ્ટાંતના એક નમુના રૂપે છે.

જે ગરીબ સ્થિતિનાં માણસો પોતાની ગરીબાવસ્થાને લીધે પોતાનાથી કાંઈ બની ન શકે એમ માનીને ઉદાસીન થઈ રહેતાં હોય તેમને ઉદ્યોગી મનુષ્યોનાં ચરિત્રો ઉત્તેજીત કરે છે, અને ધક્કા મારીને ઉભા કરતાં કહે છે કે, બેન્જામીન ફ્રાંકલીન કે જે મહાન પુરૂષ થઈ ગયો તે એક મીણબત્તી બનાવનારનો ગરીબ છોકરો હતો, અને તેણે પોતાના જીવનની શરૂઆત છાપખાનામાં એક સાધારણ મજુર તરીકે કરી હતી; તેમજ મુંબઈના " નિર્ણય સાગર " છાપખાનાવાળા મિ. જાવજી દાદાજી ચોધરી, એમનું જીવન પણ છાપખાનાના એક ગરીબ નોકરથી શરૂ થયું હતું, અને આજે તે છાપખાનું મુંબાઈ ઇલાકાના સર્વ છાપખાનાંઓમાં ઉત્તમ પંક્તિનું ગણાય છે તે તેના સ્થાપક મિ. જાવજીની અફલાતુની મહેનત અને સતત ઉદ્યોગનુંજ ફળ છે. આવાં ઉપદેશક જીવનો જોઇએ તેટલાં મળી શકે છે, અને તે નિરાશ કે ઉદાસીન થતા સર્વ મનુષ્ય જીવનની નિરાશા અને ઉદાસીનતા દૂર કરવાને સારી રીતે શક્તિમાન છે. ચરિત્રથી આપણે જાણી શકીએ છીએ કે, ગરીબ અને તવંગર વચ્ચે કાંઈજ ફેર નથી. ગમે તેવો ગરીબ મનુષ્ય હોય પણ જો તે મનુષ્યજીવનનાં કર્તવ્યો યથાયોગ્ય રીતે બજાવે તો ઉત્તમ–મહાન–મનુષ્ય થઈ શકે છે એમ અનેક જીવનદૃષ્ટાન્તોથી જાણી શકાય છે.

મનુષ્ય કેવો થઈ શકે અને તેની જીન્દગીમાં તે શું શું કરી શકે તે જીવનચરિત્રથી બહુજ ઉત્તમ રીતે જાણી શકાય છે. કોઈ ઉન્નત જીવનના અવલોકનથી લાગણીઓ સતેજ અને અન્તઃકરણ જાગૃત થાય છે, અને તેથી તેની આશાઓમાં નવું જીવન આવે છે, તેમજ નવું કૌવત, હિંમત અને શ્રદ્ધા પ્રાપ્ત થાય છે. તેની સાથે ઉદાસીનતા અથવા અશ્રદ્ધાનો સદન્તર નાશ થાય છે. મનુષ્યજીવનને ઉંચી સ્થિતિએ લાવવાના કામમાં મહાન મનુષ્યોનાં જીવનચરિત્રો જે અસર કરે છે તે અપ્રતિમ છે. સત્પુરુષોનાં જીવનચરિત્રના અવલોકનથી મનુષ્યનાં દુઃખનો બોજો બેમાલુમ રીતે કમી થયા વિના રહેતો નથી. એવા મહાત્માઓ શું કહી અને કરી ગયા છે તે જાણવાથી તેમના વિચાર અને કૃત્યોની પાસે જઈ શકાય છે. વળી એથી વિશેષ નીચલા દરજ્જાનાં માણસો કે જેમનાં જીવન નીમકહલાલી, પ્રમાણિકપણું અને સતત ઉદ્યોગ આ સર્વોત્તમ ગુણોને લીધેજ ઉન્નત થયાં હોય જેમના સમ્પૂર્ણ જીવનમાં આ ગુણો સર્વત્ર ભરાઈ રહ્યા હોય, તેવાં મનુષ્યોનાં જીવનવૃત્તાન્તો વાંચવામાં આવે તો વાંચનારના આચરણ ઉપર ઉત્તમ પ્રકારની અસર થયા વિનાં નજ રહે.

## (૩) દરેક જીવન ઉપદેશક હોય છે.

ઉન્નત જીવનચરિત્રથી થતા લાભ વિષે ઉપર ટૂંકમાં દિગ્દર્શન કર્યું, પણ આ પ્રસંગે એક ખાસ અગત્યની બીજી બીના ભૂલવી ન જોઇએ કે, દરેક જીવનમાંથી સારગ્રાહી મનુષ્યને ઉપદેશક ભાગ મળી શકે છે. જેમ ઉન્નત જીવન ઉન્નતભાવ-વિચાર-સદ્‌ગુણો-રીતભાત-વગેરે સંબંધનાં બોધક હોય છે, તેમ જ સાધારણ જીવન પણ ઘણે અંશે બોધક-ઉપદેશક હોય છે. એક ધાર્મિક મહાપુરૂષે પોતાના શિષ્યોને ઉપદેશ આપતાં કહ્યું હતું કે, "મરીને સડી ગયેલું કુત્રું ગંધાય છે, પણ તેના સફેદ હીરાકણી જેવા દાંત ચળકે છે." તે પ્રમાણે ગેટે એવું કહે છે કે, "જગતમાં કોઇપણ મનુષ્યજીવન એવું નથી કે જેની પાસેથી કોઈ ડાહ્યા મનુષ્યને કાંઇપણ શિખવાનું ન મળે." ગેટેનો આ અભિપ્રાય અક્ષરશઃ સ્વીકારવા યોગ્ય લાગે છે. આ દુનીઆમાંનું મનુષ્ય તો શું પણ દુનીઆ પરની કોઇપણ સજીવ કે નિર્જીવ-સાધારણમાં સાધારણ-ચીજ પણ એવી નથી કે જે કોઇના ઉપયોગમાં આવતી ન હોય, અથવા સૂક્ષ્મ અવલોકનથી અવલોકનકારને તેનાથી કાંઈ નવીન જાણવાનું ન જ મળે. જાણીતો ઇંગ્રેજ વાર્તાલેખક સર વૉલ્ટર સ્કૉટ કહે છે કે, "હું જ્યારે ભાડુતી ગાડીમાં મુસાફરી કરતો ત્યારે મારી જોડે મુસાફરી કરતા સાધારણ મનુષ્યો જોડે હું વાતચીત કરીને તેમની પાસેથી કાંઇક નવીન જાણી લેતો હતો." ડાહ્યા માણસો કે જેઓ સારગ્રાહી હોય તેઓ હલકા કુટુંબીઓનાં જીવનમાંથી પણ ઘણું તત્ત્વ મેળવી શકે છે. આ વિષે અનુભવથી વિશેષ ખાત્રી થઈ શકે તેમ છે. જાણીતા ગુર્જર લેખક સાક્ષરશ્રી ગોવર્દ્ધનરામભાઇએ "સરસ્વતીચન્દ્ર" માં આવા પ્રસંગોનાં ચિત્રો આપેલાં છે તે ઘણા સહૃદય વાચકો જોઇ શક્યા હશે.

## (૪) જીવનચરિત્રો તરફ મનુષ્યોનું સ્વાભાવિક વલણ.

"મનુષ્ય અનુકરણી પ્રાણી છે" આ સિદ્ધાન્તની વિરૂદ્ધમાં હજી સુધી કોઇએ મહત્ત્વના મેળવી નથી, અને ઘણું કરીને મેળવશે પણ નહીં. સામાન્ય રીતે એવું જોવામાં આવે છે કે, દરેક મનુષ્યનું વલણ એકનું જોઇને અથવા એકને પગલે ચાલીને પોતાનાં કામો કરવા તરફ હમેશાં હોય છે. મનુષ્યજાતિમાં આ ગુણ-સ્વભાવ-સ્વાભાવિક રીતે સર્વત્ર જોવામાં આવે છે. નાનાં અણસમજુ બાળકો પણ જેવું નજરે દેખે છે તેવું પોતાની રમતમાં કરે છે. તેમજ મોટાં-વિચારશીલ મનુષ્યો પણ પોતાની સમાન કે ચઢતી સ્થિતિનાં મનુષ્યોની રીતભાત પ્રમાણે પોતાની રીતભાત રાખવાને પ્રયત્ન કરે છે. આપણા પ્રાચીન ગ્રન્થોમાંથી પણ આ વિષે પુરાવા મળી શકે છે.

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत् प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥

(જે પ્રમાણે મહાન પુરૂષો વર્તે છે, તેનુંજ અનુકરણ બીજા સઘળા લોકો કરે છે. જે વસ્તુને શ્રેષ્ઠ પુરૂષો પ્રમાણ ગણે છે તેનેજ અનુસરીને બાકીના લોકો વર્તે છે.)

બીજી કોઈ વસ્તુ કરતાં એક મનુષ્યને બીજા મનુષ્યનું જીવન વધારે આકર્ષે છે. કોઈપણ મનુષ્યના જીવનને લગતી વાતો, તેના સુખદુઃખના અનુભવો, તેનાં સારાં અથવા માઠાં કામો–તરફ મનુષ્યનું મન વધારે ખેંચાય છે, અને તેથી તે પોતાને અનુકૂળ ઉપદેશ પણ ગ્રહણ કરી શકે છે. અનેક સ્ત્રીલંપટ પુરુષને એકપત્નીવ્રતશાળી શ્રી રામચન્દ્રજીનું, અથવા જુગારીને પુણ્યશ્લોક નળરાજાનું અને કુટુમ્બક્લેષી સ્ત્રીને વિદ્યાચતુરની ચતુર સ્ત્રી ગુણસુન્દરીનું દૃષ્ટાન્ત જેવી સારી અસર કરી શકે છે તેવી બીજી કોઈપણ રીતે થઈ શકતી નથી. આનું કારણ પાશ્ચિમાત્ય ફીલોસોફર મિ. એમર્સનના જ શબ્દોમાં કહીએ તો એવું કે, " મનુષ્ય જે ચીત્રે છે, બનાવે છે, અથવા વિચારે છે, તે મનુષ્યજ, બીજું કંઈ પણ નહીં. તેમાં આ ચિત્તાકર્ષકપણાનું વિશેષ મોહિનીબળ કોઇ વ્યક્તિના જીવનની વાર્તા વખતે જણાઈ આવે છે. " જીવનચરિત્રો તરફ મનુષ્યોનું સ્વાભાવિક રીતે વલણ કેટલું હોય છે તે વિષે હાલ પ્રસિદ્ધ થતી અનેક નવલકથાઓ કે નાટકશાળાઓમાં પ્રેક્ષકોની થતી ભીડ ઉપરથી પણ સારી રીતે અનુમાન કરી શકાય છે. ગદ્ય અથવા પદ્યમાં જે કથાવાર્તાઓ–કહેવામાં આવે છે, નવલકથાઓ લખાય છે, તેમાં કલ્પિત પણ મનુષ્યજીવનનાં તત્ત્વોજ સમાએલાં હોય છે, અને નાટકશાળાઓમાં ભજવાતાં નાટકોમાં પણ કોઈ સ્ત્રી પુરુષોનાં આ જગભૂમિપર ભજવાઇ ગયેલાં ચરિત્રો સિવાય બીજું શું હોય છે ? તેમજ ' એક રાજા હતો અને એક રાણી હતી, તેણે આ પ્રમાણે કર્યું અને તે પ્રમાણે કર્યું ' આવી આવી વાર્તાઓ નાનાં નાનાં બાળકો બહુ ખુશી તથા હોંશથી સાંભળે છે. ટૂંકામાં કે જીવનચરિત્ર કલ્પિત નવલકથારૂપે હોય, કોઈની આત્મકથારૂપે હોય, કે યાદ રહી ગયેલી વાતોના સંગ્રહરૂપે હોય, પણ તે સાહિત્યશાસ્ત્રની એક શાખા રૂપે હોવાથી મનુષ્યોનું મન જીવનચરિત્રો તરફ સ્વાભાવિક રીતેજ વળેલું રહે છે.

અહીં સુધી જીવનચરિત્ર વિષે સામાન્ય વિચાર કરીને ( ૧ ) જીવનચરિત્રની વ્યાખ્યા, ( ૨ ) તેથી થતા લાભ, ( ૩ ) દરેક જીવન ઉપદેશક હોય છે, ( ૪ ) તે તરફ મનુષ્યોનું સ્વાભાવિક વલણ, આ ચાર વિભાગો ઉપર ટૂંકામાં વિવેચન કર્યું. હવે જીવનચરિત્ર વિષે ગુજરાતી લેખનવ્યવસાય એટલે ગુજરાતી ભાષામાં જીવનચરિત્ર લેખનની સ્થિતિ અને તેમાં થવો જોઇતો સુધારો, વગેરે વિષયોને નીચેના ત્રણ મુખ્ય વિભાગમાં વહેંચીને તે પર વિવેચન કરીશું:—

( ૧ ) ઇતિહાસ અને ચરિત્રની એકતા.
( ૨ ) આપણા દેશનું પ્રાચીન ચરિત્રલેખન.
( ૩ ) અર્વાચીન ચરિત્રલેખન અને તેનો ઇતિહાસ.

( અપૂર્ણ. )

**જીવનલાલ અમરસી મહેતા.**

# ગુજરાતી કવિતા અને સંગીત.

( અનુસન્ધાન પૃ૦ ૫૯ થી. )

શરીરલાવણ્યના હાવભાવ—નૃત્ય પણ સંગીતનો ભાગ છેઃ અર્થહીન સુરમાલાઓના આરોહઅવરોહ—વાદ્યતન્ત્ર પણ સંગીતના ભાગ છેઃ અર્થવતુ શબ્દશરીરવાણું. ગાન એ અર્થમાં 'સંગીત'શબ્દ આ લેખમાં બહુધા વપરાયો છે. ગીતના ગાન ઉપરાન્ત સુરમાલાઓના આરોહઅવરોહ પણ આપણા કવિઓથી અજાણ્યા રહ્યા નથી. વર્ણસગાઇના જૂદાજૂદા ભેદ સ્વરવ્યંજનના સંગીતભેદના જ સૂચક છે. પ્રાસથી કાનને જે રમ્યતા, ભાવની એકતા-અખંડિતતા લાગે છે તે વર્ણસગાઇમાં અનેક ગણી ધાડી થાય છે. એ સ્વસંગીતનો ભેદ પ્રાચીન કવિઓથી અજાણ્યો ન હતો, પણ દલપતકાવ્યમાં એવી સંગીતપ્રિયતા સવિશેષ દેખાય છે. થોડાંક વર્ષો ઉપર ક. દ. ડા. અને દલપતકાવ્યની અવગણુનાનો કાલ હતો તે સમયે ભેગી વર્ણસગાઈ પણ અનાદર પામી હતી. તે વિચારલહરી શમી છે અને નવીન ટીકાકારો ન જોઈ શક્યા તે વર્ણસગાઇનું સ્વસંગીત સદ્‌ભાગ્યે નવીન લેખકોએ સાચવ્યું છે. દાખલા અનેક છે, થોડા જોઇએ.

ગિરિથી ઝમઝમ ઝરણું વહી જાય,<br>
ગાન ત્હડાં કુંજકુંજમાં થાય.

( ઉત્તરરામચરિતનું ભાષાન્તર. )

આંસુડાં મ્હારાં લ્હુવે એ મૂર્ત્તિ કહો કોણ છે ?

( પ્રેમજીવન. )

પલ્લવમયી ! પલ્લવમયી ! પલ્લવ ત્હારી કકડાવ !

( કુંજવિહાર. )

ગમ્ભીર ઘર્ઘર રવે સરિતા કુદે છે.

( હૃદયવીણા. )

સરી ઝર્ઝર નાદ સમીર કરે,<br>
તરીને તટમાં લહરી પ્રસરે;<br>
ધરી ઉજ્વલ તેજ, ધારી મધુરી,<br>
નીતરી સ્વમાલ કંઈ અધુરી.

( સ્નેહનું સ્વપ્ન. )

કંસારી તમરાંઓના અવાજો આવતા હતા.

( વસન્તવિજય. )

ડા. ધ્રુવનું કૌમુદીમાધવ અને ત્હેનાં બાંહુઓ, બાલાશંકરની હરિપ્રેમપંચદશીમાંની કેટલીક ગઝલો, ગીતગોવિન્દ મૂળ તેમ જ ભાષાન્તરઃ સૌ સુરમાલાના સ્વસંગીતનાં માધુર્ય અને સુરસના સુગમ કરે છે. થોડે થોડે અન્તરે એના એ સ્વ કાન ઉપર પડવાથી ત્હેમની રુચિર મંજુલતા અખંડિત રહી મલાય છે એ સત્યમાં એવા સંગીતની સરલતા છે.

પણ વર્ણસગાઇના સંગીતથી વધારે સૂક્ષ્મ, વધારે કોમલ, વધારે દૂર રહી છૂપાઇને અર્થસૂચક, વધારે ઊર્ધ્વગામી સંગીત આપણા એક વર્તમાન લેખકનાં કાવ્યોમાં છે:

અહા! શા આજ વર્ષાવે સ્વરો આત્મા પરે આશા.

આ ચરણમાંની અને એ ચરણથી શરૂ થતા કાવ્યમાંની લાંબી સ્થિરઘોષણા સ્વરમાલાના સંગીતની ઝરમર કંઈ અનેરૂં માધુર્ય આત્મા ઉપર વર્ષે છે. ભાવિની ગુફામાં પ્રતીતિરૂપ ભાસતું તેજ વર્તમાનમાં આશાદર્શન દે છે, ભવિષ્ય ઓળંગી વર્તમાનઆકાશમાં દૂર દૂરથી ઉતરતું એ એ ચરણમાંના સુલભ સ્વસંગીતનું અર્થસૂચન છે. એવું એક બીજું ગીત જોઇએ એટલે તે સંગીતનો સૂક્ષ્મ ભેદ સમઝાશે.

સખે! તે દૂર માનસનાં મ્હને સ્વપ્નમાં આવે.

આઘા અદૃશ્ય દેશ અને ત્હાંથી આવતાં સ્વપ્નાંની લાંબી સફર આ કાવ્યની લાંબી સુરમાલામાં લ્હેકતાં ઉતરે છે. સ્વપ્નામાં આંખ્ય કેટલે જોઈ શકે છે, માનસદેશ કેટલા ઊંડા અતલસ્પર્શી છે, સખાને કથની કથતાં કીયો અન્તરતમ આત્મા બોલે છે: એ સૌનું અસ્ફુટ ભાન એ ચરણની સુવિશાળ સંગીતલહરીમાંથી સહજ જ આવે છે. કાન્તનાં કાવ્યોમાં આવા દાખલા વિરલ નથી. એમનાં ઘણાં ખરાં અંજનીગીતોમાં ભાવ અને વર્ણનની વિશાલતાની છાયા સંગીતધારામાં વ્હેતી ઉઘાડી જ દેખાય છે.

આકાશે એની એ તારા,
એની એ જ્યોત્સ્નાની ધારા,
તરુણ નિશા એની એ,
ક્હાં છે દારા એની એ?

એ તો ત્હારે નહીં જોવાની,
આંખડલી એ નહીં લ્હોવાની,
અન્ત સુધી રોવાની
ત્હારે દારા એની એ.

સાગરના મહાન મોજાં સમાન ઉછળતા, સરતા અને શમતા શંકરાભરણની નીચલી કડી સ્વસંગીતના રસિક અભ્યાસીને કંઈ કંઈ અજવાળાં બતાવશે.

જલધિજલદલ ઉપર દામની દમકતી,
યામિની વ્યોમસરમાંહિ સરતી,
કામિની કોકિલા કેલિકૂજન કરે,
સાગરે ભાસતી ભવ્ય ભરતી.

પિતા! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતીઃ
તરલ તરણી સમી સરલ તરતી,
પિતા! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી.

ક. દ. ડા. અને હેમને પ્રિય સંગીતભેદને અવગણતા તરંગનો ભોગ થઈ વર્તમાન ગુર્જર કવિતામાં સંગીતનાં વ્હેણ કેવાં અને કઈ દિશામાં વહે છે એ આ કાવ્ય સ્પષ્ટ કરે છે.

પણ કાન્તના સંગીતખીલાવની પૂર્ણ અવધ્ય હજી આપણે જોઈ નથી. જ્હાં વર્ણ-સગાઈની મંજુલ વ્યંજનમાલા અને વિસ્તારવતી પ્રલંબ સ્વરમાલા ઉભયનાં સંગીત સંક્રાન્ત થઈ, ભાવભેળાં સરી, સ્વધ્વનિ સાથે છે ત્હાં ચન્દ્રશુદ્ધીનાં ગૂંથાનાં તેજ સમી કવિતા સંગીતની મનોહરતા કંઇક અલૌકિક ઓજસ્વી રચાય છે.

આંબાડાળે કોયલ બોલે,
મ્હલ્લારે મોરલિયા બોલે,
બ્હાલાંઓ પોઢ્યાં હિન્ડોલે—
જાગું ત્હાં હાવાં.

—જગમાં દાખલ
વાક્તકર્ણ લાગતાં હોય તો

મોરલાના ટહૌકાર સરીખડી પ્રલંબ સ્વરમાળ અને ના છે તો બહુ છે, નહીં તો કાંઈ સના બોલ જેવા વ્યંજનની પુનરુક્તિઓઃ એ સંગીતનગરી કુંજોમાં નથી ગયા, તેમનાં સાર-જગાવી કાવ્યને કોયલના એક આર્દ્ર ટહૌકા જેવું શું થાય નહીં ત્હાં સુધી એ બલ પરિ-ઉઘાડવામાં અને કવિના અવાચ્ય ભાવના સ્ફોટન જ છે.
સાર્થકતા કેટલી છે તે ઉપલું કાવ્ય પ્રગટે છે

ઇતિહાસના કોઈ મહાઉથલપાથલના સમય હોય
રગમાં કવિતાનું રુધિર છે, હૈયામાં ...તા ભાગે છે, ઇતિહાસ રચે છે. સમાનતા, સ્વત-
ત્રતાની કલા છેઃ છતાં કાન્તે કવિતા ...વતી ફ્રાન્સદેશની ઉથલપાથલ ઇતિહાસમાં અદ્ધિ-
લગીર નહીં થાય ! એટલું જ પાછું ...વ્યમાં પણ પ્રફુલ્લશે, ત્હેના જ્વાળામુખી સમા ભડકા
છે એ રાજપ્રવૃત્તિમાં એમને જ્ય ...જોવાય છે. છતાં અનેક દેશ અને પ્રજાઓમાં એટલો યોગ
...ન ઉથલપાથલ થાય છે. આપણા દેશમાં અને પ્રાન્તમાં એ
પુરાણ સમયમાં નહીં અને ત્હેને જ લીધે સંસારમાં, ધર્મમાં, જીવનમાં, વિચારપદ્ધ-
તે વર્તમાન સમયમાં કાન્ છે. એની પજે આત્મનને નવ અનિલના ઝિહાળા વાગે છે અને
ભવિષ્યમાં સદન્તરનો ...ની પાંખો વીંઝાઈ ઊઠે છે. સાહિત્યના સુન્દર શરીરમાં પણ એ નવ
...તન સ્ફુરવા લાગે જ છે. આપણા દેશના વેદ, ભારત, રામાયણ, યા-
એ સંગીત સંસ્કારમાંનાં જૂનાં ધર્મપુસ્તકો, ઇંગ્લાંડમાંના શેક્સપીઅર મિલ્ટનનાં કાવ્યોઃ
વ્યોમાં આપણે ... વહતા નવચેતનનાં સાહિત્યમાં પડતાં અચલ પગલાં છે. આપણા ગુર્જ-
પરિમ ... નામાંણ એ વસન્તિકાનાં પગલાં દલપતકાવ્ય અને નર્મકવિતામાં પાને પાને
નિઃસંશય ...જ્ઞાનસમાજની નાડીપરીક્ષા કરી ત્હેના ઔષધ યોજવામાં એ નરનારીઓની મ્હો-

ભાવનાઓનાં રૂપ એ રચી શકે. તેથીજ સંગીત કવિતાના પરમયોગશાસ્ત્રી કાન્તનાં કાવ્યો ઘણાં જ ન્હાનકડાં છે. અતિ મંજુલ રવ ઝીણાં ઝીણાં ઝરણાંનાં હોય, ઓનાં હોય કે આ-સકનાં હોય: મીઠડી દેવવાણીમાં પણ સુદૃઢ સુઘટ્ટ આત્માનો સંભાર હોય છે. એ કાન્તની સમકાલીન સાક્ષરનક્ષત્રમંડલીની સંગીતપ્રિયતા ઉપર જોઇઃ એ સકલ સાક્ષરોની લઘુતમ કવિતાનું એક કારણ એ સંગીતપ્રિયતા કહી શકાય. પ્રિય તેટલું સત્ય નથી. આ-પણા કવિતામય સંગીત ફરતી પણ સાંકડી સીમાઓ રોપાઈ છે: એ સીમાઓ તૂટવી ઘટે છે. જ્યહાં સાગરની મહાછોળ્યા સતત ધીરગર્જના ગર્જતી હોય, દેશસંસારસ્નેહના મહામેઘ ગડગડતા હોય:એવી ભવ્ય ગંભીર ભાવનાઓનું શરીર થઈ શકે એવો છન્દ આપણી ભા-ષામાં નથી એ ફરિયાદ કવિસુભટ નર્મદના સમયની છે અને હજી મટી નથી. વિશાલતા, પ્રશસ્તતા, શૌર્ય, દક્ષતા, સંસારવિશ્વનાં મહાચિન્તનઃ એવા સબલ અને મહાન ભાવ આ-પણી પ્રજાની રગોમાં ઉછળતા જોવા હોય તો મિલ્ટન કે વ્યાસવાલ્મીકિની મહાધ્વનિસંચા-રિણી કવિતાનું રૂપ લઈ શકે એવાં વૃત્ત આપણી ભાષામાં ઘડાવાં જોઇએ. મિલ્ટનની blank verse માં કે વ્યાસજીની અનુષ્ટુપમાં ગાનની લ્હેક નથી, તાલટપ્પા નથી, પણ 'A league-long roller thundering on the reef' ની સમોવડા ત્હેમના ઘ-ઘોના મહાઘોષ આત્મભૂમિના તટ ઉપર અથડઈ ઊંડા ઊંડા ચેતનમાં પડઘા પાડે છે.

પ્રયોજકો અને એવા રાજ્યધર્મવેત્તાઓ હતા. મારલો, શેકસપીઅર, બેન જોન્સન, સ્પેન્સર અને આગળ જતાં મિલ્ટન જેવા સમર્થ કવિરત્નોએ એ પળનાં બળ સાહિત્યમાં મચી રાખ્યાં. આપણી ગુજરાતી પ્રજાની એ જીવનજાગૃતિની પળ ઈ. સ. ૧૮૪૮ થી આવી છે. પ્રજાજીવનની એ પળ છે પણ પ્રભાતના દિવસ સમી કંઈક વર્ષોને પોતાના ઉદરમાં એ સમાવે છે. ગુજરાતની સીમાપાર્ય નજર આપણી ગઈ છે, સાગરને ઓળંગી નયન આપણું નિરખે છે, સકલ પૃથ્વીના દેશસમાજમાં સતનાં સત્ત તે શોધી શોધી ઘેર લાવે છે. વ્યાપારપ્રવૃત્તિમાં એ પળના સદુપયોગ કરતાં સન્તાન ગુર્જરદેશે જન્મ્યા છે. પ્રેમચંદ રાયચંદ, મોરારજી ગોકળદાસ, ગોકળદાસ તેજપાળ, સર મંગળદાસ નથુભાઈ, જીવરાજ બાલુ, સર જમસેદજી જીજીભાઈ, સર દીનશાહજી પીટીટ, જમસેદજી તાતા, લક્ષ્મીદાસ ખીમજી, રણછોડલાલ છોટાલાલ: જેવા વણિક્વરો એ પળના પુત્રો હતા. એ પળ હજી વીતી નથી ગઈ એવી હનણાંની પણ નવી ઉગતી આપણી શેઠિયા મંડળી સાક્ષી પૂરશે. એ પળના ભાવવિચાર—આશા ઉત્સાહના સંચય દલપતકાવ્યમાં અને નર્મકવિતામાં વિરાજે છે. ગુર્જરીના નવજીવનના આર્ત પુકાર તરીકે સંસારસંજીવનના ઊંડા ઊંડા પ્રાણબોલ તરીકે એ કવિઓના કીર્તિલેખ સમા કાવ્યલેખ આપણા ઇતિહાસનું સોનાનું પાનું છે. પછીના સાક્ષરોમાં એક ગોવર્ધનભાઈ અપવાદ ગણતાં—આ પ્રજાજીવનની મહાપળની અવગણના કે અજ્ઞાનતા છે, સુજ્ઞાન વિચારપરિશીલન તો નથી દેખાતું. આપણામાં જે નવ બલ ૧૮૪૮ ની લગભગમાં દાખલ થયાં તે બલ પરિચયને લીધે હાલના જમાનાને જૂનાં અને શકિત્જીર્ણ લાગતાં હોય તો એ ભૂલ છે. પચાસ પંચાવન વર્ષ એક પ્રજાના ઇતિહાસમાં છે તો બહુ છે, નહીં તો કાંઈ નથી. એ મહાબલો હજી આપણા પ્રાન્તની ઊંડી અન્ધારી કુંજોમાં નથી ગયા, લ્હેમનાંસંસ્કારઅંશ આપણી રગેરગમાં રમી નથી રહ્યા, અને એવું થાય નહીં ત્યાં સુધી એ બલ પરિગિત કે પુરાણ છે એમ પણ માનવું એ ભૂલ જ છે.

પ્રજાઓના જીવનની એવી મહાપળો ઇતિહાસના કોઈ મહાઉથલપાથલના સમય હોય છે. એવા સમય ઇતિહાસની નિશ્ચેતન જડતા ભાગે છે, ઇતિહાસ રચે છે. સમાનતા, સ્વતન્ત્રતા, બન્ધુભાવનો ત્રિવેણીધ્વજ ફરકાવતી ફ્રાન્સદેશની ઉથલપાથલ ઇતિહાસમાં અદ્વિતીય છે: લ્હેનાં પરિણામ ઊંડા ભવિષ્યમાં પણ પ્રસરશે, લ્હેના જ્વાળામુખી સમા ભડકા અને ગર્જના હજી નો સંભળાય—જોવાય છે. છતાં અનેક દેશ અને પ્રજાઓમાં એટલો પોપ કર્યો વિના પણ એવી મહાન ઉથલપાથલો થાય છે. આપણા દેશમાં અને પ્રાન્તમાં એ ઉથલપાથલ પ્રસરી રહી છે અને લ્હેને જ લીધે સંસારમાં, ધર્મમાં, જીવનમાં, વિચારપદ્ધતિમાં મહાફેરફાર મચ્યા છે. એવી પળે આત્મનને નવ અગ્નિના ઉછાળા વાગે છે અને સકલ દિશાઓમાં પ્રાણની પાંખ્યો વીંઝઈ ઉડે છે. સાહિત્યના સુન્દર શરીરમાં પણ એ નવ વસન્તનું નવયૌવન ચેતન સ્ફુરતા લાગે જ છે. આપણા દેશના વેદ, ભારત, રામાયણ, યાહુદી લોકના બાઈબલમાંનાં જૂનાં ધર્મપુસ્તકો, ઇંગ્લાંડમાંના શેકસપીઅર મિલ્ટનનાં કાવ્યો: એ સહુ દેશ ઉપર વહતા નવચેતનનાં સાહિત્યમાં પડતાં અચલ પગલાં છે. આપણા ગુજરાતી સાહિત્યમાં પણ એ વસન્તિકાનાં પગલાં દલપતકાવ્ય અને નર્મકવિતામાં પાને પાને દર્શન દે છે. વર્તમાનકાલની નાડીપરીક્ષા કરી લ્હેના ઔષધ યોજવામાં એ નરનાયોની પ્રો-

ટાઈ હતી. એમનાં નિદાન અને ચિકિત્સા ખરાં હતાં કે ખોટાં એ ઇતિહાસે કાંઇક જણાવ્યું છે અને હજી વિશેષ જણાવશે.

એવી પળમાં છન્દ કંઈ અનેરા જ ખીલાવ લે છે. વેદમન્ત્રો સમા ભવ્ય કે અનિયમિત છન્દો સંસ્કૃતમાં બીજા નથી. રામાયણ મહાભારત ભાગવત બહુધા થોડામાં થોડા બન્ધનવાળા, થોડામાં થોડા ગાનવાળા અનુષ્ટુપ્ છન્દમાં જ છે. યાહુદી લોકના બાઇબલની કડીઓ કેવી છન્દના માપ વિનાની છે એ સુપ્રસિદ્ધ છેઃ ત્હેમના 'સામ'—ધર્મસ્તોત્રોનું સંગીત પણ આપણા સામગાન સમું, પારસીઓની ગાથા જેવું, ઇસ્લામીઓના કુરાનમન્ત્રો સમોવડું ઉન્નત અને ગંભીર છે. ઈંગ્લાંડના જીવનની મહાપળમાં જ શેક્સપીઅરની blank verse અને મિલ્ટનનું મહાધોધવતું પ્રાસવતા છન્દ સ્હામેનું ત્રાડન સંભળાયાં. આપણા ગુજરાતમાં પણ ગરબી કે દેશી રાગોથી ઓછા સંગીતવાળા સંસ્કૃત છન્દ નવલ અક્ષરોનાં શરીર રચવા ક. દ. ડાએ દાખલ કર્યાં. નવાં બલ ન્હાનાં ન હતાં, ગરબીઓમાં તે સમાય એમ નહીં ભાસ્યું હોય. સંસ્કૃત વૃત્તો તરફ લોકની પૂજ્યબુદ્ધિ હતી, નવાં ચેતનનાં એ શરીર અને તો નવાં ચેતન ઉપર કદાચ તે પૂજ્યબુદ્ધિ ઢળે એમ હતું. વળી પુરાણ પિતૃકુલ સાથે પુનઃ સમ્બન્ધ યોજાય એ પણ હેતુ હશે. કે પછી મહાપળના ચિન્તનપૂરનો સંગીતકેલિ ઉપર અજ્ઞાત જય કારણભૂત હો. પણ સંસ્કૃત વૃત્તો સત્કારના ક. દ. ડા. વીસરી ગયા કે સંગીતબન્ધનમાંથી છૂટતાં વધારે ગાઢ બન્ધનમાં ગુજરાતી સાહિત્યનાં પગલાં મંડાયાં. કોમલ ગાનવતી ગરબીઓમાં મહાકાવ્ય નહીં લખાય કે અતિશય અક્ષરબન્ધનપરાયણ સંસ્કૃત વૃત્તોમાં વીર—યુદ્ધવીર, દેશવીર, ધર્મવીરના ભાવ નહીં ઉતરી શકે એ નર્મદે અનુભવથી જોયું અને નવા છન્દ રચવા યત્ન આદર્યા. તે પછી ગોવર્ધનભાઇએ સંસ્કૃત વૃત્તોને ગુજરાતીમાં સ્વીકારતાં ક. દ. ડા. ની સ્વરસંગીતપ્રિયતાથી રચાયેલુ એક બન્ધન તોડી પ્રાસ વિનાના સંસ્કૃત છન્દ સ્નેહમુદ્રામાં લખ્યા અને લોકસમાજે ત્હેને blank verse માની. કવિતસંગીતના સમ્બન્ધનો ગુર્જર ઇતિહાસ આવો છે. નરસીંહ મીરાંની ગરબીઓમાં ભાલણ પ્રેમાનન્દે રાગઢાળદેશી ઉમેર્યાં અને સામળે દોહા ચોપાઈ છપ્પા ભેળવ્યાઃ ક. દ. ડા. એ પુરાણ માતભાષાના વૃત્તોનો આદર કીધો અને ત્હેમણે દીધેલા પ્રાસોને ગોવર્ધનરામભાઇએ દૂર કર્યા. આટલેથી આપણી કવિતાના છન્દોનો ઉલ્લાસક્રમ આપણે અટકાવશું કે એ વિકાસ હજી વિકસવા દઇશું એ પ્રશ્નના ઉત્તરમાં આપણી કવિતાના ઉલ્લાસવિકાસનો ઉત્તર છે. સુકોમલ સુન્દર સંગીતના સિતાર જ આપણે રમાડશું કે સાગરની ઘોષણા ઘોરવતી કોઈ નવીન મહાભાવ તન્ત્રી બનાવી ત્હેના મહારવના આપણે ઉપાસક થઇશું એ પ્રશ્નના ઉત્તરમાં આપણી કવિતાના સંગીત સાથેના પુરાણ પરિચયની સાર્થકતાનો, આપણી જીવનજયિની પળના જયાજયનો અને આપણી કવિતાના ભવિષ્યનો ઉત્તર છે.

*

ન્હાનાલાલ દલપતરામ કવિ.

---

# ભૂસ્તરનું વય અને તે સંબંધી કલ્પનાઓ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૪૦ થી. )

ભૂસ્તરને બંધાયાને કેટલો કાળ થયો તે શોધ મનોરંજક હોવાથી ઘણા વિદ્વાનો એ વિષે અનુમાન કરવા અને શોધો કરવાને આકર્ષાયા છે. એ વખત નક્કી કરવાને, જેમ ક્ષેત્રમાપણીવાળા પ્રથમ એક સીસ્તની લીટી નક્કી કરે છે અને પછી તેના ઉપરથી આજુબાજુનાં માપ લે છે એવું કાંઇક ખોળી કાઢવાની જરૂર છે. અને એવું કાંઇક ખોળી કાઢવાને ઘણા વિદ્વાનોએ પ્રયત્ન કર્યા છે. ભૂસ્તર સમયમાં એક કાલ એવો હતો કે જે વખતે આખો યૂરોપ અને અમેરિકાનો મોટો ભાગ બરફ નીચે ઢંકાયલો હતો. એ સમયને **હિમસમય** ( ગ્લેશીયલ પીરીઅડ ) કહે છે. હિમસમય પછીથી અમેરિકાના નાયગરાના ધોધ પોતાની અસલ જગ્યાથી કેટલા પાછા હઠ્યા છે, તે ગણત્રી ઉપરથી આવી કાંઇક ભરોંસો રાખવા લાયક સીસ્તની લીટી નિર્માણ કરવામાં આવે છે.

ઈ. સ. ૧૮૨૯ માં ભૂસ્તરવેત્તા **આર. બ્લેકવેલ** એમણે નક્કી કર્યું હતું કે નાયગરાના ધોધ પ્રતિ વર્ષ ૩ ફીટ પાછા હઠે છે. આ હિસાબે હિમસમયને અંતે એ ધોધ જ્યાંથી પડતા હતા ત્યાંથી તે હઠતા હઠતા હાલની જગાએ આવતાં લગભગ ૧૦૦૦૦ વર્ષ લાગ્યાં હશે. એટલે કે હિમસમયને પૂરો થયાને ૧૦૦૦૦ વર્ષ થયાં હશે. મહાન ભૂસ્તરવેત્તા **લૈલ** ૧૮૪૧ માં નાયગરાના ધોધ જોવા ગયા હતા. તેમણે જે જે બાબતો ઉપરથી ઉપરનો સમય નક્કી કર્યો હતો તેનું લક્ષ પૂર્વક મનન કરીને એમ ઠરાવ્યું હતું કે હિમસમયને પૂરો થયાને ૧૦૦૦૦ નહિ પણ ૩૧૦૦૦ વર્ષ થયાં હશે. અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોના ભૂસ્તરમાપણી ખાતા વાળા **જી. કે. ગીલ્બર્ટ, ડબલ્યુ. અપ્હેમ** અને બીજા ભૂસ્તર વેત્તાઓએ ઉપરના બન્ને વિદ્વાનોની ગણત્રીમાં ભૂલ થવાનાં કારણો દર્શાવીને એમ જાહેર કર્યું છે કે હિમ સમયને પૂરો થયા ને ૬૦૦૦થી ૧૦૦૦૦ સુધી વર્ષો લાગવાં જોઇએ. વળી **જે. ડબલ્યુ સ્પેન્સર** નામનો વિદ્વાન પોતે ગણત્રી કરીને **લૈલના** ઠરાવને મળતો આવે છે. તે કહે છે કે. હિમ સમયને ૩૨૦૦૦ વર્ષ થવાં જોઇએ. ભૂસ્તર સમયની આમ અમુક વર્ષમાં ગણત્રી કરવામાં ભૂલ આવવાનાં ઘણાં જ બારાં છે, એ આપણે કબુલ રાખવું જોઇએ. આ સમય નક્કી કરવામાં પીટ ( વનસ્પતિ કોલસાનું પ્રથમ રૂપ ) નાં પડ બંધાવામાં લાગતા વખતને ધ્યાનમાં લેવાય છે. પીગળેલા ખનિજ પદાર્થવાળું પાણી જ્યારે ગુફાઓની છતમાંથી ગુફાઓમાં ઝરે છે ત્યારે રફતે રફતે તેમાંનો ખનિજ ઘનરૂપ ધારણ કરે છે અને ઝરવાની જગાએ ઝુમ્મર ટાંગ્યું હોય એવી આકૃતિ બની રહે છે. આવી આકૃતિ કેટલે કાળે બંધાય છે એ વાત પરથી પણ આ સમય નક્કી કરવાનાં અનુમાન કરાય છે. તેમજ અમુક પડ પાણીના ઘસારાથી ક્યારે એટલે કેટલી મુદતમાં ખવાઈ જાય છે તે ઉપરથી પણ અનુમાન કરાય છે. પરંતુ આ બધી બાબતોમાં ભૂલ આવવાનો ઘણો જ સંભવ છે એ આપણે યાદ રાખવું જોઇએ.

જૂદા જૂદા ભૂસ્તર વેત્તાઓની ગણત્રી પરથી નિર્માણ થતો આ કાલ ઘણો તફાવત ભરેલો છે. **કેંમ્બ્રીઅન** નામની સીસ્ટમ બંધાવા માંડી ત્યારથી તે આજ સુધીના કાલની ગણના **વોલ્કોટ** નામનો વિદ્વાન ૭૦૦૦૦૦૦૦ વર્ષ અને **મેકજી** નામનો વિદ્વાન ૬૦૦૦૦૦૦૦૦૦ વર્ષ કરે છે। આ પૃથ્વિ પહેલાં નેબ્યુલા રૂપે હતી એવી **લેપ્લેસ** નામના વિદ્વાનની કલ્પના માન્ય રાખીને અને ગરમીના નિયમોને ધ્યાનમાં રાખીને **સર વુલ્યમ ટોમસન** નામના ભૂસ્તરવેત્તા એવા અનુમાન પર આવ્યા છે કે પૃથ્વિના કવચને નેબ્યુલા રૂપમાંથી ઘનરૂપમાં આવ્યાંને ૨૦૦૦૦૦૦૦ થી ઓછાં નહિ અને ૪૦૦૦૦૦૦૦૦ થી વધારે નહિ એટલાં વર્ષ લાગ્યાં હશે. એ જ વિદ્વાન વધારે મક્કમપણે જણાવે છે કે ૯૮૦૦૦૦૦૦ થી ઓછાં નહિ અને ૨૦૦૦૦૦૦૦૦ થી વધારે નહિ એટલાં વર્ષ તો થયાં જ હશે. **મી. કોલ** આ સમય ૬૦૦૦૦૦૦૦ વર્ષનો જણાવે છે. નવા જીવમય યુગના પ્રારંભથી આજ ૧૫૦૦૦૦૦૦ વર્ષ થયાં હશે એમ અનુમાન કરે છે. જીવરહિત સમયથી તે **સિલુરીઅન સમય** સુધી, **ડેવોનિયન સમયથી** તે **ત્રિઆસીક સમય** સુધી અને **જુરાસીક સમયથી** તે હાલ સુધીના દરેક સમયને ૨૦૦૦૦૦૦૦૦ એટલે કુલ ૬૦૦૦૦૦૦૦૦ વર્ષ થયાં હશે એમ **મી. મેલાર્ડ રીડ** નામના વિદ્વાનનું કહેવું છે. **કેંબ્રીયન સીસ્ટમમાં** મળી આવતાં પ્રાણિયોનાં શરીર સાદાં નહોઇને ઘણાં વર્ષોનાં વર્ષો સુધી થયલા હોય એવાં ફેરફાર વાળાં હતાં. આ પ્રાણિયોનાં પૂર્વ રૂપની એંધાણીઓ જો કે ગોળા ઉપર રહી નથી પરંતુ તે હોવાં જ જોઇએ. આ કેંબ્રિયન સમયના પ્રારંભથી હાલ ૨૪૦૦૦૦૦૦૦૦ થી ૨૦૦૦૦૦૦૦૦ વર્ષ થયાં હશે એમ મહાન ભૂસ્તરવેત્તા **લૈલ** અને **હોટનનું** ધારવું છે. **પ્રો૦ હલ** ભૂકવચનાં જલમલ પડોની સમગ્ર જાડાઈ ૧૭૭૦૦૦ ફીટની ધારે છે. **પ્રો૦ વુડવર્ડ** ૧૧૪૦૦૦ ફીટની, **પ્રો૦ હક્સ્લે** ૧૦૦૦૦૦ ફીટની, **પ્રો૦ ફીલિપ્સ** ૭૨૦૦૦ ફીટની, અને **એચ. બી. વુડવર્ડ** ૭૫૦૦૦ ફીટની ધારે છે. એ વિદ્વાનની ધારણા પ્રમાણે ઈંગ્લંડ અને વેલ્સમાં ભૂકવચનાં એ પડોની જાડાઈ ૫૫૦૦૦ ફીટની છે. હવે જો સાધારણ રીતે જલમલ પડોની જાડાઈ ૧૦૦૦૦૦ ફીટની લઇએ અને, જો કે કેટલાંક પડો ઘણાં જ ધીમે ધીમે બંધાય છે અને કેટલાંક તેના કરતાં ઝડપથી બંધાય છે તો પણ સાધારણ રીતે દર ૧૦૦૦ વર્ષે સરેરાસ એક ફુટ જાડાઇ વધી એમ માનીએ તો ૧૦૦૦૦૦ ફીટનાં આ પડોને બંધાવાને ૧૦૦૦૦૦૦૦૦ વર્ષ લાગ્યાં હશે. આ ગણત્રી બીજી રીતે કરેલી ગણત્રીને મળતી આવે છે પણ એ સંબંધી આગળ કહીશું.

**લેપ્લેસની** નેબ્યુલાની કલ્પના વિશે અમે અગાડી ઇસારો કર્યો છે. એ કલ્પનાનું જરૂર જોગું ટુંકું વર્ણન આપવું ઠીક પડશે. એ ખગોળવેત્તાની ધારણા મુજબ આપણું સૂર્યમંડલ પ્રથમ વાદળાં જેવા તારાના એક સમુદાયનું હતું. મતલબ કે આપણી સૂર્યમાળાનો સૂર્ય અને એની આસપાસ ફરનારા ગ્રહો, ઉપગ્રહો વગેરે છુટા છુટા થયા તેની પૂર્વે બધું એક જથ્થામાં હતું. એ નેબ્યુલાના કેંદ્રમાં ધગધગતો ગોળો—જે હાલ આપણો સૂર્ય છે તે—હોઇને આખા નેબ્યુલાનો વિસ્તાર હાલ આપણી સૂર્યમાલાનો આથામાં આથો ગ્રહ જ્યાં છે તેટલો હતો. આખું નેબ્યુલા કેંદ્ર તરફ એકઠું થઇ જવા માંડયું. જેમ થતાં થતાં તેના છેડાના એટલે કિનારાના ગોળ ચક્રાકાર ભાગો છુટા પડયા. આ છુટા પડેલા ચક્રાકાર ભાગો મૂળ

નેબ્યુલાની પેઠે જ ગતિમાન હતા. કાલે કરીને આ ચક્રો પણ તુટી ગયાં છે. અને તેમાંથી કડકા છુટા પડી ગયા છે. આપણી આખી સૂર્યમાળામાં હાલ શનિ નામના ગ્રહને એવું ચક્ર મોજુદ છે. બીજાં ચક્ર તુટી તુટીને તેમાંથી છુટા પડેલા નાના ભાગને અવશેષ રહેલા મોટા ભાગ જે ગ્રહ રૂપે થઇ ગયા છે તેના ઉપગ્રહ તરીકે થઇ ગયા. ગ્રહો મૂલ નેબ્યુલાના કેંદ્રનો જે ભાગ કાયમ છે તેની આજુબાજુ અને ઉપગ્રહો જે ગ્રહમાંથી-એટલે કે છુટા પડેલા ચક્રનો ઉપગ્રહ વગરનો ભાગ તેમાંથી-પોતે છુટા પડ્યા તેની આજુબાજુ ફરે છે.

જો આપણે એ વિદ્વાનની કલ્પનાને માનીએ તો આપણી સૂર્યમાળાના બધા ગ્રહો અને સૂર્ય એક સરખા પદાર્થના હોવા જોઇએ. ઘણા કાલ સુધી આકાશી પદાર્થ શેના બન્યા છે તે જાણવાને કાંઇ સાધન નહોતું. ખરતા તારા જે આપણી પૃથ્વિપર પડે તે શેના બન્યા છે એ તપાસીને તે પરથી અનુમાન કરવા શીવાય બીજો રસ્તો નહોતો. પણ સુભાગ્યે "સ્પેક્ટ્રોસ્કોપ" નામનું યંત્ર બનાવવામાં આવ્યું છે જેનાથી તેજના કિરણનું પૃથક્કરણ થઇને તેમાં શું છે તે જાણવામાં આવે છે. અમુક પદાર્થમાંથી આવતાં કિરણોથી સ્પેક્ટ્રોસ્કોપમાં અમુક રંગની લીંટીઓ જાડી ઝીણી વગેરે દેખાય છે તેથી એ કિરણની ઉત્પન્ન થવાની જગાએ અમુક ધાતુ, અધાતુ વગેરે પદાર્થ છે એમ નક્કી થાય છે. વધારે વિસ્તાર થઇ જવાના ભયથી આ ઉપયોગી યંત્રનું વર્ણન અહિં કરતા નથી. આપણી સૂર્યમાળા જે નેબ્યુલાની બની છે તે કેંદ્રની તરફ સંકોચાતું ગયું એટલે એમ માનવું જ પડે છે કે તેના દરેક ભાગનું વિશિષ્ટ ગુરુત્વ (specific growity) સરખું નહિ હોય. લેપ્લેસે એ પણ સુચવ્યું છે કે નેબ્યુલા જે પદાર્થનો બન્યો હશે તે પદાર્થ પોતે પોતાના વિશિષ્ટ ગુરુત્વ પ્રમાણે ગોઠવાઈ જાય. ભારેમાં ભારે પદાર્થ કેંદ્રમાં રહે અને હલકામાં હલકો પદાર્થ છેક છેલ્લો એટલે તેની બહારની હદ તરફ રહે. હવે જો આપણે આપણી પૃથ્વિનું વિશિષ્ટ ગુરુત્વ ૧ ધારીને બીજા ગ્રહોનું વિશિષ્ટ ગુરુત્વ કેટલું છે તેનો વિચાર કરીએ તો એ વિદ્વાનનું ધારવું ખરૂં લાગે છે.

| ગ્રહ. | વિ. ગુ. | ગ્ર. | વિ. ગુ. |
|---|---|---|---|
| સૂર્ય. | ૦-૨૫ | ગુરુ. | ૦-૨૪. |
| બુધ. | ૧-૧૨ | શનિ. | ૦-૧૩. |
| શુક્ર. | ૧-૦૩ | યુરેનસ. | ૦-૧૭. |
| પૃથ્વિ. | ૧-૦ | નેપ્ચ્યુન | ૦-૧૬.. |
| મંગળ. | ૦-૭૦ | | |

આ આંકડાઓ નિયમસર ગુરુત્વ ઘટતું માલમ પડે છે એમ દર્શાવતા નથી એ વાત

જૂદા જૂદા 'ભૂસ્તર' વેત્તાઓની ગણત્રી પરથી નિર્માણ થતો ;આ કાલ ઘણો તફાવત ભરેલો છે. **કેમ્બ્રીઅન** નામની સીસ્ટમ બંધાવા માંડી ત્યારથી તે આજ સુધીના કાલની ગણના **વોલકોટ** નામનો વિદ્વાન ૭૦૦૦૦૦૦૦ વર્ષ અને **મેકજી** નામનો વિદ્વાન ૬૦૦૦૦૦૦૦૦ વર્ષ કરે છે! આ પૃથ્વિ પહેલાં નેબ્યુલા રૂપે હતી એવી **લેપ્લેસ** નામના વિદ્વાનની કલ્પના માન્ય રાખીને અને ગરમીના નિયમોને ધ્યાનમાં રાખીને **સર વુલ્યમ ટોમસન** નામના ભૂસ્તરવેત્તા એવા અનુમાન પર આવ્યા છે કે પૃથ્વિના કવચને નેબ્યુલા રૂપમાંથી ઘનરૂપમાં આવ્યાંને ૨૦૦૦૦૦૦૦ થી ઓછાં નહિ અને ૪૦૦૦૦૦૦૦૦ થી વધારે નહિ એટલાં વર્ષ લાગ્યાં હશે. એ જ વિદ્વાન વધારે મક્કમપણે જણાવે છે કે ૯૮૦૦૦૦૦૦ થી ઓછાં નહિ અને ૨૦૦૦૦૦૦૦૦ થી વધારે નહિ એટલાં વર્ષ તો થયાં જ હશે. **મી. ફોલ** આ સમય ૬૦૦૦૦૦૦૦ વર્ષનો જણાવે છે. નવા જીવમય યુગના પ્રારંભથી આજ ૧૫૦૦૦૦૦૦ વર્ષ થયાં હશે એમ અનુમાન કરે છે. જીવરહિત સમયથી તે **સિલુરીઅન સમય** સુધી, **ડેવોનિયન સમયથી** તે **ત્રિઆસીક સમય** સુધી અને **જુરાસીક સમયથી** તે હાલ સુધીના દરેક સમયને ૨૦૦૦૦૦૦૦૦ એટલે કુલ ૬૦૦૦૦૦૦૦૦ વર્ષ થયાં હશે એમ **મી. મેલાર્ડ રીડ** નામના વિદ્વાનનું કહેવું છે. **કેંબ્રીયન સીસ્ટમમાં** મળી આવતાં પ્રાણિયોનાં શરીર સાદાં નહોઇને ઘણાં વર્ષોનાં વર્ષો સુધી થયલો હોય એવાં ફેરફાર વાળાં હતાં. આ પ્રાણિયોનાં પૂર્વ રૂપની એંધાણીઓ જો કે ગોળા ઉપર રહી નથી પરંતુ તે હોવાં જ જોઇએ. આ કેમ્બ્રિયન સમયના પ્રારંભથી હાલ ૨૪૦૦૦૦૦૦૦ થી ૨૦૦૦૦૦૦૦૦ વર્ષ થયાં હશે એમ મહાન ભૂસ્તરવેત્તા **લૈલ** અને **હેટનનું** ધારવું છે. **પ્રો૦હલ** ભૂકવચનાં જલમલ પડોની સમગ્ર જાડાઈ ૧૭૭૦૦૦ ફીટની ધારે છે. **પ્રો૦ વુડવર્ડ** ૧૧૪૦૦૦ ફીટની, **પ્રો૦ હક્સ્લે** ૧૦૦૦૦૦ ફીટની, **પ્રો૦ ફીલિપ્સ** ૭૨૦૦૦ ફીટની, અને **એચ. બી. વુડવર્ડ** ૭૫૦૦૦ ફીટની ધારે છે. એ વિદ્વાનની ધારણા પ્રમાણે ઈંગ્લંડ અને વેલ્સમાં ભૂકવચનાં એ પડોની જાડાઈ ૫૫૦૦૦ ફીટની છે. હવે જો સાધારણ રીતે જલમલ પડોની જાડાઈ ૧૦૦૦૦૦ ફીટની લઇએ અને, જો કે કેટલાંક પડો ઘણાં જ ધીમે ધીમે બંધાય છે, અને કેટલાંક તેના કરતાં ઝડપથી બંધાય છે તો પણ સાધારણ રીતે દર ૧૦૦૦ વર્ષે સરેરાસ એક ફુટ જાડાઇ વધી એમ માનીએ તો ૧૦૦૦૦૦ ફીટનાં આ પડોને બંધાવાને ૧૦૦૦૦૦૦૦૦ વર્ષ લાગ્યાં હશે. આ ગણત્રી બીજી રીતે કરેલી ગણત્રીને મળતી આવે છે પણ એ સંબંધી આગળ કહીશું.

**લેપ્લેશની** નેબ્યુલાની કલ્પના વિશે અમે અગાડી ઇસારો કર્યો છે. એ કલ્પનાનું જરૂર જોગું ટુંકું વર્ણન આપવું ઠીક પડશે. એ ખગોળવેત્તાની ધારણા મુજબ આપણું સૂર્યમંડલ પ્રથમ વાદળાં જેવા તારાના એક સમુદાયનું હતું. મતલબ કે આપણી સૂર્યમાળાનો સૂર્ય અને એની આસપાસ ફરનારા ગ્રહો, ઉપગ્રહો વગેરે છુટા છુટા થયા તેની પૂર્વે બધું એક જથ્થામાં હતું. એ નેબ્યુલાના કેંદ્રમાં ધગધગતો ગોળો—જે હાલ આપણો સૂર્ય છે તે—હોઇને આખા નેબ્યુલાનો વિસ્તાર હાલ આપણી સૂર્યમાલાનો આઘામાં આઘો ગ્રહ જ્યાં છે તેટલો હતો. આખું નેબ્યુલા કેંદ્ર તરફ એકઠું થઇ જવા માંડ્યું. જેમ થતાં થતાં તેના છેટાના એટલે કિનારાના ગોળ ચક્રાકાર ભાગો છુટા પડયા. આ છુટા પડેલા ચક્રાકાર ભાગો મળી

નેબ્યુલાની પેઠે જ ગતિમાન હતા. કાલે કરીને આ ચક્રો પણ તુટી ગયાં છે. અને તેમાંથી કકડા છુટા પડી ગયા છે. આપણી આખી સૂર્યમાળામાંહાલ શનિ નામના ગ્રહને એવું ચક્ર મોજુદ છે. બીજે ચક્ર તુટી તુટીને તેમાંથી છુટા પડેલા નાના ભાગને અવશેષ રહેલા મોટા ભાગ જે ગ્રહ રૂપે થઇ ગયા છે તેના ઉપગ્રહ તરીકે થઇ ગયા. અને મૂલ નેબ્યુલાના કેંદ્રનો જે ભાગ કાયમ છે તેની આજુબાજુ અને ઉપગ્રહો જે ગ્રહમાંથી—એટલે કે છુટા પડેલા ચક્રનો ઉપગ્રહ વગરનો ભાગ તેમાંથી—પોતે છુટા પડ્યા તેની આજુબાજુ ફરે છે.

જો આપણે એ વિદ્વાનની કલ્પનાને માનીએ તો આપણી સૂર્યમાળાના બધા ગ્રહો અને સૂર્ય એક સરખા પદાર્થના હોવા જોઇએ. ઘણા કાલ સુધી આકાશી પદાર્થ શેના બન્યા છે તે જાણવાને કાંઇ સાધન નહોતું. ખરતા તારા જે આપણી પૃથ્વિપર પડે તે શેના બન્યા છે એ તપાસીને તે પરથી અનુમાન કરવા સીવાય બીજો રસ્તો નહોતો. પણ હુમણાં "સ્પેક્ટ્રોસ્કોપ" નામનું યંત્ર બનાવવામાં આવ્યું છે જેનાથી તેજના કિરણનું પૃથક્કરણ થઇને તેમાં શું છે તે જણવામાં આવે છે. અમુક પદાર્થમાંથી આવતાં કિરણોથી સ્પેક્ટ્રોસ્કોપમાં અમુક રંગની લીટીઓ જાડી ઝીણી વગેરે દેખાય છે તેથી એ કિરણની ઉત્પન્ન થવાની જગાએ અમુક ધાતુ, અધાતુ વગેરે પદાર્થ છે એમ નક્કી થાય છે. વધારે વિસ્તાર થઇ જવાના ભયથી આ ઉપયોગી યંત્રનું વર્ણન આદિ કરતા નથી. આપણી સૂર્યમાળા જે નેબ્યુલાની બની છે તે કેંદ્રની તરફ સંકોચાતું ગયું એટલે એમ માનવું જ પડે છે કે તેના દરેક ભાગનું વિશિષ્ટ ગુરુત્વ (specific growity) સરખું નહિ હોય. લેપ્લેસે એ પણ સુચવ્યું છે કે નેબ્યુલા જે પદાર્થનો બન્યો હશે તે પદાર્થ પોતે પોતાના વિશિષ્ટ ગુરુત્વ પ્રમાણે ગોઠવાઇ જાય. ભારેમાં ભારે પદાર્થ કેંદ્રમાં રહે અને હલકામાં હલકો પદાર્થ છેક છેલો એટલે તેની બહારની હદ તરફ રહે. હવે જો આપણે આપણી પૃથ્વિનું વિશિષ્ટ ગુરુત્વ ૧ ધારીને બીજા ગ્રહોનું વિશિષ્ટ ગુરુત્વ કેટલું છે તેનો વિચાર કરીએ તો એ વિદ્વાનનું ધારવું ખરું લાગે છે.

| ગ્રહ. | વિ. ગુ. | ગ્ર. | વિ. ગુ. |
|---|---|---|---|
| સૂર્ય. | ૦-૨૫ | ગુરુ. | ૦-૨૪. |
| બુધ. | ૧-૧૨ | શનિ. | ૦-૧૩. |
| શુક્ર. | ૧-૦૩ | યુરેનસ. | ૦-૧૭. |
| પૃથ્વી. | ૧-૦ | નેપ્ચુન | ૦-૧૬.. |
| મંગળ. | ૦-૭૦ | | |

આ આંકડાઓ નિયમસર ગુરુત્વ ઘટતું માલમ પડે છે એમ દર્શાવતા નથી એ

ખરી પણ એટલું તો બતાવે છે કે સૂર્યની પાસેના પદાર્થોનું ગુરુત્વ વધારે છે. જે સૂર્ય પાસેના ગ્રહોમાં ગ્રાનિટ હશે, તો તે અહિંના કરતાં લગભગ બમણો ભારે હશે. અને છેટેના ગ્રહોમાં ગ્રાનિટ હશે તો તે બુચ જેવો હલકો હશે. કેટલીક વખતે ગ્રહો અને ઉપગ્રહોની વચ્ચે વિશિષ્ટ ગુરુત્વનું આવું પ્રમાણ માલમ પડે છે. આપણી પૃથ્વિનો ઉપગ્રહ ચંદ્ર છે. ચંદ્રનું વિશિષ્ટ ગુરુત્વ પૃથ્વિના વિશિષ્ટ ગુરુત્વ કરતાં અર્ધું છે. ગુરુને ચાર ઉપગ્રહો છે જેમાંનો પહેલો ગુરુના કરતાં ઓછા અને બીજા ગુરુથી વધારે વિશિષ્ટ ગુરુત્વ વાળા છે. વળી ગ્રહોની જ અંદરના પદાર્થોની વાત કરીએ. આપણી પૃથ્વિ જ લેઇએ તો તેનો હલકામાં હલકો ભાગ વાતાવરણ તે સૌથી બહારની બાજુએ છે. તેથી વિશેષ ગુરુત્વ વાળો ભાગ પાણી તે વાતાવરણની નીચે અને સહુથી વધારે ગુરુત્વ વાળા ખનિજ તેની નીચે તેમાં પણ વળી ભૂકવચના કરતાં કેંદ્ર તરફના પદાર્થો વિશેષ ભારે. જાણીતો ખગોળવેત્તા લોકેર સૂર્યની અંદરના પદાર્થ પણ ગુરુત્વ પ્રમાણે એક ઉપર એક એમ કોટલામાં ગોઠવાયા છે એમ કહે છે.

મુખ્ય નેબ્યુલાના કેંદ્ર તરફ સંકોચાવાની વખતે છુટા પડેલા ભાગોમાં નેબ્યુલાના બહારના પડ જેટલા ગુરુત્વ વાળો ભાગ હતો. હાલ જેમ સૂર્યના છેક બહારના પડમાં છે તેમ આધેના ગ્રહોમાં માત્ર "મેટેલોઇડિસ" જેવા પદાર્થો હતા. મુખ્ય નેબ્યુલામાંથી પ્રથમ કહ્યા પ્રમાણે છુટાં પડેલાં ચક્રો તુટી જઈ કેંદ્ર તરફ ગોઠવાઇને જ્યારે ગ્રહ બન્યા હશે ત્યારે એનું ઉષ્ણતામાન ઘણું જ વધી ગયું હશે. આથી એની અંદરના પદાર્થો વાયુ રૂપમાં આવીને પુનઃ પોતાના જૂદા જૂદા ઘટત્વ પ્રમાણે ગોઠવાયા હશે. અને એમનાથી છુટા થઇને થયેલા ઉપગ્રહોના ગ્રહો બહારના પડ જેટલા ઘટત્વનો પદાર્થ જ હશે.

આપણી પૃથ્વિનું બહારનું પડ અંદરના પડ કરતાં ઓછા ગુરુત્વ વાળું છે એ કહી ગયા છીએ. આખા ભૂગોળના ગુરુત્વ કરતાં ભૂકવચનું ગુરુત્વ અર્ધું છે. ભૂકવચમાં બહુધા ઓક્સિજન, સિલિકોન, કાર્બોન, ગંધક અને ક્લોરાઇન એવાં તત્ત્વો છે; અને ધાતુ વગેરે ભારે પદાર્થો કેંદ્ર તરફ છે.

પ્રસ્તુત વિષય ખગોળવિદ્યાનો ન હોઇને ભૂસ્તર વિદ્યાનો છે એટલે ખગોળ વિદ્યાને લગતી જે જે બાબતોથી ભૂસ્તર સંબંધી ફેરફારો થાય છે એવી એથી ઘણી મહત્ત્વની બાબતોનું લંબાણથી નહિ પણ માત્ર જરૂર જોગું વર્ણન કરીશું. નીચે લખેલાં ૧ થી ૬ કારણોને લીધે ભૂસ્તર સંબંધી ફેરફારો થાય છે.

**પૃથ્વિની દૈનિકગતિ:**—મુખ્ય નેબ્યુલાથી છુટાં પડતી વખતે લાગેલા ધક્કાથી આપણી પૃથ્વિને જે ગતિ પ્રાપ્ત થઈ છે તેને લીધે તે પોતાના **આંસ** ઉપર ભમરડાની પેઠે ચક્કર ફર્યાં કરે છે. આ ગતિમાં એવું એક ચક્કર પૂરૂં થવામાં એક દિવસ લાગે છે. માટે આ ગતિને દૈનિક ગતિ કહે છે. આ ગતિથી પૃથ્વીનાં દરેક બિંદુઓ સરખાં ગતિમાન થતાં નથી. ધ્રુવ બિંદુઓ જે પૃથ્વિની કલ્પિત ધરી એટલે આંસના છેડા છે ત્યાં આ ગતિ બીલકુલ નથી ત્યાંથી જેમ જેમ દૂર જતા જઇએ તેમ તેમ ગતિનો વેગ વધતો જાય છે. વિ-

ધ્રુવ વૃત્ત ઉપર આ ગતિ વધારેમાં વધારે હોય છે. આ ગતિ ત્યાં દર દિવસે ૫૮૭ વાર હોય છે, આ ગતિને લીધે પવનની દિશાઓ બદલાય છે. અને મહાસાગરોમાં વહનો પેદા થાય છે. અને તેમની દિશાઓ બદલાય છે. ઉત્તર દક્ષિણ વહેનારી નદીઓ ઉત્તર ગોળાર્ધમાં હમેશ પોતાના પશ્ચિમ અને દક્ષિણ ગોળાર્ધમાં પૂર્વ કિનારા વધારે ઘસરે છે. અને તેથી તેમના વહેવાની દિશા અને પાત્રમાં ફેરફાર થાય છે. રાજર્સના અભિપ્રાય પ્રમાણે આપણી સિંધુ નદી પ્રથમ ખંભાતના અખાતમાં મળતી હતી. ખસતી ખસતી હાલ વહે છે ત્યાં ગઈ છે. કોઈ કાળે ખસતી ખસતી ઈરાની અખાતને મળશે.

૨. પૃથ્વિની વાર્ષિક ગતિ પોતાના આંસ ઉપર ફરતી સતી પૃથ્વિ સૂર્યની આજુબાજુ ફરે છે. આ ગતિ ૩૬૫ દિવસથી સ્હેજ વધારે વખતમાં પૂરી થાય છે. આવા એક ચક્કરથી આપણું એક વર્ષ થાય છે. જે માર્ગમાં પૃથ્વિ સૂર્યની આજુબાજુ ફરે છે તેને તેની કક્ષા કહે છે. આ કક્ષા ગોળ નહિ પણ લંબગોળ છે. લંબ ગોળને બે કેંદ્ર હોય છે. સૂર્ય આ લંબ ગોળના એક કેંદ્રમાં હોય છે. સૂર્યથી પૃથ્વિનું છેટું સરેરાસ ૯૨૪૦૦૦૦૦ મૈલ હોય છે. બીજી ગતિયોની અસરને લીધે પૃથ્વિની કક્ષા હમેશ બદલાય છે. અને તેથી કેટલોક કાળ તે સૂર્યની પાસે અને કેટલોક કાલ સૂર્યથી દૂર જાય છે. આ પ્રમાણે કોઈ વખત પૃથ્વિ સૂર્યથી આઘામાં આઘી હોય તેના કરતાં ૧૪૩૬૮૨૦૦ મૈલ પાસે આવે છે. આપ્રમાણે દૂરમાં દૂર અને પાસેમાં પાસેના છેટામાં આવવાનો વખત ઘણે કાળે આવે છે. છેક છેલ્લો આવો સમય ૨૦૦૦૦૦ વર્ષ પહેલાં આવ્યો હતો. તેની પહેલાંનો આવો સમય ૯૦૦૦૦૦ વર્ષ ઉપર આવ્યો હશે. સૂર્યની ગરમી આપણને તેના છેટાના વર્ગના વ્યસ્ત પ્રમાણમાં મળે છે. આથી સહેજ ખાત્રી થશે કે પૃથ્વિના આવી હાલતમાં આવવાથી ઘણા ભૂસ્તર ફેરફારો થયા હશે. આ સંબંધે અમે અગાડી ઘણું કહીશું.

૩. **વિષુવ બિંદુઓનું પાછું હઠવું.** જો પૃથ્વિનો આંસ તેની કક્ષાની સપાટીપર લંબરૂપે હોત તો દિવસ અને રાત્રીની લંબાઈ આખું વર્ષ સરખી હોત. પણ આંસ એ સપાટી સાથે ૨૩°½ ડિગ્રીનો ખૂણો કરે છે એથી પ્રકાશદર્શક ગોળથી પૃથ્વિના બે વિષમ ભાગ થઈને પૃથ્વિનો અમુક ભાગ અમુક કાળ સૂર્યની તરફ અને કેટલોક કાળ સૂર્યથી વિમુખ રહે છે. આથી ઋતુના જાણીતા ફેરફાર થઈને ઉન્હાળાના દિવસો લાંબા અને શિયાળાના ટુંકા થાય છે. વળી પૃથ્વિ જો એક સરખા ઘટ્ટનો ગોળો હોત તો તેની દૈનિક ગતિનો આંસ હમેશ એક જ જગાએ હોત. પરંતુ વિષુવવૃત્ત આગળ ઉચ્ચ પ્રદેશો હોઈને સૂર્ય અને ચંદ્રનું આકર્ષણ પૃથ્વિના આંસને આકર્ષે છે. અને તેથી જેમ ફરતો ભમરડો ડોલે છે તેમ તેના આંસ પણ ભમે છે. આથી આંસનો દરેક છેડો વારાફરતી જૂદા જૂદા તારા તરફ ફરે છે. આ ગતિને વિષુવ બિંદુઓનું પાછાં હઠવું કહીએ છીએ. આ પાછાં હઠવું એમ બીજી ગ્રહો સંબંધીની ગતિયો ૨૧૦૦૦ વર્ષે એક ગોળ ફરી રહે છે. મતલબ કે ૨૧૦૦૦ વર્ષે ફરીને અસલ સ્થિતિમાં આવે છે. હાલ આપણા ઉત્તર ગોળાર્ધ શિયાળામાં પૃથ્વિ સૂર્યની પાસે હોય તેવી વખતે આવે છે. અને ૧૦૫૦૦ વર્ષ પછી તે પૃથ્વિ સૂર્યથી આઘામાં આઘી હોય તે વખતે આવશે. પૃથ્વિની કક્ષાની ગોળાઈમાં ફેરફાર થાય છે તે

૫. ગુજરાતી મુખ્ય ધાતુનું ક્રિયાપદ રૂપ પણ સંસ્કૃતમાં મૂળ ધાતુનાં એકવચન અને દ્વિવચન અથવા અનેકવચનમાં વપરાતા strong અને weak રૂપથી બનેલું નથી. પરંતુ **વર્તમાન કૃદન્તનું જ પ્રત્યયોથી રહિત રૂપ છે.** અને કૃદન્તના પ્રત્યયો સ-ગાડતા પેહેલા ગણ વિગેરેના ફેરફારો સાથે જ હોય છે, જેમકે **पतत्** નું " પડ " **गच्छत्** નું " જા " (૯ મો નિયમ જુઓ) **धुवत्** નું " ધુવ " (ધુવે છે) **बिभ्यत्** નું " બીહ " **बिभ्य**=બીહ બીહેછે નું ) **धरत्** નું "ઘર," **तरत्** નું " તર " **ज्वलमान** નું બળ ('knowledge' ના k ની માફક **ज** ઉડી જાય છે અને **व** નો બંગાળીની માફક "બ" થાય છે ) **शृण्वत्** નું " શુણ," અગર "સુણ" **जानत्** (**ज्ञा**) નું " જાણ " **जाग्रत्** નું "જાગ" અને **रुन्धत्** નું (૭ મો ગણ) "રૂંધ" (રૂંધવું) ઇત્યાદિ થાય છે. (**जानीते रुण-धिम, शृणोमि, जानाति** વિગેરે ગુજરાતીમાં આવતાં જ નથી.)

૬. કેટલાંક ગુજરાતી ક્રિયાપદોએ સંસ્કૃતનો મૂળ ગણ, તેવી જ રીતે બોલાતા બીજા કોઈ ગુજરાતી શબ્દનું અનુકરણ કરીને અથવા તો એજ શબ્દના કોઇ બીજા રૂપનો અનુપ્રાસ પાળીને વિશેષ આવવાથી બદલ્યો હોય એવું જણાય છે. જેમકે **मुह्** અને **लुभ्** વિગેરે જાણે પેહેલા ગણના હોય તેમ ભાવ વાચક નામ " મોહ " અને " લોભ " ના અનુપ્રાસને લીધે " મોહે છે " " લોભે છે " એ રીતે થાય છે. "મુકે ચ્છે" માં **मुञ्चत्**ને બદલે તેનું જ ભૂત કૃદન્ત **मुक्त** (કની સાથે ) ગોઠવાઈ ગયું લાગે છે. " મરે છે " (**मृ** વર્તમાન કૃદન્ત **म्रियमाण** ) પહેલા ગણના " ભરે છે " અને " ધરે છે " ની સાથે અનુપ્રાસમાં મળે છે. આવાં દ્દષ્ટાંત જો કે ઘણાં છે તો પણ તે કેવળ અપવાદો જ છે.

૭. માટે સામાન્ય નિયમમાં તો વર્તમાન કૃદન્તનું રૂપ નિયમ પાંચમા પ્રમાણે લેવું (જેમકે પડ, જા બીહ વિગેરે) અને તેને ત્રીજા અને ચોથા નિયમ પ્રમાણે રૂપાખ્યાન કરવું. ઉદાહરણ તરીકે " પડ "+પ્રતિધ્વનિત ક્રિયાનું " ઉ " (નિયમ ચોથા પ્રમાણે )+" છું " નિયમ ત્રીજા પ્રમાણે=" પડુંછું. " અદ્યાપિ સુધી ગુજરાતીમાં ન વપરાતા સંસ્કૃત શબ્દો પણ કેટલીક વખતે તેમાં ઉમેરાય છે અને તેવીજ રીતે તેનું રૂપાખ્યાન થાય છે. જેમ કે " કૂજે છે " " ગુંજે છે. "

૮. સાતમો નિયમ માન્ય રાખતાં સંસ્કૃત કૃદન્તના પ્રત્યય પ્હેલાંનો અંત્યાક્ષર સ્વર હોય કે વ્યંજન હોય તે સંબંધી કંઈ ભેદ જોવાનું રહેતું નથી. કારણ કે આવા સ્વર ઉડી જાય છે ને ગુજરાતીમાં વપરાતાં સંસ્કૃત વર્તમાન કૃદન્તના અન્ત્ય જોડાક્ષરમાંના " ય " અને " વ " ગુજરાતી ઉચ્ચારશાસ્ત્રને આધારે જતા રહે છે: જેમ કે એવા વકારના લોપનાં દ્દષ્ટાંત જોઇએ તો **चिन्वत्**માંથી " ચિનેછે" **शृण्वत्**માંથી શુણે છે- **धुन्वत्**માંથી ધુણે છે " થાય છે. **गायत्**માંથી " ગાયે છે "ને ઠેકાણે " ગાય છે" થાય છે તે નિયમ ચોથા પ્રમાણે " યે " નો " ય " ઠેકાણમાં થઈજાય છે. ને "દે છે" (**दात्** સંસ્કૃતમાં આ+એની સંધિ એ થાય છે તેથી વ્યાજબી રીતે " દાએ છે " થવું જોઇએ

दा ત્રીજા ગણમાં પણ છે અને તેનું વર્તમાન કૃદન્ત ददत् થાય છે એમાંથી ગુજરાતીમાં " દદે છે " થવું જોઇએ. એજ રીતે " દતે છે " અગર " દત્તે છે " કોઇ કોઈ જગાએ વપરાય છે. " દે છે " માં ददत्નો પેહેલો "દ" જતો રહ્યો હોય અગર તો બન્ને "દ" એક થઈ ગયા હોય અથવા તો સંસ્કૃત પ્રમાણે સંધિ થઈને " દાએ છે " નું દે છે થયું હોય. ) " લે છે " ( लात् ) ગુજરાતીમાં " લાયે છે " થવું જોઇએ પણ તે " દે છે "ના અવાજનું અનુકરણ કરી " લે છે " થયું હોય એમ લાગે છે. "વાય છે " ( वात् અગર वायत् પેહેલો અગર ચોથો ગણ ), " કરે છે " ( कुर्वत्, ઊપર કરેલા phonetics ના નિયમથી " વ " ઉડી ગયો છે ) "શૃંણે છે" (शृण्वत्,), " વરે છે " ( वरत्, પેહેલો ગણ.) સંસ્કૃત વર્તમાન કૃદંતનો ગુજરાતી વર્તમાન કાળમાં પ્રત્યય ઉડી જાય છે તેની સાથે તે પ્રત્યય પ્હેલાંના સ્વર તેમ સંયુક્તાક્ષરના તો છેલા વ્યંજન એક અથવા અનેક કારણથી ઉડી જાય છે

૯. " જાય છે " એ " या " ( વ. કૃ. यात् ) માંથી નથી, પણ गच्छत्માંથી નિયમ ૫ મા પ્રમાણે થયું છે. ગુજરાતીમાં આનો ભૂતકાળ સંસ્કૃત गतःમાંથી થયો " ગયો " છે એ આ કલ્પનાને નિશ્ચિત કરે છે.

પ્રકારનાં પ્રેરક વાપરીએ છીએ જેમકે " તારે છે " અને " તરાવે છે " " વિસારે છે" અને " વિસરાવે છે " વિગેરે. **दापयति** વગેરેમાંનું પકારવાળું રૂપ તરાવે છે " વગેરેના " વકાર "માં આવ્યું જણાય છે.

૧૨. " અનુભવે છે " ક્રિયાપદ છે, " સંભાને છે, " " પ્રમાણે છે " એ નામમાંથી થયેલા **संमानयति, प्रमाणयति**, ( વ. કૃ. **संमानयत्** અને **प्रमाणयत्** ) જેવાં છે. (ઉચ્ચારશાસ્ત્રના જે નિયમથી ચોથા ગણના "ય"નો ગુજરાતીમાં લોપ થાય છે તે નિયમના કોઈ અનુયાયી નિયમથી **प्रमाणयत्** તે જેવાં રૂપ તેમ કલમ ૧૧ માં કહેલાં પ્રેરક રૂપ એ સર્વમાંનો " અય, " ઉડી જાય છે. તે પછી " ચોરે છે" પ્રમાણે રૂપાખ્યાન થાય છે અને તે વ્યાજબી છે.

શિક્ષણ આપનારી એક કોલેજ પણ સ્થપાઈ ચૂકી છે. આમ થવાનાં ઘણાં કારણો છે–એક તો, પૂર્વ દેશની પ્રજાઓનું સ્વભાવથી જ ધર્મ તરફ વલણ હોય છે; અને બીજું, અત્યાર સુધી હિન્દુસ્તાનમાં જે મહાન હિલચાલો થઈ છે એ ધર્મને જ લઈને થઈ છે. પણ પહેલાંની અને અત્યારની આપણી જરૂરિયાતોમાં ફેર છે એ વાત ધ્યાન બહાર જવી ન જોઇએ. આજ તો એવી હિલચાલની જરૂર છે કે જેમાં હિન્દુ, મુસલમાન, પારસી, સીખ, અને ખ્રિસ્તી–સર્વ સરખી રીતે ભાગ લઈ શકે. ધાર્મિક હિલચાલ હાલ જોઇતા ઐક્યની વિરોધી છે.

(૩) નવા શિક્ષણને અંગે જે 'સાયન્સ'નું જ્ઞાન આવે છે એણે કરી સ્વાભાવિક રીતે જ આપણા ધર્મ ઉપરથી બાળકોનું મન ઉઠી જાય છે. અને એમાં કાંઈ ખોટું નથી.

(૪) કદાચ કોઇ એમ કહેશે કે અમે જૂના વહેમોનું શિક્ષણ આપવા માગતા નથી, પણ અમારા ખરા પ્રાચીન ધર્મનું આપવા માગીએ છીએ. વિચારમાં આ કહેવું ઠીક છે, પણ જ્યાં કૃતિ ઉપર ઉતરશો ત્યાં પ્રશ્ન થશે કે *પ્રાચીન ધર્મ કોને કહેવો? જ્યાં ત્યાં* નાતજાતના વાડા અને તરેહતરેહવાર કુચાલો અને વહેમો આવી ઉભા રહેશે.

(૫) ધર્મ એ નીતિનો પાયો છે એમ કહેવામાં આવે છે. પણ આ વાત તદ્દન જૂઠી છે. ધર્મને નામે અસંખ્ય પાપો થયાં છે. આપણા બ્રાહ્મણોમાં નીતિ ક્યાં છે?–તેઓ કેવળ નિરુદ્યમી અને અજ્ઞાન છે.

(૬) આપણા નવીનોની નીતિ પૂર્ણ સન્તોષકારક નથી એ ખરૂં પણ એ વિરુદ્ધ જેટલું કહેવામાં આવે છે તેટલું કાંઈ જ નથી. ઘરડાઓ નવીનોને ઠપકો દે છે, પણ ઘરડા પોતે જ કેવા છે!

(૭) નીતિનું શિક્ષણ આપવાનું સ્થાન ઘર છે. નિશાળમાં નીતિને પોષણ અપાય, પણ એનું પ્રથમ શિક્ષણ તો ઘરમાં જ મળવું જોઇએ. ધર્મશિક્ષણથી નીતિ સુધરશે એમ માનવું એ તદ્દન ભ્રાન્તિ છે.

પ્રિન્સિપાલ પરાંજપેના આ લેખ સ્હામે પહેલી ચર્ચા પોતાની સહીના પ્રથમાક્ષરથી સહજ ઓળખાઇ આવતા "F. G. S." નામના પ્રસિદ્ધ અંગ્રેજ વિદ્વાને ટાઇમ્સ ઑફ ઇન્ડિયામાં ઉપાડી. એમનો મુખ્ય મુદ્દો એવો હતો કે ગણિતશાસ્ત્રીઓ અમુક વાત સ્વતઃસિદ્ધ માની આગળ ચાલે છે, તે રીતે મિ. પરાંજપેએ કર્યું છેઃ ડૉ. ભાંડારકર અને મિ. જસ્ટિસ રાનડે જેવાઓએ બહુ સારી રીતે બતાવ્યું છે કે હાલ જે વહેમો ચાલે છે એ અસલ હિન્દુ ધર્મમાં નહોતા, અને એ વહેમોથી મુક્ત એવો સર્વમાન્ય ધર્મ પ્રાચીન પુસ્તકોમાંથી તારવી શકાય એમ છે.

સાર પછી મિ. પરાંજપેના બચાવમાં અને વિરુદ્ધ વર્તમાનપત્રોમાં ઘણું લખાયું છે. અને એમાં મિ. પરાંજપેનું ખરૂં તાત્પર્ય શું છે એ સંબન્ધે પણ ઘણી ચર્ચા ચાલી છે. પણ એ સર્વ બાજુપર મૂકી, આ સંબન્ધમાં અમારો સ્વતન્ત્ર અભિપ્રાય જણાવીએ.

મિ. પરાંજપેના આ ટુંકા લેખમાં આટલી વાત સ્પષ્ટ છેઃ ધર્મ સર્વત્ર હાનિકારક મનાવા લાગ્યો છે, ધર્મ વિના નીતિ રહી શકે છે, આપણો ધર્મ વહેમોથી ભરેલો છે, અને આપણી શાળાઓમાં ધર્મશિક્ષણ દાખલ ન કરવું.

હવે આ બાબતમાં એટલું કહ્યા વિના ચાલતું નથી કે મિ. પરાંજપે મનુષ્યજીવનમાં ધર્મનું સ્થાન બિલકુલ સમજી શક્યા નથી. યૂરોપનો લોકમત શાળામાં ધર્મ શીખવવાની ભલે વિરુદ્ધ હોય, પણ એથી ધર્મની આવશ્યકતા ઓછી માન્ય થઈ છે એમ માનવાને કારણ નથી. જ્યારે પ્રજામાં ધર્મ પ્રતિ અનાદર આવે છે, ત્યારે રાજ્ય તરફથી શાળામાં કયો ધર્મ શીખવાય છે એની એને દરકાર રહેતી નથી; પણ જ્યારે ધર્મને માટે એના અન્તરમાં ખરી કાળજી ઉત્પન્ન થાય છે, ત્યારે રાજ્ય તરફથી ખરો ધર્મ જ શીખવાવો જોઇએ એમ એને આગ્રહ પેદા થાય છે—અને પોતાનો ધર્મ સમસ્ત રાજ્ય સ્વીકારી શકે એમ લાગતું નથી, ત્યારે સ્વાભાવિક રીતે ધર્મ પરત્વે સ્વાતન્ત્ર્ય ઇચ્છે છે, અને શાળાના શિક્ષણક્રમમાં ધર્મ દાખલ ન કરવામાં આવે એમ એ માગે છે. કેટલીકવાર ત્યાં સુધી બને છે કે રાજ્યધર્મ નિર્માલ્ય હોય છે અને પ્રજાના કેટલાક વર્ગને વધારે તીવ્ર અને ઉત્કટ ધર્મ જોઇએ છે: તે વખતે નિર્માલ્ય ધર્મનું ફરજિયાત શિક્ષણ એને નાપસન્દ પડે છે, અને પોતે પોતાની રીતે ધર્મ શિક્ષણ મેળવી લે છે. આ જ કારણથી ધર્મચુસ્ત રોમન કૅથોલિકો પણ કેટલીક વખત રાજ્ય તરફથી અપાતા ધર્મ શિક્ષણની વિરુદ્ધ પડે છે. બીજું, યુરોપનો છેલ્લાં દોઢસો વર્ષનો ધર્મ સંબન્ધે મત તપાસશો તો સ્પષ્ટ જણાશે કે અઢારમી સદીના અન્ત ભાગમાં યુરોપમાં જે ધર્મવિરુદ્ધ લાગણી જોવામાં આવતી હતી એ ઘણે ભાગે તે વખતના વહેમો અને દુરાચારો સ્હામે જ હતી, અને જેઓ ક્રિશ્ચિયનિટિની વિરુદ્ધ લાગણી દર્શાવતા તેઓ પણ પ્રકૃતિ ઉપરથી ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારી સામાન્ય ધર્મ કબુલ કરતા. થોડોક ભાગ એ કરતાં પણ આગળ વધી ધર્મ માત્રનો નિષેધ કરતો હતો. પરન્તુ આ સમયે લોકનું ઇતિહાસજ્ઞાન ઘણું અપૂર્ણ હતું, જ્યાં ત્યાં નકારાત્મક વિલચાલ જ ચાલી રહી હતી, અને મનુષ્યના સમગ્ર આત્માને લક્ષમાં રાખવાને બદલે એના એક ખંડને—બુદ્ધિ માત્રને—અસાધારણ ગૌરવ અપાઇ ગયું હતું. આ કારણથી ધર્મસાધક પૂરેપૂરાં પ્રમાણોનું પણ એ યુગને ભાન ન હતું, ધર્માધિકારી પુરુષોનો દોષ ધર્મના પોતાના ઉપર ચઢાવવામાં આવતો, અને વધારે વિશુદ્ધ ધર્મ શક્ય છે એ વાત એમની સમજણમાં પણ બરાબર આવી નહોતી. ઓગણીસમી સદીના દ્વિતીય પાદથી આ લોકમતમાં સ્પષ્ટ ફેરફાર થવા લાગ્યો. જ્યાં ત્યાં દોષ જોવા એના કરતાં ગુણ જોઇ એની બુજ કરવી એવી વૃત્તિ વધારે ફેલાવા લાગી. સ્વાર્થ ધર્માધિકારીઓ સ્હામેનો આવેશ ઉતરી ગયો, અને ધર્મનું સ્વતઃસ્વરૂપ વિચારમાં આવવા લાગ્યું, નકારથી સન્તોષ માનવાને બદલે, કાંઇક જાતે કરી બતાવવું એ વધારે ઇષ્ટ મનાયું, અને મનુષ્યને દેહ અને બુદ્ધિ ઉપરાન્ત હૃદય અને આત્મા છે—અને એને પણ સન્તોષવાની જરૂર છે એ વાત હવે સમજાવા માંડી. ટુંકામાં—ધાર્મિક લાગણી તીવ્ર અને ઉત્કટ થઈ, અને ધર્મ પરત્વે સ્વાતન્ત્ર્યના જે યત્નો થયા એ ધર્મના ખંડન અર્થે ન હતા પણ ધર્મના અધિક સેવન અર્થે હતા. આ કારણથી, સાયન્સની શોધોને લીધે જડવાદનું પુનઃ અભ્યુત્થાન થએલું તે પણ પાછું દબી ગયું. યૂરોપની સકલ તત્ત્વજ્ઞાન અને ધર્મવિચારની ગતિ આજ પ-

પૈન્ત આ દિશામાં જ ચાલે છે. અને મિ. પરાંજપે માટે પૂર્ણ માન સાથે અમારે એમને એટલું કહેવું જોઈએ કે આ વાત તેઓ સ્વીકારતા ન હોય તો આજ પર્યન્તનો યૂરોપનો એ સંબન્ધી ઇતિહાસ એમણે ઉપરો જ વાંચ્યો છે.

ધર્મ ઉપર નીતિની રચના છે એ સિદ્ધાન્ત આજકાલ માન્ય થતાં સઘળાં નીતિશાસ્ત્રોમાં સ્વીકારાયો છે. કેટલાક ઈશ્વરને કર્મના ફલદાતા તરીકે સિદ્ધ ગણે છે; કેટલાક નીતિની આજ્ઞા ફરમાવનાર તરીકે એને જુએ છે; કેટલાક એના સ્વીકાર વિના 'સાયન્સ' નાં મૂળતત્ત્વો જ અસિદ્ધ માને છે અને એ ન હોય તો વિશ્વ શૂન્ય અને અર્થહીન થઈ રહે અને કોઈ પણ પ્રકારનું જ્ઞાન—લૌકિક જ્ઞાન પણ—ન સંભવે એમ કહે છે; અને આ રીતે ઈશ્વર સિદ્ધ છે તો એની સાથે સંબન્ધ કરનાર ધર્મની આવશ્યકતા ખુલી છે. માત્ર તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ જ ધર્મની આવશ્યકતા છે એમ નથી. ઇતિહાસદૃષ્ટિએ જોશો અને મનુષ્યસ્વભાવ છે તેવો લેતાં, ધર્મ એ નીતિમાં બળ પ્રેરે છે એ વાત પણ કોઈથી નિષ્પક્ષપાત રીતે નિષેધાય એમ નથી. ક્ષણવાર માની લઈએ કે વ્યક્તિને ધર્મ વિના ચાલે; પણ જનસમષ્ટિને તો ધર્મ જ નીતિના પંથમાં પ્રેરવા સમર્થ છે એમ કબુલ કર્યા વિના ચાલશે નહિ. અને આપણે વિચારવાનો જે પ્રશ્ન છે એ વ્યક્તિનો નથી, પણ સમષ્ટિનો છે.

હવે, એમ કહેવામાં આવશે કે શુદ્ધ ધર્મ ભલે આવશ્યક હો, પણ હિન્દુ લોકોએ આવો ધર્મ ક્યાંથી લાવવો? હિન્દુઓનો પ્રાચીન ધર્મ શુદ્ધ હતો? વળી પ્રાચીન એટલે ક્યારનો?—આના ઉત્તરમાં અનેક મતભેદ પડશે. આવો વાંધો મિ. પરાંજપે લે છે એટલું જ નહિ, પણ એમના કરતાં પણ વધારે મહાન પુરુષે—મિ. રાનડેએ—એક સ્થળે દલીલના વેગમાં આજ પ્રશ્ન પૂછ્યો છે: 'પ્રાચીન ધર્મ કોને કહેવો?' પણ એ જ મહાન પુરુષે એમની સ્વાભાવિક શાન્તિને સમયે પ્રાચીન ધર્મ તારવી કાઢવા યત્ન કર્યો છે. અને અમારે કહેવું જોઈએ કે અમુક કાળનો ધર્મ એ પ્રાચીનધર્મ એમ સર્વમાન્ય સિદ્ધાન્ત પ્રતિપાદન કરી શકાય એમ નથી, માટે પ્રાચીન ધર્મની વાત નિરર્થક છે એ દલીલ અમને તદ્દન અનુચિત લાગે છે. યૂરોપમાં લ્યૂથરે પ્રાચીન ધર્મ પુનઃ ઉભો કરવા બોધ કર્યો; અને આપણે ત્યાં છેવટ રાજારામ મોહનરાય અને દયાનન્દ સરસ્વતી સુધીના સુધારકોએ પ્રાચીન ધર્મના જ પુનરાવર્તનરૂપે પોતાનો બોધ પ્રજા આગળ મૂક્યો છે—એ સર્વ શું સુધારાને હાનિકારક પ્રયત્ન હતા? બલ્કે, પ્રાચીન કાળ તરફ દૃષ્ટિ ફેરવી નથી એવો આજ પર્યન્ત જગતમાં એક પણ ધર્મોપદેશક થયો નથી.

'પ્રાચીન' માટે પોકાર સુધારાને બાધક નથી અને શુદ્ધ બુદ્ધિથી થાય છે એ કબુલ; પણ 'પ્રાચીન' કોને કહેવું એ પ્રશ્ન તો ઉભો જ રહે છે! આનો ઉત્તર કે—'પ્રાચીન'ના હિમાયતીઓ આ નિર્ણય બે રીતે કરે છે: પોતાના હૃદયને અમુક પ્રાચીનો તરફ પૂજ્યભાવ હોય છે, અને પ્રાચીનોના સિદ્ધાન્ત એ વગરપ્રશ્ને સ્વીકારી લે છે; બીજું, પોતાના હૃદયને અમુક સિદ્ધાન્તો સત્ય લાગે છે, અને એ સિદ્ધાન્તો જે પ્રાચીનોમાં [illegible] એમને એ પ્રમાણ માને છે: આ બંને પ્રમાણપદ્ધતિનું મિશ્રણ થઈ એમની '[illegible] મનાય છે. હિન્દુસ્તાનમાં કોઈ એવો ધર્મવીર જાગે કે જે આખા હિન્[illegible] ભાવના સ્વીકારાવી શકે તો આપણા સર્વ મતભેદ દૂર થાય. પણ [illegible]

છે, ત્યાં સુધી તો માત્ર કેટલાંક સામાન્ય તત્ત્વો જ તારવી શકાય છે; અને એમાં પણ પૂરેપૂરી એકતા થવી કઠિન છે. આ આપણા સંક્રાન્તિકાળમાં મતભેદ જરૂરનો છે, અને અમને વિશ્વાસ છે કે આ અનેકતામાંથી જતે દહાડે એકતા જન્મશે—અને તે અનેકતાનો લોપ કરીને નહિ, પણ અનેકતાને પોતાના અન્તરમાં સંગ્રહી લઇને. ધાર્મિક વિકાસ—Evolution—નો સર્વત્ર આ નિયમ છે, અને આપણા ધર્મને પણ એ જ નિયમ લાગવો જોઇએ.

પણ હાલ મતભેદવાળા સંક્રાન્તિકાળમાં શું કરવું ? આ સ્થળે મિ. પરાંજપે સાથે અમે પરિણામે મળીએ છીએ. હજી હિન્દુસ્તાનમાં ઐક્યભાવનાં જ્યાં સુધી જામી નથી, ત્યાં સુધી અનેકતાની—મતભેદની એક કણી પણ એ ઐક્યને નુકશાનકર્તા છેઃ અને તેથી એ મતભેદને જો ઓગાળી શકાય નહિ તો એને સાર્વજનિક શિક્ષણક્રમની બહાર રાખવો જોઇએ એમ અમારો નમ્ર અભિપ્રાય છે. ખરી વાત છે કે વિવિધ ધર્મનું જ્ઞાન તે તે ધર્મના વિદ્યાર્થીઓને એક જ શાળામાં અપાય તો 'મ્હારો ધર્મ જ ખરો અને બીજાનો ખોટો' એવો દુરાગ્રહ મટવા પામે તથા તે તે ધર્મનું શિક્ષણ પણ મતાન્ધતાથી વિમુક્ત રૂપે રહે. પરન્તુ હિન્દુસ્તાન જેવા અનેક ધર્મોથી ભરેલા વિશાળ દેશમાં આ પ્રયોગ અજમાવી જોતાં સરકારને સ્વાભાવિક રીતે ડર લાગે છે, અને તેથી સરકાર આ કાર્ય લે એ સર્વથા અસંભવિત છે. ત્યારે હવે ધર્મશિક્ષણ આપવાના બે માર્ગ રહ્યાઃ કાંતો જુદા જુદા ધર્મવાળાઓ લૌકિક અને ધાર્મિક શિક્ષણ એકત્ર આપતી એવી પોતપોતાની શાળાઓ સ્થાપી લે, અથવા તો લૌકિક શિક્ષણ સાર્વજનિક શાળાઓમાં લે અને ધાર્મિક શિક્ષણ માટે સ્વતન્ત્ર સંસ્થાઓ રચે. આમાંનો પ્રથમ માર્ગ એટલે કે જૂદા જૂદા ધર્મવાળા લૌકિક અને ધાર્મિક જ્ઞાનની જૂદી જૂદી શાળાઓ સ્થાપે—જેમકે મુસલમાનોની અલિગઢ કોલેજ અને હિન્દુઓની બનારસ કોલેજ—એ પ્રયોગ અમને ભયંકર લાગે છે.* માત્ર બીજો માર્ગ લેવા યોગ્ય છે. માબાપ છોકરાંઓને પોતાના ધર્મનું પોતાના ઘરમાં શિક્ષણ આપે, તથા જુદા જુદા સંપ્રદાય વાળા એકલા ધર્મશિક્ષણ માટે પોતપોતાની જુદી શાળા સ્થાપે તો ઠીક છે. આમ કરવાથી, દાદાભાઈ નવરોજજી મહાદેવ ગોવિન્દ રાનડે અને બદરૂદ્દિન તૈયબજી એક શાળામાં ભણી શકશે, અને દરેકને પોતપોતાના ધર્મનું પરિશીલન કરવામાં બાધ નહિ આવે. હાલ જુદી જુદી કોમના વિદ્યાર્થીઓને પણ પોતાની ધાર્મિક જરૂરિયાતો હોય છે, અને તે અનિયમિત અને અશિક્ષિત રીતેતો તેઓ પૂરી પાડી લે છે જઃ એને બદલે નિયમસર પદ્ધતિથી, અને અધિકારીની ગુરુ દ્વારા, એ પૂરી પાડી શકાય એટલી જ યોજના કરવાની છે. અને એ યોજના સાર્વજનિક શિક્ષણક્રમની બહાર ખાનગી પ્રયત્નદ્વારાજ યોગ્ય રીતે થઈ શકશે એમ અમને લાગે છે.

આ રીતે (૧) ધર્મશિક્ષણની આવશ્યકતાનો સિદ્ધાન્ત જળવાશે, અને (૨) એ જ સાથે દેશની પ્રજાના ઐક્યને બાધ નહિ આવે.

---

* સેન્ટ્રલ હિન્દુ કોલેજ સ્થપાઈ તે વખતે સુદર્શનમાં એની નોંધ લેતી વખત જ આ ભય અમે જણાવ્યો હતો.

હિન્દુસ્તાનના આર્થિક મહા પ્રશ્નો. (૨. આયાત અને નિકાસનું વૈષમ્ય.)

અર્થશાસ્ત્રનો એક સિદ્ધાન્ત છે કે સાધારણ રીતે દરેક દેશના વેપારમાં આયાત અને નિકાસ સમાન હોય છે. કારણ એમ છે કે પરદેશથી જે માલ આવે છે એની કિંમત નાણાંરૂપે મોકલવામાં આવતી નથી પણ સ્હામા માલ રૂપે જ મોકલવામાં આવે છેઃ જેમકે, ઈંગ્લંડથી હું પાંચ હજાર રૂપીઆનું ગરમ કાપડ મંગાવું તો એ કાપડની કિંમતના પાંચ હજાર રૂપીઆ કાંઈ સ્ટીમરમાં ભરીને હું મોકલતો નથી; પણ ઈંગ્લંડનો વેપારી મારા ઉપર પાંચ હજારની હુંડી લખે છે, એ હુંડીના રૂપીઆ હું અત્રેથી ઈંગ્લંડ ઘઉં ચ્હડાવનાર બીજા વેપારીને ભરૂં છું, એટલે ઇંગ્લંડમાં એ વેપારીના ઘઉંના રૂપીઆ લ્હેણા હતા એ પતી જાય છે. આ સામાન્ય નિયમને કેટલાક દેખીતા અપવાદ પણ હોય છેઃ દાખલા તરીકે, ઈંગ્લંડનો આયાત માલ નિકાસ માલ કરતાં વધારે હોય છેઃ આનું કારણ એવું નથી કે એટલે દરજ્જે પરદેશી માલ ઈંગ્લંડમાં દાખલ થઈ ઇંગ્લંડના માલને હઠાવી દે છે અને ઈંગ્લંડના ધન્ધાઓને નુકશાન કરે છે; ખરૂં કારણ એ છે કે ઈંગ્લંડ બહુ દ્રવ્યવાન દેશ છે અને એનાં નાણાં બીજી પ્રજાઓને ધીરેલાં હોય છે, એ નાણાંનું વ્યાજ ઈંગ્લંડમાં ભરાવું જોઇએ, તે માલ રૂપે ભરાય છે. હવે, હિન્દુસ્તાનની આયાત અને નિકાસની બાજુ તપાસીએ છીએ તો આયાત કરતાં નિકાસ વધારે જણાય છે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે **આ વધારાના નિકાસના બદલામાં હિન્દુસ્તાનમાં શું આવે છે?**

આનો એક ઉત્તર એમ અપાય છે કે—અત્રે નોકરી કરતા અંગ્રેજ નોકરોની નોકરી; એ નોકરો દ્વારા દેશમાં જે ન્યાય અને સુલેહ વિસ્તરે છે તે; તથા જે નીતિ અને બુદ્ધિનો સુધારો થાય છે તે; તથા લોકના જાનમાલનું સારી રીતે રક્ષણ થાય છે તે; તથા એ રક્ષણ અને સુધારામાંથી જે આર્થિક લાભ નીપજે છે તે. આ ઉત્તરના પ્રત્યુત્તરમાં એમ કહેવામાં આવે છે કે આ સર્વ લાભ અંગ્રેજ નોકરોને બદલે દેશી નોકરો રાખવાથી પણ મળી શકે. પરન્તુ આજ આપણે આ દેશી અને અંગ્રેજી નોકરો સંબન્ધી ચર્ચા બાજુ પર રાખી, માત્ર એટલું જ તપાસીએ કે વધારાના નિકાસના બદલામાં કોઈ પણ રૂપે હિન્દુસ્તાનને કાંઈ મળે છે? અને મળે છે તો કેટલું મળે છે? મળે છે એને હિસાબમાં લીધા છતાં પણ હિન્દુસ્તાનને કાંઈક ખોટ રહે છે કે કેમ? અને રહે છે તો કેટલી રહે છે? આ પ્રશ્નોના ઉત્તર દરેક હિન્દહિતૈષીએ જાણવા જેવા, મનન કરવા જેવા, અને હૃદયમાં લખી રાખવા જેવા છે. અને આ જ પ્રશ્નમાળા સંબન્ધે સિદ્ધાન્ત બાંધવામાં મિ. દાદાભાઈ નવરોજજીએ એમનું આખું જીવન ગાળ્યું છે.

સાતેક વર્ષ ઉપર લૉર્ડ વેલ્બિના કમિશન આગળ આ વિષય ઘણો છણાયો હતો, અને સરકાર અને પ્રજાના પક્ષ વચ્ચે પુષ્કળ ઝપાઝપી થઈ, આખરે એક વાત સમજાઈ આવતી હતી કે એનાં દૃષ્ટિબિન્દુ જુદાં છે. વળી હાલમાં આ વિષય ઉપર ગઈ બજેટની મીટિંગ વખતે ઑ. મિ. ગોખલે અને સર એડવર્ડ લૉ વચ્ચે કેટલુંક ખંડનમંડન થયું હતું—એ વિચારવા જેવું છે.

મિ. ગોખલેએ સર એડવર્ડ લૉની દલીલનો અનુવાદ કરી કહ્યું કે સર એડવર્ડ લૉના કહેવા પ્રમાણે નીચે મુજબ વસ્તુસ્થિતિ છેઃ—

| | | |
|---|---|---|
| | ૪૭૫.૮ લાખ પાઉંડ | છેલ્લાં ત્રણ વર્ષમાં આયાત કરતાં નિકાસનો વધારો. |
| એમાં ઉમેરવા જોઇએ | ૨૧.૪ ,, ,, | દક્ષિણ આફ્રિકા અને ચીનની લઢાઇમાં પૂરા પાડેલા સામાન, હથિયાર, જનાવર વગેરેના. |
| કુલ નિકાસ | ૪૯૭.૨ લાખ પાઉંડ | |
| એમાંથી બાદ કરવા જોઇએ | ૧૪.૫ ,, | —ઇંગ્લંડમાંથી હિન્દુસ્તાન ખાતે રૂપા નાણાંની નોટો ચઢાવી અપાઈ તેના. |
| | ૪૮૨.૭ ,, | |

આ રકમનું શું થાય છે તેનો ખુલાસો કરવો જોઇએ. તપાસતાં જણાય છે કે આટલી જ રકમ હિન્દી પ્રધાન દ્વારા અંગ્રેજ નોકરોના પગાર વગેરેમાં ઇંગ્લંડમાં ખર્ચાય છે. એટલે જે એમ કહેવામાં આવે છે કે હિન્દુસ્તાન વગરબદલે કેટલોક માલ પરદેશ ચઢાવે છે એ ખોટું છે.

ઉપર પ્રમાણે સર એડવર્ડ લૉની દલીલ ટાંકી એના ઉત્તરમાં મિ. ગોખલે કહે છે કે—આ ખરૂં હોય તો ખરેખર આશ્ચર્ય જેવું છે ! અંગ્રેજ વેપારીઓનો નફો, અંગ્રેજ સ્ટીમર અને રેલવે કંપનીઓનાં નૂર, અંગ્રેજ નોકરો બારિસ્ટરો દાક્તરો વગેરે બચાવે છે તે–સર્વેનું શું થાય છે ? એ સર્વ નાણાં ઇંગ્લંડમાં ભરવાનાં હોય છે; છતાં, એ માટે નિકાસી માલના રૂપમાં હિન્દુસ્તાનમાંથી કાંઈ જ નથી જતું ? ન જતું હોય તો ખરેખર નવાઈ જેવું છે. પણ સર એડવર્ડ લૉનો હિસાબ તપાસતાં એમાં ભૂલ જણાય છે. સર એડવર્ડ લૉએ આયાતનો જે આંકડો લીધો છે એ સઘળી તરેહની આયાતનો છે–પણ ખરૂં જોતાં જે આયાતના જવાબમાં નિકાસ હોવો જ ન જોઇએ એ આયાત કુલ આયાતમાંથી બાદ કરવી જોઇએ. હિન્દુસ્તાનમાં રેલવે અને નહેરકામ કરવા સારૂ નાણાં જોઇએ તે ઇંગ્લંડમાં જમે મંડાય છે–એ નાણાં દર વર્ષે ભરી આપવાનાં હોતાં નથી. પણ દેવા રૂપે ઉપાડેલાં હોય છે, એટલે એના જવાબમાં નિકાસ માલ મોકલવાનો હોતો નથી. તેમજ, અંગ્રેજ નોકરોના પગાર વગેરેના ૪૯૦ લાખ પાઉંડ બતાવ્યા અને એ ધ્યાનમાં લેતાં આયાત અને નિકાસ સરખાં છે એમ સર એડવર્ડ લૉએ જણાવ્યું, પરન્તુ ખરૂં જોતાં આ ૪૯૦ લાખમાં હિન્દી પ્રધાને ઇંગ્લંડમાં ખરીદેલા કેટલાક સામાનનો પણ સમાવેશ થઈ જાય છે, એટલે એ રકમ ૪૯૦ લાખમાંથી બાદ થવી જોઇએ. જે ત્રણ વર્ષનો અત્રે વિચાર ચાલે છે એમાં રેલવે અને નહેર કામ વગેરે પબ્લિક વર્કસ ખાતે ૧૬૦ લાખ પાઉંડ ઇંગ્લંડમાં દેવા કરવામાં આવ્યા છે એના જવાબમાં ઉપર જણાવ્યા પ્રમાણે નિકાસ માલ મોકલવાનો હોતો જ નથી, એટલે એ રકમ આયાતમાંથી બાદ કરવી જોઇએ. એ બાદ કર્યા પછી હિસાબ તપાસશો તો આયાત અને નિકાસ વચ્ચે ૬૪૦ લાખનો ફેર જણાશે. અને હિન્દી પ્રધાનને નોકર ખાતે તો માત્ર ૪૮૦–૪૯૦ લાખ જ ભરવાના હોય છે, અને તેમાંથી પણ ઉપર જણાવેલી ચાલુ સામાનની ખરીદી ખાતેની ૨૦ લાખ પાઉંડની રકમ

* માત્ર એના વ્યાજ જેટલો મોકલવો પડે ખરો.

બાદ જાય. એટલે લગભગ ૧૮૦ લાખની રકમનો આયાત અને નિકાસ વચ્ચે ફેર રહે છે–જેનો ખુલાસો અંગ્રેજ નોકરોની નોકરીથી થતો નથી, પણ વેપારીઓના નફા વગેરેથી જ થાય છે. અને આટલી હિન્દુસ્તાનને દર વર્ષે ચોખ્ખી ખોટ છે.

| | |
|---|---|
| ૪૮૦ લાખ પાઉંડ | આયાત કરતાં **નિકાસ** વધારે ( સર એડવર્ડ લૉએ બતાવ્યા પ્રમાણે. ) |
| + ૧૬૦ ,, | રેલવે વગેરે માટે ઈંગ્લંડમાં દેવું કરેલું, એ ચાલુ ત્રણ વર્ષમાં ભરવાનું હોતું નથી. એટલે એના જવાબમાં નિકાસ શેનો મોકલવાનો હોય? માટે એ તરેહની આયાત કુલ આયાતમાંથી બાદ જવી જોઇએ. ( મિ. ગોખલે. ) |
| કુલ ૬૪૦ ,, | |
| ૪૮૦ લાખ પાઉંડ | અંગ્રેજ નોકરોના પગાર–'હોમ ચાર્જીઝ'–ખાતે (સર એડવર્ડ લૉનો આંકડો) |
| – ૨૦ ,, | ઉપરની રકમમાં સામાન ખરીદીની રકમ આવી જાય છે એ બાદ થવી જોઇએ. ( મિ. ગોખલે. ) |
| ૪૬૦ લાખ પાઉંડ | ખરા નોકરી બદલ "હોમચાર્જીઝ." (મિ. ગોખલે.) |
| ૬૪૦ લાખ પાઉંડ | —નિકાસનો વધારો (મિ. ગોખલે.) |
| – ૪૬૦ ,, | —ખરા નોકરી બદલ "હોમચાર્જીઝ." (મિ. ગોખલે.) |
| ૧૮૦ લાખ પાઉંડ | —તદ્દન **વગર બદલે** હિન્દુસ્તાનમાંથી ગયા.(મિ.ગોખલે.) |

સર એડવર્ડ લૉએ મિ. ગોખલેનો જવાબ વાળતાં જણાવ્યું કે ૧૬૦ લાખ પાઉંડ રેલવે અને નહેર કામ ખાતે ઇંગ્લંડમાં ઉપાડેલા મિ. ગોખલેએ બતાવ્યા. પરન્તુ એમાંની રેલવે ખાતાની રકમનો એક તૃતીયાંશ જ ઇંગ્લંડમાં ખર્ચાય છે, અને નહેર કામનું ખર્ચ તો ઘણું ખરું હિન્દુસ્તાનમાં જ થાય છે. એટલે ૧૬૦ લાખ પાઉંડ આયાતમાંથી મિ. ગોખલેએ બાદ કર્યા એ ભૂલ છે. બીજું, મિ. ગોખલે પૂછે છે કે અંગ્રેજ વેપારીઓના નફા વગેરેનું શું થાય છે? એનો જવાબ એટલો જ કે એ નફો પાછો હિન્દુસ્તાનમાં જ મૂડી રૂપે રોકવામાં આવે છે: કારણ કે એવું કોણ ગાંડું હોય કે હિન્દુસ્તાનમાં ૬–૮ ટકા વ્યાજ મળે એ છોડી ઇંગ્લંડમાં ૨–૩ ટકા વ્યાજ મળે ત્યાં નાણાં રોકે? સરકારી નોકરો નાણાં બચાવે છે એ ક્યાં જાય છે એમ મિ. ગોખલે પૂછે છે. એનો ઉત્તર કે એમાંના કેટલાક તો ઘેરથી નાણાં મંગાવી અત્રે ગુજરાન કરે છે!

સર એડવર્ડ લૉના આ ઉત્તર સંબન્ધે નીચેના પ્રશ્નો ઉપસ્થિત થાય છે.

(૧) રેલવે ખર્ચના ⅔ હિન્દુસ્તાનમાં ખર્ચાય છે એ કબુલ; પરન્તુ આમાંથી અંગ્રેજ નોકરોને કેટલું જાય છે, અને દેશીઓને કેટલું મળે છે? એ જ પ્રમાણે નહેર કામમાં પણ.

(૨) અંગ્રેજ વેપારીઓ જે નફો હિન્દુસ્તાનમાં જ રોકે છે, એ પોતાની મૂડીના જોરથી દેશી ઉદ્યોગોને કેટલા બધા દબાવી દે છે એની ગણતરી કાઢી છે?

(૩) સરકારી નોકરો વિલાયતથી નાણાં મંગાવીને પોતાનું ગુજરાન કરે છે, અને કાંઇ બચાવી શકતા નથી–તો જે વખતે રૂપાની કિંમત ઘટી ગઈ તે વખતે "કૉમ્પેન્સેશન ઍલાઉઅન્સ" (એટલે કે રૂપીઆ અને પાઉંડની કિંમત વચ્ચે ફેર વધી જવાથી ઈંગ્લંડ નાણાં મોકલનારને થતા નુકશાનનો બદલો) માટે તેઓએ હિન્દુસ્તાન શા માટે ગજવી મૂક્યું હતું?

* * * *

**મિ. ટાટાનો પરલોકવાસ.**

મિ. ટાટા—જેના નામ સ્મરણ સાથે હિન્દુસ્તાનના આર્થિક શ્રેયની અનેક ભવ્ય યોજનાઓ દૃષ્ટિ આગળ ઉપસ્થિત થાય છે–એ મહા પુરુષના પરલોકવાસથી હિન્દ એક કરતાં વધારે અર્થમાં વિશેષ દરિદ્ર થયું છે. મિ. ટાટા જતાં, હિન્દુસ્તાનનું આર્થિક દારિદ્રય વિશેષ નિરાશા ઉપજાવે છે; તથા, હિન્દુસ્તાનને એક ભગીરથ આત્માની ખોટ પડી છે. આ મહાન આત્માના ગુણો–ગુણમાં અસાધારણ કાર્યશક્તિ ભરેલી હતી. હિંમત, સાહસ, ઉદારતા, બુદ્ધિમત્તા આદિ, અનેક ગુણો એનામાં કોઇ ને કોઈ અદ્‌ભુત કાર્ય રૂપે પ્રત્યક્ષ થયા જ કરતા, અને એ સર્વની પાછળ વિશાળ દીર્ઘદૃષ્ટિ અને સ્વદેશભક્તિ વિરાજમાન હતાં. ચાલતી ક્ષણે ફાયદો લઈ જવાના લોભથી દુનીઆમાં અસંખ્ય ઔદ્યોગિક અને વ્યાપારી સાહસો ઉદ્‌ભવે છે; પણ પોતે નુકશાન વેઠી, પોતાના દેશને ભવિષ્યમાં લાભ થાય એટલા જ ઉદ્દેશથી નવા નવા પ્રયોગો અજમાવી જોનાર ધનવાન પુરુષ તો હિન્દુસ્તાનમાં આ એક જ હતો.-રેશમના કીડા ઉછેરી હિન્દુસ્તાનમાં જ રેશમ શા માટે ન ઉપજાવવામાં આવે?, ઈજિપ્ટના રૂનો છોડ અત્રે દાખલ કરી ઊંચું રૂ શા માટે તૈયાર ન કરી શકાય?, હિન્દુસ્તાનમાં જ કોલસા અને લોઢાની ખાણો ભરી છે તે છતાં એ પદાર્થો માટે આપણે પરદેશ ઉપર શા માટે આધાર રાખવો પડે?, ઘાટની નદીઓનાં અમાપ પાણી વૃથા વહી જાય છે એમાં રહેલી વીજળીની શક્તિનો શા માટે ઉપયોગ ન થઈ શકે?, ઇત્યાદિ અનેક પ્રશ્નો મિ. ટાટાના મગજમાં આવ્યા હતા, અને એ સંબન્ધમાં એમણે જે જે પ્રયોગો શરૂ કર્યાં છે એ ક્ષણિક તુરંગથી કે વગરવિચારે કર્યાં નથી. પ્રથમ પ્રયત્નમાં કેટલી કેટલી મુશીબતો હોય છે એ વાત એમને પૂર્ણ લક્ષમાં હતી, અને નિષ્ફળતા એ જ સફળતાનું પગથીયું છે એમ એમને દૃઢ વિશ્વાસ હતો, અને એ વિશ્વાસ તે માત્ર અન્ધ આગ્રહ જ ન હતો. જે જે કામ એ માથે લેતા તે સંબન્ધી પૂર્ણ માહિતી વિવિધ દેશોમાં ફરી વિદ્વાનોની મદદ લઈ પોતે જાતે મેળવતા, અને કોઈ પણ પ્રયોગની એક તરેહમાં ખામી જોતા તો બીજી તરેહ કેમ શોધી કાઢવી અને કેવો સુધારો કરવો એ તરફ એમનું કાયમ લક્ષ રહેતું. આવા પ્રયત્નોમાં ઘણું દ્રવ્ય દેખીતા લાભ વિના ખર્ચવું પડે એ સ્વાભાવિક છે–અને એ ખર્ચતાં એ તલ માત્ર પણ પાછા હઠતા નહિ. જેને પૈસો કમાવો છે એને માટે તો આ કરતાં વધારે સરળ, નીવડેલા, અને વિજયદાયી ધન્ધાઓ અનેક છે; પણ મિ. ટાટાના પ્રયત્નો જાતે ધનાઢ્ય થવા માટે ન હતા. દેશના આર્થિક અભ્યુદયના નવીન માર્ગો શી રીતે જડે એ ઇચ્છાથી જ સર્વે ઉપક્રમો યોજાતા–અને એ સર્વમાં એ મહાન આત્માનાં ભવ્ય સ્વાર્થત્યાગ હિંમત અને બુદ્ધિમત્તા પ્રકાશે છે. પ્રભુ! એ આત્માની અમર જ્યોતિમાંથી નવા દીપ પ્રકટાવો, અને આ ભારતભૂમિમાં લાખો રૂપીઆના દાનથી સ્થાપવા ઇચ્છેલી એમની શાળાને અસ્તિત્વમાં લાવી, વિસ્તારી, વિજયી કરી, અસંખ્ય ઉદ્યોગો ઉપજાવો!–એટલી અમારી નમ્ર પ્રાર્થના છે.

---

## " ખાંડાની ધાર."

" રાજા હરિશ્ચન્દ્ર છોડી ચાલ્યો શે'ર સત્યવાદી સતને કારણેજીરે;
વેચ્યાં રાણીને કુંવર રોહીદાસ ચાકરી તારે વારણેજી રે. ૧
ત્યાં તો બંનો પગ ન ઠેરાવ શેરી નથી સો'યલીજી રે;
મારગ ખરો છે ખાંડાની ધાર દીસે વાટ દોહલીજી રે. ૨
સીપને ઉપની'તી રસ અપાર ઊંડીથી ઉપર આવવાજી રે;
માથે ત્રેહના ઉ(વૂ)ઠ્યા મેઘ મોતીને મેળાવવાજી રે. ૩
મુને રત્ન લાધ્યું રામનું નામ સદ્‌ગુરુજીના સાથમાંજી રે;
ભોજલ સ્નેહ રે કરીને ચિત્ત રાખ્ય હીરો આવ્યો હાથમાંજી રે." ૪

ભોજો.

સંસારમાં આવી રાત દિવસ અનેક વ્યાવહારિક વ્યવસાયમાં આપણે કાળ નિર્ગમીએ છીએ: કાળ એની મેળે વહ્યો જાય છે, અને એમાં આપણું જડ જીવન એક તૃણવત્ ખેંચાયું જાય છે એમ કહીએ તો ચાલે. કોઈ પણ કાયમ ઉદ્દેશ, અને એ ઉદ્દેશનું અનુસરણ,–એ આપણને તદ્દન અજ્ઞાત છે. પરમાત્માએ આપણને જે સંસારના પ્રસંગો રૂપી અક્ષરો આપ્યા છે એ ગોઠવી એમાંથી આપણા જીવનનું એક અર્થવાળું પુસ્તક રચવાનું છે એ વાત આપણે તદ્દન વીસરી જઇએ છીએ. કોઇકવાર કામને, કોઇક વાર ક્રોધને, કોઇક વાર લોભને, એમ અસંખ્ય વૃત્તિઓને વશ પડી રહીએ છીએ: એ જ્યાં લઈ જાય ત્યાં દોરાઇએ છીએ. એ માંહોમાંહે કલહ કરે, આપણને સ્હામ સ્હામી ઉભી રહી ખેંચે, અને એ ક્રિયામાં આપણા કકડા થાય તો તે પણ આપણે વિવશ રહી થવા દઇએ છીએ! આ વાત બરાબર થાય છે? આપણે કોણ? આ દેહમાં અને આ વિશ્વમાં આત્માનું શું સ્થાન છે? આ દેહ મારાથી ઊભો રહ્યો છે, અને આ આખું વિશ્વ મારામાં પરોવાએલું છે. ઉભય ઉપર રાજ્ય ચલાવવું એ મ્હારો અધિકાર છે–એ અધિકાર ખોઇ બેસું તો હું મારી જાતને ગુમાવું છું, આ દેહને અને આ વિશ્વને અર્થશૂન્ય કરી મૂકું છું–અને સર્વત્ર અન્ધકાર છાઈ રહે છે. વસ્તુતઃ હું સત્–સ્વરૂપ છું, ચૈતન્ય–સ્વરૂપ છું, અને આનન્દ–સ્વરૂપ છું: મ્હારો સિક્કો આખા જગતમાં ચલાવવો, મ્હારી 'લિવરિ'* આખા જગતને પહેરાવવી,–કોઇના ઉપર જુલમ ન કરતાં સર્વને ખુશીથી મ્હારા સત્–ચિત્–અને આનન્દરૂપ રાજ્યમાં ભાગ આપવો, એ મ્હારી આધ્યાત્મ-રાજ્યભાવના છે.

લોક ખોટું કહે છે કે હરિશ્ચન્દ્રે રાજ્યપાટ તજ્યાં, અને રાણી અને કુંવરને વેચ્યાં, અને પોતે પણ વેચાયો! જડ લોકે જડ શરીરને એક સ્થાનેથી ખસી બીજે સ્થાને જતાં જોયાં, આ શરીરને પેલા શરીરની સેવા કરતાં જોયાં, અને એ ઉપરથી પોતાની ભાષામાં કહ્યું કે 'હરિશ્ચન્દ્રે રાજ્ય તજ્યું' ઇત્યાદિ! વસ્તુતઃ, હરિશ્ચન્દ્ર સત્યસ્વરૂપ ચૈતન્યસ્વરૂપ અને આનન્દસ્વરૂપ હતો, એણે પોતાની અલૌકિક રાજ્યભાવના સિદ્ધ કરી, અને એ રાજ્યમાં પોતાને આત્મવત્ વહાલાં એવાં પોતાનાં પત્ની અને પુત્રને ભાગ આપ્યો.

* ખાસ પોષાક; "પટોળી;" "પ્રેમપટોળી" એ ભોજાનો શબ્દ છે.

સ્મરણ રાખજો કે આ સઘળું પોતાના ન્હાના સરખા "હું" ખાતર નહિ: હરિશ્ચન્દ્રનું રાજ્ય જેમ વિશાળ-દેશ કાલ પ્રસંગની અવધિ રહિત-હતું, તેમ એનો "હું" પણ વિશાળ હતો. એના ન્હાના "હું" ને તો એણે "અચ્યુત"-અનન્ત વૈભવ અને લીલાવાળી ચૈતન્ય-શક્તિને ખોળે મૂકી દીધો હતો: અચ્યુતરાજના સેવકો મા આગળ મસ્તક રમતું મૂકે છે એમ.

તમને થશે કે હરિશ્ચન્દ્ર જેવા આપણાથી શી રીતે થવાય? તમારી નમ્રતા હું વખાણું છું, અને એ નમ્રતા ખરા હૃદયની છે એ પણ હું સમજું છું-પણ એટલું સ્મરણ કરાવવાની જરૂર છે કે તમે હરિશ્ચન્દ્ર જેવા તો શું પણ હરિશ્ચન્દ્ર પોતેજ છો. વળી એ પણ કહેવું જોઈએ કે આ વિશ્વની નિયામક શક્તિ તમે માની લ્યો એવી વૈષમ્ય અને નિર્ઘૃણ્યવાળી-અન્યાયી અને ક્રૂર-નથી. તમે હરિશ્ચન્દ્રને મ્હોટા માન્યો છે તો ભલે માન્યો. એ શક્તિએ એના ઉપર એને લાયક કસોટીના પ્રસંગ નાંખ્યા છે, અને તમારે લાયક તમારા ઉપર છે. બંને પોતપોતાના પ્રસંગમાંથી પાર ઉતરે, એટલે બંનેનો જય સમાન થાય છે.

એટલું તો ખરૂં કે કષ્ટ વિના રાજ્ય નથી. હમણાં ચોડાજ દહાડા ઉપર તમે વાંચ્યું હશે કે જાપાનીઓએ કિંચાઉ અને નાનશાનની સંગ્રામભૂમિમાંથી રશિયનોને હઠાવ્યા. સાધારણ રીતે તો લડાઈમાં એક લશ્કર બીજા લશ્કરના પડખા તરફથી હલ્લો કરે છે; પણ એવા વિકટ પ્રસંગો પણ આવે છે કે જ્યારે દુશ્મન સાથે સ્હામે સ્હામી આંખ મેળવી લડવું પડે છે. માર્ગ સાંકડો હોય છે, અને દુશ્મનોની "ટ્રેન્ચિઝ"—ખાઈ—ઉપર ચાલીને જવું પડે છે.

" મારગ ખરો છે ખાંડાની ધાર દીસે ચાર દોહલી છ રે. "

" क्षुरस्य धारा निशिता दुरत्यया "

उपनिषद्

"...strait is the gate, and narrow is the way which leadeth unto life, and few there be that find it"—*The Bible.*

અરે! પણ આવું બળ કેમ આવે? પોર્ટ આર્થર લેવું છે એમ નિશ્ચય કરો એટલે જોઈતું બળ એની મેળે આવશે. 'મરીને માળવા લેવા' સ્હામે ઉપદેશ આપનારી કહેવત બાયલાઓની છે. જેઓ પોર્ટ આર્થર લે છે, એ ડરીને નથી લેતા; મરીનેજ લે છે. "Into the valley of Death rode the Six Hundred"—રશિયન સાથે સેબેસ્ટોપોલની લડાઈમાં છસેં ઘોડેસ્વાર અંગ્રેજો સ્હામી તોપે મૃત્યુની ખીણમાં પડયા! અને લોર્ડ રોબર્ટ્સે કંદહાર લીધું તે વખતે ઇન્દ્રવીર નામના ગુરખા સિપાહીએ દુશ્મનની અગ્નિ વર્ષાવી રહેલી તોપ ઉપર ધસી તોપને કબજે કરી! એ પુરુષો

હતા ! ઉદ્દેશ ઉપર દૃષ્ટિ ચોંટાડી-સ્વામી નજરે કામ કરનારાઓ હતા. કાર્લાઇલ ચોખ્ખું કહે છે કે "No King or man attempting anything considerable in this world need expect to achieve it except, tacitly, on those some terms, 'I will achieve it or die'."

પણ કિંચાક અને કંદહાર કરતાં પણ વધારે દારુણ યુદ્ધના પ્રસંગ આપણા અન્તરમાં આવે છે. એમાં વધારે વિકટ યુદ્ધ કયું હશે એ વિષે તમને શંકા રહે છે ? શંકા રહેતી હોય તો—થોડાંક દૃષ્ટાન્ત વિચારો: રાવણ હજાર તોપથી પણ પાછો હઠે એવો હતો ? છતાં કેવી અધમવૃત્તિ આગળ એ નમી પડ્યો ! યુધિષ્ઠિર રણમાંથી પાછું પગલું ભરે એવા હતા ? છતાં, એક વિષમ પ્રસંગે 'નરો વા કુંજરો વા' એમ બોલાઈ ગયું! અને એ વખતે એમના હૃદયમાં એવું પ્રચંડ યુદ્ધ થયું હતું કે જેની સરખામણીમાં મહાભારતના સાતે કોઠા રમત જેવા હતા.

જો પરમાત્મા મેળવવો હોય તો એ મેળવવાનો દૃઢ નિશ્ચય જોઇએ. એ નિશ્ચય કાંઈ મગજના વિચાર માત્રથી ઉપજતો નથી: સમગ્ર આત્માએ ઉછળી ઉઠવું જોઇએ; હનુમાનજી સૂર્ય તરફ ઉડ્યા હતા એટલા વેગે. કવિઓ કહે છે કે સમુદ્રતળીએ પડેલી છીપને વર્ષાબિન્દુનું મોતી ઝીલવાનું મન થાય છે ત્યારે તે ક્યાંથી ઉપડી ક્યાં સુધી પહોંચે છે ! એમ જેને પરમાત્મારૂપી મોતી અન્તરમાં ઝીલવું છે, એને તો એનો પૂરેપૂરો વેગ લાગવો જોઇએ. અને સદુપદેશ માટે એણે અન્તર ખુલ્લું રાખી બેસવું જોઇએ. એમ કરવામાં આવે તો પરમાત્મારૂપી મોતી અન્તરમાં જામ્યા વિના નહિ રહે. અને એ મોતીની જેને કિંમત છે એની દૃષ્ટિએ ત્રૈલોક્યનો ખજાનો પણ એક કોડી સમાન છે.

" મુને રત્ન લાધ્યું રામનું નામ સદ્‌ગુરુજીના સાથમાં જી રે !
બીજાસ મેલ રે કરીને ચિત્ત ગમ્ય હીરો આવ્યો હાથમાં જી રે. "

# મિ. હર્બર્ટ સ્પેન્સરનો "અજ્ઞાત વાદ"

હાલના જમાનામાં હર્બર્ટ સ્પેન્સર એક મહાન તત્ત્વવેત્તા થઈ ગયો એ સૌ કોઈના જાણવામાં હશે. આ મહાન પુરુષે હાલના સાયન્સના સિદ્ધાંતો તેમાં મુખ્યત્વે કરીને શક્તિ-નિત્યતાના (Conservation of Energy) અને ડાર્વિનના ક્રાન્તિનિયમના (Evolution) સિદ્ધાંતોને તો એવી સામાન્યરૂપ ફીલસુફીમાં ઉતાર્યા છે કે આ ફીલસુફી માત્ર એકલા જડ અને ચેતન વિશ્વને જ લાગુ પડતી નથી; પરંતુ ઇતિહાસ, ધર્મ, રાજનીતિ વિગેરે શાસ્ત્રોને અને જનસમાજના સંયુક્ત સંબંધોને લાગુ પડે છે. સ્પેન્સરની ફીલસુફીનો આટલો બધો બહોળો વિસ્તાર થયો તેનું કારણ માત્ર વિચારવન્ત માણસોની સાથે નિકટ સંબંધ રાખનાર આ સામાજિક શાસ્ત્રોને તેની ફીલસુફી લાગુ પાડવાની રીતિ જ છે. ડાર્વિન જે નિયમ એકલાં પ્રાણીવર્ગની ઉત્પત્તિમાં લાગુ પાડે છે તેજ નિયમથી મોટાં મોટાં રાજ્યોની ચડતીપડતી થઇ મોટા ધર્મોનાં ઉત્પત્તિવિનાશ થયાં, અને સાયન્સ, ઈશ્વરજ્ઞાન, મુડી ને મજુરી વિગેરેના સંબંધમાં આપણી આસપાસ જે હમેશાં ઉત્ક્રાન્તિ (Evolution) અપક્રાન્તિ (Dissolution) ના મામલાઓ બનો ચાલુ રહ્યાં છે તે બધાં પણ આ નિયમથી ઉત્પન્ન થયાં એમ એ બતાવી આપે છે. દાખલા તરીકે રોમના મોટા રાજ્યની પડતી અને જંગલી લોકોનું તેની પર થયેલું પ્રબળ એ, જેમ અંદરની ગરમી ઓછી થવાથી એક ગ્રહની પડતી થાય અને એક ધૂમકેતુના અથડાવાથી તે ગ્રહમાં નવી ઉત્ક્રાન્તિને અનુકૂલ દ્રવ્યના સમૂહમાં વીખરાઇ જાય, એના જેવું જ છે. જેમ એક આંગળાંવાળા ઘોડામાં અને તેના દૂરનાં પાંચ આંગળાંવાળાં પૂર્વજો વચ્ચે ધીમે ધીમે ભેદ વધતો ગયો તેમ જ ધનાઢ્યતા અને ગરીબતા વચ્ચે, સાયન્સની અને વહેમની વચ્ચે કાયમ ભેદ વધતો જાય છે.

જો કે સ્પેન્સરના અતિ તીવ્ર શોધનશક્તિથી ઉત્પન્ન થયેલા તર્કોએ કંઈ નવો ધર્મ કે પંથ પેદા કર્યો નથી તોપણ ખરે હાલની ઉછરતી પ્રજા ઉપર નવી જ અસર ફેલાવનાર "અજ્ઞાન-વાદ"ને જન્મ આપ્યો છે.

આખા વિશ્વ ઉપર વ્યાપી રહેલા દ્રવ્ય (matter) અને ગતિ (Energy)ના સતત પરિક્રમણના સિદ્ધાંતનો આધાર લઈ આ વાદ સિદ્ધ કરવાની તે શરૂઆત કરે છે. આ સિદ્ધાંત એવો છે કે જ્યાં દ્રવ્યનો એકત્ર સમૂહ પ્રબળ પામે છે અને ગતિ ઘટવા માંડે છે ત્યાં ઉત્ક્રાન્તિ થાય છે. અને જ્યાં દ્રવ્ય ભિન્ન ભિન્ન ભાગોમાં વહેંચાઈ જાય છે અને ગતિ વધવા માંડે છે ત્યાં અપક્રાન્તિ થાય છે. આ પ્રમાણે જ્યારે વનસ્પતિના રાસાયનિક પદાર્થોના એકત્ર થયેલા દ્રવ્યમાં સૂર્યનાં કિરણોની ગતિ દઢ થઈ ત્યારે તેની કોલસામાં ઉત્ક્રાન્તિ થઈ. અને જ્યારે અગણિત વર્ષો પછી આ કોલસો બાળવામાં આવ્યો ત્યારે તેનું એકત્ર દ્રવ્ય જુદા જુદા રાસાયનિક સાદા પદાર્થોમાં વહેંચાઈ ગયું અને ગતિ ગરમી રૂપે પ્રદીપ્ત થઈ: આ પ્રમાણે તેની અપક્રાન્તિ થઇ.

વાદળાં જેવા દેખાતા તારાઓના દ્રવ્યથી (nebulous matter) ઉત્પન્ન થયેલા સૂર્ય-મંડળ તરફ નજર કરીએ, નિર્જીવ જગતનાં ભિન્ન ભિન્ન ભૂગર્ભનો જોઈએ, વનસ્પતિ

ને પ્રાણીઓની જીવનરચના તપાસીએ, મગજશક્તિની ઉત્પત્તિ કે જનસમાજની વિધવિધ કૃતિઓનો વિચાર કરીએ, તો સર્વત્ર એકજાતીય અને વિજાતીય થતાં માત્ર રૂપાન્તરો જ માલૂમ પડે છે. જો મૂળ પદાર્થ સંપૂર્ણ રીતે સ્થિર રહી શકે એવો સંપૂર્ણ એકજાતીય ન હોય, તો આ એક અનિયમિત પદાર્થના નિયમિત અવયવોમાં થતા ફેરફારો ચાલ્યા કરે છે અને આ ફેરફારો અનિવાર્ય છે.

એક વાર શરૂ થયા પછી આ જુદા જુદા અવયવોમાં વ્હેંચાઈ જવાનો ક્રમ આવશ્યકતાને લઈને ચાલ્યાં જ કરે છે, અને ખાસ રહેલા ભેદને વધારે દૃઢ કરવાને, સરખે સરખી ચીજોની એકત્રતા કરી અને ભિન્ન ભિન્ન વસ્તુઓને જુદી પાડી આસપાસની સ્થિતિઓમાં ફેરફાર થયાં જ કરે છે.

આ ખરૂં જોતાં ડાર્વિનના "જીંદગીની લડત" અને "યોગ્યની જીત" એ કાયદાનું વધારે બહોળું સ્વરૂપ છે. તોપણ આખરે આ સઘળા ફેરફારોનું પરિણામ છેવટની સમતોલતા છે, જે નિર્જીવ પદાર્થોમાં સ્થિરતાને નામે અને જીવપદાર્થોમાં મૃત્યુને નામે ઓળખાય છે. સર્વ ગ્રહો પોતાની ગરમી આપી દઈ એક સમાન મપારી ઉપર આવી જશે ત્યારે તેમની આવી સ્થિતિ થશે. આ સ્થિતિમાં જો બહારથી કંઈ નવો ધક્કો લાગે તો પાછા તેઓ જાગ્રત થશે અને વળી પાછા વીખરાઈ ગયેલાં દ્રવ્યમાં અને અસમતોલ ગતિમાં વિચ્છિન્ન થવા માંડશે.

આ ઉપરથી સ્પેન્સરના અજ્ઞાતવાદના છેલ્લા સિદ્ધાંત ઉપર અવાય છે, અને જો તેનાજ શબ્દોમાં મૂકીયે તો તે નીચે પ્રમાણે છે.

"મનુષ્યની બુદ્ધિથી માપી ન શકાય એવા કાળચક્રમાં, આ વિશ્વની, આકાશમાં નાના નાના સમૂહોમાં ઉત્ક્રાન્તિ થાય છે; અને તેવાજ સમય પછી મોટા મોટા સમૂહોમાં અપક્રાન્તિ થાય છે. માત્ર સ્થાનિક સ્થિતિ હોય તેમ આ પ્રત્યેક ક્રાન્તિ ઘડીક આકાશના આ ભાગમાં અને ઘડીક આકાશના પેલા ભાગમાં પ્રબળ થાય છે. આ ઉપરથી આપણી બુદ્ધિ માત્ર એમ સૂચવે છે કે આ ક્રાન્તિઓની પુનરાવૃત્તિ કાળ અને સ્થળમાં અનન્ત છે. મોટામાં મોટામાંથી માંડીને તે નાનામાં નાના સુધીના આ વિશ્વના સર્વ ચમત્કારો દ્રવ્ય અને ગતિના રૂપમાં રહેલા બળના સતત ક્રમણના માત્ર પરિણામ છે. હવે જો આપણને આ દ્રવ્ય ને ગતિનો એવો જથ્થો આપવામાં આવે કે તેમાં વધારો તથા ઘટાડો કરવાથી કંઈજ ફેરફાર થતો ન હોય, તો તેમાંથી આપણે ઉપર કહ્યા તે સઘળાં લક્ષણો સહિત ઉત્ક્રાન્તિ ને અપક્રાન્તિ થયા વિના રહે જ નહિ. જથ્થામાં કંઈપણ ફેરફાર થયા વિના આપણી ઇન્દ્રિયોને જ્ઞાન થાય એવા રૂપોમાં નિરંતર બહાર પડતી આ વિશ્વની શક્તિ અજ્ઞાત અને અજ્ઞેય છે. માટે આપણે કહેવું જ જોઇએ કે આ શક્તિ સ્થલમાં અપરિમિત અને કાળમાં અનાદિ અનન્ત છે."

આ માત્ર હર્બર્ટ સ્પેન્સરના અજ્ઞાનવાદનું ઉચ્ચ સ્વરૂપ છે. કહેવું જોઇએ કે અજ્ઞાવાદ અનીશ્વરવાદથી સાવ જુદા જ પ્રકારનો છે. કારણ કે જ્યાંસુધી ચોકસ પુરાવાથી આ વાદની સાથે ટકી ન શકે એવો "અજ્ઞાત નહિ પણ જ્ઞાન"–વાદ ઉત્પન્ન થયો નથી, ત્યાં

સુધી. આ વાદ ખુલ્લી રીતે એવી ગૂઢ શક્તિનું પ્રતિપાદન કરે છે કે જો કે તે અજ્ઞાત અને અજ્ઞેય છે તો પણ સર્વ ધર્મવૃત્તિઓ ઉત્પન્ન કરનારી લાગણીઓની સાથે કંઇપણ એકવાક્યતા ધરાવે છે. દાખલા તરીકે આ અજ્ઞાતવાદમાં એવું કંઈ નથી કે જે પુનર્જન્મ અસંભવિત છે એવું કહી શકે. પડદાની પાછળ ગમે તે હોય અને કોઇથી છાતી ઠોકી કહેવાય નહિં કે આત્માને નામે ઓળખાતી વ્યક્તિની ચેતના મૃત્યુ પછી રહિ શકતી **નથી** અને બીજો અવતાર ધારણ કરી શકતી **નથી**, અને આપણાં કર્મો પ્રમાણે આપણી તે અવતારમાં સારી નરસી સ્થિતિ થતી **નથી.** પણ જો કોઈ માણસ આપણી ભવિષ્યની સ્થિતિ આવી છે વા તેવી છે એમ કહેવા આવે અને આપણે સ્વર્ગમાં જઇશું દેવલોકના વૈભવ માણશું અને ઇશ્વરસ્તુતિ કર્યા કરશું એમ ખાતરીથી કહે તો અજ્ઞાતવાદી એકદમ કહેશે કે આ વાત કેટલેક અંશે અજ્ઞાત છે અને કેટલેક અંશે અશક્ય છે.

વિદ્યાર્થી.

---

## ચર્ચાપત્ર.

"વસન્ત" ના આ વર્ષના બીજા અંકમાં "ગુજરાતી કવિતા અને સંગીત" એ નામનો લેખ આવેલો છે. તેના પાછલા ભાગમાં હાલના કેટલાક કવિયોએ યોજેલા નવા છંદો અને રાગો વિષે કાંઈ સૂચના કરી છે. તે સૂચનામાં રા. નાનાલાલ કવિએ ડૉ. હરિહર્ષદ ધ્રુવે મધુભૃતા છંદ રચ્યો છે તેવું દર્શાવ્યું છે. સાહિત્યની વાતમાં બિનમાહીતીને લીધે સદાની ભુલ રહી જાય એ ન ગમવાથી અમે એ છંદની રચના કોણે કરી તે વિષે અમારી જાણમાં જે છે તે લખીયે છીએ.

મેઘદૂતનો છંદ સાક્ષર શ્રી નવલરામભાઇએ નવો યોજ્યો હતો તે અરસામાં ડૉ. હરિલાલ અને રા. દેરાસરીને વાતચીત થતાં ડૉ. હરિયે એવો કોઈ બીજો છંદ રચવાની ઇચ્છા દર્શાવી. રા. દેરાસરીનો પણ વિચાર જેમ અંગ્રેજીમાં બ્લૅંકવર્સ છે ને તેમાં જેમ પૂરેપૂરાં વાક્યો લખી શકાય છે તેવું કાંઇ ગુજરાતીમાં કરવાનો હતોજ. આ વાતચીત થયા પછી તે ઇચ્છા જાગૃત થઇ અને એક વૃત્ત રા. દેરાસરીયે નવું ઉપજાવી કહાડ્યું. આ છંદમાં રા. દેરાસરીયે એક લાંબું કાવ્ય લખ્યું આ કાવ્યનું નામ મધુભૃતા હતું. નવા યોજેલા છંદનું શું નામ રાખવું તે ઉપર ઘણા વિચાર પછી એમજ ઠીક ધાર્યું કે જે કાવ્ય તે વૃત્તમાં પહેલું લખાયું તે કાવ્યનું નામજ આ વૃત્તને આપવું; માટે વૃત્તનું નામ "મધુભૃતા" રાખ્યું. રા. દેરાસરીયે "અમારાં આંસુ" આ વૃત્તમાંજ લખ્યાં છે. ડૉ. હરિલાલનો આ વૃત્તની રચનામાં કાંઈ પણ હાથ હોય એવું અમારી જાણમાં તો નથી. અને વળી ડૉ. હરિલાલ પોતેજ ચંદ્રના પુસ્તક ૪ થાના સાતમા અંકમાં લખે છે કે "સ્વ૦ સાક્ષરશ્રી નવલરામના "મેઘદૂત" ભાષાન્તરમાંનો મેઘછંદ છે તે કોટિનોજ આ છંદ છે. અને તેનાથીજ સચવાયો છે. આ વૃત્તની યોજના... ... ... ... "બુલબુલ" ના 'લેખક, અને તંત્રી (ડૉ. હરિહર્ષદ) ની કલ્પના ભૂમિથી થઈ છે." આટલુંજ આ વૃત્તની રચના કોણે કરી તે જાણવા માટે બસ છે. અહિં કલ્પનાનો અર્થ રચના કરવાનો નથી !

Truth.

---

# ગ્રન્થાવલોકન.

* કાવ્યરસિકા—આ રા. રા. અરદેશર ફરામજી ખબરદાર નામના એક યુવાન પારસી કવિએ રચેલું પુસ્તક છે. એ પુસ્તક વિષે બીજું કાંઈ પણ કહેતા પહેલાં આરંભમાં જ, એના કર્તાને એમની શુદ્ધ ગુજરાતી ભાષા માટે ધન્યવાદ આપવો ઘટે છે. પારસી ગુજરાતી લેખકોમાં સંપૂર્ણ શુદ્ધ તેમજ સંસ્કારી ભાષા લખનાર તરીકે આજ સુધી માત્ર મિ. મલબારી જ અમારા જાણવામાં હતા. મિ. મલબારી કરતાં વધારે ઘરગથ્થુ પણ સંસ્કારમાં અને શુદ્ધિમાં એમના કરતાં ઉતરતી ભાષા લખનાર બીજા પારસી લેખક મિં. કાબરાજી સુપ્રસિદ્ધ છે. આ બંનેથી જૂદી જ ઢબની, પણ મિ. મલબારી જેટલીજ બલ્કે કાંઇક વિશેષ શુદ્ધ, અને પૂરેપૂરી સરલ છતાં ગૌરવવાળી, ભાષા લખનાર આ ત્રીજા પારસી લેખક મિ. ખબરદારને બહાર પડેલા જોઈ અમને ખુશી ઉપજે છે. આપણે પશ્ચિમના સાહિત્ય-શાસ્ત્ર-તત્ત્વજ્ઞાનાદિના સંબંધમાં આવ્યા ત્યાર પછી આપણા દેશમાં સંસ્કારી અને ઘરગથ્થુ એવા બે વિભાગ દાખલ થઈ ગયા છે, અને એમ થાય એ સ્વાભાવિક છે. પણ જેવું કમનસીબ બીજી કોઈપણ ભાષા માથે આવી પડ્યું નથી તેવું ગુજરાતીને માથે આવી પડ્યું છે, અને તે એ કે એક જ ગુજરાતીની બે શૈલી માત્ર ન પડતાં હિન્દુ ગુજરાતી અને પારસી ગુજરાતી એવી બે એક-એકથી તદ્દન સ્વતન્ત્ર ભાષાઓ બન્ધાઈ ગઈ છે એમ કહીએ તો ચાલે. તે પણ હિન્દી અને ઉર્દુની માફક સંસ્કૃતપ્રધાન અને ફારસીપ્રધાન એ શુદ્ધ અને ગૌરવવાળી ભાષા તરીકે વિકસી હોત તો બાધ નહતો. પણ આપણે ત્યાં તો પારસી ગુજરાતીએ ખરા-ખોટાના, ઉચ્ચ-નીચના, વ્યાકરણ કોષ ઉચ્ચાર જોડણી આદિના નિયમો યથેચ્છ તોડવા માંડ્યા, અને આજ એ ભાષા એવી વિચિત્ર બની રહી છે કે શુદ્ધ ગુજરાતીના વાચકને તો એ વાંચતાં હાસ્ય જ ઉપજે છે, અને કેટલીકવાર અર્થ સમજવો પણ કઠિન થઈ પડે છે. છતાં પારસી ગુજરાતીએ વિપુલ સાહિત્ય ઉપજાવ્યું છે, ન્યૂઝપેપરની ભાષા ઉપર બહોળી અસર કરી છે, અને એ સ્થિતિ જોતાં એવા પારસી લેખકોની જરૂર જણાય છે કે જેઓ આ બે શાખાઓને અસંબદ્ધ રીતે છૂટી પડી જતી અટકાવે. અને મિ. ખબરદાર જેવા પારસી યુવકો ગુજરાતી ભાષાને સેવા બજાવતા રહે તો આ કાર્ય કેટલેક અંશે સિદ્ધ થાય એમ આશા રહે છે. પારસી ગુજરાતીનું નવું વલણ પણ હવે એ જ તરફ છે.

રા. ખબરદારે એમના આ કાવ્યસંગ્રહની પ્રસ્તાવનામાં કવિતાના સ્વરૂપ વિષે તથા કવિતાની ભાષા વિષે કેટલુંક લખ્યું છે. મિ. ખબરદાર જણાવે છે કે "અસાધારણ લાગણીની અસાધારણ ભાષા તે કવિતા. આમાં કવિતાનો સઘળો મર્મ સમાઈ ગયો છે. એ કવિતા ( જેને આપણે "પવિત્ર કાવ્ય દેવી" ના ઉપનામથી ઓળખીએ છિએ તે ) જેના પર પ્રસન્ન થઈ અને એણે જેને પોતાનો કરી લીધો તે ભાગ્યશાળીને કવિ કહેવો ઉચિત છે; બાકી છોને બીજા કવિતા [illegible] ને ટકણાં ) જોડી પોતાના મનમાં દેડકાવત ફુલી સન્તોષ પામે !.........ટુંકમાં [illegible] એ તો [illegible] ભાષા જેવી કવિતા સ્વભાવિક છે તેવી જ શુદ્ધ, સરળ, રસિક અને [illegible] જ [illegible] જાય એવી જોઇએ. અલબત્તાં, અર્થગૌરવ તો ઉંડું અને અખંડજ જોઇએ." આ કહેવું [illegible] "આધાર છે, અને શેલિ વર્ડ્ઝવર્થ વગેરે અંગ્રેજી મહાકવિઓએ ગઈ સદીને આરંભે કવિતાના સ્વરૂપ [illegible]" [illegible] જે જે વિચારો દર્શાવેલા એને અવલંબીને છે.

રા. ખબરદારનાં કાવ્યો આ વ્યાખ્યાને કેટલે દરજ્જે મળતાં આવે છે એ જૂદો પ્રશ્ન છે. અમને લાગે છે કે આ કાવ્યસંગ્રહનો લગભગ અર્ધો ભાગ આ ભાવનાથી વિમુખ રહીનેજ રચાયો છે. આરંભમાં " કાવ્યગૌરવ " એ વિષય નીચે ' કવિતા અને પૃથ્વીની તુલના, ' ' કવિતા અને તાજની તુલના ' ' કવિતા અને વીજળીની તુલના ' ' કવિતા અને કેરીની તુલના ' ' કવિ અને હીરાની તુલના, ' ' કવિ અને ઝવેરીની તુલના ' ઇત્યાદિ પ્રયત્નોને રા. ખબરદાર પોતેજ ભાગ્યે " અસાધારણ લાગણીની અસાધારણ ભાષા " કહી શકશે. અને આ જ કોટિમાં અમે રા. ખબરદારનાં ઘણાંખરાં નીતિસંબંધી કાવ્યોને નાંખીએ છીએ.

" જીભ બેસાડે ગાદીએ, જીભ ખવાડે માર;
' શક ' નો ' શેક ' કદી રિઝે, ખીજે ' નર ' ની ' નાર, '.
નથી જીભને હાડકું, નથી જીભને ખાડ:
વિના અટચણે વ્હાલથી, લટપટ કરતી લાડ.
કૈંક જનો જૂદું કહે, કરે જૂદું વળી અંત:
બતાવવાને ચાવવા, ગજના જૂદા દંત. "

આ થોડીક લીટી સહજ દૃષ્ટિએ ચડી આવવાથી અત્રે મૂકી છે. પણ એ જ તરેહની પુષ્કળ કડીઓ—દલપતરામ અને સામળની ઢબથી લખાએલી—સ્થળે સ્થળે નજરે પડે છે.

રા. ખબરદારે ' મણિમાળ ચોસરબંધ ' ' નવકાંકરી ( હોજ ) બંધ ' ' કટાર પ્રબંધ ' ' પવનચક્રિ પ્રબંધ ' વગેરે શબ્દચિત્ર રચવામાં, એમણે પોતે સ્વીકારેલા કાવ્ય લક્ષણની વિરૂદ્ધ જઈ, વૃથા કાલક્ષેપ કર્યો છે.

" વર્ષાવર્ણન " કવિતાના નામને લાયક પ્રયત્ન છે. આ ભાગને અંગે ' ઉનાળાનો જુલમ, ' ' મેઘની તૈયારી ' ' વાદળાના વિવિધરંગ ' ' મેઘ ધનુષ્ય ' ' આકાશમાં ગગડાટ, ' ' વિજળીના ચમકારા, ' ' પક્ષીઓનો હર્ષ, ' ' પહાડનો દેખાવ ' ' ઝરનાં દોર, ' ' પાણીનો ધોધ ' વગેરે વિવિધ મનોહારી વિષયો ઉપર કાવ્યો રચાએલાં છે. યદ્યપિ રા. નરસિંહરાવની ગૂઢ-અંતરૂગામી પ્રતિભાનું અત્રે દર્શન થતું નથી, તથાપિ સાધારણ રીતે ખરા કવિના ભાવથી સૃષ્ટિનું અવલોકન થયું છે એ સ્પષ્ટ છે. વર્ડ્ઝવર્થ અને સ્કૉટ એ બે અંગ્રેજ કવિઓની સૃષ્ટિ સંબન્ધી કવિતાનો ભેદ દર્શાવતાં કહેવામાં આવ્યું છે કે–સ્કૉટ સૃષ્ટિ સ્હામે નોંધ પોથી અને પેન્સિલ લઈને બેસે છે, અને વર્ડ્ઝવર્થ એના ઉપર ધ્યાન કરી એ ધ્યાનમાંથી નવન સૃષ્ટિ ઉપજાવે છે. સ્કૉટને આમાં કેટલેક અન્યાય થાય છે એ જૂદો પ્રશ્ન છે–પણ રા. ખબરદારનાં સૃષ્ટિચિત્રો, નોંધપોથી અને પેન્સિલની મદદથી રચાયાં છે એમ સહજ પ્રતીત થઇ આવે છે. આથી, રા. ખબરદારનાં સઘળાં કાવ્યો કૃત્રિમ છે વા એમાં મનોહરતા નથી એમ કહેવાનું તાત્પર્ય નથી.

" ઘરાતાં ખાતાં તો, ઝરણ જળમાં મૂખ ગુંડે,
જરાાનાં માતાં તે, હરખ થઈ પી નિર્મળ હવે;
ધરાનાં રાનાં યે, હળુ હળુ નીચી ટોક ધરતાં,
ભિંજાતાં જાતાં તે, નમન હરિને એમ કરતાં."

એ પંક્તિઓમાં ખરૂં અવલોકન છે, વર્ણનવિષય પ્રતિ ખરો હૃદયનો ભાવ વહી રહ્યો છે, ભાષા પણ પ્રસંગને અનુસરતાં પ્રસાદ માધુર્ય અને કોમલતાથી અંકાએલી છે—છતાં એ કવિતાથી નીચેની કવિતાની કાંઈક જૂદી જ તરેહ છે એ સમજવા જેવું છે:—

"The cock is crowing,
The stream is flowing,
*The small birds twitter,*
The lake doth glitter,
The green field sleeps in the sun;
The oldest and youngest
Are at work with the strongest;
The cattle are grazing,
Their heads never raising;
*There are forty feeding like one!*"—Wordsworth.

મિ. ખબરદારની દૃષ્ટિ આગળ દલપતરામ અને નર્મદાશંકર એ બે કવિઓ રહેલા છે. દલપતરામનાં અનુકરણ જેઓએ કર્યાં છે તેઓ એમનો વાર્તારસ અને હાસ્યરસ ઉપજાવી શક્યા નથી—માત્ર નીતિબોધ ઉતારી શક્યા છે, અને તેથી એ અનુકરણ બહુધા કવિતાના પ્રદેશની બહાર ચાલ્યું ગયું છે. આ જ પ્રમાણે મિ. ખબરદારનાં કાવ્યમાં પણ થયું છે. પરન્તુ જેઓએ નર્મદાશંકરનું અનુકરણ કર્યું તેઓ વધારે ફતેહમન્દ થયા છે: કારણ એમ જણાય છે કે નર્મદના વિષયો કાવ્યોદ્ગારને વધારે અનુકૂલ હતા, અને એની ઢબમાં આવેશ અને નૂતનતા રહેલાં હતાં—જે હજી પણ ગુજરાતી વાચકનું ધ્યાન રોકી શકે છે. નર્મદે ઉઘાડેલા માર્ગે આગળ ચાલી, મિ. ખબરદારે—

" ખરખર ખરતા, ફરફર ફરતા,
સર સર સરતા સરતા;
ધર ધર ધરતા, ભર ભર ભરતા,
હરહર હરતા હરતા!

નળિયામાં પેસીને નીકળે,
લ્હેરે ખળખળ લડતા;
જોર થકી ઉભરાઈ જમીન પર,
ધપ ધપ તૂટી પડતા!

તડ તડ ભીંત અને બારી પર,
અતિ તતડે આવેશે;
× × × × "

ઇત્યાદિ તરેહની ઘણી પંક્તિઓ રચી છે. આ પંક્તિઓ એક કરતાં વધારે રીતે નર્મદનું સ્મરણ કરાવે છેઃ શબ્દાલંકાર નર્મદથી સૂચિત છે એટલું જ નહિ, પણ "નળિયામાં પેસીને નીકળે" ઇત્યાદિ વર્ણન ખાસ નર્મદની કલમનું સ્મરણ કરાવે છે. નર્મદના સૃષ્ટિચિત્રણમાં અમને ઘણે સ્થળે નોંધપોથી જ નજરે પડી છે, અને ઉપરની પંક્તિઓમાં રા. ખબરદાર પણ અમને નળિઆં સ્હામે બેશી નોંધ લેતા ઉપસ્થિત થાય છે. એક "પાણીનો ધોધ" વર્ણવતાં રા. ખબરદારે નીચે પ્રમાણે કૃદન્તમાળા રચી છેઃ—

"ચમક ચમકતાં, ઠમક ઠમકતાં, ઉતરે નીચે નમતાં;
ચલક ચલકતાં, છલક છલકતાં, રસમાં રંગે રમતાં.
કહિં ચમચમતાં, કહિં તમતમતાં, ખદતાં સંકટ ખમતાં;
બીડી ભૂસહ ભાવે ભમતાં, ગેલ કરે મન ગમતાં.

અહિં અથડાતાં, તહિં પછડાતાં, કચડાતાં ભચડાતાં;
કહિં મથડાતાં, કહિં લથડાતાં, રગડાતાં સપડાતાં.
ખરડાતાં મરડાતાં તાતાં, તીવ્રપણે તતડાતાં;
ઘસડાતાં ફસડાતાં જાતાં, અકડાતાં પકડાતાં.
× × × × × ×"

આ પ્રમાણે પંક્તિઓ આગળ ચાલ્યે જાય છે. આ વાંચી આજ તરેહનો અંગ્રેજ કૃતિ સંબંધીનો યત્ન અમને સાંભર્યો. "How the water comes down at Lodore" એ કાવ્યખંડમાં—

× × × × × × ×
Rising and leaping, 9
Sinking and creeping,
Swelling and flinging,
Showering and springing,
Eddying and whisking,
Spouting and frisking,
Receding and speeding, 25

And shocking and rocking
And darting and parting,
And threading and spreading
And whizzing and hissing
And dripping and skipping
And falling and crawling and sprawling 50

And driving and riving and striving
And sprinkling and twinkling and wrinkling
Recoiling, turmoiling, and toiling and boiling 60

And thumping and pumping and bumping and jumping
And in this way the water comes down at Lodore 71*

*Southey.*

આ પ્રમાણે કવિએ "-ing" ના થોક રચ્યા છે. આમાં જે નૂતનતા રહેલી છે એ જ ચમત્કારી છે. બાકી, વસ્તુતઃ અર્થની સાથે વર્ણ અને સ્વરનું મળતાપણું થોડેક.જ સ્થળે છે. શબ્દાલંકાર રચવાના આવા કૃત્રિમ યત્નની સ્હામે થોડાએક ખરા રસિક યત્ન મૂકી જુઓ, એટલે ખરી અને ખોટી મહોર વચ્ચેનો ભેદ સમજાશેઃ—

"The *m*oan of doves in i*mm*emoria*l* e*lms*,
And *murmuring* of innume*r*able bees"—*Tennyson*

"The *league-long roller* thundering on the reef"—Tennyson

"*The splendour falls on castle-walls*
And snowy summits *old* in story:
The *long light shakes* across the lakes,
And the *wild cataract* leaps in glory."—Tennyson

"And more to lull him in his slumber soft,
A trickling stream from high rock tumbling down
And ever *d*rizzling rai*n* upon the left,
No other noise, nor people's troublous cries,
As still are wont to annoy the walled town,
Might there be heard; but *careless Quiet*
Wrapt in eternal silence, *far* from enemies."—*Spenser*

"It is a beauteous Evening, calm and free;
The *holy time is quiet as a* Nun
*Breathless with adoration; the broad sun*
Is *sinking down* in its tranquillity;
*The gentleness of heaven is on the sea.*"—Wordsworth

"प्रच्छायसुलभ नियाः—"
"क्व बत हरिणकानां जीवितं चातिलोलं
क्व च निशितनिपाता वज्रसाराः शरास्ते।"

---

* ૭૧ પંક્તિઓ વાંચતાં અમારા વાચકો થાકે, અને અમારા પ્રેસમાં "ing" પણ ખૂટી પડે. માટે અમે પંક્તિઓની સંખ્યા માત્ર સ્હામી મૂકીને સન્તોષ વાળ્યો છે.

"चलापाङ्गां दृष्टिं...........
.................स्वनसि मृदुकर्णान्तिकचरः
करं व्याधुन्वत्याः—"
"कार्या सैकतलीनहंसमिथुना...
× × × × × × ×
शृङ्गे कृष्णमृगस्य वामनयनं कण्डूयमानां मृगीम्
"पश्चादेत्य शनैः कराम्बुजवृते कुर्वीत वा लोचने ।
× × × × × × ×
आनीयेत पदात् पदं चतुर या सख्या ममोपान्तिकम्.
"आ लोकान्तात्........
तिष्ठत्येष क्षणमधिपतिः—

कालिदास.

स्वच्छन्दोच्छलदच्छकच्छकुहरच्छातेतराम्बुच्छटा ।

का० प्र०

આ અવલોકન લખતી વખતે પાસે પડેલાં પુસ્તકોમાંથી થોડાક ઉતારા આપ્યા છે–એ ઉપરાન્ત મિલ્ટન હોમર વર્જિલ વગેરે પાશ્ચિમાત્ય કવિઓમાંથી, તેમજ અત્રસ્થ ભવભૂતિ-જયદેવ આદિ સંસ્કૃત કવિઓમાંથી, તથા કાલિદાસમાંથી પણ બીજાં, અનેકાનેક દૃષ્ટાન્તો ટાંકી શકાય.*

માત્ર ઘોષના જ પડવા સાથે ધ્વનિની સગાઈ નથી. જૂદા જૂદા અર્થ અને ભાવનું સૂચન વર્ણ અને સ્વરનાં માધુર્ય–કાઠિન્ય, વિસ્તાર–સંકોચ, આરોહ–અવરોહાદિ દ્વારા કેવું રસિક રીતે થઈ શકે છે એ ઉપરનાં દૃષ્ટાન્તો ઉપરથી સમજાશે.

રા. ખબરદારનું કવિહૃદય 'કાન્તદર્શી' નથી, એમના શબ્દાલંકારના યત્નો ઘણીવાર ભૂલભરેલા જોવામાં આવે છેઃ છતાં અમે ખુશીથી જણાવીએ છીએ કે એમને કુદરત પ્રત્યે ખરેખરી લાગણી છે. લાગણી ખરી હોય છતાં અલૌકિક ન હોય તો કાવ્યમાં અલૌકિકતા નથી આવતીઃ અને એટલે દરજ્જે રા. ખબરદારનાં કાવ્યો પણ ઉતરતી ભૂમિકાએ વસે છે. જેટલે અંશે રા. ખબરદારની લાગણી કૃત્રિમ નથી, એટલે અંશે એમનાં કાવ્યોમાં કાવ્યત્વ પણ છે.

---

* આજના પ્રસંગને માટે તો આટલાં પણ ઘણાં છે. નીચે લીટીવાળા છાપેલા શબ્દો શિવાય અન્યત્ર પણ ખૂબીઓ રહેલી છે.

ગુજરાતી કાવ્યોનાં થોડાંક દૃષ્ટાન્ત રા. કવિએ ચૈત્ર /અંકમાં ટાંક્યાં છે.

" ઝરણુ બહુ ઝરે છે, પ્હાડની આસપાસે,
ખળખળ કરતાં તે, સૌ ધસે પૂર શ્વાસે;
ધસીં ધસીં ધસીં દોડે લ્હેર બુટ્ટી લઇને,
પરવત ઉતરે છે, એક બીજે થઇને.
સરપ સમ શરીરે, વક્રતાથી વળેલાં,
સરસર સરતાં તે, વાટ લેતાં જ વ્હેલાં;
નમી નમી નમી નીચાં, ડોક નાખે ઢળીને,
કદણુ પર કુદી તે, ઊતરે ઊછળીને;
ચળક ચળક થાતાં વારિબિન્દુ વહે છે,
છલક મલક છૂટી, રાહ લેતાં રહે છે;—
અધિક ઉર ઉમંગે, ટેકરા કૂદતાં તે,
ધરણી જનુનીને તો, ભેટતાં ભાત ભાતે. "

આ અને,

" ખીણો, ટેકરીઓ, ખેતર સૌ,
લીલામાં લોભાયાં;
રમત કરે ને ગમત રસિકડાં,
આપે લાડકવાયાં.
સંપ સજ્યો સહુએ બહુ સ્નેહે,
રાચે છે રંગીલાં;
જ્યાં ત્યાં જ્યાં ત્યાં સઘળે સરખાં,
લીલાં, લીલાં, લીલાં !
ઊંચે સ્થળ ઊભો રહીને સ્થિર,
પર્વત સાક્ષી પૂરે:
બલિહારી વર્ષાની બતાવે,
ઊરે પૂરે નૂરે."

આવાં કવનો કુદરત પ્રત્યે ખરી લાગણી વિના નીકળ્યાં છે એમ કોઇ પણ નહિ કહે. બલ્કે આ પંક્તિઓમાં તો ઊંચી પ્રતિભા છે એમ અભિપ્રાય આપવામાં પણ બાધ નથી.

રા. ખબરદારના આ પુસ્તકનું અવલોકન સમાપ્ત કરતા પહેલાં, અત્રે આ પારસી કવિને એમના પ્રકૃત યત્ન માટે ફરી ધન્યવાદ આપીએ છીએ.

# જીવન ચરિત્ર.

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૦૨ થી. )

## ( ગુજરાતી ભાષાના ચરિત્રલેખનનો ઇતિહાસ. )

ઇતિહાસ અને જીવનચરિત્ર એમનો એક બીજા સાથે એવો નિકટનો સમ્બન્ધ છે કે, તેને જૂદા પાડવાનું કામ તદન અશક્ય છે; કેમકે ચરિત્ર એ અમુક એક વ્યક્તિવિષયક ઇતિહાસ છે, અને ઇતિહાસ એ અનેકવ્યક્તિવિષયક ઇતિહાસ છે. ડૉ. સ્માઇલ્સ પોતાના "કૅરેકટર" ( સદ્વર્તન ) નામના પુસ્તકમાં ચરિત્ર અને ઇતિહાસની એકતા વિષે લખતાં લખે છે કે, "ખરેખર ઇતિહાસ એ જીવનચરિત્ર જ છે. મનુષ્યસમુદાય ઉપર વ્યક્તિઓનો રાજ્યઅમલ અને સત્તા ચાલે છે, તેનો સંગ્રહ તે ઇતિહાસ". એમર્સન ઇતિહાસની વ્યાખ્યા નીચે મુજબ કરે છેઃ—"બધો ઇતિહાસ તે શું છે? માત્ર વિચારોનાં કાર્યોનો સંગ્રહ છે. કોઈની સાથે સરખાવી ન શકાય એટલો બળવાન જુસ્સો માણસોમાં પોતાની બેહદ તૃષ્ણાઓના જોરથી પ્રસરી રહે છે તેની નોંધ તે ઇતિહાસ." ડૉ૦ સ્માઇલ્સ આગળ ચાલતાં કહે છે કે, "ઇતિહાસોના બનાવો વાંચવામાં આપણને રસ પડે છે, તેનું મુખ્ય કારણ એ જ કે, જે પુરુષોએ એ કામ કર્યાં છે તેમની લાગણી, તેમનાં દુઃખ અને તેમના સ્વાર્થની સાથે તે નિસ્બત રાખે છે. ઇતિહાસ વાંચતી વખતે ઘણા કાળથી મરણ પામેલાં માણસો ( જીવનચરિત્રની પેઠે ) આપણી સામે મૂર્તિમાન ખડાં થાય છે; પણ તેઓ મરણ પામ્યાં છતાં તેમની કહેણી–કરણી જીવંત રહી ગયેલી આપણને દેખાય છે; અને તેમણે જે જે કર્યું કારવ્યું છે તેમાં જ ઇતિહાસનો રસકસ રહેલો હોય છે." આ કહેવું ઘણે અંશે સત્ય છે, તેની ખાત્રીને માટે ઇતિહાસમાં શું શું દેખાય છે તે જાણવાનો આપણે આ સ્થળે ટૂંકામાં પ્રયત્ન કરીએ.

દુનીઆના સમગ્ર ઇતિહાસનાં માત્ર પાનાં જ ફેરવીશું એટલે નજર જ કરીશું તો નીચે પ્રમાણે આપણને જણાશેઃ–માણસોએ જંગલનાં પ્રાણીઓને જેર કરીને પ્રથમ પોતાનું રહેઠાણ નીચેનાં જૂદાં જૂદાં ચાર ઠેકાણે કર્યું હતું. (૧) હાલના તુર્કી દેશમાં આવેલી તેગ્રીસ અને યુફ્રેટીસ નદીના કીનારા ઉપર; (૨) મિસર અને તેની નીચેના નાઇલ નદીના કીનારા ઉપર; (૩) હિંદુસ્તાનમાં સિંધુ નદીના કીનારા ઉપર અને (૪) ચીનમાં હોહાંગહો અને યાંગસીયાંગ નદીના કીનારા ઉપર. બાબેલન અને નીનીવાનાં બે મોટાં રાજ્યો ઊભાં થયાં, અને ગઇઓમર્દનો વંશ ઇરાનમાં રાજકર્તા થયો. મિસર દેશનું રાજ્ય ધમધોકાર ચાલવા લાગ્યું તેવામાં મિસ સેમીરા નામની એક જુવાંમર્દ સ્ત્રી આસીરીયાના તખ્ત ઉપર બેઠી, અને તેણે પોતાની ફત્તેહના ડંકાનો અવાજ હિંદુસ્તાન સુધી પહોંચાડયો. ત્યાર પછી સીસાસટ્રીસ અને હજરત પેગમ્બર એ બે મહાન પુરુષો થયા. સીસાસટ્રીસે પોતાની તરવારના જોરથી બીજા દેશોને લૂંટીને ત્યાંની દોલત મિસર દેશમાં ભરી, અને પેગમ્બરે પોતાની

કલમ તથા અક્કલના જોરથી એક વર્ગનાં માણસોને મિસર દેશમાંથી દરીઆપાર કાઢી મૂ-
કીને પોતે નવાં રાજ્ય તથા દીન સ્થાપ્યાં. આ વખતે યુનાન દેશમાં શહેરો બંધાવા લાગ્યાં.
ફીનીશીઆના લોકો સમુદ્રમાર્ગે મુસાફરી કરવા લાગ્યા, અને તેઓ જે જે જગોએ ગયા
તે તે જગોમાં લખવા વાંચવાનાં બીજ (અક્ષરો) રોપતા ગયા. દાઉદે જેરૂસલેમનો પાયો
નાખ્યો, અને સુલેમાન મોટા દબદબાથી રાજ્ય કરવા લાગ્યો. ઈરાનમાં કાવાએ ગાવીઆની
ઝૂંડો ઊભો કીધો, અને જોહાકને કહાડી મેલીને ફરેદૂન તખ્તનશીન થયો. આસ્રીયાનું રાજ્ય
તૂટી ગયું અને તેની પશ્ચિમ દિશામાં રોમના રાજ્યનું જોર વધવા લાગ્યું. ઈરાનનું રાજ્ય
જોરમાં આવ્યું, અને કેખોશરો તખ્તનશીન થયો. ગોસ્તાદ થઈ ગયો, અને પારસીઓની
દીન હજરત જરથોસ્ત લઈ આવ્યો. યુનાનીઓ અને ઈરાનીઓ કસાકસી ઉપર આવ્યા
અને સિકંદરનો તાપ તપવા લાગ્યો. સિકંદર મરણ પામ્યો, માણસના લોહીની નીકો વહેવા
લાગી, કાર્થેજ નાબુદ થયું, મિસર નબળું પડ્યું, યુનાન તરવારના મારથી દબાઈ ગયું અને
દુનીઆનું રાજ્ય મેળવવાને રોમ આગળ પડતું થયું. તેમજ પહેલા કેસરના હાથ નીચે બીજાં
બધાં નાનાં નાનાં રાજ્યો આવી ગયાં. ઈસુખ્રીસ્તનો જન્મ થયો, અને તેણે દુનીઆમાં
નવી દીન દાખલ કરી. રોમનું રાજ્ય આ વખતે ટકી રહ્યું હતું, પણ તેની પડતીનાં વાજાં
વાગી રહ્યાં હતાં તેની તેને ખબર નહોતી. અરદેશર બાબેગાને પારસીઓની પાદશાહી અને
દીન પાછી તાજી કરી અને રોમ ઉપર જંગલી માણસોનું લશ્કર તૂટી પડ્યું. મહમદ આ
દુનીઆપર આવ્યો. રોમના રાજ્યના ટૂકડે ટૂકડા થઈ ગયા, અને ઈરાનના રાજ્યની ચડ-
તીનો સૂર્ય પૂર્વ દિશામાં તેજ મારવા લાગ્યો. મુસલમાનો આગના ભડકાની માફક બહાર
નીકળી આવ્યા, અને પૂર્વથી પશ્ચિમ દિશા સુધી ફરી વળ્યા. યૂરોપમાં હાલના રાજ્યનાં બીજ
રોપાયાં, અને શાર્લમેન આલ્ફ્રેડ તથા બીજા પુરુષો થઈ ગયા. મહમદ ગીઝનવી હિંદુસ્તા-
નમાં આવ્યો અને તેણે હિંદુઓની દેવમૂર્તિઓ તથા દેવસ્થાનોને ખંડિત કર્યાં; તેમજ હિં-
દુસ્તાનની દોલત લૂંટવા લાગ્યો. નૉર્મન લોકોના બાદશાહ વિલ્યમે ઈંગ્લંડ સર કર્યું અને
હાલની બાદશાહતનો પાયો નંખાયો. પોપનો અખત્યાર પૂર જોરમાં આવ્યો. ઈંગ્રેજોનો પ
હેલો ચાર્ટર ( માગનાચાર્ટા ) બાદશાહ પાસે બલાત્કારે લખાવી લીધો, અને રીબા રીબાને
મારી નાખવાનો તથા રીબાવીને સાક્ષી લેવાનો ચાલ યૂરોપખંડના પાદરીઓએ પહેલ વહેલો
દાખલ કર્યો. યૂરોપખંડમાં સારા સુધારાની શરૂઆત થવા લાગી, અને છાપવાના હુન્નરની
શોધ થઈ. લડાઈમાં દારૂગોળો વપરાવા લાગ્યો, અને કોલંબસે અમેરિકાખંડની શોધ કરી
તેથી આખી દુનીઆમાં નાણાંની ઉથલ પાથલ થવા લાગી. એવામાં માર્ટીન લુથર, કા-
લ્વિન અને નૉક્સ, બાદશાહો તથા પાદરીઓને થથરાવવા લાગ્યા, અને જે પોપની હકુમત
હતી તે કેટલાક દેશોમાંથી તદન ઉખડી ગઇ. રોમનકેથોલિકપંથના લોકોની પડતી અને
પ્રોટેસ્ટંટ લોકોની ચડતી થવા લાગી. તુરકી લોકોના ફતેહના ડંકા વાગવા લાગ્યા અને તૈ-
મુરલંગ બાદશાહે અનેક મનુષ્યોનું લોહી રેડાવ્યું. ઉસમાનીઓએ ઈસ્તંબૂલ સર કીધું અને
આખા યૂરોપને ધાસ્તીમાં નાખ્યું. હિંદુસ્તાનમાં અકબર બાદશાહ, અબુલફજલ, બીરબલ
અને તાનસેન જેવા મહાન પુરુષો થઇ ગયા. ઇસ્ટ ઇન્ડિયા કંપનીની સ્થાપના થઇ, અને તે
પ્રથમ મારામારી, લૂંટફાટ તથા વેપાર કરવા લાગી. મુંબઇ ઈંગ્રેજના હાથમાં આવ્યું. ઈં-
ગ્લંડમાં પહેલા ચાર્લ્સ રાજાને ત્યાંની રૈયતે ગરદન માર્યો, અને એક ખાટકીનો છોકરો (ક્રૉ-

મવેલ ) રાજકર્તા થયો. બાદશાહ બીજા જેમ્સને પાર્લામેન્ટે તખ્ત ઉપરથી ઊઠાડી મૂક્યો, અને ત્રીજો વિલ્યમ તેની જગોપર આવ્યો. મીરાબોએ ફ્રેન્ચરેવોલ્યુશનની કુંચી ફેરવી, અને તે જ અરસામાં નેપોલીયન બોનાપાર્ટે ફ્રાન્સની લગામ પોતાના હાથમાં લેવાની ધારણા કરી. તેની તે ધારણા તો પાર પડી, પણ તેના લોભની હદ આખા યૂરોપખંડ સુધી લંબાઇ. અન્તે તે હાર્યો અને યૂરોપખંડમાં શાન્તિ થઇ; પણ હિંદુસ્તાનમાં લડાઇનાં વાજાંનો અવાજ બંધ પડયો નહોતો. એક ભાગ પછી બીજો અને બીજા પછી ત્રીજો એમ હિંદુસ્તાનના ભાગો ઇંગ્રેજો કબજે કરવા લાગ્યા. ધીમે ધીમે તેમણે ફ્રેન્ચને હાંકી કહાડયા, ટીપૂને પાયમાલ કર્યો, સિંધીઆની કેડ ભાંગી નાખી, હોલકરને દાબી દીધો, મરેઠાનું રાજ્ય તોડી નાખ્યું, પીંઢારાનો જડમૂળથી નાશ કર્યો, અને છેવટે બળવાન શીખ લોકોને પણ તાબે કરી લીધા. આ દેશમાં ઇનસાફ અને કેળવણીનાં મૂળ દાખલ કર્યાં, તેને પરિણામે હિંદુસ્તાનમાં ઇંગ્રેજનું રાજ્ય વૃદ્ધિ તથા સ્થિરતાને પામતું ગયું; અને હિંદુસ્તાનના સાચા શુભેચ્છકો મેસર્સ દાદાભાઈ નવરોજજી, રોમેશચન્દ્રદત્ત, રાજા રામમોહનરાય, મહાદેવ ગોવિંદ રાનડે, સુરેન્દ્રનાથ બૅનરજી, ફીરોજશાહ મહેરવાનજી મહેતા, વગેરે મહાન પુરુષો થયા. વિલાયતવાસી પણ હિંદના હિતેચ્છુ મિ૦ હ્યુમની આગેવાનીને લીધે ઇંડિયન નેશનલ કોન્ગ્રેસ જેવા રાજ્યદ્વારી મહામંડળની સ્થાપના થઈ, અને તેના પ્રતાપથી નામદાર ઇંગ્રેજ સરકાર પાસેથી આપણે કેટલાક હક્કો મેળવવાને ભાગ્યશાળી થઇએ છીએ.

દુનીઆની શરૂઆતથી તે આજ સુધીના ઉપરના ઐતિહાસિક ટૂંક સારાંશ ઉપરથી ઇતિહાસ અને ચરિત્રની એકતા વિષે સારી રીતે સમજી શકાય છે. દુનીઆપર જે જે ફેરફારો થયા હોય છે અને થાય છે તેનાથી ઇતિહાસનાં પૃષ્ઠો ભરાય છે, અને તે ફેરફારો કરનારા મહાન મનુષ્યો જ હોય છે. અર્થાત્ ઇતિહાસ અનેક મહાન વ્યક્તિઓના જીવનચરિત્રથી જ ભરપૂર હોય છે. એટલે જીવનચરિત્રને સામાન્યતઃ જે જે બાબતો લાગુ હોય તે સર્વ ઇતિહાસને માટે પણ હોઈ શકે, એ કહેવાની જરૂર હવે જણાશે નહીં. જે જે પ્રમાણે ઉત્તમ ચરિત્રગ્રન્થોની જરૂર છે તે જ પ્રમાણે એકંદર સમાજના કલ્યાણને માટે ઉત્તમ ઐતિહાસિક ગ્રન્થોની પણ સર્વથા આવશ્યકતા છે. ઇંગ્રેજી ભાષામાં હાલ મેકૉલે, કાર્લાઇલ, ફ્રૂડ, ગ્રીન, બકલ, વગેરે પ્રસિદ્ધ ઇતિહાસકર્તાઓના પરિશ્રમથી ઉત્તમ ઐતિહાસિક ગ્રન્થો થયા છે. મેકૉલે કૃત "ઇંગ્લંડનો ઇતિહાસ" છે તે પાંચશે પૃષ્ઠનો છે, પણ તેમાં ફક્ત દશ વીશ વર્ષના ઇતિહાસનો જ સમાવેશ થયો છે. આ ઉપરથી તે ઇતિહાસ કેવી વિસ્તૃત રીતે લખાયો હશે તેનું અનુમાન સારી રીતે થઇ શકશે. આ ઇતિહાસની રચના એવી ઉત્તમ પ્રતિની છે કે, તે વાંચતાં વાંચનાર પોતે ઇતિહાસ વાંચે છે કે નવલકથા વાંચે છે તે વિષે ઘણી વખત ભ્રમમાં પડે છે. બકલ નામના એક લેખકે "ઇંગ્લંડની ઉન્નતિનો ઇતિહાસ" લખ્યો છે, તેનો માત્ર સારાંશ જ ૮૦૦ પૃષ્ઠનો થાય છે. આ ઇતિહાસનો સારાંશ, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ સાક્ષરશ્રી કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી પાસે કરાવીને ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ કરેલ છે. ગુજરાતી ભાષામાં ઉત્તમ પંક્તિમાં મૂકવા યોગ્ય રા. રા. રણછોડભાઈ ઉદયરામે ભાષાન્તર કરેલા "રાસમાળા" સિવાય કોઇપણ ઇતિહાસ-ગ્રન્થ નથી એ બહુ શોચનીય છે. અને આપણા દેશનો ઇતિહાસ ઉંચી પંક્તિમાં લખવા માટે

ગુજરાતી વિદ્વાન મંડળમાંના કોઇ તરફથી કશો પણ પ્રયત્ન થતો નથી એ વિશેષ શોચનીય છે. મિ૦ રોમેશચન્દ્રદત્તે હિંદુસ્તાનના ઇતિહાસ સંબંધે ઘણો ઉંડો અભ્યાસ કરીને કેટલાંક પુસ્તકો ઇંગ્રેજી ભાષામાં પ્રસિદ્ધ કરેલાં છે, તેમાંના થોડા ભાગનું ભાષાન્તર, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ રા. રા. લક્ષ્મીશંકર મોરારજી ભટ્ટ પાસે કરાવીને પ્રસિદ્ધ કર્યું છે; પણ બાકીના ભાગનું થવાની આવશ્યકતા છે. મરાઠાના ઇતિહાસ માટે સ્વર્ગવાસી ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડેએ ઘણો પ્રયત્ન કર્યો હતો; પરંતુ તેમના મરણને લીધે તે પ્રયત્નનું પૂરૂં ફળ મેળવવાનું બની શક્યું નથી. મરાઠી ભાષાના વિદ્વાનોમાંના રા. રા. દત્તાત્રય બળવંત પારસનીસ, ગોવિંદ સખારામ સરદેશાઇ, નારાયણરાવ ભવાનરાવ પાવગી, ખરે, રાજ્વાડે, વગેરે ગૃહસ્થો અનુકરણીય પ્રયત્ન કરે છે. રા. રા. સરદેશાઇએ મરાઠી ભાષામાં "હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ ભાગ ૧ લો મુસલમાની રીસાયત, અને ભાગ ૨ જો મરાઠી રીસાયત" એવાં બે પુસ્તકો બહાર પાડયાં છે. આ બન્ને ગ્રન્થો રા. રા. સરદેશાઇની સ્વતંત્ર શોધથી જ લખાયેલા છે, અને તે દેશી ભાષામાંના બીજા કોઇ પણ ઇતિહાસો કરતાં ઘણા સારા લખાયેલા છે એમ તે ભાષાના જ્ઞાતાઓ જણાવે છે. તેમજ રા. સા. પાવગીએ "હિંદુસ્તાનનો સાદ્યંત-સશાસ્ત્ર ઇતિહાસ" બાર તેર ભાગમાં તૈયાર કરવા માંડયો છે, અને તેના પૂર્વાર્દ્ધના ૭ ભાગ "ભારતીય સામ્રાજ્ય" એ નામથી બહાર પણ પડેલા છે. આ ઇતિહાસના પહેલા ત્રણ ભાગોનું ગુજરાતી ભાષાન્તર રા. રા. રણછોડભાઇ રામભાઇ વકીલે પ્રસિદ્ધ કર્યું છે. ગુજરાતી ભાષામાં ઉત્તમ ઐતિહાસિક ગ્રન્થો લખવા માટેના પ્રયત્નો થવાની, તેમજ ઉત્તમ ઐતિહાસિક પરભાષાના ગ્રન્થોનાં ભાષાન્તર થવાની ખાસ આવશ્યકતા છે. ગુર્જર વિદ્વાનો તેમજ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી આ વિષે વિશેષ ખંત અને કાળજીપૂર્વક પ્રયત્ન કરશે તો તેમણે પોતાના જીવનકર્તવ્યોમાંનું અગત્યનું કર્તવ્ય અદા કરેલું ગણશે.

( અપૂર્ણ )

જીવનલાલ અમરશી મહેતા.

# બાલસિંહ ને મોતીબા.

## પ્રવેશ ૩ જો.

### સ્થળ: મોહનપુરના પરાનો રસ્તો.

[ બાળસિંહ, મિ. ઑસ્ટિન તથા રસ્તે ચાલતાં માણસો પ્રવેશ કરે છે. ]

**એક માણસ**—લ્યો ભાનુપ્રકાશ, એક આનો; ભાનુપ્રકાશ એક આનો.

**બાલસિંહ**—અહીં વર્તમાનપત્ર પણ જણાતું લાગે છે. ( એક આનો આપી એક પ્રત લે છે ને વાંચે છે. ) ઑસ્ટિન સાહેબ, અહીં મરકી ચાલતી હોય એમ જણાય છે. આ વર્તમાનપત્ર લખે છે કે આઠ દીવસ થયાં ઉંદરો મરે છે ને બે દીવસ થયાં ત્રણ ચાર મરકીના કેસો થાય છે.

**ઑસ્ટિન**—અહીં ત્યારે આપણે બહુ રોકાવું નહિ. નવાબ સાહેબે મરકી માટે શું બંદોબસ્ત કર્યો છે?

**બાલસિંહ**—આ વર્તમાનપત્ર ઉપરથી આ કંઈ અહીં પહેલીવાર મરકી થતી નથી. પ્રથમ થઈ હતી, પણ ચાંપતા ઈલાજો લઈ નાબુદ કરવામાં આવી હતી. તે જ ઉપાયો ફરી ગ્રહણ કરવા નવાબ સાહેબને આ વર્તમાનપત્ર ભલામણ કરે છે.

**બીજું માણસ**—લ્યો કૌમુદી, બે આના, કૌમુદી, બે આના.

**બાલસિંહ**—આ વળી બીજું વર્તમાનપત્ર લાગે છે. ( બે આના આપી લે છે. ) ઑસ્ટિન સાહેબ, દેશી રાજ્યોની હવા સાધારણ રીતે વર્તમાનપત્રોને અનુકૂલ નથી. માટે કોઈકજ દેશી રાજ્યમાં વર્તમાનપત્ર નીકળે છે. પણ અહીં તો એકને બદલે બે વર્તમાનપત્રો નકળે છે. નવાબ સાહેબના રાજ્યમાં છાપાને સારી છૂટ અપાતી લાગે છે. અહીં લોકો ઘણાં ભેગાં થયાં લાગે છે. ( હિંદુ, મુસલમાનો, પારસીઓ જતા જણાય છે ). શેઠ, આજે લોકોની અહીં કેમ ઠઠ્ઠ મળી છે?

**એક પારસી**—આપને ખબર નથી કે કાલે અહીં પ્રતિનિધિઓની સભા ભરાવાની છે તેથી ગામે ગામથી પ્રતિનિધિઓ અહીં ભેગા થાય છે?

**બાલસિંહ**—હા, આ છાપામાં એ વાત લખી છે ખરી.

**એક પારસી**—તમે કોઇ નવા માણસ લાગો છો.

**બાલસિંહ**—પણ આ કૌમુદી છાપામાં પ્રતિનિધિઓની બહુ સખ્ત ટીકા કરી છે. તે લખે છે કે તેઓ તો હાજીહા કરવા વાળા છે.

**એક પારસી**—અહીં બે છાપા છે. ભાનુપ્રકાશ મધ્યમસર લખાણ કરે છે. કૌમુદી દરેકના ઉપર સહેજ વાતમાં ઉતરી પડે છે. કૌમુદી તીખાસ બહુ વાપરે છે.

**બાલસિંહ**—નામ પ્રમાણે તો-ભાનુપ્રકાશમાં વધારે સખ્તાઈ હોવી જોઇએ. કૌમુદીમાં તો શીતળતા ઘટે.

**એકપારસી**—પણ આ તો, સાહેબ, તેથી ઉલટું છે, અહીંના નવાબ સાહેબ બહુજ હુશીઆર છે. સૌની સાથે બહુ ચતુરાઇથી કામ લે છે. અહીં ધંધો, વેપાર બહુ સારો ચાલે છે. કાપડની તથા રેશમની મીલો છે. કાગળની પણ મીલ છે. દરેક હુન્નરને ઉત્તેજન મળે છે. હું સાહેબ મિકેનીકલ એંજીનીઅર છું ને માધવદાસ કાપડમીલમાં કામ કરૂં છું.

**બાલસિંહ**—બહુ સારૂં. તમારી મીલમાંથી કાપડ બહાર જતું હશે તેના ઉપર ડયુટી લેવામાં આવતી હશે.

**એક પારસી**—સરકારે ૧૮૯૬ માં જકાત નાખી એટલે સરકારની સલાહથી દરબારે નાખી છે. પણ બીજી રીતે મીલોને દરેક જાતનું ઉત્તેજન મળે છે. અહીં દરેક માલ ઉપર પછી તે દરીઆ રસ્તે આવો કે રેલ રસ્તે આવો તો પણ સરખી જ જકાત પડે છે. જાનમાલની અહીં બહુ સારી સલામતી છે.

**બાલસિંહ**—નહિ તો અહીં કયાંથી મીલો તથા કારખાનાંઓ હોય ને વેપાર પણ કયાંથી વધે?

**એક પારસી**—સાહેબજી હું રજા લઇશ. ગુડમોરનીંગસર.

**બાલસિંહ**—ગુડમોરનીંગ.

**ઓસ્ટિન**—ગુડમોરનીંગ.

(પારસી જાય છે.)

**બાલસિંહ**—અહીં થોડા વખતમાં પણ ઘણું જોવાનું મળ્યું.

[ ચાકર પ્રવેશ કરે છે. ]

**ચાકર**—નવાબ સાહેબ પધારે છે.

[ આલમશાહ તથા તેના દિવાન નાગેશ્વર તથા હજુરીઓ પ્રવેશ કરે છે. ]

**આલમશાહ**—કેમ બાલસિંહજી ખુશીમાં?-*How do you do, Mr. Austin? You are welcome here.*

( શેકહેન્ડ કરે છે તથા ગુડમોરનીંગ કહે છે ).

કેમ તમે તો ફત્તેહનગર સ્ટેશને ઉતરી ગયા?

**બાલસિંહજી**—રેલ્વે ગાઇડમાં ફત્તેહનગરથી મોહનપુર આવવાના રસ્તાના બહુ વખાણ કર્યા છે, વળી આપનું નવું તલાવ તથા નહેરકામ જોવાની પણ ઇચ્છા થઇ. સવારનો વખત, એટલે જરા કસરત થાય તો સારૂં.

**આલમશાહ**—હું એ બધું તમને બતાવત. તમે તો વળી બહુ ડાહ્યા જણાઓ છો.

**બાલસિંહ**—મને મારી આંખે સ્વતંત્રપણે જોવાની મરજી થઈ. ઘોડા ઉપર બેશીને બધું જોઇ શકાય નહિ. અમે તો જોતા આવીએ છીએ ને તમારી રાજ્યકુશલતાનાં વખાણ કરતા આવીએ છીએ.

**ઓસ્ટિન**—Yours is a model state.

**આલમશાહ**—હું તમારાં વખાણ સાંભળવા આવ્યો નથી. આ મારા દિવાન સાહેબ આજમ નાગેશ્વરની હું તમને ઓળખાણ કરાવું છું. હું મારા રાજ્ય કારોબાર માટે કોઈ પણ રીતે વખાણને પાત્ર હોઉં તો તે વખાણમાં તેમને અગત્યનો ભાગ આપવો જોઇએ, તેઓએ સંગીન કેળવણી લઈ હિન્દુસ્તાન તથા યૂરોપ ખંડમાં મુસાફરી કરી છે,અને જુદાં જુદાં રાજ્યોનાં બંધારણોનો ખાસ અભ્યાસ કર્યો છે.

( બાલસિંહ ને ઓસ્ટિન નાગેશ્વર સાથે શેકહેન્ડ કરે છે. )

**નાગેશ્વર**—નવાબ સાહેબ ગુણગ્રાહી છે. કોઈ દેશી રાજ્યના દિવાનને, પોતાના કાર્યમાં મને મળે છે તેવી રાજાની સહાયતા ભાગ્યે જ મળી શકતી હશે.

**બાલસિંહ**—જેવા રાજા તેવા જ તેના દિવાન, પછી કહેવું શું?

**આલમશાહ**—આપનો ઉતારો મુસાફરી બંગલામાં રાખ્યો છે. ત્યાં ચાલો મારી સાથે મોટારકારમાં આપની ઇચ્છા હશે તો સાંજે આપણે બંદર ઉપર જઇ સ્ટીમ લોંચમાં સુગળ કરવા જઇશું. મુસાફરી બંગલાને મારા બંગલા વચ્ચે પ્રથમ ટેલીફોન હતો તેને બદલે હાલ અજમાયેશ ખાતર ત્યાં મારકોનીનાં વાયરલેસ ટેલીગ્રાફીનાં યંત્રો રાખ્યાં છે. એટલે આપણે ગમે તે વખતે એક બીજાની સગવડ પુછી મળી શકીશું.

[ બાલસિંહ, આલમશાહ, ઓસ્ટિન, નાગેશ્વર તથા તેના આશ્રિતો જાય છે. ]

[ બાવાના વેશમાં મેઘરાજ તથા જોશીના વેશમાં નીલકંઠ પ્રવેશ કરે છે.]

**મેઘરાજ**—જોશીરાજ, હવે તો હું થાકી ગયો.

**નીલકંઠ**—કેમ થાક ન લાગે? પાંચ પાંચ દિવસની મુસાફરી, રસ્તામાં જે કાંઇ નાસ્તો વે-

ચાતો મળે તે ઉપર નીભાવ કરવો. કાંઇ સાહેબ લોકની પેઠે રીફ્રેશમેન્ટ રૂમમાં આપણાથી જમવા જવાય છે? ને ત્યાં આપણો કોઇ ભાવ પૂછે ?

**મેઘરાજ**—તમે ક્યાં ઉતરવાના છો ?

**નીલકંઠ**—હું તો અહીં કોઇને ઓળખતો નથી.

**મેઘરાજ**—હું એ અહીં પહેલીવાર આવ્યો છું. ભોગે લાગ્યા તે અહીં આવ્યા.

**નીલકંઠ**—(ચાલતા માણસને) ભાઇ, ધર્મશાળા ક્યાં આવી ?

**માણસ**—આ મકાન દેખાય તે ધર્મશાળા.

**નીલકંઠ**—તમારે મારા ભેગું ઉતરવું છે કે જુદું ?

**મેઘરાજ**—તને રાંધતાં આવડે છે ? જો પ્રસાદ લેવા તેડી જા તો તારી સાથે જમીએ. અમારે ત્યાગીને શું ? જે મળ્યો તે યજમાન.

**નીલકંઠ**—અમને બ્રાહ્મણને રસોઇ ન આવડે એમ હોય? હું સીધું મંગાવી રસોઇ કરીશ ને મારા હાથનો આપ આજે પ્રસાદ લઇ મારા ઉપર અનુગ્રહ કરો.

**મેઘરાજ**—અચ્છા! ચાલ, ધર્મશાળે જઇએ.

[ સૌ જાય છે. ]

---

## પ્રવેશ ૪ થો.

( સ્થળ: મોહનપુરની ધર્મશાળા. )

[ મેઘરાજને નીલકંઠ પ્રવેશ કરે છે. ]

**મેઘરાજ**—તેં તો રસોઈ કરવામાં સાંજ પાડી. જમીને ઉઠયા ત્યાં સૂર્યાસ્ત થઈ ગયો.

**નીલકંઠ**—એક તોલડી તેર વાનાં માગે. બધું ભેગું કરતાં વાર તો લાગેજ ના!

**મેઘરાજ**—સોપારી બોપારી છે કે કેમ ? ચલમ તો મારી સાથે છે.

**નીલકંઠ**—( સોપારીનો ચૂરો કરી )-લ્યો સોપારી.

**મેઘરાજ**—તને જોશ જોતાં બરોબર આવડે છે ?

**નીલકંઠ**—હા, મહારાજ.

મેઘરાજ—ત્યારે મારો જોશ જોઇશ ?

નીલકંઠ—આપની પૂર્વ અવસ્થાનું નામ કહો તો જોઇ શકું.

મેઘરાજ—તે નામનો આદિ અક્ષર કહું તો બસ કે નહિ ?

નીલકંઠ—હા, તો બસ.

મેઘરાજ—આદિ અક્ષર " મ " છે.

નીલકંઠ—" મ, ટ " સિંહ-આપનો જન્મ સિંહ રાશીમાં છે. માટે આપ ક્ષત્રી કુળમાં અ-વતર્યા લાગો છો.

મેઘરાજજી(સ્વગત)—આ જોશી હુશીઆર લાગે છે.
ચાલ એને બે ચાર સવાલ પૂછી જોઇએ.
(પ્રકાશ) અમે તપ કરીએ છીએ તેનું ફળ શું ?

નીલકંઠ—तपःफलं राज्यम्-તપનું ફળ રાજ્ય છે. માટે તમને રાજ્ય મળવું જોઇએ. (સ્વગત) તારૂં તપ, બચ્ચા, કેવું છે એ હું જાણું છું. રાજ્યને બદલે તળીઆ-ળા જોડા મળશે.

મેઘરાજ—અત્યારે મને દશા શેની ચાલે છે ?

નીલકંઠ—શુક્રની-આ દશામાં ધાર્યું કામ થાય. (સ્વગત) શુક્રની પેઠે, બચ્ચા, એક આંખ ન ખોઈ બેસે તેવું ધ્યાન રાખજે. (પ્રકાશ) પણ તમે તો ત્યાગી એટલે તમારે વળી કાંઈ કામના હોય ?

મેઘરાજ—અમને જોગીને ઇચ્છા કેવી ? આ તો ગમ્મતની ખાતર તમને પૂછું છું. (સ્વ-ગત)—આ જોશી વિદ્વાન લાગે છે, તેના કહેવા પ્રમાણે જ થશે.

નીલકંઠ—તમારે કાંઈ બીજું પૂછવું છે ? મને હાથ જોતાં પણ આવડે છે. હાથ બતાવવો હોય તો બતાવો.

મેઘરાજ—બતાવવાની અમારે જોગીને શી જરૂર ? પણ તારે જોવો હોય તો જો. આ તપ અમારે કેટલાં વર્ષ કરવું પડશે ?

નીલકંઠ—ઠીક સવાલ પૂછ્યો. એમ પૂછો ને કે મારી આવરદા કેટલી ?

મેઘરાજ—જોગીને લાંબી આવરદાનું કામ શું ? તપનો જેમ જલદી છેડો આવે તેમ સારૂં.

નીલકંઠ—(હાથ જોઇને) તમારી આવરદા તો બહુ લાંબી છે. પણ તપનો છેડો લાવવો તો તમારા હાથમાં છે.

મેઘરાજ—(સ્વગત) આ જોશી ખરૂં કહે છે. હાલની તપના જેવી અધમ અવસ્થાનો છેડો

# સાહિત્ય એ જન સમૂહનું જીવન છે.

વિશ્વની અગાધ રચના કરનાર ઇશ્વરની એક અકલિત શક્તિ મનુષ્યહૃદયવ્યાપાર-વાહક વૃત્તિઓ છે. જેમ જેમ મનુષ્ય કુદરતની સમજણમાં આગળ વધતું ગયું,-બીજાં પશુ આદિ પ્રાણીથી પોતે શ્રેષ્ઠ છે એમ સમજવા સાથે જેમ જેમ તે સમજણ બાહ્ય રમતી કરતું ગયું તેમ તેમ તે સુધારાની ટોચપર ચડતું ગયું, સુધરતું ગયું; અને તેમ થતાં તેના શાંત હૃદયના વૃત્તિવ્યાપારો એવાં તો ઉન્નત, સત્ત્વભરપૂર જણાયા કે તે જ્યારથી ઉચ્છ્વાસ દ્વારા બહાર આવ્યા ત્યારથી જ તે અમુક વ્યક્તિહૃદયને સંતોષ આપનાર મટી સમષ્ટિ-હૃદયના સંતોષના સાધન બન્યાઃ દરેક વ્યક્તિને પોતાને જેટલો અને જેવો રસ જોઇએ તેટલો અને તેવો બધો રસ આપનાર તે બન્યા. એવા જીવનરૂપ શાંત હૃદયવૃત્તિવ્યાપારોની જે આવલીઓ ઉચ્છ્વાસ દ્વારા બહાર આવી, અને તેનો સંગ્રહ કર્યો તે જ આપણાં પ્રાચીન પ્રસિદ્ધ વેદ, ઉપનિષદ્, દર્શન, ઇતિહાસ, પુરાણ, સ્મૃતિ આદિ કહેવાયાં. વળી અન્ય રીતે આ પ્રસંગે આજ ઉચ્છ્વાસ બહાર આવે; આ પ્રસંગપર આમ જ બોલાઈ જવાય; એવા માનસિક વૃત્તિવ્યાપારનો અભ્યાસ કરી તે અભ્યાસ અંતે તેવા બોધ ભરપૂર દૃષ્ટાંત રૂપે કાવ્ય, નાટક, ચંપૂ ઇત્યાદિ નામથી અંકિત ગ્રંથોમાં તે આપણું શાંત હૃદય વૃત્તિવ્યાપારનું રસઝરણું સમાયું. એ સઘળા ગ્રંથોનું એકત્ર નામ આપણે આપણું આ દેશનું **સાહિત્ય** કહી સમજીએ છીએ.

જે પ્રજાનું પ્રાચીન કે અર્વાચીન સાહિત્ય જેટલું ઉચ્ચ, ઉન્નત, ગુણ–રસથી લચબચ; તેટલું જ તે પ્રજાનું ભૂત જીવન ઉન્નત ગુણ રસપૂર હશે, વા અર્વાચીનમાં વર્તમાન જીવન તેવું ભોગવાતું હશે. આપણા સઘળા જીવનકણો આપણી આસપાસના આપણા સાહિત્યમાં જ સમાયલા છે. અનેક હૃદયો ગળી ટપકી તેનાં રસઝરણ ચાલી એકત્ર થએલ એ એક રસસમુદ્ર છે. આપણું મોટામાં મોટું હૃદય છે. અનેક હૃદયરસ મળવાથી થએલ એ એક અદ્ભુત જીવનરસ છે. સમા સમાના, આપણી વૃત્તિના નિયામક શાસક અને પોષક સઘળા રસો તેમાંથી મળી આવે છે. ખરું સ્નાન, ખરી શુદ્ધિ, ખરી પૂજા, ખરી ભક્તિ, અને ખરી મનઃસ્થિરતા તે બધાં આપણા આપણી આસપાસના સાહિત્યરૂપી રસસમુદ્રમાં જ સમાયલાં છે. મનુષ્ય હૃદય જ એવું ઘડાએલું છે કે તે જાણ્યે અજાણ્યે પણ પોતાના જન્મથી જ તેને કાંઠે રખડતું રોતું હસતું આનંદ લેતું ઉભું છે. તે પરની ઉષ્ણ શીતળ હવા જ તેના શ્વાસોચ્છ્વાસ છે. તેથી જ તે જીવતું છે.

પ્રાકૃત, અશિક્ષિત મનુષ્યહૃદય પણ પોતે કાંઈ ઉખાણા, ગ્રામ્ય વાર્તા, વાર્તા, ગીત, ભજન આદિ સાંભળતાં તેમાં તલ્લીન થાય છે. પોતાની જીંદગીનો મોટો ભાગ તેવી કોઈ પણ પ્રકારની તલ્લીનતામાં જ તે ગાળે છે. મનુષ્યહૃદયની છલકાતી પ્રેમયુક્ત વૈરાગ્ય સમતાપૂર્ણ વૃત્તિએ જે જે બુદ્ધિવાદ જોયા, તે તે બધા આપણા તે રસસમુદ્રમાં કણેકણ રૂપે ભરેલા છે. ગ્રામ્ય વાર્તા, ઉખાણા, કહેવતો, વાર્તાઓ, ગીતો વગેરે સાહિત્યનો એક ભાગ છે. સાહિત્યનું ઉન્નત સ્વરૂપ પૂર્ણબોધભરપૂર મૂર્તિ તે સૂક્ષ્મ વિચાર અને પ્રેમ વં-

રાગ્યની તીવ્ર સંવેદ્યતાથી ઉદ્ભવેલ મનુષ્યહૃદયમાંથી ગણગણાટ કરતું, બહાર નવા જ સ્વરૂપમાં બીજા હૃદય રૂપે ઉભું રહેતું કાવ્ય છે;–પદ્યભાગ છે. મનુષ્યહૃદયના તીવ્ર હૃદયઆઘાતો એવા તો સૂક્ષ્મ પણ વૈરાટ રૂપે યોગ્ય શબ્દ સ્વરસમતામાં બહાર આવે છે કે તે એકલા હૃદયને જ નહિ પણ આખા શરીરને સુસ્થિર કરી મૂકે છે. સઘળી ઇંદ્રિયોને તેમની પોતાની કાર્યપ્રવૃત્તિ ઊંચી મૂકાવી અનિચ્છાએ પોતાની પૂજા કરતી કરી મૂકે છે. હારમોનિયમ આદિ વાદ્યની સ્વર સમતા આપણા કર્ણને ચમકાવી હૃદયને રસમગ્ન કરી પોતા તરફ ખેંચે છે તે તે વાદ્યો કરતાં નથી; પણ તેની ઉત્પત્તિમાં તેના હૃદયમાં મનુષ્યના શાંત હૃદય વૃત્તિવ્યાપારોએ જે તન્મયતા પૂર્વક વાસ કર્યો છે તે કરે છે. આપણા તે શાંત હૃદયવૃત્તિવ્યાપારોની મોહન મૂર્ત્તિ સાપ, હરિણ આદિ પ્રાણીને તથા કેટલીક ઉત્તમ વનસ્પતિને પણ હસાવી, રીઝાવી, આકર્ષી શકે છે. આવી મનુષ્યહૃદયસંવેદ્યતાની પૂર્ણ, પવિત્ર, જગતજીવનમૂર્ત્તિ જે કાવ્ય–સંગીત તે દરેક હૃદયને સદા સર્વદા ઇષ્ટ, પૂજ્ય છે. જીવનું જીવન છે.

ઇશ્વરે જેમ સર્વ વસ્તુનું યુગ્મ રચ્યું છે; તેમ આ જગતના દરેક કાર્યમાં સ્થૂલ અને સૂક્ષ્મ, આંતર અને બાહ્ય, એવા ભેદનું યુગ્મ અદૃશ્ય બોધક રૂપે ખડું મૂક્યું છે. તેની ખરી સમજ ઓળખમાં જ આપણા જીવનનું યોગ્ય માર્ગસ્ય સમાયલું છે. પંચજ્ઞાનેંદ્રિયના સ્થૂલતર જ્ઞાનરજ્જુને આપણે બાહ્ય સ્થૂલ પંચવિષયસેવનથી તૃપ્ત કરીએ છીએ; પરંતુ તેવા બાહ્ય સ્થૂલવિષયસેવનથી આપણે આપણા જીવનની કેટલી બધી અવગણના કરીએ છીએ તેની આપણને સમજ પડતી નથી. તે સેવનથી આપણે ઘણી નીતિમતી મર્યાદાઓ ઉલંઘીએ છીએ; ભયને માથે વહોરીએ છીએ; રોગોને નિમંત્રણ કરીએ છીએ; દિવ્યતાને દૂર કરી પ્રાકૃતના સમીપ ધસીએ છીએ; અને આપણીએ અધોગતિ ઇચ્છતા થઇએ છીએ. તેવા બાહ્ય સ્થૂલ પંચમહાવિષયના મોહક રૂપે આપણને આપણા નરમાદાના યુગ્મમાં જણાતું આપણું સ્વાંતનુ છે. તે તનુના બાહ્ય મોહમાં ડૂબી જતાં આપણે ખરેખર ઉક્ત લખ્યા દોષથી ભરપૂર બનીએ છીએ. પરંતુ તે જ બાહ્ય સ્થૂલ દૃશ્ય સ્વીતનુના દરેક વિષયને ઉપરથી નહિ અડકતાં આપણે છેક છેલ્લે તેના સૂક્ષ્મ સ્વરૂપને સ્પર્શીશું; તો તે આપણને આપણી અપૂર્વ દિવ્યતા જ અર્પશે. તેના સ્થૂલ શબ્દને નહિ પણ તે શબ્દમાં સમાએલ સંગીતકળાની સ્વરસમતાને વિચારીએ, સેવીએ; તેના ચર્મ સ્પર્શને નહિ, પણ તે સ્વરસમતામાં રહેલ અલૌકિક અર્થસમતાને હૃદય સ્પર્શ કરીએ; તેના બાહ્ય ઉજ્જ્વલતા, લાવણ્ય આદિ રૂપ રંગને નહિ પણ તેની તે સ્વરસમતામાં ભરેલી પ્રેમનીતિબોધની ઉજ્જ્વલ લાવણ્યને નિહાળીએ; તેના સ્થૂલ લોહી ચર્મ વિકારથી ભરપૂર સુરતરસપાન કે અધર રસપાન નહિ; પણ તેની તે સ્વરસમતામાં સમાએલ હૃદયસંવેદ્યતાના રસનું પાન કરીએ; અને તેના વસન અલંકાર તથા સ્થૂલ તનુગત સ્થુલ જગતના સ્થૂલ સુગંધભરપૂર પુષ્પ પરાગ કે અત્તર આદિ કરતાં તેના સ્વરસમતાની મૂર્ત્તિ રૂપ સૂક્ષ્મ અદૃશ્ય રૂપમાં હોવા છતાં મહા વૈરાટ રૂપ મતિ સર્વ હૃદય આકર્ષક સંગીત કલામૂર્ત્તિમાંથી તેના વચન વચનના આનંદ પોષક વચનકુસુમના સૂક્ષ્મપરાગ કોશની સૂક્ષ્મ તીવ્ર આનંદ પોષક ગંધને, તથા તેજ વચનકુસુમના અર્ક અત્તર રૂપ હૃદયસંવેદ્યબોધસત્ર ગંધ સુગંધને સુંઘી બાહ્ય સ્થૂલતાને

દૂર રાખી આંતર સૂક્ષ્મતાને પૂજીએ; તો આપણી સ્થૂલ પંચજ્ઞાનેંદ્રિયની પારની સૂક્ષ્મ પંચ જ્ઞાનેન્દ્રિયને તેવા સૂક્ષ્મ પંચ વિષયોથી તૃપ્ત કરી શકીએ. તેવા વિષયસેવનથી તૃપ્ત થતાં આપણી નીતિભાવનાઓ પોષાય; ભય, રોગ, પ્રાકૃતતા દૂર જાય; અને આપણી ઉન્નતિ જ્યાં હોય ત્યાંથી ગોતતી, શોધતી આપણી હૃદયગોદમાં ભરાઈ વાસ કરતી થાય.

કાવ્યસંગીતને આપણી સૂક્ષ્મ આંતર પંચ જ્ઞાનેંદ્રિયને પોષક સૂક્ષ્મ આંતર પંચ મદાવિષયનું સૂક્ષ્મ મોહભરપૂર સ્ત્રીરૂપી રસતનુ છે. તે કાવ્યરસરૂપ સ્ત્રીતનુના ઉપભોગમાંજ આપણી પંચ જ્ઞાનેંદ્રિયની ખરી કેળવણી અને ખરી તૃપ્તિ સમાયલી છે. તેમાં જ આપણી એક જીવનની ઉન્નતિ સાથ અનેક મનુષ્યજીવનની ઉન્નતિ સમાએલી છે.

સર્વ પુષ્પરસ-પરાગને એકત્ર કરી મધુમક્ષિકાઓ જેમ મધપૂડો બનાવે છે; તેમ સાહિત્ય પણ કવિ, પંડિત, વક્તા, વિદ્વાન આદિ મધુમક્ષિકાઓએ મનુષ્યહૃદયના સમાસમાના વૃત્તિપ્રફુલ્લ વિકારકુસુમરસનો બનાવેલ મધપૂડો છે. તે મધપૂડામાં મધુતમ મધુર રસ જ ભરેલો છે. મધસેવન જેમ શરીરપુષ્ટિને માટે એક અકસીર દવા છે, તેમ સાહિત્યસેવન એ મનઃપુષ્ટિને માટે છે.

જગતના ઉદય કાળથી અદ્યાપિ પર્યંત અનેક પ્રજા રાજ્યરંગમાં ઘુમી, ગૃહસંસાર સુખનીતિરીતિમાં આગળ વધી, તે બધું દરેક વ્યક્તિગત સૂક્ષ્મ સત્ત્વ સાહિત્યસાધન રૂપ એક અપૂર્વ બાટલીમાં એકત્ર થએલ છે. આજ સુધીમાં અસંખ્ય મનુષ્ય હૃદયો જગતમાં આવી રમી ચાલ્યાં ગયાં; પરંતુ તે બધાંના જીવનની કશી સંભારણા પાછળ રહી જણાતી નથી; તે બધાને કોઈ સંભાળતું નથી; તે બધાં નામોની આવલીઓ ક્યાંઈ વંચાતી નથી; પણ તે ઘણાંમાંના જેઓએ સાહિત્યનો સુધારસ પીધો છે તે જ અમર થઈ ગયાં છે. તેઓએ તો પોતાના સ્થૂલ શરીર પાછળ એવું તો કોઈ અપૂર્વ સૂક્ષ્મ શરીર મૂક્યું છે કે, તે વખતમાં પોતાના નહિ પરિચયવાળી પ્રજામાં પણ અત્યારે તે પૂજાય છે; માન પામે છે. જગતની મહાન્ ગણાતી સમગ્ર પ્રજા તેમના તે શરીરને માન ભરી દૃષ્ટિએ માન ભર્યા હૃદયથી આલિંગે છે, ભેટે છે. તેવા અમર મહાત્માઓએ પોતે અમર થવાની સાથ તે સમયના જન સમૂહની ઉચ્ચતમ વૃત્તિ-લાગણીઓને પણ અમરત્વ આપ્યું છે. દરેક જનમંડલ પોતે પોતાનું હૃદયદુઃખ ભૂલતું; પોતાની ભૂત કથની કહેતું જે અમરત્વ ભોગવે છે તે બધું તેને તેના હૃદયપર સુપુત્રરૂપે રમતા અમર મહાત્માઓના ગ્રંથતનુથી જ છે.

આખા જગતનો ઇતિહાસ જોઇશું; દરેક પ્રજાના અંતરંગઆઘાતો વિચારીશું; તો માલૂમ પડશે કે દરેક પ્રજા ત્યારે જ પ્રસિદ્ધિમાં આવી છે, ઝળકી છે, કે જ્યારે તેના રસસમુદ્રમાં ભરતી થવા માંડી છે. જે પ્રજાના અમુક વ્યક્તિહૃદયમાં સાહિત્યરસ ઉભરાવા માંડ્યો અને તે રસ તેમાંના ઘણાં હૃદયો પીતાં થયાં; કે તે પ્રજાનો વિજયબાલસૂર્ય શુભ ભવિષ્ય સૂચક થયો જ. આપણા પર રાજ્ય કરતી ઇંગ્લીશ પ્રજાનો ઇતિહાસ પણ આપણને તે જ બોધ આપે છે.

પુરાણાદિમાં દેવ, ગંધર્વ આદિનું અમરત્વ કથેલ છે. અનેક કષ્ટદાયી ઉપાસના, યોગ,

દાન આદિથી અમરત્વ પ્રાપ્તિ વર્ણવી છે; તે હો વા ન હો; તેના પ્રત્યક્ષ પૂરાવા મળ્યા નથી ને મળશે એમ મનાય પણ નહિ. પરંતુ પ્રત્યક્ષ અમરત્વ ભોગવતા સાહિત્યરસસુધા પી, તેમાં મત્ત થએલ મહાત્માઓનાં અદશ્ય શરીરો આપણી નજર આગળ જ અમર રમતાં છે. દુનિયા પર અષ્ટ સિદ્ધિ પ્રાપ્ત કોઈ જણાયું નથી. જણાયું હોય તો તે તેની આસપાસનાં થોડાં હૃદય બહાર ઝળક્યું નથી. પરંતુ ખરી અષ્ટસિદ્ધિપ્રાપ્ત પુરૂષો તો સાહિત્ય રસસમુદ્રમાં તરતા મહાત્માઓ જ છે; અને જણાયા છે. તેમણે તે પોતાની સિદ્ધિપ્રાપ્તિ પોતાના અને પોતાની પાછળના અનેક જમાનાને દૃષ્ટવ્ય કરી છે, પોતાનાથી હજારો કોશ દૂર વસતાં હૃદયો પર તેની સત્તા ચલાવી છે. વ્યાસ, કાળીદાસ, શેક્સપીયર, ભવભૂતિ, ભર્તૃહરિ, બાણ, શ્રીહર્ષ આદિ અમર છે. તેમણે જે અષ્ટ સિદ્ધિ પ્રાપ્ત કરેલ તે બધી તેના ગ્રંથશરીરમાં રહી આજે પણ અપૂર્વ સત્તા ચલાવતી આપણા હૃદયપર સામ્રાજ્ય ભોગવે છે. અસંખ્ય મનુષ્યો વચ્ચે આગળ આવી એવા થોડા જ મનુષ્યોએ મહાત્મપદ, અમરપણુ મેળવ્યાં છે; સિદ્ધિ પ્રાપ્ત કરી છે. તેવાં અમરપણ અને સિદ્ધિ સહેલાં નથી. કોઇ પુણ્યશાળી પવિત્ર મહાત્માઓએ જ પોતાના હૃદયને પ્રેમનીતિવૈરાગ્યમતી ઉચ્ચતમ ભાવનાના સપ્ત તાપમાં ગાળી, પીગાળી, જનસમુહના જીવનરસરૂપે આગળ ધરેલ છે. તેવા ઉગ્ર તપ, ઉપાસના અને હૃદયાર્પણમાં જ તેમને તેવાં અમરત્વ તથા સિદ્ધિ પ્રાપ્ત થયાં છે. બધું શ્રમસાધ્ય છે; પરંતુ સાહિત્ય પાછળનો શ્રમ તો પ્રત્યક્ષ અમરતા જ અર્પે છે.

અમુક અક્ષરથી ઉત્પન્ન થએલ અમુક શબ્દોના સમૂહ મંત્ર રૂપે પૂજાઇ દ્દષ્ટિ સિદ્ધિ આપનાર જણાય છે; તે પણ તેવા સાહિત્યપૂજક અમર મહાત્માઓના સાહિત્યરસથી મત્ત થએલ દિવ્ય હૃદયના સૂક્ષ્મમાં સૂક્ષ્મ વૃત્તિવ્યાપારના અપૂર્વ દૃષ્ટાંતો છે. ॐ तत् सत् परमात्मने नमः એ મહામંત્ર પણ અમુક અક્ષરથી વ્યક્ત શબ્દસમૂહ જ છે; જેના જપથી બ્રહ્માએ પોતે સિદ્ધિ મેળવ્યાનું કહેવાય છે. બધાં ભવિષ્ય સૂચનો પણ સાહિત્યમત્ત પુરુષોનો મનુષ્યના શાંતહૃદયવૃત્તિવ્યાપારનો કોઇ અપૂર્વ દિવ્ય પ્રકાશમય કોણમાં બેસી કરેલ કોઇ અભ્યાસ જ છે.

કહાન ચકુ ગાંધી.

---

## આપણા ગ્રાજ્યુએટો.

પહેલા લેખમાં ગ્રાજ્યુએટ ભાઇઓને કેવી વિકટ અને જવાબદારી ભરેલી સ્થિતિમાં વસવાનું છે તે બતાવ્યા પછી તાજેતરમાં તેવી સ્થિતિમાંથી જીવનનૌકા સફળતાંથી પાર લાવવા માટે જોઇતા ઉદ્યોગ ઉત્સાહ અને ઉમંગની આવશ્યકતા બતાવવા પામર પ્રયત્ન કરેલ. તે ઉદ્યોગ અને ઉત્સાહનો અભાવ આ લીટીના લખનાર એકને જ જણાય છે તેમ તો નથી. વિદ્યા અને કેળવણીએ જે રસ્તાઓ ખુલ્લા મુકવા જોઇએ તે રસ્તાના દરવાજાઓ હજી આપણા ભાઇઓને દૃષ્ટિગોચર થયા હોય એમ ભાસતું નથી. તેને માટે શ્રીમંત સરકાર શ્રી ગાયકવાડ સયાજીરાવે જણાવેલા નીચેના વિચાર ગ્રાજ્યુએટ ભાઇઓમાંથી કેટલાકે તો વાંચેલ હશેજ. તોપણ ફરી વાંચવાથી પુનર્વાચનના લાભ થશે માની નીચે ટાંકુ છું.
"Education, by instruction and example, is the great begetter of self-help. But it is the misfortune of India that its educated sons choose to be as helpless and unenterprising as the ignorant; for they allow their horizon to be limited by the alluring prospects of Government service. *The educated class must break through the bonds of apathy and dependence.* They must begin to work out new careers for themselves in a spirit of manliness and self reliance. Then only can any sensible improvement take place."

શ્રીમંત સરકારની ઉક્તિ વજનદાર તથા સચ્ચાઇભરેલી છે અને તેમનો ઉપદેશ લાગતો અને લાભકારક છે એ તો સૌ કોઇ વાંચતાં વેંતજ કબુલ કરશે.

ગ્રાજ્યુએટ ભાઇઓએ લાંબા વખત થયાં ચડી ગયેલી આળસ હવે ખંખેરી નાખવું જોઇએ અને મોઢાંના મિથ્યા તડાકા કરવાને બદલે વર્તમાનની પ્રવૃત્તિમાં માથાં મારી બહાર નીકળવું જોઇએ.

અલબત, આ ઉપરથી હાલમાં ચાલી રહેલા વાણી વિનિમયના ખળભળાટને ઉપેક્ષિત કરવા જેવું નથી. કારણ પહેલાં નેવો ખળભળાટ ખૂબ નીમશે ત્યારેજ કાંઈ પ્રવૃત્તિ પગભર થશે. કેટલાક અંધ શ્રદ્ધાથી જૂના સંપ્રદાયને વળગી રહેનારાઓ સુધારાનો કુધારો થયો એમ કહી ફાવે તેમ નવીનોનો તિરસ્કાર અને તેમની હાસ્યભરેલી ટીકા કરે છે ખરા. પણ તેઓની ટીકામાં જો કાંઈપણ સત્ય હોય તોપણ બીજાઓએ જરાપણ પાછા હઠવાનું નથી. જ્યારે જ્યારે નવીનતાનો પ્રાદુર્ભાવ થાય છે ત્યારે ત્યારે હમેશાં બે તડાં પડે છે. માનુષી સ્વભાવજ કાંઇ એવો છે કે જૂનું તે સાચું ને નવું તે ખોટું એમ માની રહે છે, તો તેવી ટીકાથી નાહિમત ન થતાં, જો કદાપિ કાંઈ કુધારો થતો હશે તો પણ સત્ય અને સાર્વજનિક હેતુ માટેના ખરા પ્રયાસ હમેશાં શુભફળદાયી નીવડશેજ એવી આશાથી આગળને આગળ વધ્યા કરવું જોઇએ. તેવા દેખીતા કુધારાથી હબકી ન જવાનું ધ્યાનમાં રાખવા જાણવું જોઇએ કે દુધમાંથી ઘી લેવું હશે તો પહેલાં તેને બગાડવું જોઇશેજ. પ્રા-

રંભમાં બગડેલ ખારો સ્વાદ થશે, તેમાંથી સ્વાદિષ્ટ દહીં બનશે, પછી દહીંમાં પણ પાણી ઉમેરી ખુબ વલોવવું જોઇએ ત્યારે તેમાંથી માખણ, અને તે પછી ઘી થશે. તેમજ સાંસારિક સ્થિતિ રૂપી દુધમાંથી ઘી લેવા જતાં, શરૂવાતમાં જો કદાચ કાંઇ ખટાશ લાગે તો તે પણ દરગુજર કરવી જોઇએ. અને પછી થવાના ખળભળાટને અંતે પુનરુત્થાન થઈ હેતુ બર લાવી શકાશે. સદ્‌ભાગ્યે હવે ખટાશનાં ચિહ્‌ન વિરામ પામ્યાં છે ને ખળભળાટ શરૂ થયો છે. આ સાંસારિક સ્થિતિના મહાયજ્ઞમાં ગ્રાજ્યુએટોએ ગુરુ અને બ્રાહ્મણ તરીકે કામ કરવાનું છે તેટલુંજ નહિ પણ ઋત્વિજનું પણ કામ તેઓએજ બજાવવાનું છે. જ્યાં સુધી પ્રારંભથી તે અંત સુધી એક અવાજે કામ નહિ થાય ત્યાં સુધી બધું સીધેસીધું પાર ઉતરવું મુસ્કેલ છે. માટે આ જામેલા મામલામાં સરકારી નોકરીમાં લુબ્ધ થયેલા જનોએ દેશોદ્ધારનાં કામમાં સવિશેષ ભાગ લેવાનો છે. નોકરીમાં લાગ્યા એટલું તો તેઓનું અને દેશનું એક રીતે સદ્‌ભાગ્યજ, કારણ તેથી સૃષ્ટિના સર્વ જીવોને પ્રવર્ત્તાવનાર પેટની તો તેમને ફિકર રહેતી નથી. ત્યારે તે હેતુ સિદ્ધ થયા પછી તો તેઓ પોતાની બુદ્ધિ, પોતાનો ઉત્સાહ, પોતાની કાર્યવૃત્તિ અને પોતાની ખંત વધારે જોરથી બતાવવી જોઇએ.

ત્યારે સ્વાભાવિક રીતે પ્રશ્ન ઉઠે છે કે એ પ્રયત્ન કયે રસ્તે કરવા? તો કહીશ કે

‘નહિ પ્રશ્ન એ ચાલે, ઉત્તર તમે લ્યોની શોધી પોતે;
ઉગ્યો ભાણ વિદ્યાનો તમમાં, પુછો પછી બીજાને શું?’

તોપણ ભિન્ન ભિન્ન મતિવાળા પુરુષોનો હમેશાં મતભેદ થયા કરે છે ત્યારે કાંઈ સર્વને ગ્રાહ્ય થઈ શકે તેવો માર્ગ કાઢવો એ ડહાપણ ભરેલું છે એમ સૌ માનશે.

હાલના આપણા સર્વ વિવાદોમાં બધો ભાર ધર્મ પર મુકાય છે. મૂળ લેખો વાંચ્યા વિના તથા તે પર શ્રદ્ધાની વિચક્ષણ નજર કરી ગંભીર વિચાર કર્યા વિના, આપણા ગ્રાજ્યુએટોમાંથી ઘણા તે સંબંધે રૂચે તેવા મત બાંધે છે. તો તેઓને કહેવાનું કે માનુષી મતિ સમર્યાદ છે—અમર્યાદ નથી. એકની બુદ્ધિમાં બધું આવી જતું નથી. સર્વને સર્વ બાબત પર વિચાર કરવાનો અવકાશ મળતો નથી. જે બાબતો પર અનાદિકાળથી વિરૂદ્ધ મત ચાલ્યા આવ્યા છે તે બાબતોનો નીવેડો એક સ્વચ્છંદીપણે વર્તનારને પોતાને સ્વતંત્ર મતિવાળા કહેનારથી આવવાનો નથી. ત્યારે લોર્ડ બેકન કહે છે તેમ જૂને રસ્તે ઉભા રહી, બંને માર્ગપર દીર્ઘદૃષ્ટિ નાખી, નવો માર્ગ અંત સુધી સારોજ છે એમ ખાત્રી કરી, પછીજ જૂનો તજવાનું ડહાપણ રાખવું એ શું ખોટું છે? વળી, આજ છે તેવા વિચાર સદાય કાળ તમારા રહેશે તેની ખાત્રી શું? અપક્વ વિચારો ઘણાના ફરી ગયા છે તેટલા દાખલા શું તમને વધારે સાવધ કરવા બસ નથી? અસ્તુઃ તે જે હોય તેમ ભલે રહે. કદાપિ તેમાં મત વિરૂદ્ધ પડતા હોય તો પણ એવી એકે બાબત નથી કે જેમાં મતભેદ નજ હોય? ધર્મ, નીતિ, વ્યવહાર અને આચાર વગેરે વિષે લંબાણે કહી જામી રહેલી મતભેદની લડાઈ પાછી ચલવવા કરતાં જ્યાં કોઇના મતભેદ નજ હોય તેવી સલામત ભૂમિપર ચાલવું એજ બહેતર છે.

આપણા હુન્નર તથા આપણી કારીગરીનો વિષય એવો છે કે જેમાં ઝાઝો મતભેદ થવાનું કારણ નથી. અલબત, તેમાં એ એમ કહી શકાય કે હુન્નર કારીગરીની પડતીનું કારણ દરિદ્રતા છે ને દરિદ્રતાનું કારણ આપણા સાંસારિક તથા વ્યાવહારિક રીતરિવાજો છે, તોપણ વિશાળપણે જોતાં તે રીતરિવાજોની હાજરીમાં પણ કારીગરીના ઉત્તેજન અર્થે કાંઈ કરી શકાય તેવું છે ખરૂં. જે કારીગરી દેશનો પૈસો બીજા દેશમાં જતો અટકાવે અને બને તો પરદેશનો પણ ખેંચી લાવે તેજ ઉત્તમ ગણાય યંત્રસાધનની અપુટ સામગ્રી જોતાં વિદેશી વસ્તુઓ સાથે સ્પર્ધા કરી શકાય તેવું તો નથી. પણ તેજ કિંમતે જરા ઓછી ખુમાસવાળી વસ્તુઓ વાપરવામાં આવે તો ખરેખર તેટલું ઉત્તેજન પણ પરિણામમાં ઘણુંજ લાભકારી થાય. ત્યારે કદાપિ પોતાનું શાંત જીવન તજી ન શકાય, સ્વચ્છંદી ટેવોને દાબી ન શકાય, મનની ઉછળતી વૃત્તિઓને ખાળી ન શકાય, અથવા તો એવી તેવી લપમાં પડી વૃથા જીવ ને ઉદ્વેગ કરાવવો એ વાજબી ધારી ન શકાય, તોપણ **દેશને અર્થે** તેટલોજ સ્વાર્થત્યાગ તો થઇ શકે કે કેમ એ સવાલ હું મારા ગ્રાજ્યુએટ ભાઇઓ પાસે મુકી, મારા નમ્ર પ્રશ્નનો વિચાર ફરી મળીએ ત્યાં સુધીમાં કરી લેવા વિનતિ કરૂંછું.

એક ગ્રાજયુએટ.

---

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૩, અંક ૫. [ માસિક ] જ્યેષ્ઠ (૧, ૨), સંવત્ ૧૯૬૦.

## દિગ્દર્શન.

( અનુસન્ધાન ગતવર્ષ પૃષ્ઠ ૩૨૭ થી. )

**વર્તમાન બ્રિટિશ નીતિશાસ્ત્ર (૨)**

આજથી થોડાક અંક અગાઉ, નીતિશાસ્ત્ર જેવા—મનુષ્યે અત્યન્ત મનન કરવાયોગ્ય—વિષય ઉપર આજકાલ ઇંગ્લંડમાં કેવા કેવા સિદ્ધાન્તો પ્રચલિત છે, એ સંબન્ધી વાચકને કાંઈક દિગ્દર્શન કરાવવાનો પ્રયત્ન આદર્યો હતો. એ પ્રયત્નને અંગે પ્રથમ અંગ્રેજ પ્રજાના ખાસ સ્વભાવનું સૂચન કરતો એવો જે જનસુખવાદ, એનાં—બેન્થામ, મિલ, અને સિજ્વિક—એ ત્રણે આચાર્યોને મુખે પ્રતિપાદિત થએલાં ત્રણ સ્વરૂપો બતાવ્યાં; એમાં ઉત્તરોત્તર કેવા ફેરફાર થતા ગયા, અને આજ સિજ્વિકના હાથમાં એ સિદ્ધાન્તે શું સ્વરૂપ લીધું છે એ વિષે વાચકને બનતી સરળતા અને સ્પષ્ટતાથી કાંઈક ખ્યાલ આપ્યો. આજ હવે, એ સિદ્ધાન્તથી તદ્દન જુદા જ પાયા ઉપર રચાએલું એક બીજું જ નીતિતત્ત્વ લઈએ. આ નીતિતત્ત્વ ડૉ. માર્ટિનોનું છે. એણે યદ્યપિ યુનિવર્સિટિના વિદ્વાન પ્રોફેસરો ઉપર બહુ

અસર નથી કરી, તથાપિ ઊંડા હૃદયમાંથી નીકળી મધુરતેજસ્વી ભાષા દ્વારા સામાના ઊંડા હૃદયમાં પ્રવેશવાની અસાધારણ શક્તિને લીધે, ધાર્મિક જનમંડળમાં સારો પ્રચાર મેળવ્યો છે.

જનસુખવાદ જેમ બેન્થામથી શરૂ થઈ મિલમાંથી નીકળી સિજ્વિકમાં પરિપૂર્ણ વિશુદ્ધિ અને સિદ્ધિએ પહોંચ્યો, એ તરેહનો પૂર્વ ઇતિહાસ ડૉ. માર્ટિનોના નીતિતન્ત્રને નથી. ડૉ. માર્ટિનોનું નીતિતન્ત્ર મુખ્યત્વે કરી બટલર (અંગ્રેજ) અને કાન્ટ (જર્મન) એ બે પ્રાચીન આચાર્યોના સિદ્ધાન્તો ઉપર રચાએલું છે; પણ બટલર–કાન્ટ–અને માર્ટિનો એવાં એક જ સિદ્ધાન્તનાં એક પછી એક આગળ ભરાતાં પગલાં નથી, એટલે માર્ટિનોને સમજવા માટે બટલર અને કાન્ટના અવલોકનની ખાસ જરૂર રહેતી નથી. માટે આ સ્થળે, વર્તમાન સમયનાં નીતિશાસ્ત્રોનું જ નિરૂપણ કરવાનું હોવાથી, આપણે માત્ર માર્ટિનો જ લઇશું; એના અન્તરમાં અન્ય તત્ત્વચિન્તકો એની મેળે આવી જાય તો ભલે.

ડૉ. માર્ટિનો કહે છે કે મનુષ્યને અન્તર્ અને બહિર્, તેમજ પ્રત્યક્ષ અને એની પાર, દૃષ્ટિ નાંખતાં ત્રણ પદાર્થો નજરે પડે છેઃ (૧) પોતે, (૨) જગત્, અને (૩) એ બંને થકી કોઇક પર પદાર્થ–જે ત્રણને અંગ્રેજી શબ્દો વાપરતાં આપણે (૧) Man, (૨) Nature, and (૩) God, અને આપણું એક પ્રસિદ્ધ ત્રિપુટીવચન લેતાં (૧) 'મન', (૨) 'માયા', અને (૩) 'મહેશ્વર' કહીએ છીએ. હરેક નીતિશાસ્ત્રનો ઉઠાવ આ ત્રણ પદાર્થોમાંના એક પદાર્થો ઉપરથી થાય છે—

(૧) કોઇક આ પરિદૃશ્યમાન **જગત્**ના સ્વરૂપનો નિર્ણય કરી, તદનુસાર મનુષ્યનો વિચાર કરે છે, અને એના કર્તવ્યનો સિદ્ધાન્ત બાંધે છે. ઉદાહરણ તરીકે,–જગત્ કાર્યકારણના સખ્ત નિયમથી જકડાએલું છે, અને એ જ નિયમ મનુષ્યને પણ લાગુ પડે છે, એટલે પાપ–પુણ્ય માટે મનુષ્યમાં કોઈ પણ પ્રકારની સ્વતન્ત્રતા નથીઃ એ જે કરે છે એ જગતની શક્તિઓને વશ રહીને કરે છે, અને એ શક્તિઓની વ્યવસ્થાને અધીન થવું એમાં જ મનુષ્યનું સુખ રહ્યું છે, અને એ જ કર્તવ્ય છે. આ એક પદ્ધતિ.

(૨) કોઇક આ જગતની **પાર**ના પદાર્થ–**સગુણ ઇશ્વર** વા **નિર્વિશેષ સત્**–નો વિચાર કરી, એને આધારે મનુષ્યનું કર્તવ્ય ઠરાવે છે. અર્થાત્, એ ઇશ્વરની ઇચ્છા વા એ સત્‌ના સ્વભાવને અનુસરવું એમાં કર્તવ્યનો સમાવેશ કરે છે. ઇશ્વરની ઇચ્છા કોઇક ધર્મગ્રન્થના વાક્યમાંથી સમજી લે છે, અને સત્‌નો સ્વભાવ એવો સર્વવ્યાપક માને છે કે મનુષ્ય પણ એની અન્દર આવી જાય છે–એટલે બંને રીતે મનુષ્યનો આત્મા ગૌણ રહે છેઃ એકમાં ધર્મગ્રન્થના વાક્યનું, અને બીજામાં સત્‌ના સ્વભાવનું દબાણ બહારથી આવી આત્મા ઉપર પડે છેઃ એમાંથી એકેમાં આત્માની પોતાની પ્રતિષ્ઠા જળવાતી નથી.

(૩) વળી,–કોઇક **મનુષ્ય** ઉપર જ પ્રથમ દૃષ્ટિ નાંખે છે, આત્મા પોતે અન્તરમાંથી જે

નિર્ણય આપે એને જ પ્રમાણ માને છે, અને ઈશ્વિર સુદ્ધાંને આત્મગુહામાં સંભળાતા ધ્વનિ ઉપરથી શોધી કાડે છે.

આ ત્રણે પદ્ધતિઓને આપણે ક્રમવાર—જરા કામચલાઉ ભાષામાં—(૧) **જગત્પ્રધાન**, (૨) **ઇશ્વરપ્રધાન** અને (૩) **મનુષ્યપ્રધાન** એ નામ આપીએ. આ ત્રણમાંની પહેલી બે પદ્ધતિઓનો, ઉપર ટુંકામાં સૂચવેલાં કારણસર, ડૉ. માર્ટિનો ત્યાગ કરે છે. ત્રીજી પદ્ધતિ સ્વીકારે છે—પણ એ પદ્ધતિના કેટલાક પેટાભેદ બતાવે છે, અને એમાંનો એક સ્વીકારી બીજા ખોટા ઠરાવે છે.

(૩ क) મનુષ્યમાં જે **સુખદુઃખ** અનુભવવાની વૃત્તિ છે એ જ કર્તવ્યબુદ્ધિરૂપે **ભાસે** છે એમ કેટલાક માને છે. એ જ વૃત્તિ કાળે કરી રૂપાન્તર પામી કર્તવ્યબુદ્ધિરૂપે **જામી** જાય છે એમ બીજા કેટલાકનું કહેવું છે. કર્તવ્યબુદ્ધિ અન્ય કોઈ પણ વૃત્તિનું રૂપાન્તર નથી, **સહજસિદ્ધ** છે, પરન્તુ એના નિર્ણયો સુખદુઃખને હિસાબે જ અપાય છે, એમ ત્રીજા કહે છે. જનસુખવાદીઓ આ વર્ગમાં પડે છે. જીવનને અનુકૂલ તે કર્તવ્ય એમ કહેનારા વિકાસવાદીઓ—ઉત્ક્રાન્તિવાદીઓ* પણ આ વર્ગમાં જ આવે છે; કારણ કે તેઓના જણાવવા પ્રમાણે **સુખ** એજ જીવનને ટકાવનાર વિસ્તારનાર અને વધારનાર શક્તિ છે.

(૩ ख) બીજો એક પક્ષ કર્તવ્યવૃત્તિને **સત્ય-અસત્યના જ્ઞાન** રૂપે પ્રતિપાદન કરનારાઓનો છે. અર્થાત્ તેઓના મતમાં, વસ્તુસ્થિતિ શી છે એ **જાણવામાં** કર્તવ્યવૃત્તિ સમાએલી છે. એટલે આ સિદ્ધાન્તમાં વિદ્વત્તા—જ્ઞાન એમાં જ કર્તવ્યનિષ્ઠા આવી જાય છે.

(૩ ग) વળી, એક ત્રીજો પક્ષ એવો છે કે—કર્તવ્યબુદ્ધિ તે એક પ્રકારની **લાગણી** છે: જેમ સૌન્દર્ય આપણે લાગણી વડે ઓળખીએ છીએ તેમ કર્તવ્ય પણ લાગણી વડે ઓળખીએ છીએ; જે લાગણીના ભેદે કરી સારા-ખોટાના ભેદ પડે છે. પરન્તુ એ મતમાં પણ, કર્તવ્યબુદ્ધિનું જે ખાસ સ્વરૂપ—અમુક **કરવું જોઇએ**, અમુક **ન કરવું જોઇએ**—એ લક્ષમાં રહેતું નથી.

માટે ડૉ. માર્ટિનો આ સર્વ પદ્ધતિઓથી પોતાની પદ્ધતિને જૂદી પાડે છે અને કહે છે કે—

(૧) નીતિશાસ્ત્રનો ઉદ્ભવ **મનુષ્યના પોતાનામાંથી** થવો જોઇએ—ન જગતમાંથી અને ન ઇશ્વરમાંથી. એટલે, જેઓ મનુષ્યના અન્તરનો સ્વતન્ત્ર અભ્યાસ કરવાને બદલે, (क) જગતમાં જ એને સમાવી દે છે, જે કાર્યકારણનો અન્ધ નિયમ બહાર જુએ છે

*આ ઉભય શબ્દ 'ઇવોલ્યૂશન'—વાદીઓ માટે પ્રચલિત છે. બંને જુદે જુદે પ્રસંગે બરાબર છે: બીજ ઉપર દૃષ્ટિ રાખી બોલતાં જે વિકાસવાદ, એજ ફલ ઉપર દૃષ્ટિ રાખી બોલતાં ઉત્ક્રાન્તિવાદ.

તે જ અન્તરમાં કલ્પી લઇ, મનુષ્યને જગતનો એક જડ પથરો કે વિવેકહીન પશુ જેવો પરતન્ત્ર માની લે છે, તેઓ ભૂલ કરે છે; તેમજ (ख) જેઓ એને સર્વથા ઇશ્વરાધીન ઠરાવે છે તેઓ પણ મનુષ્યની કર્તવ્ય પરત્વે સ્વયંપ્રકાશ સ્વતન્ત્રતાની ખોટી અવગણના કરે છે. મનુષ્ય કાંઇ પૂતળું નથી, ઇશ્વરે મનુષ્યને સ્વતન્ત્ર બનાવ્યો છે, એ સ્વતન્ત્રતાનો સારો-નરસો ઉપયોગ કરવો એના ઉપર જ પાપપુણ્યની વ્યવસ્થા રહેલી છે-અને એ સ્વતન્ત્રતા તે ઇશ્વરની સર્વશક્તિમત્તાને બાધ કરનારી નથી-એની જ સાધક છે, અને એના ન્યાય અને પ્રેમની સાક્ષી પૂરનારી છે.

(૨) મનુષ્યને ઇશ્વરે **અન્તર્દૃષ્ટિ** આપી છે અને એ દૃષ્ટિ વડે એ પોતાનું સ્વરૂપ સમજે છે અને પોતાના કર્તવ્યનો નિર્ણય કરી શકે છે. આ અન્તર્દૃષ્ટિ વડે મનુષ્ય જોઇ શકે છે કે એનામાં સત્યાસત્ય જાણવાની, અને સૌન્દર્ય વગેરે માટે લાગણી ધરાવવાની, અને કર્તવ્યનિર્ણય કરી તે તરફ પ્રવર્તવાની શક્તિ છે-અને આ ત્રણે શક્તિઓ એક જ આત્મામાં ગુંથાએલી છતાં, એક જ આત્માનાં ત્રણ સ્વરૂપ હોવા છતાં, એક એકથી જૂદી પાડી અવલોકી શકાય એવી છે. આ ત્રણમાંની છેલ્લી શક્તિ ઉપર નીતિની ઇમારત રચાએલી છે.

(૩) અન્તર્દૃષ્ટિ ફેરવતાં જણાય છે કે (ક) આપણે નીતિના વિષયમાં સારા ખોટાનો જે મત ઉચ્ચારીએ છીએ એ **ચેતન** ઉપર હોય છે, અચેતન ઉપર નથી હોતો. દરિયાઈ તોફાન કે સુગન્ધી વાયુને આપણે નીતિપરત્વે સારાં-ખોટાં કહી શકીએ નહિ. (ખ) ચેતનના પણ બાહ્ય આચારને નૈતિક સારાખોટાપણું લાગુ પડતું નથી, આચાર તો ગમે તે હોય પણ જે **આન્તર** હેતુ (ઉદ્દેશ)થી પ્રેરાઈ એ આચાર ઉદ્‌ભવ્યો હોય એ હેતુ ઉપર જ નૈતિક સારાનરસાપણું રહેલું છે. (ગ) વળી વિચાર કરતાં એમ પણ સમજાશે કે જે ઊર્મિઓ એની મેળે જ નીકળી આવે છે અને જેને રોકવા ન-રોકવાનો પ્રશ્ન જ નથી, એને પણ નીતિની વાત લાગુ પડતી નથીઃ પશુઓની આન્તર વૃત્તિઓ એમને વિષય પ્રતિ પ્રેરે છે, એમાં એમની સ્વતન્ત્રતા જ હોતી નથી, અને તેથી એમને નીતિવાળાં કે અનીતિવાળાં કહી શકાતાં નથી. (ઘ) જ્યારે **એક-કરતાં વધારે** વૃત્તિઓ હૃદયમાં ઉદ્‌ભવી, **એકી વખત** આત્માને સ્હામસ્હામી તાણી જવા મથે છે ત્યારે જ નીતિનો પ્રશ્ન ઉભો થાય છે. અને આ પ્રશ્ન ખાસ મનુષ્યને જ લાગુ પડે છે. (ઙ) એક કરતાં વધારે વૃત્તિઓની મનુષ્ય આત્મામાં એકી વખતે તાણાતાણ થાય છે એમ કહ્યું એ ઉપરથી શિયાળ અને કુતરાના જેવી તાણાતાણ સમજવાની નથી-અર્થાત્ જે વૃત્તિ જબરી હોય તે છતી જાય અને આત્માને આ જીતહાર સાથે કાંઈ જ લેવા દેવા નથી, એમ નથી. બંને વૃત્તિઓ આત્માને ખેંચે છે, પણ એમાંથી કયી પસન્દ કરવી એ આત્માના **સ્વાતન્ત્ર્ય**ની વાત છે. એમાંથી ચડીઆતી પસન્દ કરવી એનું નામ નીતિ, અને ઉતરતી પસન્દ કરવી એનું નામ અનીતિ. (ચ) નીતિદૃષ્ટિએ વૃત્તિઓની, એક બીજાની સાથે સરખાવતાં, આ જે ઉચ્ચનીચતા પ્રતીત થાય છે એ વૃત્તિઓમાં જ રહેલી છે, અને તે સ્વયંપ્રકાશ છે; એ કાંઈ પરિણા-

મના હિસાબને લઇને ઉત્પન્ન થતી નથી. એટલે અમુક વૃત્તિને આચારમાં પરિણમવા દેવાથી સુખ થશે અને અમુકથી દુઃખ થશે એ વિચાર નૈતિક દૃષ્ટિએ તદ્દન અપ્રાસંગિક છે: **પરિણામે સુખ થાઓ વા દુઃખ થાઓ**, બે વૃત્તિઓમાં જે વૃત્તિ ચઢીઆતી હોય એનો જ સત્કાર કરવો એમાં નીતિ રહેલી છે. અને બે વૃત્તિમાં કયી વૃત્તિ ચઢીઆતી છે, એ એ વૃત્તિઓ તરફ નૈતિક દૃષ્ટિ ફેરવતાં સહજ સમજાઇ આવે છે. (છ) જે વખતે મારી આગળ બે વૃત્તિઓ આવીને ઉભી રહે છે અને દરેક પોતપોતાની તરફ મને ખેંચી જવા યત્ન કરે છે, તે વખતે એક રીતે મારું સ્વાતન્ત્ર્ય અને બીજી રીતે મારું પારતન્ત્ર્ય પ્રતીત થાય છે: સ્વાતન્ત્ર્ય આવી રીતે કે એમાંથી કયીને જય આપવો એ મ્હારા હાથની વાત છે. પારતન્ત્ર્ય એવી રીતે કે એમાંથી કયીને જય આપવો ઘટે છે એ નિર્ણય કરવામાં હું સ્વતન્ત્ર નથી. આવે પ્રસંગે નીચ વૃત્તિને જય આપવા ઇચ્છું તો તેમ કરવાની મારામાં **શક્તિ** છે, પણ તેમ કરવાની મને **છૂટ નથી. (જ) છૂટ નથી** એ શું બતાવે છે? એ જ કે નીતિ એ મારા સ્વચ્છન્દની વાત નથી. કોઇક બીજાની મારા અન્તરૂમાં આજ્ઞા થાય છે, જે અનુસરવાની મારી ફરજ છે. એ બીજું તે કોણ હોઇ શકે? કોઇક ઉચ્ચતર આત્મા: જે જ્યાં જ્યાં નીતિનું ભાન થાય છે ત્યાં ત્યાં સરખી રીતે રહેલો છે, અને જેની પવિત્રતા મને મારા પાપ માટે શરમાવે છે, જેને આજ્ઞા કાઢવાનો પૂર્ણ હક છે અને એ આજ્ઞા અનુસરવાની મારી પૂર્ણ ફરજ છે, અને ફરજ છે તેટલો જ—મારી વૃત્તિઓ શુદ્ધ થઇ હોય તો—આનન્દ છે. આ પ્રમાણે, નીતિનું તત્ત્વ તપાસતાં પરમાત્માનું ભાન સ્પષ્ટ થાય છે.

ડૉ. **માર્ટિનો**ના વિશાળ નીતિતન્ત્રમાંથી આટલા મુખ્ય સિદ્ધાન્તો અત્રે તારવી કાઢ્યા. આ ઉપરાન્ત હૃદયના જુદા જુદા ભાવોનું વર્ગીકરણ, એમનો એક બીજાની સરખામણીમાં ઉચ્ચ નીચ ક્રમ-વગેરે ઘણી બાબતોનું ડૉ. માર્ટિનોએ સવિસ્તર નિરૂપણ કર્યું છે.—પણ અત્રે જે અવલોકન આરંભ્યું છે તેમાં એટલે સુધી જવાની જરૂર નથી.

હવે આપણે ઉપરના સિદ્ધાન્તો સિજવિકના સિદ્ધાન્તોથી ક્યાં ક્યાં જુદા પડે છે એ વિચારીએ:—

(૧) આપણે જે સારા ખોટાનો નૈતિક મત ઉચ્ચારીએ છીએ એ **આન્તર વૃત્તિ** ઉપરાન્ત **બાહ્ય આચારને** લાગુ પડે છે એમ સિજવિકનો સિદ્ધાન્ત છે. માત્ર આન્તર વૃત્તિને જ લાગુ પડે છે એમ માર્ટિનો કહે છે.

(૨) નૈતિક મત બાંધવામાં **પરિણામ** જોવાનું છે એમ સિજવિક કહે છે; માત્ર **ઉદ્દિષ્ટ હેતુ** જ જોવાનો છે એમ માર્ટિનો કહે છે. એકના મત પ્રમાણે મૂર્ખતામાં પણ પાપ થાય છે; બીજાના મત પ્રમાણે મૂર્ખ તે મૂર્ખ, અને પાપી તે પાપી: અજ્ઞાન અને પાપ બંને જૂદાં છે.

(૩) કર્તવ્ય એ પરિણામે ઉપજતાં **સુખ દુઃખ**ને લઇ નિર્ણીત થાય છે એમ સિજવિકનો

મત છે; કર્તવ્યને સુખ દુઃખની ગણતરી સાથે કાંઇ જ લેવા દેવા નથી એમ માર્ટિનોનો સિદ્ધાન્ત છે.

(૪) સામાન્ય કર્તવ્યબુદ્ધિ સહજસિદ્ધ છે એ તો સિજવિકને પણ કબુલ છે; પણ વિશેષ કર્તવ્ય તો પરિણામના **વિચાર** ઉપરથી નક્કી થઇ શકે છે એમ એ માને છે. વિશેષ કર્તવ્યનો નિર્ણય પણ તે તે વૃત્તિઓ ઉપર દૃષ્ટિ નાંખતાં–એમના ઉચ્ચ નીચ ક્રમમાં–સ્વતઃપ્રતીત થઇ આવે છે એમ માર્ટિનોનું કહેવું છે. એક **વિચારને** અવલંબે છે, અને એક **આન્તર દૃષ્ટિને** અવલંબે છે.

(૫) મનુષ્ય ઉચ્ચ વૃત્તિને અનુસરવા **ધારે** તો અનુસરી **શકે**–એ સ્વાતન્ત્ર્ય ઉપર એની સારાખોટા માટેની જવાબદારી રહેલી છે, અને એ સ્વાતન્ત્ર્ય નિષેધવાની સાથે આખું નીતિશાસ્ત્ર પડી ભાગે છે; કારણ કે નીતિશાસ્ત્ર સારાખોટાના અભિપ્રાયોમાંથી રચાએલું છે, અને એ અભિપ્રાયો મનુષ્યનું કર્તવ્ય પરત્વે સ્વાતન્ત્ર્ય સ્વીકારી લે છે–આવો ડૉ. માર્ટિનોનો સિદ્ધાન્ત છે. પ્રો. સિજવિકના મત પ્રમાણે–આ સ્વાતન્ત્ર્ય તત્ત્વદૃષ્ટયા ખરૂં હશે વા ન હશે. નીતિશાસ્ત્ર એ તકરારનો નીવેડો લાવ્યા વિના આગળ ચાલી શકે છે.

(૬) **નીતિમાં જે જવાબદારી** અને ફરજ રહેલાં છે, એમાંથી ડૉ. માર્ટિનો પરમાત્માનું અસ્તિત્વ સિદ્ધ કરે છે; પ્રો. સિજવિક, આ જન્મમાં ઘણીવાર સુખ અને સદાચાર વિખૂટાં પડેલાં જોવામાં આવે છે એમને મરણ પછી એકત્ર કરી આપનાર તરીકે–અર્થાત્ સત્અસત્કર્મના **ફલદાતા** તરીકે–ઇશ્વર સિદ્ધ થઇ શકે એમ સૂચવે છે.

ડૉ. માર્ટિનોના ઉપર જણાવેલા સિદ્ધાન્તોમાંથી, વેદાન્તી તરીકે આપણે ખાસ અનુમોદન આપવા જેવા ચાર સિદ્ધાન્તઃ—

(૧) **આત્મ-અનાત્મ વિવેક** : પ્રમાતા અને પ્રમેયનો ભેદ, અને પ્રમાતા ઉપરથી શાસ્ત્રનો ઉદ્ભવ.

(૨) **આન્તર ભાવ** ઉપર ખાસ ભાર: જો કે પરિણામની અવગણના વેદાન્તને સર્વથા ઇષ્ટ નથી.

(૩) પોતાની જાતને માટે સુખ દુઃખ રૂપ પરિણામની સર્વથા અવગણના: **ફલાભિસંધિરહિત** કર્તવ્યપરાયણતા.

(૪) " **शास्त्रयोनित्वात्** "—( બ્રહ્મસૂત્ર–૧.૧.૩. ) ઇશ્વર જ વિધિનિષેધનું શાસ્ત્ર ફરમાવે છે, એ માર્ગે ઇશ્વરદર્શન.

**હિન્દુસ્તાનના આર્થિક મહા પ્રશ્નોઃ (૩) યુરોપિયન અને દેશી નોકરો.**

ગયા અંકમાં, હિન્દુસ્તાનની આયાત કરતાં નિકાસ વધારે છે એનું કારણ તપાસતાં બે બાબતો નજરે ચઢીઃ—

( ૧ ) એક તો એ કે પરદેશી વ્યાપારીઓ આ દેશમાં જે નફો કમાય છે એ નફો એમને પોતાને દેશ મોકલવાનો હોવાથી, એ નફા પૂરતો માલ આ દેશમાંથી નિકાસ કરવો પડે છે—જેની કિંમત પરદેશથી અત્રે આવવાની હોતી નથીઃ અર્થાત્ કે એમનો નફો એજ આપણા માલની કિંમત; આપણે એટલો માલ મોકલવાનો અને એના બદલામાં પરદેશથી કાંઇજ આવવાનું નહિ.

( ૨ ) બીજી એક મ્હોટી રકમ પરદેશ મોકલવાની તે અત્રે નોકરી કરતા તેમજ હિન્દુસ્તાન ખાતે ઇંગ્લંડમાં રહી નોકરી કરતા પરદેશીઓના **પગાર**ની. આ રકમ પણ પરદેશ રોકડી ન મોકલી શકાય, એટલે એને બદલે માલ ચઢાવવાનો હોય છે. આ માલનો બદલો તે એ પરદેશી લોકોની નોકરી.

પરદેશીઓનાં આ વ્યાપાર અને નોકરીથી હિન્દુસ્તાનને આડકતરો શો શો લાભ થાય છે એ જુદો પ્રશ્ન છે. અને શાન્તિથી વિચાર કરતાં, કેટલોક લાભ થાય છે એમ કબુલ કર્યા વિના ચાલશે નહિ. તથાપિ આ સાથે એ પણ સ્પષ્ટ છે કે આ વિશેષ નિકાસ માલ પૈસા રૂપી કે માલરૂપી સીધા બદલા વિના પરદેશ ચાલ્યો જાય છે. બીજી રીતે કહીએ તો, એ માલની કિંમત જેટલા પૈસા હિન્દુસ્તાનમાંથી કુદી પરદેશમાં જઈ પડે છે—જેના બદલામાં પરદેશી નોકરોની નોકરી શિવાય હિન્દુસ્તાનમાં બીજું કાંઇજ આવતું નથી.

આર્થિક દૃષ્ટિએ હિન્દુસ્તાનને આ બે ભારે નુકશાનકારક બાબતો છે. આ બેમાંની પહેલીનો ઇલાજ એ છે કે જેમ બને તેમ હિન્દુસ્તાનના વતનીઓના ખીસામાં એ નફો જાય એમ યોજના કરવી. આ માટે સરકારે તેમજ પ્રજાએ શું કરવું જોઇએ છે એ વિષે આવતા અંકમાં આપણે વિચાર કરીશું. આજ આ ઠેકાણે આપણે દેશી અને પરદેશી નોકરોનો સવાલ લઇએ.

ગઇ ધારાસભાની બેઠકમાં લૉર્ડ કર્ઝને આ પ્રશ્ન કેટલાક આંકડા ટાંકીને ચર્ચ્યો હતો, અને એ ચર્ચાને અંગે જણાવ્યું હતું કે-પોતે ઘણા દેશોમાં ફરેલા છે અને જો કે ત્યાંના આંકડા મેળવી શકયા નથી તથાપિ બહુ ખાતરી પૂર્વક કહી શકે છે કે હિન્દુસ્તાનમાં અંગ્રેજ સરકાર દેશીઓને જેટલી નોકરીઓ આપે છે તેટલી નોકરીઓ બીજા કોઈ પણ પરરાજ્યના તાબાના દેશમાં ત્યાંના વતનીઓને એ રાજ્ય તરફથી અપાવામાં આવતી નથી; (૨) હિન્દુસ્તાનના દેશી અને પરદેશી નોકર સંબંધી ઈ. સ. ૧૮૬૭ પછીના આંકડાઓ મળી શકયા છે અને એ ઉપરથી જણાય છે કે દિવસે દિવસે યુરોપિયન નોકરોની સંખ્યામાં ઘટાડો અને દેશી નોકરોની સંખ્યામાં વધારો થતો જાય છે.

(૩) સરકારની રાજ્યનીતિ દેશી નોકરોની સંખ્યામાં વધારો કરવાની છે. તથાપિ આ દેશમાં રાજ્ય અંગ્રેજોનું છે અને તેથી અંગ્રેજી ઢબની છાપ અત્રેની રાજ્યપદ્ધતિ ઉપર પાડતા રહેવા માટે અંગ્રેજ અમલદારો રાખવાની જરૂર છે; બીજું, કેટલાંક ખાતાં એવાં છે કે જેમાં, કેટલુંક ખાસ તરેહની બુદ્ધિ તથા સ્વભાવનું કામ પડે છે, અને તેથી એ નોકરીઓ માટે યુરોપિયનો અને યુરેશિયનો જ લાયક હોય છે.

ઉપર જણાવેલા લૉર્ડ કર્ઝનના પ્રતિપાદને પ્રજાનું બહુ ધ્યાન ખેંચ્યું ન હતું. પરન્તુ હાલમાં, સરકાર તરફથી એક સવિસ્તર લેખ બહાર પડ્યો છે. એમાં માસિક પગાર રૂ. ૭૫–૧૦૦ થી માંડી રૂ. ૧૦૦–૨૦૦, રૂ. ૨૦૦–૩૦૦...... એમ વધતાં વધતાં રૂ. ૪૦૦૦ થી વધારેના પગારની કુલ (લશ્કરખાતું બાદ) નોકરીઓ સને ૧૮૬૭ માં કેટલી હતી, ૧૮૭૭ માં–૧૮૮૭ માં–૧૮૯૭ માં–અને ૧૯૦૩ માં કેટલી થઈ; એ દરેક વર્ગના પગાર ઉપર એ જુદી જુદી સાલોમાં (૧) યુરોપિયન (૨) યુરેશિયન (૩) હિન્દુ અને (૪) મુસલમાન નોકરો કેટલા કેટલા હતા; ઇત્યાદિ સંબંધી બહુ વિગતવાર હકીકત આપી છે. એ ઉપરથી જણાય છે કે છેલ્લાં છત્રીસ વર્ષમાં કુલ જગ્યાઓમાં ૧૩૪૩૧ થી વધી ૨૮૨૭૮ જેટલો એટલે ૧૧૦ ટકા જેટલો વધારો થયો છે. તે પૈકી જુદી જુદી કોમોમાં જગ્યાઓનો નીચે પ્રમાણે* વધારો–ઘટાડો થયો છેઃ—

| સને ૧૮૬૭ થી ૧૯૦૩ સુધીમાં. | યુરોપિયન. | યુરેશિયન. | હિન્દુ. | મુસલમાન. |
|---|---|---|---|---|
| સેંકડે કેટલા ટકા વધારો. | + ૩૬ | + ૧૦૬ | +૧૭૯ | + ૧૨૯ |
| રૂ. ૨૦૦થી ૩૦૦ સુધીના માસિક પગારની જગ્યામાં કેટલા ટકા વધારો ઘટાડો. | — ૧૨ | + ૩ | + ૧૧ | — ૨ |
| રૂ. ૩૦૦—૪૦૦ | — ૨૭ | + ૭ | + ૧૮ | + ૨ |
| રૂ. ૪૦૦—૫૦૦ | — ૨૭ | + ૮ | + ૨૧ | — ૨ |
| રૂ. ૫૦૦—૬૦૦ | — ૧૯ | + ૩ | + ૧૩ | + ૩ |
| રૂ. ૬૦૦—૭૦૦ | — ૧૬ | + ૪ | + ૧૫ | — ૩ |
| રૂ. ૭૦૦—૮૦૦ | — ૧૧ | + ૩ | + ૭ | + ૧ |
| રૂ. ૧૦૦૦ અને એથી ઉપર. | — ૫ | + ૦ | + ૩ | + ૨ |
| રૂ. ૭૫ ઉપરની જગ્યાઓના કુલ પગારના સરવાળામાં કેટલા ટકા વધારો. | + ૫૦ | + ૧૨૭ | +૨૦૪ | + ૧૨૯ |

* આ પત્રકો અમે " ઇંન્ડિયન સ્પેકટેટર અને વાઇસ આફ ઇન્ડિયા " નાં પત્રકોની મદદ લઈ વાંચનારને વધારે અનુકૂળ પડે એવા રૂપમાં તૈયાર કર્યાં છે.

ટુંકામાં બતાવીએ તો,—

| | યુરોપિયન. | દેશી. |
|---|---|---|
| ૧૮૬૭ માં કુલ જગ્યાના. | ૩૫ ટકા | ૪૫ ટકા |
| ૧૯૦૩ માં ,, | ૨૩ ટકા | ૫૮ ટકા |
| | —૧૨ ટકા ( ઘટાડો ) | +૧૩ ટકા ( વધારો ) |

આ આંકડા ઉપરથી સરકાર એમ બતાવવા માગે છે કે છેલ્લાં ચાળીસ વર્ષમાં યુરોપિયન નોકરોની સંખ્યા જેટલી વધી છે તેના પ્રમાણમાં દેશી નોકરોની સંખ્યા વધારે વધી છે. અને આ વાત આપણે ઉપકાર સાથે સ્વીકારીશું. પરન્તુ તેજ સાથે ઉમેરીશું કે સરકાર અને પ્રજા વચ્ચેના વિવાદનું આટલાથી સમાધાન થઈ જતું નથી. ખરા વિચારવાના પ્રશ્નો આ છે:—

(૧) ભારે નોકરીઓ ઉપર યુરોપિયનોનો જ ઘણો મ્હોટો ભાગ છે એ વાત ખરી છે કે નહિ ?

(૨) યુરોપિયનોના ખીસામાં કેટલા રૂપીઆ જાય છે અને દેશીઓને કેટલા મળે છે ?

(૩) આ બીજા પ્રશ્નના નિર્ણયમાં એમ નીકળે કે યુરોપિયનો બહુ મ્હોટી રકમ લઈ જાય છે, તો એ રકમમાં ઘટાડો કરવાની સરકારે શી યોજના કરવી ઉચિત છે ?

(૪) સરકાર કહે છે કે અમારૂં વલણ રાજ્યવહીવટમાં દિનપર દિન દેશીઓને વધારવા તરફ છે: આ વાત અત્રે બ્રિટિશ રાજ્યવહીવટનો પાછલો ઇતિહાસ જોતાં કેટલે દરજ્જે ખરી જણાય છે ?

(૧) આમાંના પ્રથમ પ્રશ્ન સંબંધે નીચેનું કોષ્ટક* રજુ કરવું બસ થશે.—

* આ કોષ્ટક "ઇન્ડિયન સ્પેક્ટેટર" માંથી લીધું છે. રૂા. ૭૫ અને ૫૦૦ વચ્ચેની નોકરીઓની સંખ્યા એમાંથી અમે મૂકી દીધી છે, તથાપિ એમાં જે જાણવાજોગ હકીકત હતી એ કોષ્ટક નીચે ટીકામાં જણાવી છે.

ઈ. સ. ૧૯૦૩ માં રૂા. ૫૦૦ થી ૧૦૦૦ સુધીના પગારના નોકરો:—

| ખાતું. | યુરોપિયન. | યુરેઝિયન. | હિન્દુ. | મુસલમાન. |
|---|---|---|---|---|
| સામાન્ય વહીવટ ખાતું. | ૫૦ | ૨૩ | ૧૯ | ૧ |
| કસ્ટમ. | ૨૩ | ૫ | ૧ | ૧ |
| કેળવણી. | ૬૬ | ૪ | ૨૬ | ૧ |
| એકસાઇઝ (આબકારી). | ૪ | ૦ | ૧ | ૦ |
| જંગલ. | ૧૧૨ | ૦ | ૧ | ૦ |
| જેલ. | ૩૪ | ૦ | ૪ | ૦ |
| ન્યાય. | ૪૭ | ૧૨ | ૧૩૬ | ૨૨ |
| જમીનની મહેસુલ. | ૪૦૪ | ૧૫ | ૧૬૬ | ૪૬ |
| સિવિલ દફતરી. | ૧૪૭ | ૨ | ૧૧ | ૦ |
| લશ્કરી હિસાબ. | ૮ | ૪ | ૦ | ૦ |
| લશ્કરી વહીવટ. | ૩ | ૩ | ૦ | ૦ |
| ઓર્ડનન્સ (તોપખાનું). | ૧૬ | ૦ | ૦ | ૦ |
| અફીણ. | ૩૫ | ૧ | ૧ | ૧ |
| પોલીસ. | ૨૭૨ | ૨ | ૩ | ૨ |
| પોલિટિકલ. | ૭૦ | ૧ | ૨ | ૧ |
| પબ્લિકવર્કસ. | ૧૭ | ૦ | ૧ | ૦ |
| પોસ્ટ ઓફિસ. | ૧૪૫ | ૧૮ | ૪૮ | ૦ |
| રજીસ્ટ્રેશન. | ૧ | ૦ | ૧ | ૦ |
| રોયલ ઇન્ડિઅન મરીન (નૌકા). | ૯ | ૦ | ૦ | ૦ |
| મીઠું. | ૨૩ | ૨ | ૧ | ૦ |
| સ્ટેટ રેલવે. | ૧૩૧ | ૧૭ | ૯ | ૦ |
| સ્ટેશનરી અને પ્રિન્ટિંગ. | ૫ | ૧ | ૧ | ૦ |
| લશ્કરી સામાન પૂરો પાડનાર તથા વહેચનાર. | ૨ | ૦ | ૦ | ૦ |
| સર્વે. | ૧૫ | ૧૩ | ૦ | ૦ |
| તાર. | ૩૪ | ૦ | ૧ | ૦ |

આ કોષ્ટકમાં માસિક રૂા. ૧૦૦૦ ઉપરની જગ્યાનો સમાવેશ કરવામાં આવ્યો નથી. એ જગ્યાઓ લગભગ બધી યુરોપિયનોનીજ છે એમ કહીએ તો ચાલે. માત્ર ન્યાયખાતામાં રૂા. ૫૦૦ અને ૧૦૦૦ વચ્ચેની જગ્યાઓ ઉપર યુરોપિયનો કરતાં હિન્દુઓ વધારે છે; પણ એનો અર્થ એટલો જ છે કે સબૉર્ડિનેટ જડજની નોકરીઓ દેશીઓને મળે છે; ડિસ્ટ્રિક્ટ જડ્જની જગ્યાઓ ઉપર દેશીઓની સંખ્યા નહિ જેવી છે એ સુપ્રસિદ્ધ છે, અને જે થોડી છે તે કોઈ કોઇ સ્ટૅટ્યુટરિ સિવિલિયન (જે વર્ગ હવે બન્ધ થએલો છે) એમને બાદ કરતાં ઈંગ્લંડ જઈ યુરોપિયનોની સાથે પરીક્ષાની હરીફાઇમાં ઉતરીને પસાર થઇ આવેલાઓની છે. જંગલ, દફતરી, પોલીસ, સરકારી રેલવે અને તાર ખાતામાં રૂા. ૫૦૦ અને ૧૦૦૦ વચ્ચે દેશીઓ કરતાં યુરોપિયનો ઘણાજ વધારે છે. રૂા. ૫૦૦ થી ઓછા પગાર ઉપર

પણ કસ્ટમ, લશ્કરી વહીવટ, દારૂગોળો અને સરકારી રેલવે એ ખાતાંમાં દેશીઓ કરતાં યુરોપિયનો વધારે છે. રૂ. ૫૦૦ ઉપરાંતના પગાર ઉપર કસ્ટમ, લશ્કરી હિસાબ, લશ્કરી વહીવટ, મીઠું, સરકારી રેલવે, સ્ટેશનરિ અને છાપખાનું, સર્વે અને તાર એટલાં ખાતામાં યુરેઝિયનોની સંખ્યા ઘણી વધારે છે. રૂ. ૫૦૦ થી ઓછા પગાર ઉપર કસ્ટમ, સરકારી રેલવે, સર્વે અને તાર—એ ખાતામાં એ વધારે છે. કસ્ટમ, સરકારી રેલવે, સર્વે અને તાર—એમાં તો એ લોકોની સંખ્યાનું પ્રમાણ અતિ છે.

(૨) બીજો પ્રશ્ન એ છે કે યુરોપિયનો તથા દેશીઓને પગારની રકમ કેટલી કેટલી મળે છે? સને ૧૮૯૦ માં લશ્કરની અને પેન્શનની જગ્યાઓ સુદ્ધાં દરસાલ રૂ. ૧૦૦૦ ઉપરની જગ્યાઓના પગારના આંકડા સેક્રેટરિ ઑફ સ્ટેટ તરફથી પાર્લામેન્ટમાં રજુ થયા હતા. એ ઉપરથી જણાય છે કે *૧૮૯૦ માં વાર્ષિક રૂ. ૧૦૦૦ ઉપરના પગારનું ખર્ચ નીચે પ્રમાણે હતું:—

| | | |
|---|---|---|
| યુરોપિયન | વાર્ષિક પગાર રૂ. | ૮,૭૭,૧૪,૪૩૧ |
| યુરેઝિયન | ,, | ૭૨,૭૬,૦૨૬ |
| દેશી | ,, | ૨,૫૫,૫૪,૩૧૩ |
| | કુલ રૂ. | ૧૨,૦૫,૬૪,૭૭૦ |

તાત્પર્ય કે.—૧૮૯૦ માં વાર્ષિક રૂ. ૧૦૦૦ ઉપરના પગારમાંથી,

**૧૨ કરોડમાં, રાા કરોડ દેશીને, અને લ્રા કરોડ યુરોપિયન તથા યુરેઝિયનોને જતા. ૧૯૦૩ ના આંકડા પ્રમાણે, વાર્ષિક રૂ. ૯૦૦ ઉપરના પગારમાંથી** નીચે પ્રમાણે રકમો વ્હેંચાય છે:—

| | | |
|---|---|---|
| યુરોપિયન | વાર્ષિક પગાર રૂ. | ૫,૩૮,૮૯,૮૦૪ |
| યુરેઝિયન | ,, | ૧,૨૬,૬૧,૫૦૦ |
| દેશી | ,, | ૩,૬૮,૬૦,૫૫૬ |
| | કુલ રૂ. | ૧૦,૩૪,૧૭,૮૬૦ |

*આ આંકડા અમે "કેસરી" પત્રમાંથી લીધા છે. "કેસરી" તદ્દન પ્રજાપક્ષી છે એ ખરું, પણ આંકડા ખોટા ટાંક્યા હોય એમ માનવાને કારણ નથી. સાધારણ રીતે બધા આંકડા મૂળમાં જોઇ લેવાનો અમારો રિવાજ છે પણ અત્યારે અમારી "ઇન્ડિયા"ની ફાઇલ હાથ ન લાગવાથી "કેસરી" ના ઉતારાથી ચલાવી લીધું છે.

**દસ કરોડમાં સાડાત્રણ કરોડ દેશીઓને અને ૬॥ કરોડ યુરોપિયન તથા યુરેઝિયનોમાં વહેંચાય છે.** પરન્તુ આ આંકડામાં લશ્કરી જગ્યાઓ તથા પેન્શનની જગ્યાઓનો સમાવેશ કરવામાં આવ્યો નથી. માસિક રૂ. ૨૦૦ ઉપરની લશ્કરી જગ્યાઓ ઉપર દેશીઓ ભાગ્યેજ હોય છે એ વાત ધ્યાનમાં લઇએ, તો ૧૯૦૩ ના અને ૧૮૯૭ ના આંકડામાં ઘણું કરી ફેર નહિ પડે.

(૩) હિન્દુસ્તાનની ઉપજનાં નાણાં યુરોપિયનો કરતાં દેશીઓને વધારે મળે એમ કરવાની સરકારની ફરજ છે. 'ફરજ' એ શબ્દો અમે વિચારપૂર્વક વાપરીએ છીએ; કારણ કે બ્રિટિશ રાજ્ય જુલમી અને સ્વાર્થી રાજ્ય નથી, ન્યાયી અને હિન્દહિતને લક્ષમાં રાખી ચાલવા ઇચ્છનારૂં રાજ્ય છે. સરકાર આ ફરજ સમજે છે.' એ ફરજને અમલમાં મૂકવાની બાબતમાં આજ સુધી એમણે ગમે તેટલી શિથિલતા બતાવી હશે, પણ એનો વારંવાર સ્વીકાર કરવામાં તેઓ બિલકુલ પાછા પડ્યા નથી. અને હાલ તેઓએ જે આંકડા પ્રજા સમક્ષ મૂક્યા છે એમાંથી એક મહત્વની વાત આડકતરી રીતે એ નીકળી આવે છે કે સરકાર દેશીઓને વધારવાની ભવિષ્ય માટે કબુલાત આપે છે. આ આંકડામાંથી તેઓ જે અનુમાન કઢાવવા માગે છે એ અનુમાનની વિરુદ્ધ જાય એવી રાજ્યનીતિ સ્વીકારીને ભવિષ્યના આંકડા હાલના આંકડાથી ઉલટા કરવાને તેઓ નહિ તત્પર થાય એટલી તો આશા રાખી શકાય છે. ત્યારે જો સરકાર આ ફરજ સ્વીકારે છે તો એ કેટલે દરજ્જે અમલમાં મૂકી શકાય એવી છે એ જોઇએ. લોર્ડ કર્ઝન અને સરકારપક્ષનું એમ કહેવું છે કે એક તાબાની પ્રજાને અત્રે જેટલી નોકરી વગેરેની અનુકૂળતા આપવામાં આવે છે તેટલી બીજે કોઇ ઠેકાણે આપવામાં આવતી નથી, અને આના ઉદાહરણ તરીકે મધ્ય એશિયામાં રશિયાની વર્તણુક તેઓ રજુ કરે છે. આ પ્રતિપાદનના જવાબમાં અમારા કેટલાક બન્ધુઓએ, બીજા રાજ્યના ઉલટા દાખલા ટાંક્યા છે. તેઓ બતાવે છે કે અમેરિકનોએ ફિલિપાઇન ટાપુઓના લોકોને લગભગ પાર્લમેન્ટ જેવા હકો બક્ષ્યા છે; અને હિન્દુસ્તાનના ફ્રેંચ સંસ્થાનોમાંથી એક સભાસદને ફ્રાંસની રાજકીય મહાસભામાં પ્રતિનિધિ તરીકે લેવામાં આવે છે; અને રશિયામાં લશ્કરી ખાતામાં ઘણી મ્હોટી જગ્યાએ એક તુર્ક અમલદારને રાખવામાં આવ્યો હતો. અમે આ પરદેશના દાખલાઓ કરતાં આપણા દેશનો અકબરનો દાખલો વધારે પસન્દ કરીએ છીએ. અકબર પાદશાહ—જેનું અનુકરણ કરવામાં અંગ્રેજ રાજ્યકર્તાઓ પણ માન સમજે છે—એના વખતમાં હિન્દુઓ ઘણી મ્હોટી મ્હોટી નોકરીઓ ઉપર હતા એ સુપ્રસિદ્ધ છે. લોર્ડ કર્ઝનનું અને હાલમાં બહાર પડેલા સરકારી ઠરાવનું એક એમ કહેવું છે કે હિન્દુસ્તાનમાં અંગ્રેજનું રાજ્ય હોવાથી અત્રેના રાજ્યવહીવટ ઉપર અંગ્રેજી છાપ બેસાડવાની જરૂર છે, તથા કેટલીક નોકરીઓ માટે યુરોપિયન-યુરેઝિયન જ લાયક છે. આમાંના પહેલા કારણના જવાબમાં અમારે એટલુંજ કહેવાનું છે કે અંગ્રેજી છાપે આજ સુધી દેશને ઘણો ફાયદો કર્યો નથી: આમ઼ના લોકોનું એટલે કે લગભગ વીસ કરોડ માણસનું સ્વાતન્ત્ર્ય તદ્દન નષ્ટ કર્યું છે, અને દેશને બિલકુલ અનુકૂળ નહિ એવી રાજ્યવહીવટની અતિ ખરચાળ અને ગુંચવાડાભરેલી સંસ્થાઓ ઉભી કરી છે, માટે હવે દેશી છાપ પણ સરકાર કૃપા કરી અજમાવે એવી ઘણાએક

હિન્દહિતૈષીઓની પ્રાર્થના છે. બીજું, ખાસ લાયકાતનો સવાલ સરકાર જેટલો આગળ ન લાવે તેટલુંજ ઠીક છે. આ દેશના દેશીઓ કાંઈ જંગલી પ્રજા નથી, તેઓએ સર્વ પ્રકારના રાજ્યવહીવટમાં કુશલતાના પુરાવા પુષ્કળ આપ્યા છે, અને ઉપરના એક પત્રકમાં જણાવી છે તે જગ્યાઓ યુરોપિયન-યુરેશિયનથી પૂરવાને બદલે દેશીઓથી પૂરવામાં આવે તો તેથી સરકારના રાજ્યવહીવટમાં જરા પણ ખામી આવવાનો સંભવ નથી. રેલવે, તાર, પોલીસ, સર્વે, જંગલ, કસ્ટમ વગેરે ઘણાં ખાતાંઓ એવાં છે કે જેમાં દેશીઓને વધારવાની અમને ઘણી જરૂર જણાય છે. વળી એ પણ વિચિત્ર છે કે દેશીઓ હાઇકોર્ટના 'ચીફ જસ્ટિસ' તરીકે કામ કરી શકે અને સરકારના કાયદા સંબન્ધી મન્ત્રીનું પદ ભોગવવાને તેઓ નાલાયક ગણાય ! બધી વિષમતા ટાળી, સરકાર આ દેશી પ્રજાને વધારે ઉપયોગમાં લે તો દેશને દ્રવ્ય બુદ્ધિ અને પરાક્રમમાં અથાગ નુકશાન થતું અટકે.

(૪) સરકાર કહે છે કે અમારું વલણ દેશીઓને વધારવા તરફ છે. સરકારનું આ કહેવું ખરા અન્તઃકરણનું છે એમ માનવામાં બાધ નથી. સરકારે આ વાત વારંવાર—૧૮૩૩ થી આજ સુધીમાં અનેકવાર—નોંધી છે, પણ હિન્દુસ્તાનના દૈવયોગે એ બહુ અમલમાં આવી શકી નથી. અમે જોયું છે કે ઘણું કરી સેક્રેટરિ ઑફ સ્ટેટ જેવા ઈંગ્લંડમાં વસતા* અધિકારીઓ આ વલણની તરફેણમાં રહ્યા છે, અને અત્રેના સિવિલિયન અધિકારીઓ તથા વાઇસરૉયો એની વિરુદ્ધ પડયા છે.

આનું કારણ અત્રેના અમલદારોની અદેખાઈ છે એ વાત સ્પષ્ટ જણાવી દેવામાં પણ ** ઈંગ્લંડવાળાઓએ આંચકો ખાધો નથી. આજ સુધીમાં આ બાબતને લગતાં હિન્દુસ્તાનને કેટલાં કેટલાં વચનો અપાયાં અને તે લૉર્ડ લિટન કહે છે તેમ "deliberate and transparent subterfuges"—"જાણીબુઝીને કરેલી અને સ્પષ્ટ સમજાઇ જતી યુક્તિઓ" વડે કેટલી બધીવાર તોડવામાં આવ્યાં એનો ઇતિહાસ ઘણો ખેદકારક છે. અને તેથી આ દિગ્દર્શન અમે અત્રેથી એકદમ બન્ધ કરીએ છીએ.

---

* જેમ એક તરફથી સરકારની સાંકડા મનની રાજ્યનીતિ આપણે વખોડીએ છીએ, તેમ બીજી તરફથી આપણે બ્રાઇટ, સૉલ્સબરિ, સર સ્ટાફર્ડ નૉર્થકોટ, ડ્યૂક ઑફ ડેવનશીયર વગેરેના ઉદાર ઉદ્‌ગારો જોઇ ખુશી થવા જેવું છે.

** આ સંબન્ધના ઠરાવો અત્રે આવતા સિવિલિયનો "Jealousy"—અદેખાઈ" થી અમલમાં નહિ આવવા દે એવું ૧૮૭૮ માં લૉર્ડ સૉલ્સબરિએ ભવિષ્ય ભાખ્યું હતું.

# મર્હૂમ રા. રા. રણછોડદાસ ગીરધરભાઈનું જન્મચરીત્ર.*

## પિતૃપક્ષનું વૃક્ષ.




જે પુરૂષનું જન્મચરિત્ર લખવાનો પ્રયત્ન કર્યું, તેનો જન્મ સંવત ૧૮૬૦ કારતક શુદી ૧ વાર રવીને દીવસે થયો હતો. એ દીવસ હિંદુઓમાં ઘણો મોટો તેહેવાર ગણાય છે કારણ ઇંદ્રની પુજા વ્રજમાં લોકો કરતા હતા તે બદલીને કૃષ્ણે ગીરીરાજની પુજા દાખલ કરી ને એ મોટો અનકુટના ઓછવનો દહાડો વિષ્ણુમારગી કરે છે. અને સારી રીતે સામગ્રી તૈયાર કરીને ઠાકોરજીને ધરે છે. જેવો એ દિવસ યશસ્વી ગણાય છે તેવોજ એ દહાડે જન્મ પામેલા રણછોડદાસ પણ યશસ્વી નીવડયા હતા.

એનુ મોસાળપક્ષ પણ મારા પ્રખ્યાત કુળનુ ગણાતુ હતું. તે કુલના પુરૂષો ભાવનગરના રાજ્યમાં સારા નામીચા કારભારી ગણાતા હતા. એમના માતૃપક્ષનુ વૃક્ષ નીચે દરશાવેલું છે.

---

*'ગુજરાતના કેળવણીખાતાના પિતા' મર્હુમ રા. રા. રણછોડદાસ ગિરધરભાઈનું આ જીવનચરિત્ર મર્હૂમ રા. બા. મોહનલાલ રણછોડદાસે લખેલું તે રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી પાસેથી અમને મળ્યું છે. અને તે માટે અમે એમનો ઉપકાર માનીએ છીએ. ગુજરાતના મહાન પુરુષોના આવાં જીવનચરિત્ર પ્રસિદ્ધ થવાની ઘણી જરૂર છે. આ જીવનચરિત્ર કેળવણી ખાતાની શરૂઆત ઉપર કેટલુંક અગત્યનું અજવાળું નાંખે છે એટલુંજ નહિ પણ તે સમયના ગુજરાતની રાજકીય આર્થિક અને સાંસારિક સ્થિતિનું પણ સારૂં ચિત્ર દોરે છે. ભાષા તથા જોડણી મૂળ લેખ પ્રમાણે જ રહેવા દીધી છે—જેથી તે વખતની લખવાની ઢબનું સ્વરૂપ પણ વાચકના સમજવામાં આવશે.

તન્ત્રી.




ઈસવી સન•૧૮૦૩ ના વરસમાં એ પુરૂષનો જન્મ થયો. તે વરસ પણ ઇતિહાસમાં પંકાએલું છે. કેમકે બ્રીટીશ સરકારે એજ વરસમા આગષ્ટની તા. ૨૯ માએ સીધીઆ પાસેથી ભરૂચ શેહેર લડીને જીતી લીધુ હતુ. નદીને રસ્તે એ વહાણોમાં સૈન્ય તથા તોપો લાવી પશ્ચિમ દિશાપરથી એટલે કુંભારીઆ ઢોળપર તોપનો મોરચો બાંધી ભરૂચ શેહેરના મજબુત કોટમાં ગબાર પાડી ત્યાંથી લસ્કર શેહેરમાં દાખલ થયું ને અંગ્રેજ સરકારનો વાવટો કીલ્લાપર ફરકવા લાગ્યો. તે વરસથી આજ સુધી ભરૂચની પ્રજા બ્રીટીશ સરકારના રાજ્યનો લાભ ભોગવે છે. મુખ્ય લાભ વિદ્યાવૃદ્ધિનો છે. ગુજરાતમાંવી કેળવણીખાતામાં એજ પુરૂષ જેનું આ જન્મચરીત્ર લખુંછુ તે પ્રથમ જ જોડાયા ને પોતાના તનમનથી શ્રમ લઇને ગુજરાતમાં વિદ્યાનો ફેલાવો કર્યો. એક મોટા સરકારી કેળવણીખાતાનો ઇન્સ્પેક્ટર એ પુરૂષને " Father of Education in Gujrat " એટલે ગુજરાતની કેળવણી ખાતાનો પિતા એવી ઉપમા આપી ગયો છે, તે કેટલેક દરજ્જે ખરૂં છે એવું આ જન્મચરીત્ર વાંચવેપરથી જણાશે.

એ પુરૂષની કેળવણી વિશે તથા એમના ભાગ્યોદય વિશે વર્ણન કરતાં પહેલાં તેમાં જે સાધન ને સહાય રૂપ એમના પિતા તેમનું ચોડુક વૃતાંત લખવાની જરૂર છે. એમની માતોશ્રી એમને બાળપણમાં એટલે આશરે [ ] *વરસની ઉમરે મુકીને મરણ પામ્યાં હતા. માટે સારી આરોગ્યતા રાખવાનું તથા સદાચાર શીખવવાનુ તથા કેળવણી આપવા•વગેરેનું કામ એમના પિતા ગીરધરભાઇનેજ કરવું પડયું હતું. તેમના હસ્તગમાં રહી ધૈર્યવાનં સદ્દગુણી, ને વિદ્વાન થયા હતા, એ કુશળતા પોતાના પિતા થકીજ એમને મળી હતી.

જે ઝવેરી કુટુંબમાં ગીરધરભાઇનો જન્મ સંવત ૧૮૩૩ મા થયો હતો તે ઘણી સારી સ્થિતિમાં નહોતું. કુટુંબમાં માણસો ઘણા હતાં પણ તેમાં કોઇ પરાક્રમી ધન્ધા કે રોજગારમાં કુશળ ન હોવાથી પોષણ ઘણી મુશકેલીથી ચાલતું હતું. કુટુંબમાં ચાર ભાઈ, એક બેહેન, ચાર ભાઇઓની વહુઓ તથા વૃદ્ધ માતા, તથા ભાઇઓનાં છોકરાં મળી પંદર

* [ ] આવા કાઉંસ કાડેલા છે એ જગ્યા મૂળ લેખમાં પોલી રાખવામાં આવી છે.

વીશ માણસો હતાં. રેવાજી જવાના ઢોળાવપર સાંકડા એક માળવાળા ઘરમાં કે જેનું ક્ષેત્રફળ પરાકાષ્ટાએ ૩૦૦ ચોરસ ફુટ થાય તેમાં રહેતાં ને ગરીબી હાલતથી ગુજરાન ચલાવતાં. ગીરધરભાઇના મોટા ભાઈ કકુભાઇ નામે હતા તે એક વેપારી મારફતીઆને ત્યાં ગુમાસ્તા રહેતા ને સોસવાસો રૂ. કમાય તેપર સૌનો ઉદર નિરવાહ ચાલતો હતો. એમના પિતા ભકતીદાસ પણ ઘણી સારી સ્થિતિમાં કે ધનવાન નહોતા. તે પોતાના દીકરાઓને નાની ઉમરમાં મુકી મરણ પામ્યા હતા.

પોતાના મોટા ભાઇને કુટુંબનું પોષણ કરવામાં સહાયભૂત થવાને ગીરધરભાઇએ નાની ઉમરથીજ ઉદ્યોગ કરવા માંડયો. ભરૂચમાં સંન ૧૮૬૦ પેહેલાં બદામોનું ચલણ હતું. બદામો પૈસાની પચાશ એકાવન ચાલતી. એટલે દુકાનદારોને ત્યાંથી પચાસ કરતાં વધારે ભાવની બદામો વેચાતી લે ને તે બીજા લોકોને ચાલુ ભાવથી આપે એટલે સાંજ લગીમાં કામ કરનારો આનો બે આના કમાય. એ રોજગાર કરવામાં રખડાટ ઘણો હતો પણ ગીરધરભાઈ તેવું કામ કરીને પૈસા લાવી પોતાના ભાઇને મદદ કરે. તેમ કરતાં થોડાંક નાણાંની રકમ સંગ્રહ કરી સુતરીઆનો રોજગાર કરવા લાગ્યા એટલે સુતર કાંતનારીઓ પાસે સુતર ખરીદ કરી વણકરોને ત્યાં વેચે. તે વખતમાં એ રોજગાર સારો હતો. કેમકે તે દહાડે આજના સમય જેવા વરાળયંત્રથી ચાલનારાં સુતર કાપડનાં કારખાનાં નહતાં, તથા ભરૂચનો વણાટ સારો પંકાતો ને તેમાં બનેલો માલ બહાર દેશાવર ખાતે જતો. એવા ધંધા કરતાં ઉદરનીરવાહનું કામ ચાલવા લાગ્યું. ગીરધરભાઈ ઘણા તીવ્ર બુદ્ધીવાળા હતા તથા સદાચરણી પુરૂષોમાં તેમનો સમાગમ ઘણો રહેતો તેથી જૈનમારગી ગોરજીઓની તથા એવાજ બીજા કેટલાક સાધુઓની સંગતથી શુદ્ધ લખવાનો તથા બોલવાનો સારો અભ્યાસ થયો. દેવનાગરી લીપી (એટલે બાળબોધ) તથા ગુજરાતી લેખ ઘણો સુંદર તેમને હાથ લાગ્યો તેમજ તે પુરૂષોની સોબતથી વિચાર પણ ઘણા ઉંચી તરેહના એમના મનમાં ઠસવા લાગ્યા. આ જગાએ મારે કહ્યા વગર છુટકો નથી કે ગીરધરભાઇના વડીલભાઈ કકુભાઈ ઘણા દેવભોળા તથા મૂર્તિપુજાપર ઘણી શ્રદ્ધાવાળા હતા ને પોતાનો ઘણો કાળ દરરોજ પાઠપુજા કરવામાં તથા ભરૂચ શેહેરનાં ઘણાં દેવાલયોમાં મૂર્તિઓનાં દરશન કરવામાં કાહાડતા તથા જાદુ મંત્ર વગેરે ખરા અંતઃકરણથી માનતા. પણ એ જાતે પોતે એક ઈશ્વરને માનતા. લોકોમાં ચાલતા અનેક પ્રકારના ખોટા વેહેમોને જરા પણ માન આપતા નહીં. હીંદુ શાસ્ત્રનું ખરૂં તત્વ સમજતા ને તે પ્રમાણે વરતતા. તેમને સારા સાધુના સમાગમવાળા સારા સારા માણસો સાથે ઓળખાણ થઇ ને તે તેમને ઘણી ખપ લાગી. એમના બાપ ભગતીદાસ ભરૂચ શેહેરના આગલા નામીચા હાકેમ લલુભાઇને ત્યાં નોકર હતા તેને એક વાર દુકાળના વરસમાં લલુભાઇએ અનાજના કોઠારનું કામ સોંપ્યું કે આ અનાજમાંથી ગરીબ ભુખે મરતા લોકોને અનાજ મફત ભીખ દાખલ આપવું. તે વેળા એ ભગતીદાસના પ્રમાણીકપણા વિશે એવી વાત જાણવામાં આવી છે કે પોતાની ગરીબી હાલત છતાં પણ સરકારી કોઠારમાંથી પોતાના કુટુંબના ઉપયોગને સારૂ અંન લાવતા નહી. પણ તેને બદલે પોતાની ધરમવાસના એવી રીતે દેખાડતા કે પોતાને ઘેરથી સવારે કોઠારે જાય ત્યારે શેર જુવાર પોતાના ફેંટાના છેડે બાંધી લઈ જાય તે પેલા અનાજના ઢગલા પડ્યા હોય તેમાં તે નાંખી દે અને એમ બોલે કે "લલ્લુનું ભંણ તથા મારૂં કંણ." મતલબ કે

લલુભાઇ તરફથી. કોઇને મણ અનાજ મળશે તો તેમાં ઘરમાદા દાખલ મારૂં એક કણ પણ જશે તો ખરૂં.

એ ભગતીદાસના ઓળખાણને લીધે તથા પોતાના સારા ગુજરાતી બાળબોધ લેખને લીધે એ ગીરધરભાઈ ઉપર લલુભાઈની મમતા ચોંટી ને પોતાને ત્યાં આવવા જવાની પરવાનગી એમને આપી. એવું કહે છે કે લલુભાઇને જ્યારે સીંધીઆ સરકારે પાવાગઢ ઉપર કેદ મોકલ્યા હતા ત્યારે તે જતી વખત પોતાના માણસોને એમ કહી ગયા હતા કે "આ ગીરધરના હાથનો લખેલો કાગળ મોકલશો તો તે મારાથી વંચાશે; બીજા કોઇના લખેલા કાગળો મોકલશો તો તે મારાથી વંચાશે નહીં," એવી મમતા ચોંટવા પરથી તેનો લાભ લલુભાઇએ સારી પેઠે ગીરધરભાઇને વાળી આપ્યો. મજમુદાર બીજાભાઈ જે લલુભાઇના મિત્ર હતા તે ઘણા પૈસાદાર હતા. તેમનો એક પુત્ર પ્રાણનાથભાઈ કરીને હતો, એ મજમુદારને લલુભાઇએ સલાહ આપી કે તમે આ તરૂણ પુરૂષ ગીરધરભાઇ જે આપણી ન્યાતનો છે તથા ઘણો વિચિક્ષણ, બુદ્ધીમાન ને પ્રમાણીક છે તેને ગુમાસ્તો રાખી *તમારાં નાણાંનો ઉપયોગ વેપાર રોજગારમાં કરો. એ સલાહ બીજાભાઇએ માન્ય કરી* ત્યારથી ગીરધરભાઇનું નસીબ તેમની સાથે સંવત [ ] ના વરસમાં જોડાયું, એ દુકાન પ્રાણનાથ બીજાભાઇના નામથી પોતે મુનીમ દાખલ રહીને ગીરધરભાઇએ ચલાવી. તેમાં અનેક પ્રકારના રોજગાર કર્યા. શરાફી રોજગાર નાણાવટી તથા હુંડીયામણ વગેરેનો, તેમજ મારફતીઆનો એટલે કરીઆણું ખાંડ વગેરે માલ દેશાવરથી મંગાવવો તથા દેશાવર ચડાવવો. રૂનો ધંધો પણ કર્યો. તેમાં કપાસ લોઢવાના આડ માંડતા અને રૂ મુંબઈ ચડાવતા. લેણદેણનો રોજગાર તે વખતમાં સારો હતો તે પણ ચલાવા માંડયો. પરગણામાં તથા શેહેરમાં તથા દેશાવરમાં " પ્રાણનાથ બીજાભાઇની " પેઢી પંકાઇ ગઇ. ને તેમાં લાભ પણ સારો પ્રાપ્ત કર્યો. આરંભે મુનીમ દાખલ રહી કામ કરવાથી બીજાભાઈ ઘણા રાજી થયા તેથી ગીરધરભાઇને પ્રાણનાથભાઇનો પંત્યાળો રોજગાર ચાલવાની ગોઠવણ કરી. એ પેઢી વરસ લગી ચાલી. અને પ્રાણનાથભાઇ મરણ પામ્યા પછી તેમના પીત્રાઈ ભાઇ રઘુભાઇ જે તેમના વારસ થયા તેમણે થોડી મુદત ચલાવી ને અંતે રઘુભાઇના મૃત્યુ પછી, બંધ પડી. ત્યાર બાદ ગીરધરભાઇ [ ] વરસ જીવ્યા ને સંવત ૧૯૧૨ ના ભાદરવા વદ ૧૩ ને રોજ [ ] વરસની ઉમરે મરણ પામ્યા.

ગીરધરભાઇ પિંડપોષક નહોતા પણ કુળપોષક હતા. પોતાનો ભાગ્યોદય થયા પછી પોતાના મોટાભાઈની તેમણે ઘણી સારી રીતે બરદાસ કરી હતી. કારણ તેમના શેઠની દુકાન ભાગ્યા પછી તે છેક બેરોજગારી થયા હતા તેથી તેમને જે આશ્રયની અગત્ય હતી તે પોતાના ભાઈ તરફથી મળી. તેમનું ઘર બંધાવી આપ્યું તથા કકુભાઇને એકજ પુત્ર જે મોટી ઉમરે એટલે પચાસ વરસે થયો હતો તેને ભણાવી ગણાવી પાવરધો કીધો ને ધંધે લગાડયો. પોતાના બીજા ભાઈ પરભુદાસનું સંરક્ષણ કર્યું એટલુંજ નહીં પણ તે મુવાપછી તેમની ધણીયાણી તથા દીકરીને પાળી. દીકરી પરણાવીને તેને છોકરાં થયાં. છેક કનિષ્ટ બંધુ વિઠ્ઠલખંડુદાસ હતા. તેમને પણ સારી રીતે બરદાસથી ઉછેરી વકીલાતની પરીક્ષા અપાવી, ને ધંધો શીખવ્યો તે પણ સારા સમૃદ્ધીવાન પછવાડેથી થયા. અંગ્રેજ સરકારે પ્રથમ તે વખતે સ્ટાંપના કાગળ કાહાડયા હતા. ભરૂચની રૈયતે સંપ કીધો કે એ કાગળ કોઇએ દસ્તાવેજના કામ-

માં વાપરવા નહીં. વીજભુખણદાસે જાતે વકીલ હતા તેણે હીમત ચલાવી ને કાગળનો ઉપયોગ કર્યો તેથી લોક ટોળે મળી તેનો જીવ લેવાં તૈયાર થએલા એ ખબર ગીરધરભાઇને પડવાથી તરત તેની મદદે ગયા ને લોકને સમજાવી તે સંકટમાંથી પોતાના ભાઇને, કષ્ટમાંથી દુર કર્યો. એપરથી ગીરધરભાઈની સમયસૂચકતા તથા ભ્રાતૃભાવ જણાઈ આવે છે.

એ સદ્‌ગૃહસ્થ પોતાના કુટુંબની સંભાળ લેતા એટલુંજ નહીં પણ મિત્રમંડળની તેમજ પોતાના તાબાના નોકરો કે દેણદાર આસામીઓની પણ બરદાશ કરતા. વખતો વખત અનાજ ફસલ ભરાવી આપતા તથા તેમના શુભાશુભ કાર્યે વેળાએ પણ સારી તપાસ રાખતા. વેપારી મંડળમાં સારી પ્રતિષ્ઠા હતી. ઘણા લોકો એમના અનુભવનો લાભ મેળવવા સલાહ પુછવા આવતા અને કજીઆ કંકાસનું સમાધાન કરવા પાછળ ઘણી કાળજી રાખતા.

અગર એમના મોટાભાઇ કકુભાઈની પેઠે એમણે ધર્મને બહાને પ્રવાસ કરેલો જણાતો નથી તોપણ પ્રવાસમાં એમની ચંચળાઇ ને ખબડદારીનો એક દાખલો જાણવામાં આવ્યો છે. એ પોતાના શેઠ પ્રાણનાથ ભીખાભાઇને પરણાવા સારૂ બરાત લઇને ભાવનગર તાબાના સાવરકુંડલા ગામ તરફ જવા સારૂ ભરૂચથી નીકળ્યા તે વેળા શેઠના પીત્રાઈવરગની સ્ત્રીઓએ ઘણુંક જેવર સાથે રાખ્યું હતું. મહી નદી ઉતરતાં જે ગાડામાં તે સ્ત્રીઓ બેઠેલી હતી તેને અકસ્માત થવાથી તે ઉંધું વળ્યું ને પોટલાં પાણીમાં પડયાં તે વેળા એક ગાડાવાળો પેલો જેવરવાળો દાબડો પાણીમાંથી કહાડી લઈ ચાલતો થયો ને એક ઘાસના ગાડામાં સંતાડયો. સ્ત્રીઓએ પાણીમાંથી બહાર નીકળી પોટલાં તપાસ્યાં તો જેરનો દાબડો ન મળ્યો તેથી રહાપીટ કરવા માંડી. આ બાબતની ખબર ગીરધરભાઇને થતાંજ તેમણે પોતાના માણસોની ચોકી નદીના કીનારા પર તથા રસ્તાપર મુકી દીધી અને પોતાના એક પુત્રને તથા ગુમાસ્તાને ઘોડા આપી પાસેના ગામમાં ગાયકવાડી થાણું હતું ત્યાં થાણદારને જાહેર કરી મદત માગવા અરજ કરવાને મોકલવા સારૂ તૈયાર કર્યા. તે દાબડો પેલા ગાડીવાળાથી ન જેરવાયો એટલે તેણે આવી જાહેર કર્યું કે તમારો જેવરનો દાબડો અનામત હાથ લાગે તો મને શું આપશો. તેને જવાબ મળ્યો કે આ સોનાનો વેહેડ રૂ. ૫૦ ) નો છે તે મળશે. એટલે પછી ગાડીના ઝાડા લેતાં તે ગાડીવાળાએજ દાબડો રજુ કર્યો. આ દાખલો આપવાની મતલબ એટલીજ છે કે, અગાઉના વખતમાં મહીકાંઠાપર કોળી ને લુંટારાનો કેટલો ડર હતો તે સૌને જાણીતો છે તેવા સમયમાં હીમત રાખી સાવચેતીથી તપાસ મહીકાંઠા પર જ કરવી એ સહેલું કામ ન ગણાય.

ગીરધરભાઈના શેઠ પ્રાણનાથભાઈ ત્રીજીવાર પરણવાને સુરત જવાની તૈયારીમાં હતા તેવામાં તેમનું અકાળ મૃત્યુ થવાથી સઘળો દુકાન સંબંધીનો કારબાર તથા તેમની મીલકત જેવર સીલક વગેરે તેમના પીત્રાઇભાઇ વારસ રઘુભાઈના હસ્તકમાં ગયું. શેઠની હવેલીમાં ચોરી થઇ તેમાં વારસામાં મળેલું સઘળું જેવર ( આશરે બાર હજારનું ) ચોરાયું. એ વખત ગીરધરભાઇનું દૈવ પાધરૂં કે તે પરગણામાં ઉઘરાણી ગયા હતા. શેહેરમાં નહીં તેમજ હવેલીમાં તથા દુકાનમાં પણ તે હાજર નહોતા. રઘુભાઈની બુદ્ધી ફેરવવાને તથા ગીરધરભાઈ ઉપર શક લઈ જઈ સરકારમાં જાહેર કરી તેમના ઘરનાં ઝાડા લેવાને કે-

કેટલાક તેમમાં સગાઓએ સલાહ આપી. રઘુભાઇનું ડોળ જોઇને તથા તેમની વિચિત્ર બોલવાની ઢપ ઉપરથી કોઇને એવો વેહેમ કે તે કમઅકલ આદમી છે. પણ વાસ્તવિક તેમ નહોતું. તે ઘણા વિચારશીળ ને સમજુ માણસ હતા. તેથી તેમણે પેલા નીંદાખોરોની વાત સાચી ન માની ને તેમને એવો ઉત્તર દીધો કે ગીરધરભાઈ એવા પ્રપંચી પુરૂષ નથી. તે પ્રમાણીક છે ને એવું કામ કદાપિ કરે નહીં માટે મારે એના ઘરનો આરો લેવડાવવો નથી. મારા નસીબમાંથી એટલું દ્રવ્ય ઉતર્યું ને ગયું. પરગણામાં ગીરધરભાઇને ખબર પડવાથી તે શહેરમાં આવ્યા ને પેશગેબત તપાસ ચલાવતાં એ કામ મરનાર શેઠના જુના રસોઇઆ તથા ચાકરનું છે તેવી બાતમી લાગવાથી ઘણી યુક્તિથી તજવીજ ચલાવતાં તેજ ચાકરથી પત્તો મળ્યો કે ચોરાયલું ઘરેણું રસોઇઆની ઓરડી દશાશ્વમેધની ધર્મશાળામાં હતી ત્યાં સંતાડેલું છે. ને ભટનો પગ ભોગજોગે ભાગેલો તેથી તેનાથી ચલાતું નહોતું. માટે તેની પાસે તેની ઓરડીની કુંચી મેળવી પોતાના શેઠ રઘુભાઇને તથા તેના એક વિશ્વાસુ માણસને સાથે લઈ ગીરધરભાઇએ પાછલી રાત્રે દશાશ્વમેધ પર જઇ તે કોટડી ઉઘાડી તેમાં તપાસ કરી પણ કાંઇ દીઠામાં ન આવ્યું. સૌ ત્યારે નિરાશ થયા પણ ગીરધરભાઇને હીમત ન હારતાં એવું વિચાર્યું કે કદાપિ આ લાકડાનો ગંજ મારેલો છે તેની નીચે ભોંયમાં દાટેલું હશે. ત્રણે જણાએ મળી લાકડાની થડી ખસેડી તો તેની નીચે જમીનમાં માટલાં દાટી તેમાં ઝવેર ભરેલું હતું. તે શેઠને બતાવ્યું ને તેમને હવાલે કર્યું. એ રીતે પોતાપર આવેલું કલંક દૂર થવા પછી કેટલાક વરસ દુકાન નવા શેઠના હાથ તળે ચાલી. પછી તે મરણ પામ્યા ત્યારે તેમનો હીસ્સો તેમના બે જમાઇઓને વેંહેંચી આપ્યો ને પોતે પોતાનો હીસ્સો લઈ જુદા પડ્યા. ( સંવત ૧૮ [ ])

ગીરધરભાઇને ત્રણ પુત્ર, વડીલ રણછોડદાસ વચલા ગોવરધનદાસ ને કનિષ્ટ જગંનાથ ત્રણે પુત્રોને કુમળી વયથીજ સદભક્તી ને સદાચાર શીખવેલો સ્વચ્છતા રાખવી પ્રમાણીકપણું સાચવવું એવી ઘણી શીખામણો દેવાથી તે પણ સારા કેળવાયા. દેશી નામાની રીત સંસ્કૃત તથા ભાષાનાં ( હીંદુસ્તાની ભાષાનાં ) પુસ્તકો વાંચવા સમજવા ને શુદ્ધ લેખનપદ્ધતી તથા સારા મરોડદાર અક્ષર લખવા વગેરે બાબતોમાં એ પુત્રો સારા હુંશીઆર નીવડ્યા. ગીરધરભાઇની જાતનું લખાણ પણ શુદ્ધ ને સ્વચ્છ તેજ મુજબ તેમના પુત્રો પણ શીખ્યા.

એ ગૃહસ્થના સરારી દફતર રાખવાની રીત તથા લખાણ તથા સ્વચ્છતા જોઈ તે વખતના યુરોપિઅન અમલદારો પણ ઘણા રાજી થએલા. કેટલીકવાર અદાલતમાં એમની પેઢીના ચોપડા ગુજારવામાં આવેલા પણ તે ઉપર જડજોનો એટલો વિશ્વાસ બેઠેલો કે એમાં કંઈ દગો કે અપ્રમાણીકપણું હોયજ નહીં.

(અપૂર્ણ.)

સંપાદક—કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.

# બુદ્ધધર્મ*

ગૌતમબુદ્ધ જેમનો જન્મ ઈ. પૂ. ૬૨૩§ માં કાશીની ઇશાન કોણે સો માઇલપર આવેલા કપિલવસ્તુ નામના ઉત્તર હિંદુસ્થાનના એક નગરમાં થયો હતો તેમના જીવન અને શિક્ષણના પરિણામ રૂપે બુદ્ધધર્મ નામની તત્ત્વવિદ્યા સ્થપાઇ.

એક મહાન્ આત્મા જે આ સૃષ્ટિપર અસંખ્ય જીવનનો અનુભવ મેળવીને સામાન્ય મનુષ્યજાતિની હદ કરતાં ઘણે ઉચ્ચ દરજ્જે ઉન્નતિક્રમમાં ચઢેલો છે, અને પરમાત્મતી સાથે જ્ઞાનસહિત ઐક્ય પ્રાપ્ત કરવા સમર્થ થયેલો છે તેને હિંદુ અને બુદ્ધધર્મ "બુદ્ધ" એટલે બોધ પામેલો એ તરીકે લેખે છે. અને આ ઠેકાણે જણાવવું જોઇએ કે "નિર્વાણ" શબ્દનો અર્થ, ઘણીવાર ભૂલથી કરવામાં આવે છે તેમ આત્યંતિક વિનાશ ( annihilation ) નથી; અથવા ચૈતન્યવિનાશ એમ પણ નથી. પણ નિર્વાણ તે ચૈતન્યના અતિશય વિકાસ રૂપ છે. અને તે વિકાસદ્વારા આપણા સૂર્યમંડળની હદમાં તે આત્મા સર્વજ્ઞતા પ્રાપ્ત કરે છે એમ કહીએ તો ચાલે. 'સર્વ પ્રકારના સ્થૂળ જીવનનો, તેમજ આ સ્થૂળ જીવનનો, તેમજ આ સ્થૂળ સૃષ્ટિમાં મળી આવતી દરેક વસ્તુ તરફની ઇચ્છાનો વિનાશ.'–આવો અર્થ નિર્વાણ શબ્દ સૂચવે છે ખરો. અને પ્રાયઃ આ કારણને લીધેજ નિર્વાણ શબ્દનો અર્થ આત્યંતિક વિનાશ એમ કરવામાં આવ્યો હશે.

સ્થૂળ તથા સૂક્ષ્મ પ્રકૃતિના રૂપોથકી બનેલા જગત્માં અસ્તિત્વનો વિનાશ થવો એનો અર્થ એવો નથી કે આત્યન્તિક વિનાશ થવો, આપણા અનુભવમાં આવ્યાં છે તેવાં રૂપો જ્યાં નથી એવા ઉચ્ચ ચૈતન્યપ્રદેશનો પણ લોપ થાય છે એમ સમજવાનું નથી.

પણ તે "બુદ્ધ" તે "નિર્વાણી' કરતાં પણ કાંઇ વધારે છે. મનુષ્યજાતિનો મોટો ભાગ આખરે આવી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરશે એવું નિર્માણ થઇ ચૂક્યું છે અને બુદ્ધધર્મના પોતાના મત પ્રમાણે પણ ઘણા આત્માઓએ તે સ્થિતિ પ્રાપ્ત કરી છે. પણ બુદ્ધની સ્થિતિ નિર્વાણ દશા પ્રાપ્ત કર્યા પછી સ્વેચ્છાથી નીચલી ભૂમિકા સાથે રહેને પોતાનો સંબંધ તૂટે એટલા માટે જેણે નિર્વાણના પૂર્ણ સુખનો પણ ત્યાગ કર્યો છે એવા મનુષ્યની સ્થિતિ છે. અને પોતે પોતાના પ્રેમ અને જ્ઞાનની શક્તિનો પ્રકાશ પોતાના નાનાભાઇઓના હૃદયમાં અને આત્મામાં પાડી શકે તે માટે બુદ્ધ, મનુષ્યજાતિનો મોટો ભાગ જે વિશ્વપ્રદેશમાં રહી પોતાની ઉન્નતિ સાધે છે, તે પ્રદેશની સમીપ રહે છે.

પુનર્જન્મના સિદ્ધાંતનો ખ્યાલ આવ્યા શિવાય બુદ્ધ ધર્મના તત્ત્વજ્ઞાનની સમજણ

---

* Edith Ward "Light from the East"="પૂર્વનો પ્રકાશ" એ નામના લઘુ પુસ્તકમાંથી.

§ સિંહલદ્વીપના ધર્મગ્રન્થો પ્રમાણે; રીસ ડેવીડઝ પ્રમાણે ઈ. સ. પૂર્વે લગભગ૬૦૦, અને સિયામમાં મનાય છે તેમ ઈ. સ. પૂ. ૬૮૫.

પડવી અશક્ય છે. તે ધર્મ જીવાત્માની અથવા વ્યક્તિની નિત્યતા પ્રતિપાદન કરે છે. તેમજ પ્રથમની ઉપાધિઓએ મુકેલું બીજ જેને "સ્કન્ધ" કહેવામાં આવે છે—તેમાંથી ઉત્પન્ન થતી એ અસંખ્ય ઉપાધિઓના જન્મ મરણ પણ સ્થાપન કરે છે. ઘણીવાર જીવને મણકાની અંદર પરોવેલા સૂત્રની ઉપમા આપવામાં આવે છે અને ઉપાધિને મણકા સાથે સરખાવવામાં આવે છે, અથવા વધારે સારું દૃષ્ટાંત લેઇએ તો, જે છોડવા ભોંયની અંદર ચાલે છે અને દરેક વસંત ઋતુમાં થડ શાખાઓ અને પાંદડાંઓને બ્હાર કાઢે છે, અને જે પાંદડાં વિગેરે શિયાળો આવતાં નાશ પામી અદૃશ્ય થાય છે તે છોડવાઓનાં મૂળીઆં સાથે જીવને સરખાવી શકાય. તે મૂળ અદૃશ્ય પણ સ્થાયી છે. અને તેમાંથી ઉત્પન્ન થતા છોડવા જે તેને લીધે એક બીજા સાથે જોડાય છે તે દૃશ્ય તેમજ અનિત્ય છે. સર એડવિન આર્નોલ્ડના શબ્દોમાં "કર્મ"નો નિયમ આ પ્રમાણે છે:—

" Each man's life

The out come of his former living is:

Theby gone wrongs bring forth sorrows and woes,

The bygone right breeds bliss,

He cometh, reaper of things he sowed.

(અર્થ) દરેક મનુષ્યનુ જીવન તેના પૂર્વ જન્મોના આચરણનું પરિણામ છે; ઘણા કાળ પૂર્વે કરેલા અશુભ કૃત્યો શોકજનક અને દુઃખકર નીવડે છે: તેમજ ભૂતકાળનાં શુભકાર્યો આનંદદાતા થાય છે:

મનુષ્ય વાવેલું લણવા આવે છે.

આ કર્મનો નિયમ તે પુનર્જન્મના નિયમમાંથી અવશ્ય રીતે ફલિત થાય છે,

જન્મમરણનું ચક્ર જેના ધરી અજ્ઞાની છે અને જેની નાભિ તૃષ્ણાની બનેલી છે તે ચક્રમાંથી મનુષ્ય કેવી રીતે મુક્ત થઇ શકે તે શિખવવું; મનુષ્યનું ભવિષ્ય તેના પોતાના હાથમાં જ છે એમ બતાવવું; અને આનો ખ્યાલ આવ્યા પછી, કૃત્યો તેમજ વિચારો એવા પ્રકારનાં કરવાં કે એ પુનર્જન્મના કારણને તે કોઈ પણ પણ રીતે સહાયભૂત થાય નહિ, અને ભૂતકાળનું કર્મ ખપી જતાં મુક્તિ—નિર્વાણ પ્રાપ્ત કરી શકે. આ શિક્ષણ તેમાંજ બુદ્ધધર્મનો સાર આવી રહેલો છે.

સર્વ મનુષ્યોને શુદ્ધ વિચાર રાખવાનું અને પોતાના ખુદ પાસેના શિષ્યોને ધ્યાન કરવાનું બુદ્ધ દેવ ભાર દઈને જણાવતા તેનું કારણ પણ આ જ હોવું જોઇએ એમ આપણને માલૂમ પડે છે.

વળી બીજી રીતે તેનું આ પ્રમાણે ભાષાંતર છેઃ—

(૧) શુદ્ધ શ્રદ્ધા.
(૨) શુદ્ધ આશયો.
(૩) શુદ્ધ વાણી.
(૪) શુદ્ધ આચાર.
(૫) ઉદર નિર્વાહનાં શુદ્ધ સાધનો.
(૬) શુદ્ધ પ્રયત્ન.
(૭) શુદ્ધ અપ્રમત્તતા.
(૮) શુદ્ધ ધ્યાન.

ઉપર જણાવેલા ભાષાંતરોમાંથી ગમે તે શબ્દો આપણે ગ્રહણ કરીએ તોપણ વિચારશ્રેણી તો એકજ પ્રકારની છે.

પ્રથમ શુદ્ધ સત્યનું જ્ઞાન તેની પછી શુદ્ધ વિચારો; અને તે વિચારોને લીધે પોતે તેમજ પોતાના સંબંધમાં આવતાં સર્વ જીવ પ્રત્યે શુદ્ધ વાણી અને શુદ્ધ કર્મ; અને તે પછી ત્રણ પ્રકારની આત્મકેળવણીઃ—(૧) શારીરિક કેળવણી (શુદ્ધ ઉદ્યોગ), માનસિક કેળવણી (અપ્રમત્તતા) અને (૩) આધ્યાત્મિક કેળવણી (ધ્યાન).

સર્વ બુદ્ધધર્મના પવિત્ર પુસ્તકોનો સાર એક સૂત્ર અથવા શ્લોકમાં આવી જાય છે અને તે નીચે પ્રમાણે છેઃ—

"To cease from all sin,
To get virtue.
To cleanse one's own heart,
This is the religion of the Buddhas."

સર્વ પ્રકારના પાપ કરતાં અટકવું; સદ્ગુણ મેળવવા; પોતાના હૃદયને શુદ્ધ બનાવવું;—આ બુદ્ધોનો ધર્મ છે.

પંચ મહાવ્રતો (પંચશીલ) જે બુદ્ધ ધર્માનુયાયીઓને પાળવાનાં છે તે સર એડ્વીન આર્નોલ્ડે કવિતા રૂપે નીચે પ્રમાણે પ્રદર્શિત કર્યા છેઃ—

" Kill not for Pity's sake-aud lest ye slay
The meanest thing upon its upward way,
Give freely and receive, but take from none
By greed or force, or fraud, what is his own,
Bear not false impress, slander not, nor lie;
Truth is the speech of inward purity.

Shun drugs and drinks which work the wit abuse:
Clear minds, clean bodies, need no soma juice,
Touch not thy neighbour's wife, neither commit
Sins of the flesh unlawful and unfit."

અહિંસા—દયા ધર; કોઈને મારતો નહિ. સર્વને ઉન્નતિક્રમના માર્ગપર આવતા ક્ષુદ્રમાં ક્ષુદ્ર પ્રાણીનો પણ તું વધ કર.

અસ્તેય—ઉદારતાથી આપવું અને લેવું; પણ પારકી વસ્તુ બાળ પાસેથી લાલચથી, ચોરીથી કે કપટથી લેવી નહિ.

સત્ય—જુઠી સાક્ષી પુરવી નહિ; કોઈને માથે આળ ચઢાવવું નહિ; જુઠું બોલવું નહિ; સત્ય તે અંતરશુદ્ધિની વાણી છે.

મદ્યમાંસનિષેધ—જે વસ્તુઓ અને પ્રવાહી પદાર્થો મનુષ્યોને મદોન્મત્ત બનાવે છે તેનો ત્યાગ કર. શુદ્ધ મન અને શુદ્ધ શરીરને સોમપાનની જરૂર નથી.

બ્રહ્મચર્ય—તારા પાડોશી (અન્ય કોઈ પણ)ની સ્ત્રીને અડવું નહિ; તેમજ અયોગ્ય અને અન્યાયયુક્ત શારીરિક પાપ આચરવાં નહિ.

આ "પંચશીળ"—એટલે પાંચ મહાવ્રતોનો નીચે પ્રમાણે તેમના દેવાલયમાં બૌદ્ધો ઉચ્ચાર કરે છે:—

(૧) હું પ્રાણીઓના જીંદગીનો વધ નહિ કરવાની પ્રતિજ્ઞા લેઉછું.

(૨) હું ચોરી નહિ કરવાની પ્રતિજ્ઞા લેઉછું.

(૩) હું પરસ્ત્રી સાથે સંબંધ નહિ રાખવાની પ્રતિજ્ઞા લેઉછું.

(૪) હું માદક પદાર્થો અને આળસ ઉત્પન્ન કરે તેવી વસ્તુઓ નહિ વાપરવાની પ્રતિજ્ઞા લેઉછું.

આ ઉપરથી દરેક મનુષ્યને જણાશે કે સર્વ પ્રકારની જીંદગી પવિત્ર છે ને વાત આ અતિશય વિખ્યાતિ પામેલા ધર્મનું મુખ્ય લક્ષણ છે. અને બુદ્ધધર્મના પવિત્ર પુસ્તકોમાં, સર્વ પ્રાણીઓને જીવવાનો હક છે એમ માનવાની અનિવાર્ય ફરજ દર્શાવવામાં આવી છે; અને સર્વ જીવનાં પ્રાણીઓ પ્રત્યે દયાની લાગણીથી વર્તવાની ફરજ પણ અગત્યની ગણવામાં આવી છે. બુદ્ધના શિક્ષણ પ્રમાણે જે દુર્ગુણોને લીધે મનુષ્ય સંઘ બહાર થાય તે દુર્ગુણોના વર્ગ પાડવામાં આવ્યા છે, અને આ દુર્ગુણોમાં જીવનાં પ્રાણી પ્રત્યે દયા નહિ

બતાવવાના દુર્ગુણને મુખ્ય પદ આપવામાં આવ્યું છે; અને જે મનુષ્ય સાધુના ગુણ સિવાય સાધુપણાનો ડોળ ઘાલે છે તે અધમમાં અધમ, સંઘ બહાર કાઢવા યોગ્ય છે અને સર્વ ભુવનોમાં તેને ચોર ગણવામાં આવે છે; સાધુના દશ પ્રકારના ધર્મ અથવા "દશ શીળ" નામના પુસ્તકમાં ભિક્ષુકો–ધર્મસંઘના સભાસદો–નાં કર્તવ્યનું વર્ણન આપેલું છે અને તેઓને જીંદગી ઉપર નિગ્રહ મેળવવાને અને તેને કેળવવાને ઘણાં વ્રત અને નિયમો પાળવાં પડે છે.

બુદ્ધે પોતાના જીવનસમયમાંજ ભિક્ષુકો અને શિષ્યોનો એક સંઘ સ્થાપ્યો. અને તે સંઘને તેણે સમગ્ર મનુષ્યજાતિને સ્પષ્ટ રીતે ઉપયોગમાં ન આવે તેવું વધારે ઉચ્ચ અને અધ્યાત્મવિદ્યાને લગતું ગુપ્ત શિક્ષણ આપ્યું એમ માનવાને અમને સબળ કારણો છે. કારણ કે તે તો ખુલ્લું છે કે ઉપર જણાવેલું નૈતિક શિક્ષણ ગમે તેવાં ઉચ્ચ પ્રકારનું હોય તો પણ ફક્ત તે શિક્ષણ નિર્વાણ શબ્દથી સૂચવેલી આધ્યાત્મિક ઉન્નતિના ઉચ્ચ પગથીયાપર મનુષ્યને લેઇ જવાને શક્તિવાન થશે નહિ. વધારે જ્ઞાન તેણે મેળવવું જોઇએ. અથવા જ્ઞાન મેળવવાની શક્તિ જે ગુપ્તજ્ઞાની (દીક્ષિત) ગુરૂ અથવા અર્હતનો ખાસ ગુણ છે તે જ્ઞાન મેળવવાની શક્તિને મેળવવી જોઇએ. જગતના સર્વ ધર્મસંસ્થાપકોની સર્વત્ર આવીજ રીતિ હતી.

જ્યારે પાશ્ચિમાત્ય મહાનગુરૂને આ સંબંધી એક અતિધનવાન જુવાને પ્રશ્ન પુછ્યો ત્યારે તેમણે પ્રથમ જવાબ આપ્યો કે નીતિના શિક્ષણ પ્રમાણે વર્તજે. પણ ગુપ્ત જ્ઞાનના ભાવી શિષ્યે ખાનગી મીલકતનો સંપૂર્ણ ભોગ આપવો જોઇએ અને જીંદગીના વધારે સખ્ત નિયમ અંગીકાર કરવા જોઇએ. જેઓ ગુરૂના વચનાનુસારે ચાલવાને ખુશી છે તેઓને તેમ કરવાની અત્યાવશ્યકતા છે.

બુદ્ધધર્મ પ્રમાણેના તે મુમુક્ષુના માર્ગનાં (નાના તેમજ મોટા) પગથીયાંનું અને તે માર્ગપર ચાલનારામાં જોઇતા વિવિધ ગુણોનું મી. સી. ડબલ્યુ લેડબીટરે " Invisible Helpers " એ નામના પુસ્તકમાં સ્પષ્ટ રીતે વર્ણન કરેલું છે અને તે આવતા અંકમાં ટુંકાણમાં દર્શાવવામાં આવશે.

(અપૂર્ણ.)

મણિલાલ નથુભાઇ દોશી.

——o——

# ગરીબાઇ, અને પરદેશી માલ ઉપર જકાત નાંખવાની રાજ્યનીતિ.*

" મી. ચેમ્બરલેનની હાલની આર્થિક નીતિના પરિણામમાં રોજ અને રોજગારનો વધારો ઘણો થશે એમ કહેવામાં આવે છે. આ ભવિષ્યવાણી ખરી નીવડવા કેટલો સંભવ છે વિગેરે પ્રશ્નોની પરીક્ષા કરવાનો આ ઉપક્રમ છે.

**જકાત નાંખવાની નીતિ રોજ (રોજદારને રોજની મળતી રકમ) માં વધારો થશે ?**

આ પ્રશ્ન માટે, નાખવા ધારેલી જકાતનો દર અને પરદેશથી આવતા માલ ઉપર તેની શી અસર થશે એ બાજૂ જરા કોરાણે મૂકીશું. આટલું સ્પષ્ટ છે કે જો બધી આયાતની ચીજો ઉપર જકાત નાંખવામાં આવે તો કેટલાક પ્રકારનો પરદેશી માલ § ઇંગ્લંડમાં આવતો અટકે અને તેની બીજી અસર એ થાય કે તેવા માલનું અમુક પ્રમાણ સ્વદેશમાં ઉત્પન્ન કરવામાં આવે. અમુક પ્રમાણ એમ કહેવાનું કારણ એ છે જે જેટલો માલ પરદેશથી આવતો બંધ તેટલોજ અને તેવા પ્રકારનો માલ આપણે સ્વદેશમાં નીપજાવવાની જરૂરજ ન રહે, કારણ કે જકાત નાંખવાથી તે માલની કીંમતમાં વધારો થાય અને તેથી ખપ ઓછો થાય. આ મોંઘારત માત્ર આયાત થતા માલનીજ થાય એમ નહિ પણ સ્વદેશમાં બનતી ચીજો ઉપર પણ તેવી જ અસર થાય. તેથી આ જકાત રોજગારની બજારમાં બહુ ગંભીર અડચણ રૂપ થઇ પડવાનો પણ સંભવ ખરો.

**પ્રજાઓના અન્યોન્ય વેપારનાં ધોરણો.**

એમ દલીલ કરવામાં આવે છે કે સ્વદેશના કારખાનાવાળાઓમાં હરીફાઈ એટલી બધી થશે કે તેથી માલની કીમત વધતી અટકશે; પણ જેઓ આ પ્રમાણે દલીલ કરે છે તેઓ એ અગત્યની વાતો ભૂલી જાય છે.

(૧) પહેલું એ કે:—જકાતને લીધે દેશને (સ્વદેશને) ખરચે (જકાત એ આખા દેશનું ખર્ચ છે) નભાવવા પડે એવા કેટલાક એવા ધન્ધા લોકોમાં ઉત્પન્ન થાય છે કે જેને માટે દેશ કેવળ નાલાયક હોય છે, અને જે ધન્ધાઓ સ્વદેશમાં ગમે તેટલી હરીફાઈ હોય તેમ છતાં તે માલને મોંઘો વેચવાથીજ નભી શકે છે; મતલબ કે કૃત્રિમ અને અ-

---

* "Poverty Problem and a Protective Tariff" એ મથાળાના "ઇન્ડિયન રીવ્યુ"પત્રના એક લેખ ઉપરથી. એમાં જણાવેલા વિચાર આપણા દેશ માટે પણ ઘણા મહત્ત્વના ઉંડા અને મનન કરવાયોગ્ય હોઇ, એણે એક મિત્રનું ધ્યાન ખેંચ્યું છે. એમણે વિશેષ ચર્ચા માટે આ લેખ "**વસન્ત**" માં મોકલ્યો છે. **તન્ત્રી.**

§ અત્ર ઇંગ્લંડના સંબન્ધમાં આ પ્રશ્ન ચર્ચ્યો છે. તેથી જ્યાં જ્યાં 'આ દેશ' 'સ્વદેશ' વગેરે શબ્દો આવે એ ઇંગ્લંડને લાગે છે.

ન્યાશ્રયી ધન્ધાઓઃ ઉદાહરણ તરીકે, જકાતપક્ષવાળો પૂછે કે જર્મનીમાંથી ખાંડ આયાત કરવાને ઠેકાણે જેમાંથી ખાંડ બનાવવામાં આવે છે તે ' બીટ ' આપણા દેશમાંજ ઉગાડીએ તો શી હરકત ? એનો જવાબ એ છે કે સ્વદેશમાં ઉત્પન્ન કરેલી ખાંડ મોંઘી વેચાશે; જેથી લોકોની ખરચ કરવાની શકિત એટલી બધી ઘટી જશે કે આ એક ધન્ધાને જેટલો નફો થશે તેના કરતાં ઘણું વધારે નુકસાન બીજા ધન્ધાઓને થયા વિના રહેશે નહિ.

( ૨ ) બીજું એ કે:—જકાતની નીતિથી 'ટ્રસ્ટ'—એ નામનો વેપારનો પ્રકાર હમેશાં ઉત્પન્ન થાય છે. જ્યાં સુધી આપણે કર આપ્યા વિના પરદેશી માલ મંગાવી શકીએ છીએ ત્યાં સુધી સ્વદેશી પ્રજા મારે માલની કિંમત ઉંચી રાખવા સારૂ તે માલ એકલહથ્થો રાખવાના હેતુથી થતી મ્હોટી કમ્પનીઓ કંઇ પણ કરી શકતી નથી; પણ જ્યાં આપણે જકાત શરૂ કરી ત્યાં આ કમ્પનીઓ બીજા દેશો જેટલીજ સફલ થવાની. દેશદેશાન્તરની પ્રજાઓનાં નાણાં અંદર અંદર રોકાયલાં હોવાની તથા આગબોટો વિગેરે માલને દેશાન્તર લઇ જવા લાવવામાં થતા નફાની વાતો આ સવાલમાં ગુંચવારા ઉત્પન્ન કરે છે તેથી તેને હાલ બાજૂ ઉપર રાખીશું; પણ આટલું નોંધવું જોઇએ કે આ બે બાબતોમાં નફો બંને પારે આપણને ઘણો નફો આપ્યો છે જે નફો જકાત નાંખવાથી બંધ થશે; તોપણ આટલું સ્પષ્ટ છે કે માલની કિંમત માલથીજ અપાય છે અને જેમ જેમ આયાત ઓછી થશે તેમ તેમ નિકાસ—જેથી આયાતની કિમ્મત અપાય છે તે—પણ પ્રમાણમાં ઓછીજ થવાની. આયાત બંધ પડે તો નિકાસ પણ બંધ પડવાનો. પ્રજાઓ એક બીજા સાથે રોકડથી ધન્ધો કરતી નથી એ તો રોકડ અને સોનારૂપાના આયાત નિકાસના આંકડા ઉપરથી સ્પષ્ટ સમજાય એવી વાત છે. પ્રજાઓ હમેશાં માલના બદલામાં માલજ આપે છે. અને આ અદલોબદલો એક બાજૂથી તમે બંધ કરશો તો બીજી બાજુથી પણ સ્વતઃજ બધ થવાનો. જો પરદેશમાં નાણાં રોકવામાં આવ્યાં ન હોત, પરદેશી આગબોટો વિગેરે વાહનનું ખરચ આપવાનું ન હોત, અને જો વેપારની ગતિ કુંડાળાના આકારની ન હોત તો દરેક દેશનાં આયાત નિકાસ સરખાંજ થાત. બહારના આયાતને બંધ કરવાથી તેને અનુસરતો બ્રીટીશ નિકાસ બંધ થશે; અથવા આપણાં પરદેશમાં ધીરેલાં નાણાંનું વ્યાજ બંધ થશે; અથવા આપણી આગબોટો વિગેરે વાહનનો અને તેવા પ્રકારનો બીજો ધન્ધો બંધ થશે; અને આમાંનું કાંઇપણ થશે એટલા પ્રમાણમાં સ્વદેશનો રોજગાર અને રોજ એ ઓછાં થશે. આ બધું સ્વતઃસિદ્ધ છે. પણ આ વાત ઉપર આગ્રહ કરવાની આવશ્યકતા છે કેમ કે આના ઉપર પ્રજાઓનો અન્યોન્યનો વેપાર મુખ્ય આધાર રાખે છે.

**એક દૃષ્ટાન્ત.** એક દૃષ્ટાન્તથી આ વાત વધારે સ્પષ્ટ થઇ શકશે.

| | માંલે કિંમત પાઉંડ |
|---|---|
| એક મેન્ચેસ્ટરનો વેપારી પોતાની કલકત્તાની પેઢી ઉપરે સુતરાઉ સામાનમાં નિકાસ કરે છે. | ૧,૦૦૦ |
| આગબોટ વિગેરે વાહન ખરચ મજુરી અને વીમા ખરચના. | ૩૦ |
| સુતરાઉ સામાન ઉપરે ખરચ કાપતાં ચોખ્ખો નફો. | ૧૦૦ |
| કલકત્તામાંની હમેશની નિકાસની વસ્તુ જ્યુટ ( શણ ) નો માલ; | |

અને ધઉંના કોથળા માટે આર્જેન્ટાઇનામાં આ માલનો હમેશાં ખપ; તેથી ઉપરના વેચાણનો અવેજ શણના સામાન તરીકે એ દેશમાં બ્રીટીશ સ્ટીમર માર્ફત મોકલાવાય; તે બ્રીટીશ સ્ટીમરનું ભાડું ૧૨૦ પાઉંડ; તેમાંથી ખરચના ૧૫ પાઉંડ બાદ જતાં બાકી પાઉંડ. પાઉંડ. ૧૦૫

બ્યુએનોએયર્સમાં શણનો સામાન વેચતાં મળતો નફો. પાઉંડ. ૧૦૦

બધો અવેજ એક બ્રીટીશ સ્ટીમરમાં ઈંગ્લાંડ મોકલતાં ભાડાના પાઉંડ ૧૩૦; તેમાં ખરચના પાઉંડ ૧૭ બાદ કરતાં બાકી પાઉંડ. પાઉંડ. ૧૧૩

એ રીતે ધઉંના આકારમાં બ્રીટનમાં આવતા માલ વિગેરેની કિંમતનો સરવાળો. પાઉંડ ૧૪૪૮

આ પ્રમાણે પરદેશના વેપારના જમે ઉધારનો કોઠો નીચે મુજબ થાયઃ—

મેન્ચેસ્ટરની એક પેઢીનું પરદેશવેપારખાતું પાઉંડમાં

| જ | ઉ |
|---|---|
| ૪૪૮) આ માલ મોકલતાં તથા તેનો અવેજ વિલાયતમાં પાછો આવતાં ઈંગ્લંડને જૂદી જૂદી રીતે થતો નફો ધઉંના આકારમાં પાઉંડ.<br>૩૦ ... ... (૧)<br>૧૦૦ ... ... (૨)<br>૧૦૫ ... ... (૩)<br>૧૦૦ ... ... (૪)<br>૧૧૩ ... ... (૫)<br>———<br>૪૪૮)<br>૧૦૦૦) માલનો અવેજ. ધઉંના આકારમાં<br>———<br>૧૪૪૮) | ૧૦૦૦) કલકત્તે સુતરાઉ માલ મોકલતાં |

પ્રજાના અન્યોન્ય સાથેના વેપારનું આ સુગમ દૃષ્ટાન્ત છે. આથી માલના અવેજ માં માલ જ કેવી રીતે મોકલવામાં આવે છે, ઘણું કરીને તેમાં કેવી રીતે ત્રિકોણાત્મક બદલો થાય છે, અને આપણી આયાત કરતાં આપણા માલનો નિકાસ કેમ ઓછો છે તે પણ સ્પષ્ટ બતાવી આપે છે. જે વધારો આવે છે તેને 'અદૃશ્ય નિકાસ' નો બદલો કહેવામાં આવે છે. 'અદૃશ્ય નિકાસ' એટલે-વહાણ વિગેરેના ઉપયોગના આકારનો પરોક્ષ નિકાસ.

હવે આપણે વિચાર કરીએ કે જો આર્જેન્ટાઇનાના ઘઉં ઉપર કર નાંખવાનો છે, તો આપણે તરતજ જોઈ શકીશું કે ૧૦૦૦ પાઉંડની કિમ્મતના ઘઉંને માટે આપણે જકાતપૂરતી રકમ વિશેષમાં આપવી પડશે; એટલે વેપારની દૃષ્ટિએ જે ઘઉં ૧૦૦૦ પાઉંડનો સુતરાઉ માલ કલકત્તે મોકલવાના બદલામાં આવ્યા તે ઘઉં-જકાતપૂરતી વધારે રકમની કિમ્મતના સુતરાઉ માલના બદલામાં આવશે; અને આ ખોટનો ધન્ધો છે એ વાત સ્પષ્ટ છે.

**માલના બદલામાં માલનીજ લેવ દે.**

માલના બદલામાં માલનીજ લેવડે થાય છે એ વાત એક બીજો વિચાર કર્યાથી પણ સુસ્થિત થશે. આપણા (ઇંગ્લંડ) દેશના સુનાના સિક્કાની સંખ્યા મર્યાદિત છે, અને માલમાલની કિમ્મતના તફાવત માત્રમાં આપવાનો ઉપયોગ કરવાને બદલે પરદેશથી આયાત થયલા માલને સારૂ પણ એજ મોકલાવાતા હોય તો સિક્કાનો જથો તરતજ ખુટી જાય. ખરી હકીકત એજ છે કે એથી વિરુદ્ધ વાતજ બને છે; અને સિક્કાની ધાતુનું તાજવું હમેશાં આપણા લાભમાંજ રહે છે. અને તે પણ આપણો આયાત આપણા નિકાસ કરતાં વર્ષે દહાડે ૧૬૦,૦૦૦,૦૦૦ સોળ કરોડ પાઉંડ જેટલો વધારે છે તો પણ, દશ વર્ષનો હિસાબ લઇએ તો ૧૮૯૨ થી ૧૯૦૨ સુધીમાં સીક્કાની ધાતુની સરેરાશ વાર્ષિક આયાતનિકાસ કરતાં ૬,૦૦૦,૦૦૦ સાઠ લાખ પાઉંડ જેટલી વધારે થતા જાય છે.

તોપણ હજી કેટલાક લોક એમ માનવાની ના પાડે છે કે આપણે પરદેશથી માલ ખરીદીએ તેમાં બ્રીટીશ રોજગારોના પેટ ઉપર પગ મૂકાતો નથી. એ લોકો એવી દલીલ કરે છે કે-આપણે બહારથી ૧૦૦૦ એક હજાર પાઉંડની કિમ્મતનો કોઇ સાંચો લઇએ; પરિણામ એ થાય કે આ સાંચો તૈયાર કરવાની મજુરી બ્રીટીશ મજુરને ન મળતાં બહાર વાળા લઇ જાય. પરંતુ આની સાથે તે લોકો એમ તો સ્વીકારે છે કે બીજા કોઇ બ્રીટીશ મજુરો આ સાંચાના બદલામાં મોકલવાને કાંઈ માલ તૈયાર કરવાના કામમાં અવશ્ય રોકાશે. પણ તે લોકો કહે છે કે આપણે હવે એમ ધારો કે તે સાંચો આપણા દેશમાંથી ખરીદ કર્યો. આ સાંચો તૈયાર કરવામાં કામે લાગેલા મજુરોને આપેલી રોજી-પરદેશી સંચાને બદલે મોકલવાનો માલ તૈયાર કરવાવાળા મજુરોને જ આપવામાં ખરચાય છે. એટલે બ્રીટીશ સાંચાકામવાળાને આપણે મજુરી પૂરી પાડીએ છીએ એટલુંજ નહિ પણ બીજા કામકારોને પણ આપણે કામવાળા રાખીએ છીએ.

એક ક્ષણભર એમ ધારો કે ડોનનડોયલની મોટર કાર માટે આપણે એક વકરો લખ્યો. ઉપર પ્રતિપક્ષિઓની જે દલીલ લખી છે તે દેખીતી બહુ વિચારણીય લાગે છે, પણ તેઓ એક વાત ભૂલી જાય છે, તે એ છે કે જો મોટરકાર પેરીસથી મંગાવવામાં આવે તો તેના બદલામાં પેરીસ મોકલવાનો માલ તૈયાર કરનાર મજુરો તેમને મળતી મજુરી પણ માલ ખરીદવામાંજ વાપરે છે, અને તેથી તે પારીસના ગાડીના કારખાનાવાળાઓએ જેટલા માણસોને કામ પુરૂ પાડયું, તેટલાજ બ્રીટીશ માણસોને તેમનો માલ પૂરો પાડવા સારૂ એજ પારીસવાળા લોકો કામે લગાડે છે. આ પ્રમાણે ગાડી બ્રીટનમાં બનાવવાને બદલે ફ્રાન્સથી મંગાવવામાં ચોખ્ખું ફળ એ થાય છે કે ગાડી અને તેના બદલામાં મોકલવાનો માલ બન્ને સરસમાં સરસ પરિસ્થિતિમાં ઉત્પન્ન થાય છે; અને ધન અને મજુરીના નફાના વધારેમાં વધારે ટકા સંપાદન થાય છે. એમ માનવાને કંઈ પણ કારણ નથી કે તે ગાડી જો બ્રીટનમાં બનાવવામાં આવી હત તો એક પણ વધારાનો મજુર કામે લગાડી શકાત. મોંઘી બજારમાંથી માલ ખરીદવાથી બીજી દિશામાં આપણી ખરચ કરવાની શક્તિ ઘટે છે; અને તેથી કામગરી અને મજુરીનો દર બન્નેમાં ઘટાડો થાય છે. જકાત (Protection) નાંખવાથી અમુક ભાગ્યશાલી ધન્ધાઓમાં નફો વિશેષ થાય એવું ઉત્તેજન થાય છે, પણ તેથી બાકીના બધા ધન્ધાને અને દેશનાં સામાન્ય સાધનોને હાનિ પહોંચે છે. જો લંડન અને પારીસ બન્ને સ્થળોમાં મોટરકારની એક કિમ્મત હોય તો, જો કે સાધારણ ઇંગ્રેજ તો હમેશાં લન્ડનમાંથીજ ખરીદ કરશે; તોપણ કામગિરિના સવાલ ઉપર જોતાં એમાંનું ગમે તે સ્થળ ખરીદી માટે પસંદ કરવામાં આવે તેથી કાંઈપણ તફાવત પડતો નથી. કેમકે જો તે પારીસ હોય તો બ્રીટીશ ધન અને મજુરીને સ્ટીમરના ભાડાંદ્વારા તથા બીજો વિશેષ માલ મોકલવાથી બદલો મળી શકશે. પણ જો લન્ડનમાં બનાવતાં તેની કિમ્મત ૧૦૦ એકસો પાઉંડ વધારે હોય અને તે આપવામાં આવે તો—બીજા કોઇ નિકાસના વેપારને બદલે જ મોટરકારનો વેપાર ઉત્તેજિત થાય, અને બીજાં કારખાનાંઓ ઉપર જણાવેલી વધારાની કિમ્મત-પૂરતાં ભૂખ્યાં રહે. સ્વદેશમાંજ માલ ખરીદવાની રીતની બધી વકીલાત એકજ વાતમાં સમાઇ રહે છે કે એક જણને ૧૦૦ સો પાઉંડનો સામટો નફો મળે તે ૧૦૦ મજુર અને વાપરનારાઓને માથાદીઠ એકેક પાઉંડનું નુકસાન થાય તેના કરતાં વધારે અસર ઉત્પન્ન કરે છે?

આ દલીલ ઉપરથી આટલું નીકળે છે કે 'પ્રોટેકશન' (જકાતની નીતિ) સ્વીકાર્યાથી (૧) **કામગરી વધવાની નથી;** (૨) રક્ષિત (પરદેશી માલ ઉપર જકાત એ સ્વદેશી માલની રક્ષા) ધન્ધાઓને તે સતેજ કરશે પણ પ્રમાણમાં **નિકાસના વેપારોને હાનિ થશે.** તેથી પ્રાપ્ત થયેલી ઉદ્યમોની સ્થિતિનો ગંભીર સ્થાનભ્રંશ થશે અને માલની કિમ્મતનો સર્વત્ર વધારો થશે.

જકાતથી માલોની કિમ્મત વધે છે. 'ટારીફ' એટલે કે પરદેશ તરફની આપણી આર્થિક નીતિમાં સુધારો કરવા ઇચ્છનાર દરખાસ્તો બ્રીટીશ કામકરને કેવી અસર કરશે તે ઉપર જરાક વિચાર કરીએ. ઉપર આપણે કહી ગયા છીએ કે જકાત નાંખવાથી કિમ્મત વધે છે. આપણા (ઇંગ્લંડ) દેશના અગ્રગણ્ય અર્થશાસ્ત્રીઓમાંના ચૌદ શાસ્ત્રીઓનો

આ નિર્ણય છે અને બધા રક્ષણસંપ્રદાયના દેશોનો એજ અનુભવ છે કે કરને લીધે થયેલો કિમ્મતનો વધારો માલ વાપરનારની કોથળીમાંથી નીકળે છે.

જુન ૧૯૦૩ માં ઇટલી ફ્રાન્સ અને જર્મનીમાં ઘઉંની કિંમત નિચેના કોઠા ઉપરથી જણાશેઃ—

| | એક ક્વાર્ટરની કિમ્મત. | | જકાત. | આપણી કિમ્મત કરતાં કેટલું વધારે. |
|---|---|---|---|---|
| | શીલીંગ | પેન્સ. | શી. પે. | શી. પે. |
| ઇટાલી. | ૪૪ | ૨ | ૧૩—૧ | ૧૬—૮ |
| ફ્રાન્સ. | ૪૦ | ૮½ | ૧૨—૨½ | ૧૩—૨½ |
| જર્મની. | ૩૫ | ૬ | ૭—૭½ | ૮—૦ |
| યુનાઇટેડ કીંગડમ (ઈંગ્લંડ-વિ૦) | ૨૭ | ૬ | ૧—૦ | |

આ આંકડાઓનો અર્થ દોડતાં દોડતાં પણ સમજી શકાય એવો સ્પષ્ટ છે. માલ વાપરનારજ જકાત આપે છે, અને જકાત ઉપરાંત પણ એ કંઇક આપે છે. આ આંકડા ઉપરથી આપણા અગ્રેસર અર્થશાસ્ત્રીઓનો નીચેના અભિપ્રાયને ટેકો મળે છે કે આ-યાતી જકાત નાંખવાથી ઘણું કરીને–જો બીજી બધી પરિસ્થિતિ સરખીજ હોય તો ઘણું **કરી માલના ભાવમાં જકાત જેટલો વધારો થાય છે.**

વખતે એવું બને છે કે પરચુરણ ખરીદદારને જકાત જેટલોજ વધારો કેટલાક ખાસ કારણોને લીધે કેટલીકવાર આપવો પડતો નથી. તેથી આ વાત ઢંકાઈ જાય છે, અને પરદેશવાળાજ તે જકાત આપે છે એવો ભ્રમ ઉત્પન્ન થાય છે. પણ આવું ક્વચિતજ બને છે અને વ્યાવહારિક વિચાર માટે તે વાત લક્ષ બહાર રાખીએ તો પણ ચાલી શકે. ખાંડ ઉપરની જકાતની વાત તપાસો. જે ગાંધી શેરથી વેચે છે તે જકાતના બે પૈસા પાઉંડ ઉપર ખુશીથી ચઢાવી શકે, અને તે રીતે તેનો બોજો ઘરાક ઉપર નાંખી શકે. પણ કંદોઇનો ધન્ધો કરનાર આ પ્રમાણે મીઠાઈ ઉપર બોજો નાંખી ન શકે, કેમકે મીઠાઇ આઉંસમાં વેચાય છે અને તે રીતે એક પેનીનો બત્રીસમો ભાગ તે મીઠાઈ ઉપર નાંખી શકે નહીં. તેજ પ્રમાણે સોડા લેમોનેડ વેચનારાઓને પણ ખાંડની જકાત વેઠવી પડે છે. અને એક મ્હોટી પેઢીને તે કારણથી ૩૦,૦૦૦ પાઉંડનું નુકસાન થયું હતું. ખરૂં છે કે આવી બાબત વાપરનારાઓને અપરોક્ષ રીતે નુકસાન વેઠવું નથી પડતું તોપણ કામગીરી અને રોજના સંકોચરૂપ નુકસાન તો થાય છેજ; કેમકે વ્યાજ બરાબર આપી શકવા સારૂ એમણે દરેક દિશામાં કરકસર કરવીજ જોઇએ. આથી કરીને ઉદ્યમ ઓછો થઇ જાય છે. કેમકે નુકસાન થાય તેવી રીતે ઉદ્યોગની ખીલવણી થઇ શકેજ નહિ. કેટલીકવાર કારખાનાવાળાઓ પરચુરણ વેચનારાઓ ઉપર વધારાનો બોજો નાખી શકે; પણ તે પ-

રચુરણ દુકાનદારો વાપરનાર ઉપર નથી નાંખી શકતા. એટલે એને કરવું એમ પડે છે કે એનો નફો સમતોલ રાખવા સારૂ બીજી ચીજોના ભાવ એને વધારવા પડે અથવા માલ હલકો આપવાની યોજના કરે. ભાવ ન બદલતાં માલ હલકો કરીને એના એ ભાવે વેચે.

હવે એક બીજો પ્રશ્ન વિચારીએ: **"જકાતથી ફાયદો કોને થાય છે."** ? નકરા વેપારના વખતના ભાવ અને જકાતના વેપારના વખતના ભાવ વચ્ચેના તફાવતની રકમ એકદમ તો દેશ છોડીને જતી રહેતી નથી. ત્યારે આ વધારો ક્યાં જાય છે એ સવાલ ઉત્પન્ન થાય છે. એ-માંનો કેટલોક ભાગ તો સરકારની ત્રીજોરીમાં જકાતરૂપે જાય છે. અને આનો અમુક ભાગ જકાત ઉઘરાવવાના ભારે ખરચમાં ખપી જાય છે. જેથી કંઈ પણ નવી દોલત ઉત્પન્ન થતી નથી. બાકી જે રહ્યું તેને માટે કહેવામાં આવે છે કે–ચાહા તંબાકુ અને ખાંડ ઉ-પરની જકાત ઓછી કરવામાં તે વપરાશે. પણ આમાં કંઇ બહુ મોટી વાત નથી. આ કર ઓછો ઠરાવવાનો તો મજુર લોકોનો હક ક્યારનોએ થઈ ગયો છે. અને તેને ટારીફ-સુધારકોના કામમાં ઉપયોગમાં આવવા દેવો તે કેવળ ખોટું છે. ચઢેલા ભાવનો એક ભાવ કારખાનાંવાળા લઇ જશે, પણ તેમને તેમની કાચી પેદાશ માટે વધારે પૈસા આપવા પડશે. છેવટના પૃથક્કરણથી એમ જણાય છે કે–કાચી પેદાશ જમીનમાંથી ઉત્પન્ન થતી હોવાથી જમીનદારને છેવટનો નફો મળવાનો કેટલોક અંશ વળી સંસ્થાનોના જમીનદારોને મળવાનો કારણ કે એમ કહેવામાં આવે છે કે સંસ્થાનોના માલ નકરા આવવા દેવા. આનો અર્થ એવો થાય છે કે કોઇનાં લાભ માટે આપણા ઉપર કર નાંખવો. ત્યારે આ-ટલું નક્કી છે કે વેપાર રોજગારની મંદી એ આનું અવશ્ય પરિણામ થવાનું. જમીનદારોને જે વધારે ધન મળશે તે મોજશોખમાં ઉડવાનું, એટલે કે તેનો દુરુપયોગ થવાનો. કોઈપણ દે-શમાં જ્યારે મોજશોખમાં કે લડાઈમાં અગર એવા કાંઇ બીજા માર્ગે ધનનો દુરુપયોગ થાય ત્યારે વેપાર રોજગારની મંદી થયા વિના રહેજ નહિ.

**જકાતની ઉપજની શી રીતે ખરચાય છે.**

હવે માત્ર એકજ વાત વિચારવાની છે. નકરા વેપારની રાજનીતિમાં દરેક દેશ પોતે જેને માટે સહુથી વધારે લાયક હોય તે ધન્ધો સારી રીતે ખીલવે, એટલે નફાના ટકા હમેશાં દરેક ઠેકાણે સહુથી વધારે આવે. નકરા વેપારની વચમાં પડવું તે દરેક દેશને આ રીતે નુકસાનમાં નાંખવાનોજ માર્ગ છે. એનો એ પણ અર્થ છે કે કામકાર લોકોની પણ પરિસ્થિતિ નુકસાનભરી થવાની; એટલે એમની રોજી (રોજનો દર) પણ ઓછી થવાની

## ઉપસંહાર.

ત્યારે છેવટનો નિર્ણય એ થયો કે જકાતની રાજ્યનીતિથી.—

(૧) રોજગારમાં વધારો થવાનો નથી, એટલે રોજમાં વધારો થવાનો નથી. ઉલટો ઉદ્યમની સ્થિતિમાં ગંભીર સ્થાનભ્રંશ થવાનો.

(૨) માલ માત્રના ભાવ વધવાના, અને તેથી ખરીદ કરવાની શક્તિ ઘટવાની, અને તેથી વેપારરોજગારમાં મંદી આવવાની.

( ૩ ) ભાવનો વધારો અંશમાત્રમાંજ સરકારને હાથ જવાનો પણ ઘણે ભાગે જમીનદારોના હાથમાં જવાનો.

( ૪ ) ધન અને રોજગાર ( મજુરી ) વધારે અસરકારક પ્રદેશ–દિશામાંથી સ્થાનભ્રષ્ટ થઈ ઓછા અસરકારક વિષયોમાં રોકાવાનાં; જેથી એકંદર દેશને ધનનો ગેરલાભ.

આપણા લાખો સ્વદેશીઓ ગમે તેટલી કરકસરથી રહે તો પણ શારીરિક સંપત્તિ પૂરી જાળવી શકતા નથી. એની ઉપજમાંથી જે રકમ લઇએ તે થોડામાં થોડી હોય તો પણ તેમના જીવનની મુસ્કીલીઓ વધારવામાંજ સફલ થવાની. ટુંકામાં, એનો અર્થ વધારે ભુખમરો અને વધારે શારીરિક સંપત્તિની ક્ષીણતા. પણ વિશેષમાં, ગરીબો પાસેથી તે શાલીંગ લઇ તવંગર લોકને આપવાનો. આ વાત લક્ષમાં લેતાં ફળ એજ કે મોજશોખનો અથવા ચેનનો જૂજ વધારો.

તોપણ આ લેખની આર્થિક દલીલ સારી હોય અને હું માનુંછું કે તે સારી છે–તો જકાતની નીતિની એજ અસર થવાની. નીતિ ગરીબ પાસેથી લઈ તવંગરને પૈસા આપશે. ગાયનું દોહી... ... પાશે."

ઉપરની દલીલો હિંદુસ્તાનની આર્થિક સ્થિતિને લાગુ પડે છે કે નહિ? અને નહિ તો ક્યાં ક્યાં નહિ? ટુંકામાં હિંદુસ્તાનની પરિસ્થિતિમાં Protection (પરદેશી માલ ઉપર જકાતદ્વારા દેશી માલનું સંરક્ષણ ઇષ્ટ છે તો કેવી રીતે એ સવાલ બહુ મહત્વનો છે અને **આપણા ગુજરાતી અર્થશાસ્ત્રવેત્તાઓને તે સવાલનો નિષ્પક્ષપાત વિચાર કરવાનું સપ્રેમ સાજીવ આમંત્રણ છે.**

**સ્વદેશહિતૈષી.**

પા.
પણ -
કાઇ આઉન્સમાં વેચાય છે અને
નાંખી શકે નહીં. તેજ પ્રમાણે સોડા લેમોનેડ. વેચન.
છે. અને એક મ્હોટી પેઢીને તે કારણથી ૩૦,૦૦૦ ર
કે આવી બાબત વાપરનારાઓને અપરોક્ષ રીતે નુકસા
ગીરી અને રોજના સંકોચરૂપ નુકસાન તો થાય છેજ;
સારૂ એમણે દરેક દિશામાં કરકસર કરવીજ જોઇએ,
નાય છે. કેમકે નુકસાન થાય તેવી રીતે ઉદ્યોગની ખ
કારખાનાવાળાઓ પરચુરણ વેચનારાઓ ઉપર વધા

# ગુજરાતના પંદરમા તથા સોળમા શતકના ભક્ત-કવિઓનાં જીવન.

( અનુસન્ધાન પૃષ્ઠ ૬૬ થી, )

કવિ નર્મદાશંકર કહે છે કે ' મહેતો ગૃહસ્થ નાગર હતા, ત્યારે બીજી તરફથી એમ કહેવામાં આવે છે કે ' તે ભિક્ષુક બ્રાહ્મણ હતા ' અને રા. કાંટાવાળા તેના ગોત્રનું નામ ( કાસ્યપ, યજુર્વેદ, માધ્યંદિની શાખા, અને ત્રિપ્રવર ગોત્ર ) આપી વિશેષ ઓળખાણ આપે છે. વળી તે એમ પણ કહે છે કે મહેતાના કાકા માંગરોળમાં રહેતા, અને મહેતો ભક્ત થયા પછી તે જૂનાગઢ આવ્યા હતા. કમળનયનાચાર્ય જણાવે છે છે કે મહેતાના પિતા કુતીયાણામાં મહેતાગીરી કરતા. આજે પણ મહેતાની અટકવાળા સઘળા નાગરો ગૃહસ્થ છે. તે જોતાં, મહેતો ભિક્ષુક નહિ પણ ગૃહસ્થ નાગર હતા. મહેતાનું વેવિશાળ પ્રથમ જૂનાગઢના દિવાનની દીકરીની દીકરી સાથે થયું હતું. એ હકીકત અમે ઉપર દર્શાવી ગયા. તે વખતે દિવાનપદ ઉપર ગૃહસ્થ નાગર હતા: તેથી જૂનાગઢ જેવા શેહેરના દિવાનપદ પર રહેલો, કેળવાયલો ગૃહસ્થ નાગર, પોતાની કન્યા ભિક્ષુક નાગર બ્રાહ્મણને આપે એ સંભવતું નથી. વળી મહેતાનું બીજી વખતનું વેવિશાળ જૂનાગઢના મજેવડી ગામમાં, ગૃહસ્થ નાગર રઘુનાથ પુરૂષોત્તમને ત્યાં થયું હતું. ઈ૦ પૂરાવા આપણી કલ્પનાને દૃઢીભૂત કરે છે કે મહેતો ગૃહસ્થ નાગર હતા. મહેતાનો કાકો માંગરોળ રહેતા હોય, તો પછી ભક્ત થયા પછી જૂનાગઢ આવવાનું સબળ કારણ જણાતું નથી; તેમજ જૂનાગઢના નાગરો માંગરોળના નાગરોને એકદમ પોતાની કન્યા આપવા જાય એ સંભવિત નથી; તેથી મહેતાની માંગરોળ રહેવાની હકીકત બીજા પૂરાવાને અભાવે, અમે ખરી માની શકતા નથી.

લગ્ન થયા પછી ત્રણે વર્ષ, એટલે સંવત્ ૧૪૮૭ થી ૧૪૯૦ ( અથવા ઈ. સ. ૧૪૩૧ થી ૧૪૩૪ ) સુધીમાં મહેતા સંબંધી એટલીજ હકીકત મળે છે કે, તેને નોકરીએ વળગાડવા માટે તેના સંબંધીઓએ ઘણો પ્રયત્ન કર્યો, પણ તે બધો શ્રમ નિરર્થક જવાથી તેઓ નિરાશ થયા. સુભાગ્યે નોકરી મળી હોત તો મહેતો આજ ભક્ત-કવિથી ઓળખાતા હોત કે નહિ, એ સવાલ છે. કારણ કે નોકરીના અભાવે પૂરતો અવકાશ હોવાથીજ મહેતો પ્રવાસી સંતના ટોળામાં બેસી, ઝાંઝ તાલથી કીર્તન ગાઈ, સ્ત્રીઓની પેઠે નૃત્ય કરતા; સાધુઓ સાથે રમતા જમતા હોવાથી, આઠ આઠ દિવસો સુધી ઘેર પણ આવતા નહિ. આ પ્રમાણે મહેતાને નોકરી નહિ હોવાથી, તેમજ બીજા ધંધા ઉદ્યમનું જ્ઞાન નહિ હોવાથી, સાધુસંતના સમાગમમાં પોતાનો ઘણો ખરો સમય વ્યતીત કરતા. જો કે ભક્તિને અનુકૂળ આ સંયોગ હતો, તો પણ વ્યવહારની દૃષ્ટિમાં તે એક અધમ પ્રસંગ ગણી શકાય. તેની આવી સ્થિતિ જોઇને તેનાં સાસરીયાંને પણ ખેદ થયો; ઘેર પોતાની પુત્રી મોટી થવાથી મહેતો કેવી રીતે ગૃહસ્થાશ્રમ માંડશે, અને કયે પ્રકારે નાત જાતમાં બંને પક્ષની આબરૂ રહેશે એ ચિંતા કરવા લાગ્યાં. અને તેમણે તે વિષે તેના કાકાના દીકરા પુરૂષોત્તમને કહ્યું પણ ખરૂં! પુરૂષોત્તમે, મહેતાને મહેણું દીધું કે 'તમારા જેવા કપૂતથી તો અમારૂં નામ બુડ્યું.' આવા પ્રસંગોમાં ઘણાં ઘરોમાં, દિયરની અને અન્ય સ-

સમોવડીયાની ખામીઓ, ભોજાઈ સહન કરી શકતી ન હોવાથી મેહેણાં ટુણાં મારે છે, તે પ્રમાણે પુરૂષોત્તમની સ્ત્રી( કોઇ ઝવેરબાઈ કહે છે) એણે મેહેણું માર્યું કે 'તમારા-કરતાં તો ધોબીના પથરા પણ સારા' અને એવાં એવાં બીજાં કડવાં વચનો પણ કહેતી હશે. આર્ય સંસારની એક રીત એવી છે કે વ્યવહારપ્રસંગમાં એક બીજા, સમોવડીયાંનાં મહેણાં સહી શકતા નથી; અને સમોવડ સ્ત્રીઓ સદા મેહેણાં ટુણાંનો પ્રહાર કરતી જ હોય છે, હવે મહેતા ધંધા વગર રહી ટહ્લા મારે, સાધુ વૈરાગીઓમાં હરે ફરે, પોતાના નિર્વાહ અને ખર્ચ જેટલું પણ કમાઈ લાવે નહિ, અને કાકાના દીકરા ભાઈ ઉપર ભારરૂપ પડી રહે, એ તેને ખટક્યા વગર રહે જ નહિ. સહોદર ભ્રાતાને કદાચ ન ખટકે, પરંતુ એક પંક્તિ ઉતરતા કાકાના દીકરાને તો ખટકે જ! આ સ્થળે કોઈ એમ પણ કહે છે કે તેનો સહોદર બંધુ વંશીધર, નામનો અને કોઈના કહેવા પ્રમાણે મોહન નામનો જીવતો હોવાથી, નરસિંહ મહેતો તેને આધારે રહ્યો હતો; અને કાકાના દીકરાના આધાર ઉપર નહિ. પણ આ વાત ખરી માનવાને અમારી પાસે બીજો કંઈ પૂરાવો નથી.

વૈરાગીના ધંધાથી પોતાની અને પોતાના કુટુંબની આબરૂ ખોઈ, નાત જાતની બત્રીશીએ ચઢી, લોકોમાં ઉપહાસ પાત્ર બનવું, પુરુષોત્તમને બિલકુલ રૂચ્યું નહિં; ત્યારે પારકી જણી તેની સ્ત્રીને તો ક્યાંથી જ રૂચે ? ! આ સંબંધમાં મહીપતિ બાવા કહે છે કે 'મહેતો એક વખત રમીને બહારથી ઘેર આવ્યા; પાણીની તૃષા લાગી હોવાથી, ભાભી પાસે પાણી માગતાં ( કોઇ કહે છે તેમ સ્નાન કરવા બેસતી વખત સમોવણ માગતાં ) ભાભીએ તીક્ષ્ણ મહેણાં માર્યાં કે 'એવી શું કમાણી લાવ્યા છો કે પાણી પાઉં ! ગરજ હોય તો ઘરમાં જઇને પી લ્યો ! રાત્રિ દિવસ ગામમાં રઝળી રખડી ટહ્લા મારો છો, નિરૂદ્યમી રહી પથ્થર ભાંગો છો, શરીરે હૃષ્ટપુષ્ટ બની બીજા ઉપર સત્તા ચલાવો છો, ખાવામાં બહુ જ ચટણા થઇ ગયા છો. મને લાગે છે કે પરણેલી-( તમારી સ્ત્રી ) પોકો મૂકીને રોશે.' આ વાક્યબાણ મહેતાને તીવ્ર શરપ્રહાર કરતાં પણ વધારે શલ્યરૂપ થઇ પડ્યાં. વિંધાયલ હૃદયે મહેતો ખિન્ન થઇ સંતમંડળીમાં પાછા આવી બેઠા. એક સાધુની દૃષ્ટિ તેના તરફ પડતાં, તેનું ઉતરી ગયેલું મુખ જોઇ તેને કહ્યું કે, 'દુનીયાથી આમ ઉદાસીન બનીને શું કરી શકીશ ? હજી તો તારે ઘણું કાર્ય કરવાનું છે; માટે ભોળા શંભુનું સ્મરણ કર કે સ્હાય કરે' આ સાધુનું નામ કમળનયન 'આત્માનંદ' આપે છે, ત્યારે કોઈ 'યોગાનંદ' પણ કહે છે. આ ભવિષ્યવાદી સાધુએ પોતાના અવધિજ્ઞાનથી સત્ય ભવિષ્ય કહ્યું વા તો સ્વેચ્છંદી ઉદ્‌ગારો જ કાઢ્યા એનો નિર્ણય કરવાનાં સાધનો અમારી પાસે નથી; તો પણ આ ભવિષ્ય સમય પરત્વે કેટલું સત્ય નીવડ્યું, તે જ અમે દર્શાવવા માગીએ છીએ. આપણા નાયક મહેતાને તે સમયે આ શબ્દોની કિમત હતી નહિ, અને હોય પણ નહિ. તો પણ અચાનક મહેતાના ભવિષ્યનો આ એક સુંદર વર્ત્તારો નીકળી આવ્યો હતો. આ ભૂમિમાં મહેતાનું કર્ત્તવ્ય, મહેતાને થયેલી ઇશ્વરની આજ્ઞા, અને ઇશ્વરપ્રેરિત મહેતાના હૃતત્વનો સમાવેશ, ઉપરના ગૂઢ શબ્દોમાં ઠીક થઈ જાય છે. વારંવાર આવાં મ્હેણાંથી મહેતો ઘણાજ કંટાળી ગયા હતા. આ વખતના મહેણાએ તેમના ઉપર સખત અસર કરી; મ્હેતો એકદમ સખેદ પાછે પગલે ચાલ્યા ગયા. અને જૂનાગઢથી દૂર ગોપનાથ મહા-

દેવનું દેવલ દરિયાકિનારા ઉપર આવી રહેલ છે ત્યાં જઈ શિવનું ભજન આરંભ્યું. ગોપનાથ મહાદેવનું મંદિર તે સમયે અરણ્યમાં હોવાથી, મહાદેવ અપૂજ્ય રહેતા. કચરો પૂંજો વાળી મહેતાએ દેવાલય સ્વચ્છ કર્યું; અને શિવભજનનો આરંભ કર્યો; આ પ્રસંગે મહેતાએ સંકલ્પ કર્યો કે 'મહાદેવની પ્રસન્નતા સંપાદન કરીને જ ઉઠવું, નહિં તો અહીં જ પ્રાણત્યાગ કરવો.' સંભવિત છે કે, એક અબળા તો પણ સમોવડ ભોજાઈના ક્રૂર હૃદયભેદક મ્હેણાનો ભોગ થઈ પડેલ એક સંત પુરૂષ, ગૃહના દુઃખથી પીડિત થઈ, બહાર નીકળી જાય, અને કદાચ તે દુઃખના સંયોગમાં પુનઃ ન આવવાનો નિશ્ચય કરે ખરો! આવા મ્હેણાં ટુણાંના પ્રસંગોએ કેટલાક આર્યગૃહસંસાર શુષ્ક અને નીરસ બનાવી દીધા છે; કેટલાકને પોતાની જન્મભૂમિનો ત્યાગ કરાવ્યો છે; અને અસંખ્ય પુરૂષોને પોતાનાં સગાં, સહોદર, સ્નેહી અને પ્રિયતમ પદાર્થોથી વિમુખ કરાવ્યા છે; અસંખ્ય પુરુષોનો સંહાર કરતાં અસંખ્ય રણસંગ્રામો કરાવી, દેશો અસ્ત વ્યસ્ત કરી નાંખ્યા છે!!! આ જ મહેણાંએ નરસિંહ મહેતાના જીવનમાં એક મોટો વિકાર કર્યો છે. આ સંયોગને લઇને જ મહેતાને આપણે આજ ભક્ત-કવિ તરીકે ઓળખીએ છીએ! અને ગુજરાતી કાવ્ય જે કંઈ સ્થિતિ અત્યારે ભોગવે છે, તેનો મુખ્ય ભાગ, તે જ સંયોગને લઇને છે! ખરેખરા આર્ય જનોને શૂર અને ચાનક ચઢાવવાને, વ્યંગ અથવા શ્લેષ ઉક્તિ વાળી, આર્ય અબળાઓ સબળ છે!!! પૂર ચાનકમાં મહેતાએ પોતાનું ઉગ્ર ભજન ચાલુ રાખ્યું. મહેતાએ અન્નજળનો ત્યાગ કરી લાંઘવું શરૂ કર્યું; ઉપવાસ ઉપર ઉપવાસ થયા; એક, બે, અને તેમ કરતાં, બરોબર સાત લાંબા દિવસ સુધી, મ્હેતાએ એક નિષ્ઠાથી શિવની આરાધના કરી. શિવજી પ્રસન્ન થયા. તેમણે વર યાચવાની આજ્ઞા કરતાં, મ્હેતાએ સવિનય ઉત્તર દીધો કે 'હું બાળક અને અજ્ઞાન હોવાથી વસ્તુની ઉત્તમતાનું મને જ્ઞાન નથી; માટે આપને ઉત્તમ જણાય તે જ મને આપો.' શિવજીએ પ્રસન્ન થઈ તેની ચાલાકી જોઈ કહ્યું કે 'કૃષ્ણની રાસમંડળની લીલા અને ભક્તિ મને પસન્દ છે; હું ત્યાં મૃદંગ બજાવું છું, માટે ચાલ, તને ત્યાં લઇ જઉં.' એમ કહી નરસિંહને ગોપીના વેષમાં દ્વારિકા લઈ ગયા. શ્રી કૃષ્ણ પરમાત્માએ ગોપીઓના સમૂહમાં આ એક નૂતન ગોપી જોઈ, શિવજી પાસે તેની ઓળખાણ માગતાં, શિવજીએ નરસિંહને ઈશારત કરતાં, નરસિંહે સાષ્ટાંગ પ્રણામ કર્યા; રાસલીલા નરસિંહે સંપૂર્ણ જોઈ આ નૂતન ગોપીની ઓળખાણના શ્રી કૃષ્ણના પ્રશ્નના ઉત્તરમાં નરસિંહના પૂર્વ જન્મનું પણ સ્મરણ આપ્યું હતું. નરસિંહ પૂર્વ જન્મમાં વ્યાઘ્રયોનિમાં હતો, અને અતિ તામસી હતો; તેના અંત સમયે મહાત્મા પીપાજીએ તેને નામસ્મરણ કરાવવાને લઇને, આવી ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત થયો હતો. પછી શ્રી કૃષ્ણે કહ્યું કે 'નરસિંહને હું મારા ભક્ત તરીકે સ્થાપું છું.' નરસિંહને આશિષ દઈ કહ્યું કે, 'આ જોઇ તેવી લીલા ગાતો રહેજે. તું મારી ભક્તિ કરજે. અને દુઃખને સમયે જ્યારે મારૂં સ્મરણ કરીશ ત્યારે હું તારી સમક્ષ આવી ઉભો રહીશ' સાથે શિક્ષા આપી ગયા કેઃ—

"રખે લોકાચાર મનમાંહિ ગણતો,' મુસ્તક સાટે ભક્તિ;
રાધા-કૃષ્ણનો વિહાર ગાજે, જુએ તેવી જુક્તિ."

આ શિક્ષાની સાથે નરસિંહ મહેતાએ પણ સવા લાખ પદ કરવાનો પ્રતિજ્ઞા કરી હતી.

અહીં તેને સંવત ૧૪૯૫ એટલે ઈ. સ. ૧૪૩૯ માં કુંવરબાઈ નામની એક પુત્રીનો પ્રસવ થયો. સંવત ૧૪૯૬ એટલે ઈ. સ. ૧૪૪૦ માં પુત્રનો જન્મ થયો; પુત્રનું નામ શામળદાસ રાખ્યું હતું. 'શામળદાસ' નામ ઘણું કરીને કૃષ્ણભક્તિ ઉપરથી તેણે યોજ્યું હશે; શામળ=કૃષ્ણ અને દાસ=સેવક;=કૃષ્ણનો સેવક. આ પ્રમાણે બે સંતાનો પેરે પડ્યાં; પણ મહેતાને કંઈ ઉદ્યોગ નહિ હોવાથી, પોષણ કરવાની શક્તિ નહોતી. સાધુસંતોના અખાડામાં, તાળ વીણા લઈ નૃત્યથી ભજન કીર્તન કરતો, પખાજ ઠોકતો, ઝાંઝ બજાવતો, અને શંખ ફુંકતો તેથી મંડપ ગાજી રહેતો; આવી રીતે વૈરાગી તરીકે નિશ્ચિંત ફરતા રહેવા માટે તેમજ નિર્વાહનાં સાધનો પ્રાપ્ત નહિ કરવા માટે, મહેતી કલહ કરતી. પણ મહેતાનો તો 'વિશ્વંભર પૂરૂં પાડે અન્ન' એમ નિભાવો ચાલતો. કહેવાય છે કે 'જૂનાગઢના રાવ મંડળીકની માતા વૈષ્ણવી હતી, અને મંડળીક પોતે શિવમાર્ગી હતો; તે વૈષ્ણવો પ્રતિ વિશેષ દ્વેષી હતો. તેવા સમયમાં નરસિંહની પ્રબળ ભક્તિભાવના સાંભળીને, રાજમાતાએ તેને મળવા બોલાવ્યો, અને ત્યારથી તે તેના અન્નવસ્ત્રની તપાસ લેતી હતી'. આ પ્રમાણે નરસિંહ મહેતાને વિશ્વંભર અન્ન પૂરૂં પાડી દેતા.

(અપૂર્ણ.)

ફુલચન્દ ઝવેરચન્દ મહેતા.

---

## ચન્દાનો સન્દેશો.

આવો, અન્દર આવો, વ્હાલાં, વાસમાં !
સન્દેશો શો લાવો ચન્દા બ્હેન જો ?
કોમલ શીતલ મધુર સુધા વરસાવતાં,
નેહ ભરેલાં નમ્ર તમારાં નેન જો !
આવો, આવો, આવો અમ આવાસમાં !

" હૃદયસરોરુહ જીવન સમજી પોષજો !
જનસેવાનો ધરજો શાશ્વત ધર્મ જો !
પુનિત પિતાના પુણ્ય પુરાતન પન્થમાં,
સ્નિગ્ધ પરસ્પર કરજો કેવલ કર્મ જો ! "
આવો, અન્દર આવો, વ્હાલાં, વાસમાં !

કાન્ત.

---

ઘેલા કોઇ પણ પ્રશ્ન સંબંધે, પૂર્ણ માહિતી મેળવ્યા વિના તથા એ પ્રશ્નને દીર્ઘ અને મ-મેગ્રાહી દૃષ્ટિથી અવલોકી લીધા વિના, માત્ર દુરાગ્રહને વશ થઇ કદી પણ પ્રતિપાદન કર્યું નથી; તેમજ, લોકમતની પાછળ પાછળ ચાલીને લોકપ્રશંસા મેળવવાની રીત પણ સંર ફીરોઝશાહે અવલંબી નથી.

એ મહાન પુરુષમાં પ્રજાપક્ષના દૃષ્ટિબિન્દુથી જોવાની—પ્રજા પોતે જુવે તે કરતાં પણ પહેલાં જોઈ લઈ નિર્ણય બાંધવાની—અનુપમ શક્તિ છે, અને એ રીતે એ પ્રજા-પક્ષથી દોરાવાને બદલે પ્રજાપક્ષને દોરવાનું અસાધારણ સામર્થ્ય ધરાવે છે. સંર ફીરોઝશાહનું સર્વથા અડગ અને નિષ્કલંક સ્વાતન્ત્ર્ય, એમની નિર્ભયતા, એમની દેશભક્તિ, એમની સ્વવિષય સમ્બન્ધી પરિપૂર્ણ માહિતી, તેમજ ડહાપણ, યોજનાબળ, આ[illegible]શક્તિ—આદિ વિવિધ ગુણોએ યુરોપિયન અને દેશી, સરકાર અને પ્રજા ઉભય, વર્ગમાં માન સંપાદન કર્યું છે. આ વીર પુરુષ કોઇક સ્વતન્ત્ર પ્રજાસત્તાક રાજ્યમાં જન્મ્યા હોત તો એ રાજ્યના પ્રમુખ થાત એમ એમની પ્રતાપી મુખાકૃતિ સ્પષ્ટ કહી આપે છે. એમના સ્કન્ધ ઉપર હિન્દુસ્તાનની પ્રજાપક્ષની સકલ રાજકીય હિલચાલનો બોજો આવી પડેલો છે, પણ તે બોજો એ જેટલી નિઃસ્વાર્થતાથી તેટલાજ આનન્દથી તથા સહેલાઇથી વહન કરે છે. પ્રજાજનના કર્તવ્યના નમુના રૂપ આ પ્રતાપી પુરુષને સરકાર તરફથી મળેલા ક્તિાબ માટે અભિનન્દન આપતાં, અમારી એટલી જ પ્રાર્થના છે કે—પરમાત્મા એમને દીર્ઘાયુ કરો, અને એમની સ્વદેશસેવાથી આ ભૂમિ કૃતાર્થ થાઓ ! સો વર્ષમાં હિન્દુસ્તાનમાં બીજો ફીરોઝશાહ મહેતા જાગે—એ સંભવ તો અમારી આશાની પણ બહાર છે.

* * * * *

**"ગુજરાતી"નો "આનન્દોત્સવ."**

આ સ્થળે અમે અમારા બન્ધુ "ગુજરાતી" પત્રના અધિપતિ રા. ઇચ્છારામ સૂર્યરામને પણ અભિનન્દન આપવાની ફરજ માનીએ છીએ. એમના "ગુજરાતી" પત્રે ઘણી દૃઢતાથી અને હિમતથી પ્રજાપક્ષના પત્ર તરીકે પોતાનું કર્તવ્ય કર્યું છે, અને એ માટે દરેક ગુજરાતીને અભિમાન રાખવાનું કારણ છે. રા. ઇચ્છારામે ગુજરાતી સાહિત્યને પણ જેવી તેવી સેવા કરી નથી. આપણું કેટલુંક પ્રાચીન સાહિત્ય મૂળ તેમજ ભાષાન્તર રૂપે આજ કાલ વાચકને જે સરળતાથી ઉપલબ્ધ થાય છે એ "ગુજરાતી" છાપખાનાને લીધે જ એમ કહીએ તો ચાલે. આશા છે કે રા. ઇચ્છારામ આ માર્ગે પોતાની પ્રવૃત્તિ અધિક વિસ્તારશે અને ગુજરાતી વાચકને હાલ કરતાં પણ વિશેષ ઉપકાર નીચે મૂકશે.

---

# મારો સ્વાધ્યાય.

"**સ્વાધ્યાયોઽધ્યેતવ્ય.**" એ ધર્મની આજ્ઞા કરનારૂં શ્રુતિવાક્ય છે. મને એ શિરસાવંદ્ય છે. એ ધર્મનું આચરણ એ આ પ્રવૃત્તિનું મૂળ છે.

* * * * *

**સ્વાધ્યાયોઽધ્યેતવ્યઃ** । એ શ્રુતિવચનથી વસ્તુનિર્દેશાત્મક મંગલાચરણ થયું. શ્રુતિ આજ્ઞા કરે છે કે સ્વાધ્યાયનો અભ્યાસ કરવો. સ્વાધ્યાય એટલે વેદ, અને વેદ એટલે જ્ઞાનરાશિ. શ્રુતિ જેને માન્ય ન હોય તેને માટે યુક્તિથી આ ધર્મનું પ્રતિપાદન કરવું જોઈએ. એકજ યુક્તિ બસ છે. પાશ્ચાત્યોનો ઉત્ક્રાન્તિવાદ ( Theory of Evolution ) એમ માને છે કે શરીરના જે અંગનો વિશેષ ઉપયોગ થાય તે અંગનું કદ વધે, તેની શક્તિ પણ વધે અને જેનો ઉપયોગ ન થાય તેની શક્તિ ઓછી થાય, અને પરિણામે તે અંગ ખરી પણ પડે. ત્યારે સ્વાધ્યાય જે મન બુદ્ધિ અને જ્ઞાનેન્દ્રિયનો વ્યાપાર છે તે જો ન કરીએ તો આપણા શરીરની જ્ઞાનસંપાદક સર્વ સામગ્રીનો ક્રમે ક્રમે કોઈ કાળે નાશ થવાનો એટલે જે નિસરણીએ મનુષ્યદેહ પ્રાપ્ત થયો છે તેજ નિસરણીએ પાછા ઉતરવાનું અને તિર્યગ્ સ્થાવરાદિક યોનિને પ્રાપ્ત થવાનું. આપણા શાસ્ત્રોમાં પણ સ્વધર્મનું આચરણ ન કરે તેને માટે આવા જ પ્રકારની સ્થિતિ થશે એવો ઉપદેશ છે ત્યારે "**સ્વાધ્યાયોઽધ્યેતવ્યઃ**" [ સ્વાધ્યાયનું અધ્યયન કરવું ]

"**સ્વાધ્યાય**" એટલે વેદ, અને વેદ એટલે જ્ઞાનરાશિ. જ્ઞાનરાશિમાં સર્વનો સમાવેશ થયો. ક્ષ અને તેની સાથે સમધ ધનવનાર પ્રમાણથી ઉત્પન્ન થતા વિષય જ્ઞાનમાત્રનો તેમ શબ્દ તદનુકૂલ તર્ક અને અનુભવથી ઉત્પન્ન થતા ધર્મ અને આત્મસ્વરૂપ વિગેરે અતીન્દ્રિય વિષયોના જ્ઞાનનો. ત્યારે આ 'સ્વાધ્યાય' માં તે સર્વને પ્રસંગે પ્રસંગે અવકાશ મળશે. કોઈકવાર અધ્યાત્મતત્ત્વનો વિચાર કરીશું, કોઈકવાર ધર્માધર્મના નિર્ણયની પણ ચર્ચા કરીશું, તો ક્વચિત્ નાટકચેટકને પણ સ્થાન મળશે, વળી કોઈવાર અત્તરગુલાબ થીજ અમારા સદ્દાધ્યાયીઓનો સત્કાર કરીશું, અને ક્વચિત્ 'વડા કચોરી ને કંસાર' પણ પીરસીશું.

## વ્યાસ પૂર્ણિમા.

અ૦ ૭ વ્યાસપૂર્ણિમાનો અત્યંત માનવંતો ઉત્સવ છે. યતિઓ-સંન્યાસિઓના ચાતુર્માસનો આજે આરંભ થાય છે

વ્યાસાદિક બ્રહ્મવિદ્યાના આચાર્યોનું ભાવનામય આવાહન કરી તેમનું પૂજન કરી પછી ચાતુર્માસવ્રતનો નિયમ લેવામાં આવે છે. અને તેઓ તે આરોપી લે તે પછી ગૃહસ્થ વર્ગ યતિઓનું પૂજન કરે છે. મુંબઈમાં આજે શારદાપીઠાધીશ શ્રીમત્ માધવતીર્થ મહારાજે આ સમારંભ કર્યો હતો.

સ્વદેશીઓની લાગણીની એ લોકોએ બીલકુલ દરકાર કરી નથી એમ કહેવું જોઇએ. ગમે તેમ પણ આખરે થોડીકજ વિધવાઓ ફરીથી પરણવાની, ત્યારે વધારે જરૂરનું કર્તવ્ય તો વિધવાઓનીજ સ્થિતિ સુધારવાનું છે, અને તે હાથમાં લેવામાં આવે તો સર્વને ફાયદો થાય."

* * * *

ઉપર જે વમળની વાત લખી છે તે ઉપર હું આપણા જનસમાજનું ખાસ ધ્યાન ખેંચવા માગુંછું. માત્ર લગ્નની બાબતમાં જ એ સમાજ વમળમાં છે એમ નથી, પણ અત્યારના ગ્રહ વાંચતાં તો તે સમાજ લગભગ બધી બાબતોમાં વમળમાંજ છે. રાજ્યનીતિતત્ત્વચિંતકો એકવાર અસ્માનમાં ચઢાવેલી પ્રજાસત્તાક રાજ્યરીતિના સંબંધમાં અંદેશો બતાવવા માંડયા છે. અર્થવેત્તાઓ તેવીજ રીતે અસ્માનમાં ચઢાવેલી Free trade

નફરા વેપારની રાજ્યનીતિ સામાં પગલાં ભરવાની તૈયારી કરવા મંડી પડયા છે. કર્તવ્યભાવનાના શિખરે ઉપર ચઢાવેલી સ્વદેશભક્તિ પણ પૃથ્વીરાજ્યની ભાવનામાં ડુબવા માંડી છે. તત્ત્વચિંતનમાં પણ અનેક તરેહના વિવાદો ઉપસ્થિત થતા જાય છે, અને તે સ્થિતિમાં એમનું બધુંજ સારૂં, અને આપણું જૂનું બધુંજ ખોટું એ સિદ્ધાન્તને અનુસરી સલાહ આપનારા સુધારકોને ઘણો વિચાર કરવાની આવશ્યક્તા છે. અધ્યાત્મતત્ત્વ શોધન કરનારી સભા ('સાઇકિકરિસર્ચસોસાઇટિ') જન્માન્તરના આપણા પ્રાચીન સિદ્ધાન્તને અનુમોદન આપતી જાયછે અને હું ધારુંછું કે એ અનુમોદનને પરિણામે પાશ્ચિમાત્યોના સર્વ જીવનસિદ્ધાન્તોમાં થોડો ઘણો પણ જરૂરી ફેરફાર થશે. આપણાં ધાર્મિક અને સામાજિક સિદ્ધાન્તોમાં આપણે જે સ્થિતિએ છીએ તે સિદ્ધાન્તોને અનુસરીને આપણી સંસ્થાઓમાં આપણી રૂઢિઓમાં અને રીતરીવાજોમાં વિવેકબુદ્ધિથી દૃષ્ટિ નાંખી આપણે માટે આવશ્યક ફેરફારનાં સ્થાનો નક્કી કરવાં એ જૂદી વાત છે, અને અત્યારે અત્યંત આવશ્યક છે. પણ બીજી પ્રજાઓનાં લક્ષ્યો અને સિદ્ધાન્તો જે હજી અપદશામાં છે, તેમને અનુસારે આપણાં પ્રાચીન જનસમાજની જાણે પુનઃરચના કરવાનો ઉપક્રમ કરવો એમાં ઉપર મી. સ્મીનીએ દર્શાવેલું જોખમ સમાયલું છે એમાં કાંઇપણ શંકા નથી.

\+ \+ \+ \+ અભ્યાસી.

---

# *પ્રાચીન હિન્દુ જનસમાજમાં સમષ્ટિભાવના.

પહેલું હિંદુ જનસમાજના બંધારણમાં ધર્મમાં અને જીવનના નિયમોમાં સામાજિક એકતાની ભાવના કેવી રીતે રાખવામાં આવી હતી તેનાં પ્રમાણો જોઇએ. ઋગવેદ મંડળ ૧૦ સુકત ૯૦ ( પુરુષસુકત) માં કહે છે કેઃ—

यत्पुरुषं व्यदधुः कतिधा व्यकल्पयन्
मुखं किमस्य कौ बाहू का ऊरु पादावुच्येते ।
ब्राह्मणोऽस्य मुखमासीद्बाहू राजन्यः कृतः ।
ऊरु तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रोऽजायत ॥

પૂછે છે કેઃ—વિરાટ્ શરીરના જૂદા જૂદા અવયવો કેટલા હતા, તેનું મ્હોં શું? તેના બાહુ શું? તેના ઊરૂ શું? તેના પગ શું? જવાબ કેઃ—બ્રાહ્મણ તે તેનું મ્હોં; રાજન્ય ( ક્ષત્રિય ) તે તેના બાહુ; વૈસ્ય તે તેના ઊરૂ; અને શુદ્ર તે તેના પગમાંથી થયા.

બ્રાહ્મણાદિવર્ણની આ ભાવના એક ઉંચા સામાજિક સત્યનું દર્શન કરાવે છે અને સમાજનાં જૂદાં જૂદાં અંગોએ એક બીજાની સહાયતામાં કેવી રીતે રહેવું એ પણ આ-નાથી સ્પષ્ટ થાય છે—આ ઋગ્મન્ત્રોમાં તમામ મનુષ્યજાતિને માટે આ ભાવના છે. પણ એક કોઈ પ્રજાને આ ભાવના લાગુ પાડતાં સામાજિક વ્યવસ્થાની પૂર્ણ રચના આપણી આગળ ઉભી થાય છે. દરેક વર્ણ એક બીજા સાથે કેવો સંબંધ ધરાવે છે, અને ઉંચાં કે નીચાં પણ બધાં એકજ શરીરનાં જૂદાં જૂદાં અવયવો છે એ વાત આથી સ્પષ્ટ થા-ય છે. કાલક્રમે આ ભાવના બદલાઈ ગઈ અને સર્વ અવયવોનો પરસ્પર સંબંધ છિન્નભિન્ન થઇ ગયો—અને જૂદે જૂદે વખતે જૂદા જૂદા વર્ણોનું પ્રાબલ્ય વધી પડ્યું. પણ

* કેટલાક તરફથી એમ કહેવામાં આવે છે કે હિન્દુઓ માત્ર આજ જ સ્વાર્થી અને સામાજિક ભાવના રહિત બની ગયા છે એમ નથી, પરન્તુ છેક પ્રાચીનકાળથી દરેક વ્ય-ક્તિએ પોતપોતાનું જ હિત સંભાળવું એવી ભાવના ચાલતી આવી છે. આ આક્ષેપના ઉત્તર-માં લાલા લછપતરાય નામના ઉત્તર હિન્દુસ્તાનના એક વિદ્વાને હમણાં હિન્દુસ્તાન રિવ્યૂ —પત્રમાં "The Social Genius of Hinduism" નામનો એક લેખ લખ્યો છે. એમાં કેટલીક ઉપોદ્ઘાત રૂપે ચર્ચા કરીને, પ્રાચીન પુસ્તકોમાંથી ઉતારા ટાંક્યા છે. ઉતારા સુપ્રસિદ્ધ છે, પણ સુપ્રસિદ્ધ વસ્તુ અપ્રસિદ્ધ વસ્તુ કરતાં પણ કેટલીકવાર વધારે વીસરી જવાયછે, માટે એ ઉતારા અમારા વાચક આગળ મૂકવા હોય તો ઠીક,—એમ ધારી અમે "વસન્ત-ઑફિસ" માં એનું ભાષાન્તર કરાવવાનો વિચાર કર્યો. એ ઉપરથી એક બે મિત્રોએ મળી ઉપરનો સાર-સંગ્રહ તૈયાર કરી આપ્યો છે. તે માટે આ સ્થળે એમનો ઉપકાર માનવામાં આવે છે. તન્ત્રી.

આવી વિપરીત સ્થિતિ અન્ય દેશોમાં અને અન્ય ધર્મોમાં પણ થયેલી વખતો વખત જોવામાં આવે છે.

સામાજિક એકતા માટે નીચેના ઋગ્મન્ત્રોનો પણ પુરાવો છે. ઋગ્વેદ મંડળ ૧૦ સૂક્ત ૧૯૧—

संगच्छध्वं संवदध्वं सं वो मनांसि जायतां ।
देवा भागं यथा पूर्वे संजानाना उपासते ॥२॥
समानो मंत्रः समितिः समानी समानं मनः सहचित्तमेषाम् ।
समानं मंत्रमभिमंत्रये वः समानेन वो हविषा जुहोमि ॥३॥
समानी व आकूतिः समाना हृदयानि वः ।
समानमस्तु वो मनो यथा वः सुसहासति ॥४॥

ભાવાર્થઃ—

તમે એકઠા થાઓ; એકઠા થઇને બોલો; તમારાં મન એક થાઓ; જેવી રીતે પૂર્વે દેવો એકઠા થઇને પોતપોતાનો ભાગ લેતા તેવી રીતે. એક મંત્ર, એક મંડળી, અને એકઠાં મન એમનાં છે; એક સમાન મંત્રથી તમારૂં અભિમંત્રણ કરીયે છીયે, અને સમાન હવિથી અમે તમારૂં આરાધન કરીએ છીયે. તમારો નિશ્ચય એક થાઓ; તમારાં હૃદય એક થાઓ; તમારૂં મન એક થાઓ, કે જેથી તમે સુખી રહો. બીજો મંત્ર કોઇએ બીજાના હકનું ગેરવ્યાજબી દબાણ કરવું નહિ એમ બતાવતો હોય એમ જણાય છે. તેમજ અથર્વવેદમાં પણ-( છઠ્ઠો અનુવાક સૂક્ત-૬૪ )

संजानीध्वं संपृच्यध्वं सं वो मनांसि जानताम् ।
देवा भागं यथापूर्वे संजानाना उपासते ॥
समानो मंत्रः समितिः समानी समानं व्रतं सहचित्तमेषाम् ।
समानेन वो हविषा जुहोमि समानं चेतो अभिसंविशध्वम् ॥
समानी व आकूतिः समाना हृदयानि वः ।
समानमस्तु वो मनो यथा वःसुसहासति ॥

આ મંત્રો ઉપર ઋગ્વેદના મંત્રોજ ક્વચિત્ પાઠાન્તર સાથે છે. ભાવાર્થ એકનો એક જ છે.

લાલા લછપતરાય ઉપરના ઉતારામાં ' **समानो मंत्रः** ' એ પદમાં મંત્ર શબ્દનો અર્થ સમાન કાયદો એવો કરતા હોય એમ જણાય છે. તેઓ લખે છે કે આ મંત્રોમાં એક સમાજની રચનાનાં મુખ્ય તત્ત્વો નીચે પ્રમાણે આવે છે:—

( ક ) **संवदध्वम्**—ભાષાનું ઐક્ય.

( ખ ) **देवा भागं—उपासते**—અન્યોન્યના હકને માટે આદરબુદ્ધિ.

( ગ ) **समानं मंत्रमभिमंत्रये.........** એક ધર્મગ્રંથ; એક પ્રકારનું સામાજિક જીવન અને કાયદો.

( ઘ ) **समानो मंत्रः। सामितिः समानी ।** એક સામાન્ય ( પ્રજાનું ) લક્ષ્યહિત અને સમાનસભા ઇત્યાદિ

ઉપરના વિચારો નીચેના અથર્વમંત્રોમાં પણ સ્પષ્ટ છે. અનુવાક ૩–મંત્ર ૩૦ મો–

*सहृदयं सांमनस्यमविद्वेषं कृणोमि वः*
*अन्योअन्यमभिहर्यत वत्सजातमिवाघ्न्या ॥१॥*
*अनुव्रतः पितुः पुत्रो मात्रा भवतु संमनाः*
*जाया पत्ये मधुमतीं वाचं वदतु शन्तिवान् ॥२॥*
*मा भ्राता भ्रातरं द्विक्षन्मा स्वसारमुत स्वसा*
*सम्यञ्चः सव्रता भूत्वा वाचं वदत भद्रया ॥३॥*
*येन देवा न वियन्ति नो च विद्विषते मिथः*
*तत्कृण्मो ब्रह्म वो गृहे संज्ञानं पुरुषेभ्यः ॥४॥*
*ज्यायस्वन्तश्चित्तिनो मा वियौष्ट संराधयन्तः सधुराश्चरन्तः*
*अन्योअन्यस्मै वल्गुवदन्त एत सध्रीचीनान्वः संमनसस्कृणोमि॥६॥*
*समानी प्रपा सह वोऽन्नभागः समाने योक्त्रे सह वो युनज्मि*
*सम्यञ्चोऽग्निं सपर्यतारा नाभिमिवाभितः ॥७॥*
*सध्रीचीनान्वः संमनसस्कृणोम्येकश्नुष्टीन्त्संवननेन सर्वान्*
*देवा इवामृतं रक्षमाणाः सायं प्रातःसौमनसो वो अस्तु ॥८॥*

ભાવાર્થ:—

એક હૃદય, એક મન અને અવિદ્વેષ તમારામાં હો! ગાયનો જેમ પોતાના વત્સ

ઉપર પ્રેમ હોય તેમ તમે પરસ્પર ઉપર પ્રેમ રાખોઃ પુત્ર પિતાની મરજી પ્રમાણે ચાલો, અને માતાની સાથે એક મનથી રહો. અને પત્ની પોતાના સ્વામિ સાથે શાન્તિથી વર્તો અને મધુરવાણી બોલો. ભાઇએ ભાઇઓમાં કે બ્હેને બ્હેનોમાં દ્વેષ કરવો નહિ; પણ એકમેકમાં સંપસંપીને સમાન પવિત્ર કાર્યમાં જોડાવું અને મીઠી વાણી બોલવી. જેથી દેવો પરસ્પરથી છૂટા પડતા નથી તે પુરુષોમાં ઐકયની ગ્રંથિરૂપ ( વિચારની એકતા રૂપ) મહામંત્ર હું તમારા ગૃહને અર્પું છું: એકચિત્તવાળા થઇને તમે એકનું આરાધન કરતા એક ધુરા વહન કરો : એકમેક સાથે મીઠી વાણી બોલો, એક લક્ષ્ય રાખો, એક મનના થાઓ. 'તમે એક પરબે પાણી પીઓ, એક રસોડે—સાથે બેશી જમો, એક જોતરે તમને જોડું છું. જેમ પઇડાની નાભિમાં આરા એકઠા થાય છે તેમ એકઠા થઇને અગ્નિની પરિચર્યા કરો. એક મંત્રથી હું તમને એકઠા કરૂં છું. એક નેતાની આજ્ઞામાં રહો. જેવી રીતે દેવો એકઠા રહી સવાર સાંજ અગ્નિનું રક્ષણ કરે છે તેવી રીતે તમે પણ એકઠા મામાળુ થાઓ.

તેજ પ્રમાણે અથર્વના છઠ્ઠા અનુવાકના ૭૩-૭૪ મંત્રો પણ કહે છે કેઃ—

एह यातु वरुण: सोमो अग्निर्बृहस्पतिर्वसुभिरेह यातु ।
अस्यश्रियमुपसंयातसर्वे उग्रस्य चेतु: संमनस: संजाता: ॥१॥
योव: शुष्मो हृदयेष्वन्तराकूतिर्या वो मनसि प्रविष्टा ।
तांस्त्रीवयामि हविषा घृतेन मयि सजातारमतिर्वो अस्तु ॥२॥
इहैवस्तमापयाता ध्यस्मत्पूषा परस्तादपथं व: कृणोतु ।
वास्तोष्पतिरनु वो जोहवीतुमयि सजाता रमतिर्वो अस्तु ॥३॥

ભાવાર્થઃ—

વરુણ, સોમ, અગ્નિ, બૃહસ્પતિ, વસુ બધા અહીં આવો; બધા એકઠા એક મનના થઇને અહીં આવો; અને આ બળવાન રક્ષણ કરનારની કીર્તિ વધારો : તમારા મનમાં જે બીજી ઇચ્છામાં જે જુદાઇ હોય તમારા સાધ્યમાં જે જુદાઇ હોય તે બધું હું ઘૃત હોમીને રદ કરૂં છું; ભાઇઓ મારામાંજ તમારૂં મન રમો : અહીંયાંજ રહો : મારાથી દૂર ન જતા. પૂષા તમારો માર્ગ સગવડવાળો કરો : વાસ્તોષ્પતિ તમને હમેશાં બોલાવો તમારૂં મન મારામાં ઠરો.

संव: पृच्यन्तां तन्व: सं मनांसि समुव्रता ।
संवोऽयं ब्रह्मणस्पतिर्भग: सं वो अमीगमत् ॥१॥
संज्ञपनं वो मनसोऽथो संज्ञपनं हृद:
अथो भगस्य यच्छ्रान्तं तेन संज्ञपयामि व: ॥२॥

यथादित्यः वसुभिः संबभूवुर्मरुद्भिरुग्रामहृणी यमानीः
एवात्रिणामन्नहृणीयमान इमांजनान्त्सं मनसस्कृधीहि ॥३॥

ભાવાર્થઃ—

તમે એકઠા થાઓ, એક મનના થાઓ; બ્રહ્મણસ્પતિ અને ભગ એમણે તમને અહીં એકઠા કર્યા છે. તમારા મનનું ઐક્ય થાઓ; તમારા હૃદયનું ઐક્ય થાઓ; તમારે ભાગ્યમાં જે કાંઇ ન્યૂનતા હોય તે આનાથી ઘટશે. જેમ સમચિત્તવાળા આદિત્ય વસુ અને મરુત્ સાથે એકઠા થઇને રહે છે તેમ તમે પણ—ઓ ત્રણ નામવાળા પ્રભો, તમારી આ પ્રજાને એક મનની કરો—

૨. લછપતરાયે મનુસ્મૃતિ અને શતપથ બ્રાહ્મણમાંથી વિશેષ ઉતારા આપી બ્રાહ્મણાદિક વર્ણ અને ગાર્હસ્થ્યાદિ આશ્રમોના ધર્મો બતાવી આપણી સામાજિક વ્યવસ્થાની ઉત્કૃષ્ટતા બતાવી છે.—તે પ્રમાણે નીચે પ્રમાણેઃ—

अध्यापनमध्ययनं यनं यजनं याजनं तथा
दानं प्रतिग्रहं चैव ब्राह्मणानामकल्पयत् ॥८८॥
प्रजानां रक्षणं दानमिज्याध्ययनमेवच ।
विषयेष्वप्रसक्तिश्च क्षत्रियस्य विजानतः ॥८९॥
पशूनां रक्षणं दानमिज्याध्ययनमेवच ।
वणिक्पथं कुसीदंच वैश्यस्य कृषिमेवच ॥९०॥
एकमेव तु शूद्रस्य प्रभुः कर्म समादिशत् ।
एतेषामेव वर्णानां शुश्रूषामनसूयया ॥९१॥मनु० अध्याय १.

ભણવું ભણાવવું, યજ્ઞ કરવા કરાવવા, અને દાન આપવું અને લેવું એ છ બ્રાહ્મણનાં કર્મ ઠરાવ્યાં; પ્રજાનું રક્ષણ દાન આપવું, અને યજ્ઞ કરવા તથા ભણવું અને વિષયમાં આસક્તિ રહિત રહેવું એ ક્ષત્રિયનો ધર્મ ઠરાવ્યો : પશુનું રક્ષણ, દાન આપવું, યજ્ઞ કરવા અધ્યયન કરવું વેપાર કરવો વ્યાજ વટતરનો ધન્ધો અને ખેતી એટલાં વૈશ્યને માટે ઠરાવ્યાં, અને પરમેશ્વરે શૂદ્રને માટે એકજ કર્મ બનાવ્યું અને તે આ વર્ણોની વિના અદેખાઇએ શુશ્રૂષા.

આ વાક્યોમાં એક બીજાની સેવા દરેકે કેવી રીતે કરવી તે સ્પષ્ટ સમજાય છે બ્રાહ્મણને પોતાને માટેજ નહિ પણ બીજાને માટે અભ્યાસ કરવાની આજ્ઞા કરવામાં આવી છે : એટલે બીજાને શીખવવું—જે એક સ્પષ્ટ રીતે સામાજિક ધર્મ છે. ક્ષત્રિયને પણ રાજ્ય કરવાનું કહેવામાં નથી આવ્યું પણ લોકનું રક્ષણ કરવાની આજ્ઞા છે. આ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. ટુંકામાં બ્રાહ્મણને સર્વને માટે ભણવાનું, ક્ષત્રિયને સર્વને માટે રક્ષણ ક-

રવાનું, વૈશ્યેન સર્વને માટે વેપાર કરવાનું અને પૈસો પેદા કરવાનું, અને શૂદ્રને સઉને મા-ટે મજુરી કરવાનું—એ પ્રમાણે દરેકને માટે સમાજના હિતને સારૂ ધર્મો બતાવાયા છે.

પછી અમારી આશ્રમવ્યવસ્થા જૂઓ. કોઇપિણ પ્રજામાં મફત અને ફરજીયાત કે-ળવણી ધાર્મિક વૃત્તિ સાથે આપણામાં ભળેલી છે તેવી દેખાડી શકાશે ? દ્વિજમાત્રને—બ્રા-હ્મણ ક્ષત્રિય વૈશ્યને—પોતાનાં છોકરાંને કેળવણી આપવાની ફરજ હતી. અને વિદ્યાર્થીને અન્ન ન આપે તેને મહાપાપ લાગશે એમ મનાવવામાં આવ્યું હતું. ત્રીજા અધ્યાયના ૧૬૫ મા શ્લોકમાં મનુભગવાન આજ્ઞા કરે છે કે.

तपोविशेषैर्विविधै व्रतैश्च विधिचोदितैः ।
वेदः कृत्स्नोऽधिगन्तव्यः सरहस्यो द्विजन्मना ॥ मनुः २–१६५

દરેક દ્વિજે ખાસ તપનાં આચરણો કરીને વિધિપ્રતિપાદિત વિવિધ વ્રત કરીને આ-ખો વેદ રહસ્ય સાથે ભણવો—વળી

न हायनैर्न पलितैर्न वित्तेन न बन्धुभिः ।
ऋषयश्चक्रिरे धर्मं योऽनूचानः स नो महान् २–६४

વર્ષથી, પળીયાં આવ્યેથી, પૈસાથી, કે જથાથી માણસ મ્હોટો નથી. ઋષિઓએ મ્હોટા એને કર્યો છે કે કે જે સાઙ્ગવેદનો અભ્યાસ કરનારો છે. વેદાધ્યયન જેણે ન કર્યું હોય તેવા બ્રાહ્મણો સાથે વ્યવહાર પણ રાખવામાં આવતો નહતો; અને તેવા બ્રાહ્મણો પાસેથી કે ગ્રાય કરનાર પાસેથી કે અધર્મથી ધન કમાનાર પાસેથી બ્રહ્મચારીએ ભિક્ષા ન લેવી એવો નિયમ હતો.

( અપૂર્ણ. )

[ वसन्त—ऑफ़िस. ]

---

# ગુજરાતી કવિતા અને સંગીત.

આ મથાળાથી રા. ન્હાનાલાલ દલપતરામ કવિના હાથનો લેખ વસન્તના ફાલ્ગુન તથા ચૈત્ર (સંવત્ ૧૯૬૦) ના અંકોમાં આવી ગયો છે. તે વિશે બે બોલ બોલવાની ફરજ ધારીને મ્હારા વિચાર દર્શાવવાની રજા લઉછું.

*સંગીત તે શું? કવિતા જોડે હેનો શો સંબન્ધ, કેટલે અંશે, અને કેવો?* ?– વગેરે પ્રશ્નોની સવિસ્તર ચર્ચા મ્હેં એ વિષયના લેખમાં* કરેલી છે તેથી, તેમજ રા. ન્હાનાલાલના આ લેખનો ખરો ઝોક સંગીત તરફ નહિં પણ છન્દ તરફ જ છે તેથી, અહિં એ પ્રશ્નોની વિશેષ ચર્ચા કરવાની જરૂર નથી, છતાં એટલું તો કહેવાની ફરજ પડે છે કે રા. ન્હાનાલાલ, જેમ છન્દનો સ્વચ્છન્દ અનાદર કરવામાં ગુજરાતી કવિતા અને ભાષાના તત્ત્વરૂપનું વિસ્મરણ કરે છે, તેમજ સંગીતના ખરા સ્વરૂપને પણ કોરાણેજ મૂકતા જણાય છે. એટલુંજ નહિં પણ છન્દ અને સંગીત એ બે વસ્તુઓના સ્વરૂપની વિશદ કલ્પનાજ હેમના મનમાં ન વિકસતાં, એનું કાંઈ ધુમસ જેવું ઝાંખું મિશ્રણ થઇ ગયેલું જણાય છે. એમ ના હોત તો એમની આ ચર્ચામાં કાવ્યમાં સમાતું ઈર્ણ્સ-

* સુદર્શન પુ. ૧૪ અંક ૪, ૫ વગેરે જુવો.

§ સુદર્શન પુ. ૧૪ અંક ૫ માં સંગીતના આ ભેદ વિશે જોવું. જે લોકોએ એ ચર્ચા જોઈ નહિં હોય હેમની માહિતી માટે થોડુંક થોડુંક લખીશું. સંગીતના મુખ્યભેદ તથા પેટાભેદ નીચેના ઝાડથી જણાશેઃ—

संगीत
- ध्वनिसंगीत (=स्वमान संगीत)
  - स्वरसंगीत
  - वर्णसंगीत
- तालसंगीत (=कालमान संगीत)
  - ताल
  - छंदवृत्तना ताल
  - शब्दनृत्य
  - नृत्य

**स्वरसंगीत**—તેજ શુદ્ધ સંગીત છે. **स, रि, ग, म, प, ध, नि** એ સપ્ત સ્વરના (તથા હેમના પેટાભેદ કોમલ તીવ્ર વગેરેના) અનુક્રમ, સંખ્યા, વગેરેને લઇને રચનાન્તરથી થતું મધુર સ્વરૂપ તે જ સ્વરસંગીત.

**वर्णसंगीत**—એટલે વર્ણાનુપ્રાસ (અક્ષરસગાઇ) અથવા પદલાલિત્ય, તથા યમક (rhyme) જેને સામાન્ય રીતે પ્રાસ કહે છે, તે.

**ताल**—આપણી ગીતકલામાં સ્વીકારાયલા સર્વ તાલ,—ચોતાલ, ત્રિતાલ, એકતાલ, ઝંપા, વગેરે; તેમજ પાશ્ચાત્ય ગીતકલાના તાલ.

સજાતીય માપ (સ્થાન પ્રયત્નાદિકનું) હોય છે, આટલે અંશે અને આ પ્રકારે વર્ણસંગીતમાં સ્વમાનનું અસ્તિત્વ છે. માટે વર્ણસંગીતને પણ સ્વમાન સંગીતનો પેટાભેદ ગણવો અયથાર્થ નથી. તો પણ જેમ સ્વરસંગીત સંપૂર્ણ અર્થે સ્વમાન સંગીત છે તેમ વર્ણસંગીત નથી જ, અપૂર્ણ અંશે ને નિયન્ત્રિત પ્રકારે જ સ્વમાન સંગીત છે. ”

‘ સંગીત ’ શબ્દનો શિથિલ ઉપયોગ એટલો બધો ( ખાસ અંગ્રેજી સાહિત્યમાં ) થતો આવ્યો છે કે સંગીતની વિશાળમાં વિશાળ અર્થમર્યાદાની પણ બ્હાર જતા રહેવાનું ઉદાહરણ રા. ન્હાનાલાલના આ લેખમાં એક સ્થળે મળે છે. *‘શરીરલાવણ્યના હાવભાવ ’ ને પણ સંગીતનો ભાગ રા. ન્હાનાલાલ કહે છે ત્હાં આ અદ્ભુત શિથિલતા જણાઇ આવે છે. સંગીતમાં લાલિત્ય, માધુર્ય, આદિ છે; તેમજ શરીરલાવણ્યના હાવભાવમાં પણ લાલિત્ય, માધુર્ય આદિ સમાયલાં છે; અને એ બંનેમાં સૌન્દર્યસંપાદક તત્વ ઊંડું તપાસીશું તો symmetry ( સમપ્રમાણતા ) જણાઈ આવશે. આ કારણથી કવિત્વની ઊંચી ફાળ મારીને હેવા લાવણ્યના હાવભાવને ક્ષણવાર કવિત્વરીત્યા સંગીતનું નામ કોઇ આપે તો જૂદી વાત છે. પણ શાસ્ત્રીય અવલોકનમાં પણ હેને સંગીત કહેવામાં વિચારની અને વચનની શિથિલતા જ આવે છે.

સંગીતના ખરા સ્વરૂપના વિસ્મરણ વિશે હવે વધારે ના લખતાં, છન્દ, વૃત્ત, તરફની રા. ન્હાનાલાલની વૃત્તિનું જરાક અવલોકન કરીશું. આ વિષયની પૂર્ણ વિસ્તારયુક્ત ચર્ચા

---

* હેમનું વાક્ય આ પ્રમાણે છેઃ—

“ શરીરલાવણ્યના હાવભાવ—નૃત્ય પણ સંગીતનો ભાગ છે. ” ઉપરની ટીકા કરતી વખત હું આ વચનનો એમ અર્થ સમજતો હતો કે શરીરલાવણ્યના હાવભાવ અને નૃત્ય એ બે જૂદી વસ્તુઓ રા. ન્હાનાલાલે ગણી છે. પણ વળી એમ સંશય પડે છે કે એ હાવભાવ તેજ નૃત્ય એમ એને અભિન્ન ગણ્યાં હોય. જો તેમ હોય તો ઉપરની ટીકા લાગૂ નહિં પડે; પરંતુ એ અર્થ સ્વીકારવામાં બે ભૂલ્યો મહત્ત્વની પેશી જાય છે.

( ૧ ) હાવભાવ તે નૃત્યનાં આનુષંગિક અંગમાત્ર છે; નૃત્યના તત્ત્વસ્વરૂપમાં હેમનો પ્રવેશ થાય જ નહિં. તેથી હાવભાવ તે નૃત્ય એમ કહેવામાં મ્હોટો દોષ આવશે.

( ૨ ) નૃત્ય ( અર્થાત્ અમુક નિયમાનુસાર અને રસિક રીતે ચરણની વધતી ઘટતી ત્વરાયુક્ત ગતિ ) તે સ્વરૂપતઃ કાલમાન સંગીત જ છે; હેમાં સ્વનો સંબન્ધ છે જ નહિં. તેથી આ લેખમાં ખરૂં જોતાં સ્વમાન સંગીતનોજ વિચાર છે ત્યાં આ કાલમાન સંગીત અસ્થાને આવે છે; કાંઈ નહિં તો એ વિશે બોલવાનું પ્રયોજન તો નથી જ ઉત્પન્ન થતું.

‘ શરીરલાવણ્યના હાવભાવ ’—એ વચનનો અર્થ સમઝાય એમ નથી. લાવણ્ય તે અમૂર્ત વસ્તુ છે, અને સૌન્દર્યની એક છાયા સૂચવે છે. તો ત્હેના હાવભાવ વળી શી રીતે હોય ? શરીરના લાવણ્યમય હાવભાવ–એમ કહેવાનો હેતુ હશે કે શું ?

મ્હેં હેમના ' વસન્તોત્સવ ' નામના ગદ્ય કાવ્ય વિશે બીજે પ્રસંગે* કરી છે. તેથી અહિં પુનરુક્તિ ના થાય એ રીતે થોડુંક જ બોલવાનું ધારૂંછું. રા. ન્હાલાલની, હેમના મતથી અમુક ગૂઢ ( પણ બીજા લોકોની જડ બુદ્ધિને ન જણાય હેવા ) આન્દોલનવાળી ગદ્યરચના, ગદ્યની પંક્તિયોમાં સ્વૈચ્છિક અને અપ્રયોજન કડકા પાડીને પદ્ય તરીકે માની લીધેલી રચના,—તે પદ્ય નથી એ હું એ લેખમાં અનેક રીતે બતાવી ચૂકો છું. માટે તે ફરીથી પ્રતિપાદન કરવાની પુનરુક્તિ તો નહિંજ કરૂં. માત્ર હેમના એ અકારણ § ઉચ્છૃંખલપણાના સમર્થનમાં હેમણે આ લેખમાં શું સૂચવવાનો યત્ન કર્યો છે તેહેનું જ સારાસારપણું અહિં તપાસાશે તો બસ છે.

ગુર્જરકવિતાના શરીરબંધારણનું સિંહાવલોકન રા. ન્હાનાલાલે કર્યું છે તે તપાસવાને થોભ્યા વિનાજ, હેમણે તે ઉપરથી કાઢેલા સિદ્ધાન્ત તરફ જ વળીશું. પરંતુ તેમ કરતા પ્હેલાં એ સિંહાવલોકનમાં પ્રસંગવશાત્ એક બે વચનો સંગીતને સંબન્ધે હેમણે કહેલાં છે તે સ્વીકારતાં અચકાવું પડે છે તે કહ્યા વિના ચાલતું નથી. 'અખાના ખડ્ગઘાવ પણ કાંઈક સોનારૂપામાંથી ગજવેલનું સંગીત ગજવે છે.'—આ વાક્યનો શો અર્થ છે તેજ સમઝવું પ્રથમ તો અઘરૂં થઇ પડે છે. ગમે તેમ હો, પણ અખાના ( સંગીત પક્ષે ) શુષ્ક છપ્પામાં સંગીત જોવાની અદ્ભુત શક્તિ હજી સુધી તો કોઈનામાં જોઈ નથી. એ શક્તિ મેળવવાનો પ્રયત્ન કરવા જતાં કવિતા અને સંગીત બંનેનાં ખરાં સ્વરૂપને ભૂલી જવાનો ભય છે, માટે તે પ્રયત્ન કરવાનો લોભ આપણે નહિં રાખિયે.

વળી રા. ન્હાનાલાલને મતે ગુર્જર કવિતામાં " એકજ તાનની પુનરુક્તિનો દોષ નથી; રાગની વિધવિધતાની જે મનોગમતા છે તે આપણી પ્રાચીન કવિતામાં વિદ્યમાન છે."—આ વચન પણ વસ્તુસ્થિતિનો અનાદર કરે છે. ગીતમાં એકતાનતા ( monotony ) નો દોષ બહુધા આપણા ભારત સંગીતમાં—હાલના સમયમાં ખાસ છે જ;

---

* જ્ઞાનસુધા પુ. ૧૩ અંક ૧ થી ૩ પૃ. ૪૦—૫૮ જુવો.

§ રા. ન્હાનાલાલની ઉચ્છૃંખલવૃત્તિ જેમ છન્દના વિષયમાં રમે છે, તેમ ભાષાના પ્રદેશમાં પણ તોફાન મચાવતી જણાય છે. ' સમાપ્તે છે ' એમ ભૂતકૃદન્તનો જ ધાતુ બનાવેલો જોઈ કોઇને પણ ચમત્કાર લાગશે. તેમજ,—

" ચન્દ્રીશુક્રીનાં ગૂંથ્યાનાં તેજસમી કવિતા સંગીતની મનોહરતા. " આ વાક્ય હેમના આ લેખમાં જોતાં પ્રથમ તો ચન્દ્રીશુક્રી એ શબ્દો શા હેતુથી વાપર્યા છે તે જ નથી સમઝાતું. પણ ન્હાનો ચન્દ્ર અને ન્હાનો શુક્ર અથવા હેવો કોઈપણ અર્થ બતાવવા માટે આ અપૂર્વ રૂપો—સંસ્કૃત વ્યાકરણના સર્વ નિયમોને લાત મારી બનાવેલાં રૂપો—કેવળ રમૂજજ લાગે છે. રા. ન્હાનાલાલની ઉદ્ધત ઉચ્છૃંખલતાનું સ્વરૂપ બતાવવા માટેજ આટલી નોંધ લીધી છે. નવા શબ્દો ભાષામાં ઘડીને દાખલ કરવાનો હક જેમ સામર્થ્ય ઉપર આધાર રાખે છે, તેમ તે હક વિવેકની મર્યાદાને પણ વશ છે એ યાદ આપવાની આવશ્યકતા જણાય છે.

પાશ્ચાત્યસંગીતમાં જે વિવિધતા ( variety ) નો ગુણ મનાયો છે તે આપણામાં નથી તે વાત સર્વ સંગીતના અભ્યાસકોને પરિચિત છે. તે લોકો તુરત કહેશે કે પ્રાચીન ગુર્જર કવિતામાં જણાતાં ગીતો, દેશીઓ, ઢાળ, ગરબીઓ, વગેરેમાં કડી ઉપર કડી એક જ પ્રકારના સુર તાણુતી આવ્યે જવાથી એકતાનતા પામે છે. અપવાદ માત્ર દયારામભાઈની કેટલીક ગરબીઓમાં છે. પણ તે સર્વમાં નહિં. અને દયારામભાઈને પ્રાચીનમાં છેક ના ગણાય.

બસ, હવે રા. ન્હાનાલાલના મહાન્ સિદ્ધાન્ત તરફ જોઇએ. આ લેખના આરમ્ભમાં સૂચવ્યા પ્રમાણે રા. ન્હાનાલાલે પોતાનો લેખ 'સંગીત' વિશેનો કરીને ધર્યો છે, છતાં હેમનો ઝોક 'છન્દ વૃત્ત' તરફ છે. એટલુંજ નહિ પણ પ્રચ્છન્ન રીતે હેમની છન્દહીન રચનાની જ હિમાયત કરવાનો આ પ્રયાસ છે. અને તે હેમણે હિમ્મતથી સ્પષ્ટ રીતે ના કરતાં આમ 'સંગીત'ને નામે લોકોનું ધ્યાન ખેંચવાની કૃતિ શા માટે કરી હશે તે સમઝાતું નથી. વરનું કે વહુનું નામ દેવાની શરમ પળાય છે તેમ હેમણે પણ પોતાને અતિ પ્રિય વૃત્તહીન રચનાનું નામ દેતે શરમ પાળી છે કે શું ? કે આ વિષયમાં સાક્ષાત્ સ્હામેથી હુમલો કરવામાં વિજયની આશા ન હોવાને લીધે, આ આડકતરે માર્ગે જઇ પક્ષપરાવર્તન (flank movement) ની યુક્તિ આદરી છે ? તેમ હોય તો એ યુક્તિમાં એ વિજય પામ્યા નથી; અને ત્હેમાં બે મુખ્ય કારણો છેઃ—( ૧ ) સંગીત શબ્દ હેમણે અનેક અર્થમાં વાપર્યો છતાં મુખ્ય ઉપયોગ તો 'શુદ્ધ સંગીત', ગાન, સ્વમાન સંગીત, એ લોકપરિચિત અર્થમાં જ થયો છે; અને એ સંગીત અને છન્દ એ બે બહુજ ભિન્ન ભિન્ન,—આત્મસ્વરૂપે ભિન્ન-પદાર્થો છે; સંગીત ( શુદ્ધ સંગીત ) તે સ્વમાન સંગીત છે; અને છન્દ તે તો કાલમાન સંગીતનો પણ એક અપ્રધાન પેટાભેદ છે, અથવા તેથી પણ એક ક્રમ વધારે દૂરનો ભેદ છે; અને તે બેમાં સમાનતાનું તત્ત્વ ઘણુંજ ઓછું અને પ્રત્યેકના આત્મસ્વરૂપથી તદ્દન વિલક્ષણ છે. એટલે સંગીતને નામે છન્દના વિષયની ચર્ચા કરવામાં અનાયાસ વિફળતાજ આવી છે.

( અપૂર્ણ. )

નરસિંહરાવ ભોળાનાથ.

---

# જીવનચરિત્ર.

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૪૬ થી )

## ( ૬ ) આપણા દેશનું પ્રાચીન ચરિત્રલેખન.

કેટલાકો તરફથી એમ કહેવામાં આવે છે કે, આપણા દેશમાં પ્રાચીનકાળે જીવન ચરિત્રો લખવાનો પ્રચાર નહોતો; પણ સર્વ વિચારશીલ પુરૂષોને આ આક્ષેપ વજનદાર લાગતો નથી. બેશક હાલ જે પ્રકારના લેખને " ચરિત્રલેખ " કહેવામાં આવે છે, તેવા પ્રકારના ચરિત્રલેખો લખવાનો રીવાજ પ્રાચીનકાળે આપણા દેશમાં નહોતો એમ કહેવું એ ખોટું કહેવાશે નહિ; પણ ઉપરનો આક્ષેપ તો તદન પાયા વિનાનોજ લાગે છે. મહાભારતમાં એક વાક્ય એવું છે કે " **महात्मानां च चरितं श्रोतव्यं नित्यमेव हि** " અર્થાત્ મહાત્માઓનાં ચરિત્ર પણ નિત્ય સાંભળવાંજ જોઇએ. આ વાક્ય ઉપરથી જણાય છે કે, મહાભારત રચાવાને સમયે ચરિત્રની અગત્યતા વિદ્વાનો સ્વીકારતા હતા. એટલુંજ નહિ પણ આ વાક્યમાં " **नित्य** " શબ્દ છે તેથી વધારે સ્પષ્ટ એ થાય છે કે, ચરિત્રવાચન–અવલોકનની અગત્ય ખાસ કરીને ગણવામાં આવતી હતી. જાણીતા ઇતિહાસલેખક કર્નલ ટૉડ સાહેબ કહે છે કે, " જે નીતિએ દર્શન જેવા ગૂઢ વિષયોપર અનેક પુસ્તકો લખ્યાં છે, તે નીતિ ઉપર ઇતિહાસ–ચરિત્ર–વિદ્યા ન જાણવાનો દોષ મૂકવો એ કેવળ હાસ્યજનક છે. " રામાયણ, મહાભારત અને શાહનામું વગેરે જે પ્રાચીન ગ્રન્થો હાલ મોજૂદ છે, અને જે ધાર્મિક લાગણીવાળા જનોના પ્રાણરૂપ થઇ પડ્યા છે, તે ગ્રન્થો ચરિત્રગ્રન્થો જ છે એમ કહીશું તો તે ખોટું કહેવાશે નહિ. રામચન્દ્રજીનું ચરિત્ર રામાયણમાં, તેમજ કૃષ્ણ અને પાંડવોનું ચરિત્ર મહાભારતમાં તે ગ્રન્થોના વિદ્વાન કર્તાઓએ ચીત્રેલું છે. તેની સાથે બીજાં અનેક સ્ત્રીપુરુષોનાં ચરિત્રો તે ગ્રન્થોમાં ચીતરાયેલાં છે. તે જ પ્રમાણે પ્રબન્ધચિંતામણિ, કુમારપાળચરિત્ર, શ્રીમદ્શંકરાચાર્ય, દ્વયાશ્રયમહાકાવ્ય, રઘુવંશકાવ્ય, કિરાતાર્જુનીય કાવ્ય, અવદાનશતક, દિવ્ય અવદાન, પૂર્વરામ (મહાવીર) ચરિત, ઉત્તર રામચરિત, વિક્રમોર્વશીય, શાકુન્તલ, મુદ્રારાક્ષસ, વગેરે પ્રાચીન ગ્રન્થોમાં અનેક સ્ત્રીપુરુષોનાં જીવનવૃત્તાન્તોનો સંગ્રહ છે. અને તેને લીધેજ હજારો વર્ષ ઉપર થઈ ગયેલા દશરથ, રામ, લક્ષ્મણ, સીતા, રાવણ, મંદોદરી, વાલી, સુગ્રીવ, પરશુરામ, ભરત, દ્રોણાચાર્ય, યુધિષ્ઠિર, અર્જુન, દ્રૌપદી, અનસૂયા, વિક્રમ, ભોજ, દિલીપ, ચન્દ્રગુપ્ત, અશોક, ભર્તૃહરિ, બુદ્ધ, શંકર, ગૌતમ, વિશ્વામિત્ર, ભારદ્વાજ, જમદગ્નિ, વસિષ્ઠ, પુરૂરવ, દુષ્યન્ત, શકુન્તલા, વગેરે વગેરે મનુષ્યોનાં જીવન વિષેની કાંઇક કાંઇક હકીકત આજે હજારો વર્ષો વીતી ગયા પછી પણ આપણે જાણી શકીએ છીએ. જો કે તેમનાં સવિસ્તર ચરિત્રોથી આપણે બેનશીબ રહીએ છીએ, તોપણ ઉપર જણાવ્યા મુજબના કેટલાક ગ્રન્થોદ્વારા આપણા પૂર્વજોના ઇતિહાસ–ચરિત્રોને લગતી જે જે બાબતો જળવાઈ રહી છે તે જો નહોત તો આજે આપણે આપણા પૂર્વજો વિષે એક અક્ષર પણ જાણતા નહોત, અને તે મહાન્ મનુષ્યોનાં જીવનવૃત્તાન્તો મગીશે ગાઢ અન્ધકાર નીચે દબાઈ ગયાં હોત.

## ( ૭ ) અર્વાચીન ચરિત્રલેખન અને તેનો ઇતિહાસ.

આ વિભાગને નીચેના પેટાવિભાગોમાં વહેંચીને તે વિષે પૃથક્ પૃથક્ વિચાર કરીશું તો વધારે સ્પષ્ટીકરણ થઇ શકશે એમ જણાય છે. (क) પાશ્ચ્યાત્ય પ્રજાનું ચરિત્રલેખન, (ख) આપણા દેશમાં શરૂ થયેલું ચરિત્રલેખન, (ग) ઉત્તમ ચરિત્રગ્રન્થ કોને કહેવો ? (घ) ચરિત્રનાયકના સ્વભાવની સર્વ વિગતો અને ગુણ દોષ ચરિત્રમાં આવવા જોઇએ કે નહિ ? (ङ) આત્મચરિત્રલેખનનો પ્રચાર, (च) ગુજરાતી ચરિત્રગ્રન્થો, (छ) લખાવા યોગ્ય ચરિત્રો, (ज) માસિક અને સાપ્તાહિક પત્રોનું કર્તવ્ય.

**( क ) પાશ્ચ્યાત્ય પ્રજાનું ચરિત્રલેખન.** પાશ્ચ્યાત્ય પ્રજાનો સંબન્ધ હિન્દુસ્તાન સાથે થયા પછી કેટલાક વર્ષો વીતતાં આપણા દેશમાં સ્વતંત્ર ચરિત્રલેખનનો પ્રચાર થયો છે, એટલા માટે આપણા દેશના ચરિત્રલેખન વિષે વિચાર કરતાં પૂર્વે પાશ્ચ્યાત્ય ચરિત્રલેખન સંબંધની હકીકત ટૂંકામાં જાણવાની જરૂર છે, અને ચરિત્રલેખનના ઇતિહાસમાં આ વિભાગને તેટલા માટેજ પ્રથમ સ્થાન આપવામાં આવ્યું છે.

પાશ્ચ્યાત્ય દેશોમાં સ્વતંત્ર જીવનચરિત્રો લખવાની વિદ્યા લાંબા કાળથી દાખલ થયેલી હોવાથી ત્યાં તે સારી રીતે ખેડાયેલી છે; અને તેથી પૂર્વકાળમાં તે દેશોમાં થઇ ગયેલા મહાન સ્ત્રીપુરૂષોનાં સ્વતંત્ર જીવનચરિત્રો મળી શકે છે. જો કે બહુ પ્રાચીનકાળમાં તો આપણા " રામાયણ " અને " મહાભારત " જેવા ગ્રન્થો લખવાનો રીવાજ ત્યાં પ્રચલિત હોય એમ જણાય છે. એશીઆમાઇનર કે જેને મુસલમાનો " રૂમ " કહે છે ત્યાં આશરે ત્રણ હજાર વર્ષો ઉપર ટ્રાય નામનું એક શહેર હતું. ત્યાંના બાદશાહનો યુવાન કુંવર યુનાન દેશમાં ગયો હતો, ત્યારે ત્યાંના રાજાની એક સ્ત્રીને ફોસલાવીને તે પોતાને દેશ લઇ ગયો. આ ઉપરથી યુનાનના રાજાએ ટ્રાય શહેર ઉપર ચઢાઈ કરી અને કીલ્લાને ઘેરો ઘાલ્યો. આ ઘેરો દશ વર્ષ સુધી રહ્યો હતો, તેથી શહેર તથા કીલ્લાનો સદંતર નાશ થયો હતો. આ બનાવ ઉપર યુનાન દેશના તે સમયના મહાન્કવિ હોમરે "રામાયણ" જેવો એક કાવ્યગ્રન્થ લખ્યો છે. ત્યાર પછી કેટલાક વર્ષો જતાં પ્લૂટાર્ક નામનો પ્રખ્યાત રોમન ચરિત્રલેખક થયો હતો. આ પુરુષ પ્રાચીન સમયના ચરિત્રલેખકોમાં શ્રેષ્ઠ ગણાય છે. તેણે ગ્રીક અને રોમન મહાન સ્ત્રી-પુરુષોનાં જીવનચરિત્રો એવી ઉત્તમ રીતે લખેલાં છે કે, તે લખાયાને આજ અઢારસો ઉપરાન્ત વર્ષો થઇ ગયા છતાં પણ યૂરોપ અને અમેરિકાની પાઠશાળાઓમાં વખણાય છે. તેજ પ્રમાણે મોંટેઇન નામનો એક ચરિત્રલેખક પ્રખ્યાત થઇ ગયો છે. આ બન્ને ચરિત્રલેખકો વિષે પ્રખ્યાત લેખક સેમ્યુઅલ સ્માઇલ્સ નીચે મુજબ લખે છેઃ—" ગતકાળના મહાન લેખકોમાં જે બે પુરુષોએ કાર્યસિદ્ધ અને વિચારસિદ્ધ મહાત્માઓનાં લક્ષણ ઘડવામાં સૌથી વધારે સત્તા વાપરી હોય તેવા પ્લૂટાર્ક અને મોંટેઇન થઇ ગયા છે. તેમાં પ્લૂટાર્કે અનુકરણને માટે પ્રેમ-ઘેલંથી અંકિત થયેલા અપૂર્વ નમુનાઓ બતાવ્યા છે; અને મોંટેઇન, જે પ્રશ્નોમાં માણસ જાતનું મન પરાપૂર્વથી અત્યંત ધ્યાન આપતું આવ્યું છે તેવા ફરી ફરી ઉઠતા પ્રશ્નો ઉ-

પાડીને તેનું તળીઉં તપાસી વળ્યો છે. બન્નેએ પોતાની કૃતિ બહુધા જીવનચરિત્ર રૂપે બહાર પાડી છે; તેમાં વર્તન અને અનુભવના છક થઇ જઇએ તેવા દૃષ્ટાન્તો સમાવેલા છે."

ગ્રેટબ્રિટનમાં પણ ઘણા વિખ્યાત ચરિત્રલેખકો થઈ ગયા છે. સેમ્યુઅલ જોનસન, બ્રુહામ, સ્કૉટ, મૂર, સાઉધી, પ્રાયર, ફૉર્સ્ટર, મેકૉલે, વગેરે વિદ્વાનોએ જાણીતા મનુષ્યોનાં જીવનચરિત્રો લખેલાં છે. બૉઝવેલ નામના એક સમર્થ લેખકે સેમ્યુઅલ જોનસનનું જીવનચરિત્ર બહુજ ઉત્તમ રીતે લખેલું કહેવાય છે. પ્લૂટાર્કના ચરિત્રગ્રન્થો લખાયાને લગભગ બે હજાર વર્ષો થવા આવ્યા છતાં અદ્યાપિ પર્યન્ત સર્વકાળમાં સર્વ વર્ગના વાચકવર્ગનું લક્ષ ખેંચવાને અને બાંધી રાખવાને તે શાથી શક્તિમાન થયો છે, તે વિષે સ્માઇલ્સ નીચે મુજબ કહે છે:—" પહેલું કારણ તો એ કે, એના ગ્રન્થોનો વિષયજ મહાન્ પુરુષો છે. તેમણે જગતના ઇતિહાસમાં મોખરાની જગા રોકી છે. બીજું કારણ એ કે, તેમની જીંદગીની વધારે બહાર પડતી વાતો અને પ્રસંગો જોવાની તેનામાં શક્તિ હતી, તેમજ તેનું બ્યાન કરવાનું તેની કલમમાં બળ હતું. એટલુંજ નહિ પણ તેના પ્રત્યેક યોદ્ધાનું વર્તનચિત્ર આપવાની તેનામાં અપૂર્વ શક્તિ હતી. "

જીવનચરિત્રો લખવાનો શોખ પાશ્ચાત્ય પ્રજામાં દિવસે દિવસે એટલો બધો વધતો જાય છે કે, કોઇ કવિ, પંડિત, વિજયી સરદાર, પ્રધાન, શોધક, કે રાજા મરણ પામે કે તુરત તેના જીવનને લગતાં સાહિત્યો એકઠાં કરી, તેનું સંપૂર્ણ ચરિત્ર બહાર પાડવા માટે ત્યાંના વિદ્વાનો અથાગ મહેનત કરે છે. તેમજ તે દેશોમાં આવી મહેનત કરનારાઓને તેમની મહેનતના બદલા તરીકે ઉત્તેજન પણ તેવુંજ સારૂં મળે છે. જ્યારે આપણા દેશમાં માત્ર લેખનવ્યવસાયનો ધંધો લઇ બેસનારા ઘણી માઠી હાલતમાં રહે છે, ત્યારે તે દેશોમાં માત્ર લેખનવ્યવસાયનો ધંધો કરનારા મોટા શ્રીમંત થઇ પડે છે, અને વળી રાજદરબારમાં તેમજ મોટા માણસોમાં સારી પ્રતિષ્ઠા પામે છે.

(ख) **આપણા દેશમાં શરૂ થયેલું ચરિત્રલેખન.** પાશ્ચાત્ય વિદ્વાનોની ચરિત્રલેખન તરફની વધતી જતી પ્રવૃત્તિ વિષે જેમ જેમ આ દેશના સુજ્ઞ જનો જાણીતા થતા ગયા તેમ તેમ તેમના મનની પ્રવૃત્તિ ચરિત્રલેખન તરફ થવા લાગી. રા. રા. પ્રાણલાલ મથુરાંદાસ તથા રા. રા. આનંદરાવ ચાંપાજીએ મળીને "કોલંબસનો વૃત્તાન્ત" નામના ઇંગ્રેજી પુસ્તકનું ગુજરાતીમાં ભાષાન્તર કરીને સન *૧૮૩૯ ની સાલમાં પ્રથમ બહાર પાડયું હતું. ત્યાર પછી સન ૧૮૫૮ સુધી એકે ચરિત્રગ્રન્થ પ્રસિદ્ધ થયેલો નથી; પરંતુ "જ્ઞાનપ્રસારક" નામના માસિકપત્રમાં સન ૧૮૫૧ ની સાલમાં બેન્જામીન ફ્રાંકલીનના જીવન-

---

* જુઓ નેટીવ પબ્લીકેશન ઓફ બોમ્બે પ્રેસીડેન્સીનો ૧૮૬૪ સુધીનો " એજ્યુકેશન સોસાઇટી " ના પ્રેસમાં છપાયેલો રીપોર્ટ. આ પુસ્તકની સન ૧૮૫૨ ની સાલમાં બીજી આવૃત્તિ થઇ હતી તેમ આ રીપોર્ટ ઉપરથી જણાય છે. મેં જે પુસ્તક જોયું છે તે ૧૮૫૨ ની સાલનું હતું. ૧૮૩૯ ની સાલની આવૃત્તિનું પુસ્તક મને મળી શક્યું નથી; પણ સરકારી રીપોર્ટ ઉપરથી આ સાલ લીધી છે—જી. અ.

.(એ (તેણે પોતાનું નામ જણાવ્યું નથી) કરીને સન ૧૮૫૮ માં મહાત્મા રાજા શ-.હનરાયનું જીવનચરિત્ર બહાર પાડ્યું હતું. આપણી ભાષામાં સ્વતંત્ર ચરિત્રગ્રન્થની શરૂઆત કોલંબસ સરખા મહાન્ શોધક પુરુષના જીવનવૃત્તાન્તથી, અને દેશી મનુષ્યોના ચરિત્રગ્રન્થની શરૂઆત રાજા રામ મોહનરાય સરખા મહાત્મા-ખરા દેશહિતૈષિ પુરુષના જીવનવૃત્તાન્તથી થઇ છે એ આપણી-ગુજરાતી-ભાષાના ચરિત્રના સાહિત્યને શુભ શુકનરૂપ ગણવા યોગ્ય છે. તેમજ માસિકપત્રો દ્વારા ચરિત્રો લખાવાની શરૂઆત બેન્જામીન ફ્રાંકલીન જેવા ઉદ્યોગી અને માત્ર આત્મબળથીજ ગરીબાઈમાંથી વધીને ઉંચી પદવીએ પહોંચેલા મહાન્ પુરુષના જીવનવૃત્તાન્તથી થઈ છે તેપણ તેવીજ રીતે શુભ શુકનરૂપ ગણાશે.

(અપૂર્ણ.)

જીવનલાલ અમરશી મહેતા.

---

## અખો-એનો ઉપદેશ તથા એનો સમય.

અખો ભક્ત બહુશ્રુત હતો; પરંતુ તેણે કોઈ શાળામાં જઇ રીતસર અભ્યાસ કર્યો હોય એમ લાગતું નથી. પોતાની ઉત્કંઠા અતિ તીવ્ર હોવાથી જ્યાંસાંથી જ્ઞાન સંપાદન કરવા તત્પર રહેતો. એક તરફ એવું ગ્રહણ કરવાની મનોવૃત્તિ, બીજી તરફ પોતાની પ્રફુલ્લિત થયેલી બુદ્ધિ, અને ત્રીજી તરફ તેણે શોધવા માંડેલ સત્સંગ એ બધાંને લીધે, મુખ્ય વાત-તેનો સંસાર તરફનો કંટાળો, વિમુખ વૃત્તિ-તેને એવી સતેજ રાખ્યા કરતી કે પરિણામે સત્ જ્ઞાન પ્રાપ્ત કરવાની સરણિએ સરલિત રીતે ચઢ્યો. સામાન્ય રીતે બ્રાહ્મણોને શાસ્ત્રમાં કુશળતા પ્રાપ્ત કરવી સેહેલી હતી અને આ સોની ભાઈ તો પ્રથમથી પોતાના ધંધામાં પડી ગયેલ એટલે એવો પ્રસંગ હોય પણ શી રીતે ! એવા લોકો તો સાધુ સંતના અખાડામાં જઇ તેઓની સાથે રહી અત્યંત શ્રમ વેઠે ત્યારે જ જ્ઞાનનો લેશ પણ પામે. આવા અખાડા પણ સ્થાને સ્થાને જોવામાં આવતા. બોરસદના કવિ વસ્તાનો સમય અખા ભક્તથી પહેલાં ગણી શકાય, અને તેઓ બુરાનપુરના અખાડામાં જ રહેતા. ત્યાં કથા, વાર્તા, હરિગીત વિગેરે ભક્તજનો શ્રવણ કરાવે, અને મહાન સંત મુખ્ય ભાગ લે કે જેમાં અન્ય ભક્તો માત્ર શ્રોતાપદ ધારણ કરે. ગુરુ વિના જ્ઞાન નહિં એ સમજ તો ઘણા કાળથી ચાલી આવતી હતી તે છેક કવિ પ્રીતમદાસ બારોટના સમય સુધી જોવામાં આવે છે. સંત વિના મુક્તિદાતા કોઇ નથી એ ચોકસ રીતે સર્વના હૃદયમાં ઠસી ગયું હતું. ગુરુસેવા કરવી, અને તેની આજ્ઞાનુસારજ ભજન કીર્તન કરવાં એમાંજ દેહનું સાફલ્ય મનાતું. આ ઉપરથી જ્યાં જ્યાં આવા અખાડા સ્થપાયા હતા. સંતનાં ટોળાં પર્યટન કે યાત્રા નિમિત્તે એક સ્થળ છોડી અન્ય સ્થળે જતાં ત્યાં અખાડાના મુખ્ય કાયમ ભાગ લેનાર તો તેના સંગમાંથી દૂર જવા પામતા નહિ, અને સર્વ કાળ તેજ પોતાનો આશ્રમ કરી રહેતા; પરંતુ સ્થાને સ્થાને નવા શ્રોતાજન શિષ્યપદ ગ્રહણ કરતા.

આ સ્થિતિ વસ્તાના સમયથી પ્રીતમદાસના સમય સુધીની સિદ્ધ થઈ તેમાં અખા ભક્ત આવી જાય છે. આવા આવા સત્સંગના પ્રસંગોમાં પછી જ્ઞાતિભેદ ઘણે અંશે ન જોવાતો તેથી ગમે તે જ્ઞાતિના માણસને કોઈપણ અવસ્થામાં જ્ઞાન સંપાદન કરવાની મના ન હતી. પરંતુ એટલું સત્ય છે કે બ્રાહ્મણ સંન્યાસીનો આશ્રમ હોય ત્યાં શાસ્ત્રનું ખરું રહસ્ય એકલા દ્વિજ લોકો જ સાંભળવાને મનન કરવા અધિકાર પામ્યા છે એમ ગણાતું. આથીજ દંતકથાને આધારે અખા ભક્તનું દૃષ્ટાંત મૂકીએ તો તેને છુપી રીતે એક સંન્યાસીને આશ્રમે કથા સાંભળવી પડી, કે જ્યાંથી તેને જ્ઞાન થયું અને સંન્યાસીને પણ તેના નૈસર્ગિક જ્ઞાન સંબંધે ખાત્રી થઈ છે.

આવા આવા પ્રસંગો ચાલતા રહેલ માટેજ અખા ભક્તને લખવું પડેલ હશે કે: "વેપરેક છે આડી ગલી, પેઠો તે ન શકે નીકળી." વળી સહુ સહુ પોત પોતાના મત પ્રતિપાદન કરવાને સર્વોપરીપણું સિદ્ધ કરવા મથન કરતા એ નિરૂપયોગી કાલક્ષેપ થતો તે ઉપર પણ તે લખે છે કે:—"ખટ દર્શનના જુજવા મતા, માંહો માંહી ખાધા ખતા; એકનું થાપ્યું બીજો હણે, અન્યથી આપને અધિકો ગણે; અખા એજ અંધારો કૂવો, ઝગડો ભાંગી કોય ન મુવો." આવાં આવાં વાક્યો સારી અને વધારે સત્યવાળી સમજ આપવાને અર્થે રચાયલ કે અદ્યાપિ હરકોઇ જ્ઞાનીની જીહ્વાગ્રે રહ્યાં છે. આવા આવા વ્યવહારમાંથી રહસ્યદોહન કરેલ જ્ઞાનના સર્વોપયોગી ટુચકાથી તેનો વ્યવહારજ્ઞાનનો ઉંડો અનુભવ તથા ધિક્કાર સૂચવાય છે; અને તેમાંથી ખરો સર્વમાન્ય અર્થ કાઢી આપે છે કે: આવા ઝગડા એ ખરા જ્ઞાની સંત વર્ગનું કામ નથી, કારણ કે, એથી તેઓ માની બને છે: "માની ત્યાં માયાનો ભાગ, માને માયા પામે લાગ;" અને વળી જો બ્રહ્મજ્ઞાન લેવા આવનારને તો કાંઈ પ્રીતિ અપ્રીતિ રહેવુંજ ન જોઇએ, ત્યાં સ્વામીસેવકભાવ પણ ટળી જશે

માં હરકોઇ ડૂબાડૂબ રહેવા માગતું હશે. નિબંધમાં અહંભાવ પ્રકટ કરવો એ અણઘટતી રીતિ મનાયેલી છતાં આ સ્થળે જો ક્ષમા યાચી છેક નમ્રભાવે એ બોલ ધુસાડવાની મના ન હોય તો એમ કહેવું જોઇએ કે સંસારમાં દયારામ જેવાના સ્વમતપ્રતિપાદન કરવામાં દુરાગ્રહ છતાં માત્ર કવિત્વશક્તિ સારી હોઇને, અખા–ધીરાથી ઉત્કૃષ્ટપણું વિદ્દ્દુર્ગમાં ભોગવે, તેના કરતાં વિદ્વાનો અખાની કવિતામાં કદાચ લેહેર કે સ્થાપિત કાવ્યધોરણાનુસાર રસ નહિં અનુભવવાથીજ, અને કદાચ વાણી ભાષા પરત્વે અપકર્ષ લાગવાથી, અખા–ધીરાને નીચા પદે બેસારી, દયારામ જેવાનાં શૃંગારમાં સંતાયેલ વેદાંતમતોમાં આનંદ માને, એ મફત તાત્કાલિક જ્ઞાન આપતાં અખા ધીરાનો પદોને અને વાક્યોને અણઘટતો અન્યાય કરવા જેવું છે; એ કહેવું મર્યાદા ઉલંઘન કર્યું નહિં કેહેવાય. આમ કરવું એ ભાષા કે જ્ઞાતિના આગ્રહ કર્યા જેવું છે.

આગળ પણ એમ હતું કે પ્રેમાનંદ વિગેરેના સમયમાં અને તે પછી પ્રીતમદાસના સમય સુધી પણ એમ માનવામાં હતું જે કવિતાનો ધંધો તો ભાટ ચારણોનોજ. એ વર્ગ, એટલું તો સત્ય છે કે, બચપણથી કવિતા કર્યાજ કરતા અને તેથી મોટપણે સારા કાવ્યકર્તા થાય એમાં નવાઈ નહિ. છતાં પણ ગુજરાતમાં પ્રીતમદાસ પ્રસિદ્ધિમાં આવવા જેવી કવિતા કરી શક્યો એમ કહેવાય છે; અને ધીરો પણ એટલીજ અગર સેહેજ ઉંચી કે નીચી પદવી ઉપર રહ્યો હતો. પણ તે ઉપરથી એમ ન કહેવાય કે એ જાતિ વિના અન્ય જાતિથી કવિતા સારી ન થાય; અને આ વાત તો સ્પષ્ટ છે.આવી રીતે મન લોકોનાં પહેલેથી એકજ સરણિયે રહેલ એટલે અખાને એમ લખવું પડયું કેઃ "જ્ઞાનિની કવિતા ન ગણીશ, કિરણ સૂર્યનાં કેમ વરણવીશ." પોતે પણ કવિ કહેવરાવવા ઇચ્છતો નહતો. આ વખત પણ એવો હતો કે જ્યાં ત્યાં ઇશ્વિર ઓળખવાની તીવ્ર વૃત્તિ લોકોમાં પ્રસરી હતી અને ધૂર્તતા હારહાર વધી હતી. તેવામાં ગુજરાતમાં જૈન લોકો પોતાના મત પ્રમાણે પ્રક્રિયા મૂકતા, શૈવવાદી પોતાના મત પ્રમાણે અને વૈષ્ણવો પણ તેજ રીતે કરતા હતા. કેટલાક કેવળ નીતિનો બોધ કરતા અને તેથીજ માત્ર સંતોષ વાળતા. તેમાં વળી જૈન મતનો જતિ—ઉદયરત્ન, સં. ૧૬૬૨ નો, જ્ઞાન નીતિ સાથે મંતરમંતરમાં અને વૈદકમાં પ્રવીણ હોવાનું ગુમાન ધરાવતો; એવા બીજા પણ અન્ય સ્થળે નીકળી આવતા.

રહે એ સ્વાભાવિક છે. આ બધા ઉપર અખો કહે છે કે:—"પંડ પખાળે પૂજે પા (હા) ણ, મનમાં જાણે હું તે જાણ; આપે આતમ બારે ભમે, મુરખ સામું માંડી નમે." એ બધાં ભિન્ન ભિન્ન મતો સંબંધે પણ એ લખે છે કે:—"ગુણ ગાવા તે ગુણિનું કર્મ, ધારણા ધ્યાન યોગીનો ધર્મ; ભક્તિ વૈરાગ્ય વૈષ્ણવ કહે કથી, પણ વસ્તુપણામાં કર્તવ્ય નથી... દ્વૈત નહીં ત્યાં રીતજ કશી, એમ અખા જે જે અભ્યસી. કરતા કોણ ને સાધન કર્યું..............બહુ વિધ છે શાસ્ત્રનું જાળ, ઉર્ણનાભિ મૂકે નિજ લાળ; જીવ બુધ્યે કરી ગુંથ્યા ગ્રંથ, મમતે સહુ વધારે પંથ. પણ જ્ઞાન તો છે આતમસુઝ.............. મુક્તિ ભક્તિ એવાં છે ભ્રમ, પણ એકથી અળગો આત્મ ધર્મ."

ધંધા જાતિ કે ભાષાનું અભિમાન અથવા આગ્રહ ખરૂં તત્ત્વ જાણવામાં કોઇ રીતે વિઘ્નકારી ન થવું જોઇએ; છતાં જ્યાં ત્યાં એવું જોવામાં આવતું કે સંસ્કૃત ભાષા અને બ્રાહ્મણ જાતિ તરફ ઘણું માન અને વલણ, તેથી અખાએ એક ચાબકો માર્યો છેઃ— "શબરી સંસ્કૃત શું ભણી હતી બાઈ, સ્યા વેદ વાંચ્યા કરમાબાઇ; વ્યાધ તે શું ભણ્યો તો વેદ, ગણુકા શું સમજતી ભેદ: વળી શ્વપચની સમજે રીત, અખા હરિ તેના, જેની સાચી રીત." કદાચ માનીએ કે ગુરૂ આપણા જે તે ન કરવા અને ભાષા ઇત્યાદિ સમયને માન આપી એ પ્રમાણે સ્વીકારીએ; પરંતુ ગુરૂઓ તો આ (અખાના) કાળમાં કેવા થઈ ગયા છે તે જુઓ; "વૈષ્ણવ ભેખ ધારીને ફરે, પરસાદ ટાણે પત્રાવળાં ભરે; રાંધ્યાં ધાન વખાણુતા જાય, જેમ પીરશે તેમ ઝાઝાં ખાય; કીરતન ગાઇને તોડે તોડ, અખો કહે જુવાનીનું જોર." આવો સ્વાર્થ, આવી ધૂર્તતા, આવું લંપટપણું, આવું જોબનનું જોમ ઠારઠાર ગુરૂવર્ગને નામે ઓળખાતામાં વ્યાપી રહેલ હતું. તેઓ અજ્ઞાન લોકવર્ગને ઉંધે માર્ગે દોરતા એમ અખાનું માનવું હતું, અને એક આંધળો બીજા અંધ પુરૂષને દોરી જાય એવા ગુરૂ શિષ્ય જોવામાં વારંવાર આવતા હતા. એવાઓ ગમે એટલી અહિરૂપચાર કે વિધિથી પૂજન યજન કરે તો તેથી શું? મનની શુદ્ધિ થયા વિના સર્વ નિરર્થક. "તિલક કરતાં ત્રેપન વહ્યાં, જપમાળાનાં નાકાં ગયાં; તિરથ ફરિ ફરિ થાક્યા ચર્ણ, તોયે ન પોંતા અશરણુ શર્ણ. કથા સુણી સુણી ફૂટયા કાન, તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન." ઇત્યાદિ.

જ્ઞાનવચનને આગળ ધરે, ઓથે રહી વિક્રમ આચરે; વદે ખરો પણ ખળતા કાજ. (૫) હવે નિંદકજ્ઞાની કહિયે સોય, પેહેલું દોષનું દર્શન હોય; સંત સમાગમમાં તે ફરે, લાંછન જોઇને રદિયે ધરે; આત્મજ્ઞાન તણી કરે વાત. (૬) ભ્રમજ્ઞાનીને અંતર ભર્મ, હદે વસ્તુ પણ નં સમજે મર્મ; અંતર અન્ય ઉપાસન કરે, કરતા હરતા આપ ઉચ્ચરે. (૭) હઠજ્ઞાની સિદ્ધિને વસ્તુ લખે, કહે બ્રહ્મજ્ઞાન નોહે સિદ્ધિપખે. (૮) શઠજ્ઞાની તે ગ્રંથ બહુ સુણે, બહુ વાંચે બહુ પાઠે ભણે; ગ્રંથપ્રતીતે માને વાત, સમ્યગ્ ભાસે નહિં સાક્ષાત. (૯) શૂન્યવાદિને શૂન્યે શન્ય, વિશ્વ નહિં નહિં પાપને પુન્ય. ” આવા આવા અનેક છળ કપટ, ધૂર્તતા ઢોંગના પ્રકારો અખાના સમયમાં પ્રવર્તતા હતા તેની ટીપ તેના પોતાના જ શબ્દોમાં આપીએ તો વધારે અસરકારક ગણાય અને વળી પ્રસ્તુત વિષયમાં આવશ્યક છે એમ વિષયના મથાળાના શબ્દોથી સિદ્ધ થાય છે. આવા આવા ભેદ દર્શાવી તેમનાથી ચેતીને ચાલવાની સલાહ આપે છે અને તેઓના ફંદ દૂર કરી પરમાર્થને પ્રીછવા આગ્રહ પુનઃ પુનઃ ઉક્તિથી કરે છે. છેવટ શુદ્ધ જ્ઞાની દસમો રાખી તેનું સ્વરૂપ વર્ણું છેઃ—“ શુદ્ધજ્ઞાની તે રૂપ અરૂપ, માંહિ નિધ આશે છે તદ્રૂપ; મર્મસહિત છે સર્વાતીત, જે પોષક આધે ઉદ્ગીત અખા અનિર્વચની તે આપ. લક્ષ લાગે તે લહે અમાપ.”

વેરી દુઃખ દેનાર, વેરી કરે વાતો આડી. ” “ વિપ્ર હણે જો તાત, વિપ્ર હણે જો નારી; વિપ્ર લુંટે બંદર, વિપ્ર જોરાવર જારી; વિપ્ર હણે જો પુત્ર, વિપ્રવણ વાંકે રૂઠે; વિપ્ર જો મુગલી ખાય, વિપ્ર જો લક્ષ્મી લૂટે; વીશ ક્રોડ વાંક હોય વિપ્રના, દેશવટો તો દીજીએ; સામળ કહે સાખો શાસ્ત્રની, વિપ્રપ્રાણ નવ લીજીએ; ” તથા “ સ્ત્રીના વાંક શત સહસ્ર હોય તેને નવ હણવી. ” આ પ્રમાણે સ્ત્રી અને બ્રાહ્મણને પક્ષપાતથી જોવામાં આવતા; તેઓનો ગમે તેવો મોટો અપરાધ હોય છતાં તે એમાંથી કોઇને હણવાં નહિં એવું બોધવચન અત્રે તો સામળનું છે. છતાં ઘણા અંશે એ પ્રમાણે આચરણ કરવા તરફ લોકોનું સામાન્ય વલણ પણ હશે.

સામળ પોતાના સમયના વણિક વર્ગનું વર્ણન કરે છેઃ—“વણિક તેહનું નામ, તોલ ઓછું નવ તોલે; વણિક તેહનું નામ, બાપે બોલ્યું તે પાળે, વણિક તેહનું નામ, વ્યાજ સહિત ધન વાળે. ” આનો નમુના તરીકે ઉત્કૃષ્ટ વાણિયાનું વર્ણન છે; પરંતુ તે ઉપરથી અનુમાન કરી શકાય કે તેઓ પોતાના ધંધાને અર્થે તોળ ઓછું તોળતા, જૂઠું બોલી છેતરતાઃ કેટલાકનાં ધન ડુબાવવામાં સાચાં જૂઠાં અનેક પ્રકારે કરતા હશે. વળી બીજું કહે છે કેઃ—“વણિક માંહિ ગુણ વીશ, રીસ અંગ નહિં અંગે; ચોરીચાડી જરજૂઠ, અંકાર આવે નહિ સંગે; અધર્મ, અન્યા, અભિમાન, ગાન તાન નો ન ગણે; નિંદા નીચ સ્વભાવ, બુરૂં કોઇનું ન ભણે. ” સામળના વખતમાં “ અઢારે વર્ણ ” હતા કે જેનાં ખરાં સ્વરૂપ “ રાવણ મંદોદરી સંવાદ”માં છેવટે પ્રકટ કર્યાં છે; તે જો કે છે તો એક હાસ્યજનક પરંતુ કાંઇ કાંઇ એમાંનું ગ્રહણ કરી અનુમાન કરતાં છેક ખોટું નહિં પડે. દૃષ્ટાંત તરીકે વેદિયા આગળ સામળ બોલાવે છે તે જોતાં વેદિયા એટલે પંચતંત્રમાં વાર્તારૂપે વર્ણવેલી મૂર્ખ પંડિતો, જેવું એનું બોલવું અને વર્તન પણ હોવું જોઇએ કે જેથી વ્યવહારિક બાબતોમાં તે લોકોનો કાળેકાળે એકડો નીકળી ગયો હોય પણ ખરો. વળી વેદિયાને પંડિતથી નોખો પાડ્યો છે અને પંડિતના મ્હોંમાં ડાહપણવાળા શબ્દો મુક્યા છે, જેથી એમ અનુમાન કરાય કે પંડિત પંચમાં પૂછવા લાયક હોવો જોઇએ. વાસ્તવિક રીતે એકલા વેદનોજ માત્ર પાઠ કરનાર જ જે હોય અને તે ઉપરાંત કાંઇ બીજો અભ્યાસ કરી પોતાને કેળવેલ ન હોય એવાઓને સંસારિક જ્ઞાન ન જ હોય, અને તેવાઓને પંડિત કરતાં ઘણા નીચા પદને લાયક ગણવા જોઇએ જ.

( અપૂર્ણ. )

શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા.

---

ઠુ ખાસ બંધનને
ઉન્નતિનો છે.

ણે ફરી જન્મ લેવાનો
વારો ત્યાગ કરવો જો.

છએ. ક્રોધ અથવા દ્વેષ અને તેના સંબંધી પુરૂષોની ઉપાધિ પ્રત્યેના રાગને વાસ્તે તેના હૃદયમાં કાંઇપણ સ્થાન મળવું જોઇએ નહિ. રાગનો ત્યાગ કરવો તે ઉપરથી શુદ્ધ અને ઉત્તમ પ્રકારનો પ્રેમ જે જીવાત્માઓ વચ્ચે સાંકળરૂપ છે, અથવા જે પ્રેમ વિશાળ સર્વગત અને સર્વ પ્રાણી પ્રત્યેનો છે તેનો ત્યાગ કરવાનો નથી.

ચોથું પગથીયું "અર્હત્"નું છે. અર્હત્ તે યોગ્ય વંદનીય પુરૂષ છે. આ સ્થાનમાં બાકીના પાંચ બંધનના શેષભાગને પણ દૂર કરવો જોઇએ. તેઓ નીચે પ્રમાણે છેઃ—(૧) શરીરમાં જીવનેચ્છા ગમે તેવા ઉચ્ચ પ્રકારનું શરીર હોય તો પણ તેમાં જીવવાની ઇચ્છા. (૨) શરીરરહિત જીવનેચ્છા. (૩) અભિમાન, પોતાનું મહત્ત્વતા, અથવા કાર્યસિદ્ધિના ભાનનો અભાવ; ઉચ્ચનીચ વચ્ચે ભેદાભાવ; સર્વને એકરૂપ માનવું તે. (૪) આત્મસ્થિરતાનો અભાવ. પોતાના ઉપર આવી પડતા સંકટથી આત્મસ્થિરતાના ભંગનો અથવા ચંચળતાનો સંભવ. (૫) અજ્ઞાન. આ સ્થાનમાં તે શબ્દ વિચિત્ર દેખાય છે.

અજ્ઞાન દૂર કરવું એટલે સંપૂર્ણ જ્ઞાન મેળવવું તે. આપણા હાલના સૂર્યમંડલને લગતી વ્યવહારિક સર્વજ્ઞતા.

આ પગથીયું મુકયું કે મનુષ્ય "અશેખ" બને છે. તેણે હવે કાંઈ વધારે જાણવાનું રહેતું નથી. તે નિર્વાણી કહેવાય છે. " જો કોઈ એમ શિખવે કે નિર્વાણ એટલે નાશ થવો તો તેમને જણાવજો કે તેઓ જુઠું બોલે છે. જો કોઈ એમ શિખવે કે નિર્વાણ એટલે જીવવું તો તેમને કહેજો કે તેઓ ભૂલ કરે છે. તેઓના પરિમિત જ્ઞાનની પેલીપાર શું છે તેમજ કાળરહિત, આકારપરિમિતજીવનરહિત આનંદ શું છે તે તેઓ સમજતા નથી.

આવી ઉચ્ચ અને ભવ્ય સ્થિતિ પ્રાપ્ત કરનાર પુરૂષ સંબંધી "મૈત્તાસૂત્રમાં" નીચે પ્રમાણે જણાવેલું છે જે માતા પોતાની જીંદગીના ભોગે પણ પોતાના એકના એક બાલકનું રક્ષણ કરે છે તે માતા જેવી રીતે પ્રેમ રાખે છે તેવો પ્રેમ સર્વ પ્રાણી પ્રત્યે રાખો. અમર્યાદિત શુભેચ્છા પ્રેમ સકળ જગતમાં ઉચ્ચે નીચે સર્વ બાજુએ સંપૂર્ણ રીતે ભિન્ન અથવા વિરોધી સ્વાર્થવિના પ્રસરો. જ્યારે મનુષ્ય જાગતાં ઉંઘતાં બેસતાં સુતાં સર્વ સમયે આવી મનની સ્થિતિમાં રહે છે ત્યારે " આ જીંદગીમાં પણ ઉચ્ચ પ્રકારની પવિત્રતા મળી શકે " એવું ઉત્તમ કથન ખરૂં પડે છે. બુદ્ધના શિક્ષણ મનુષ્યના આત્માને વાસ્તે જગદુદ્ધારક અને મનુષ્યજાતિના પાળક થવાનું આવું ભવ્ય અને સર્વોત્કૃષ્ટ પદ દર્શાવે છે. પણ તેનો આરંભ જગતમાં તેમજ ગૃહમાં સદ્‌ગુણી જીવન ગાળવામાં થવો જોઇએ.

મણિલાલ નથુભાઈ દોશી.

# બાલસિંહ ને મોતીબા.



## પ્રવેશ ૫ મો.

**સ્થળ: મોહનપુરનું બંદર.**

( સ્ટીમ લોંચમાં ગાયન થાય છે. )

( સ્ટીમ લોંચમાંથી આલમશાહ, બાલસિંહ, નુરબીબી, ચાયતબખ્તે, મિ. ઑસ્ટિન ને મીસ પીઅરસન બંદર ઉપર ઉતરતાં પ્રવેશ કરે છે. )

**બાલસિંહ**—આજે ચાંદનીમાં બંદરકાંઠે સ્ટીમલોંચની સફર કરવાથી મને બહુ આનંદ થયો. નુરબીબીસાહેબ તથા ચાયતબખ્તેસાહેબનો કંઠ કોયલ જેવો છે. દરીઆની સપાટી ઉપર તેમના મધુર ગાયનનો પ્રભાવ ઓર જ છે. મીસ પીઅરસન અને મિ. ઑસ્ટિને અંગ્રેજી રાગ ગાયા તેની કદર કરવા જેટલી જો કે મારામાં સહૃદયતા નથી તોપણ તે કાનને પ્રિય લાગતો હતો. એક બીજાના આનંદમાં સૌએ યથાશક્તિ વધારો કર્યો છે. આવી ગમ્મત આપવા માટે હું આપનો દીલોજાનીથી ઉપકાર માનુંછું.

**ચાયતબખ્તે**—સૌએ ગાયું, પણ બીરાદર, આપે તથા બાલસિંહજીએ ન ગાયું.

**બાલસિંહજી**—આપના ગાયનની મનોહર અસર મારા કઠોર કંઠથી ભૂંસી નાખવી એ મને આપને ગેરઇન્સાફ કરવા જેવું લાગ્યું. મારા મિત્રને એકલા ગાવાનું કહ્યું હોત તો ઠીક હતું.

**આમલશાહ**—ઠીક મારી મશ્કરી કરો છો. સંગીત સમજવા માટે અભ્યાસ કર્યો છે, પણ પોતે ગાવા માટે નહિ! કૉલેજમાં રેસીટેશન વખતે આપનું ગાયન મેં સાંભળ્યું હતું. તે વખતે આપનો કંઠ મને મધુર લાગતો હતો. માત્ર શરમને લીધે આપે ગાયું નહિ એમ લાગે છે.

**બાલસિંહ**—તે વખતનો કંઠ અત્યારે પણ હશે એમ કહી શકાય નહિ. પુરૂષનો કંઠ વિકાર પામે છે, પણ સ્ત્રીનું ગળું કદી મધુરતા છોડતું નથી. વળી કૉલેજમાં મારા ગાયનને શરમાવવા માટે આવી પરીઓ નહોતી.

**ઑસ્ટિન**—બાલસિંહ સાચું કહે છે, નવાબ સાહેબ. આજની સફરથી મને ઓર આનંદ થયો છે. મુસલમાન રાજ્ય-કર્તાઓ સ્ત્રીઓને જનાનામાં ગોંધી રાખે છે.

પણ આપ તો તેમને વ્યાજબી સ્વતંત્રતા આપો છો, ને સંસારનું સુખ ભોગવવા આપો છો એ ખરેખર આપે બહુ સ્તુત્ય પગલું ભર્યું છે.

**મીસ પીઅરસન**—બાલસિંહજી, રજપૂતોમાં પણ 'parda system' પળાય છે નહિ વારૂ ?

**બાલસિંહજી**—તે આપથી ક્યાં અજાણ્યું છે ?

**મીસ પીઅરસન**—પણ આપ જેવા કેળવાયલા રાજાઓ પોતાની રાણીઓને એ પ્રમાણે કેદ નહિ કરો એવી મારી ખાત્રી છે.

**બાલસિંહજી**—જનાનામાં રહેતી રજપૂતાણીઓ પોતે કેદ ભોગવે છે એમ તેઓ પોતે પણ માનતી નથી. શુદ્ધ રજપૂતાણીઓ જનાનામાં પણ પોતાના ધણીના હૃદય ઉપર રાજ્ય ચલાવે છે.

**નૂરબીબી**—હું જ્યારે જનાનો પાળતી ત્યારે હું કેદમાં હોઉં એવો મને કદી આભાસ થયો નથી.

**બાલસિંહજી**—જોયો આ પ્રત્યક્ષ પુરાવો ?

**ચાયતબખ્તે**—મેં તો એ વર્ષજ જનાનો પાળ્યો ત્યાં બીરાદર ગાદીનશીન થયા ને મીસ-પીઅરસનને મારાં ગવર્નેસ તરીકે રાખ્યાં ને ત્યારથી અમો જનાનો પાળતાં નથી. મને તો જનાનો બિલકૂલ પસંદ નથી.

**બાલસિંહ**—પણ આપને જ્યાં જનાનો પળાતો હશે તે રાજ્યમાં પરણવાનું થશે તો !

**ચાયતબખ્તે**—પણ મારા બીરાદર એમ નહિ થવા દે એવી મારી ખાત્રી છે,

**આલમશાહ**—બાલસિંહ, હું ઇચ્છાવરનું ધોરણ દાખલ કરવા ઇંતેજાર છું. સારા કેળવાયલા શાહજાદાઓના પ્રસંગમાં ચાયતબખ્તેને લાવવાથી હું ધારૂંછું કે પ્રેમલગ્ન થઈ શકશે. વળી રાજ્યની બેટી રાજ્યમાંજ આપવી જોઇએ એ જુના રીવાજને હું વળગવા માંગતો નથી. પ્રેમ વિનાનું લગ્ન સુકું છે, ને વૈભવ ને લક્ષ્મી તેમાં કાંઈ પણ રસ નાંખી શકતાં નથી.

**ઓસ્ટિન**—આપ આપની કેળવણીને દરેક રીતે શોભાવો છો.

**નૂરબીબી**—નવાબ સાહેબ તદન નવીન વિચારના છે. મને અરૂં પૂછો તો તેઓ અમને જેટલી સ્વતંત્રતા આપે છે તેટલી પણ વધુ પડતી લાગે છે.

**મીસપીઅરસન**—ઘણા વખત સુધી પાંજરામાં પુરાએલા પક્ષીને છુટું કરીશું તો તે બહુ ઉડી શકશે નહિ. તેની પાંખજ ઝલાઇ ગએલી હોય છે. પણ ચાયતબખ્તે સાહેબની પાંખ તેવી ઝલાએલી નથી.

**ચાયતબખ્તે**—હું તો મારા બીરાદરના વિચારને અક્ષરે અક્ષર મળતી છું.

**બાલસિંહ**—સ્ત્રીને યોગ્ય સ્વતંત્રતા આપવી એજ પુરૂષનું લક્ષ્ય હોવું જોઇએ. પણ દેશ-

કાળનો પણ સાથે વિચાર કરવાનો છે. જુની રૂઢીઓ એકદમ તોડી પાડવાની નથી, પણ તે રૂઢીઓને ધીમે ધીમે નવા જમાનાને અનુકૂળ કરવાની છે.

**આલમશાહ**—ત્યારે જનાની રૂઢીને તમે કેવી રીતે હાલના જમાનાને અનુકૂલ કરવા માંગો છો ? કેટલાએક રીવાજો તો એકદમ નાબૂદજ કરવા જોઇએ. તે વિના તેઓ ખસે તેમ નથી.

**બાલસિંહ**—જ્યાં સુધી આપણામાં રાજાઓ એક સાથે ઘણી સ્ત્રીઓ પરણે છે, ને જ્યાં સુધી સ્ત્રીઓ ઉપર તેમનો વિશ્વાસ નથી ત્યાં સુધી જનાનાનો રીવાજ બંધ પડશે નહિ. જમાનાનો રીવાજ બંધ કરતાં પહેલાં રાજાએ પોતાની નીતિ સુધારવી જોઇએ, એકપત્નીવ્રત પાળવું જોઇએ, ને સ્ત્રીને સંગીન કેળવણી આપવી જોઇએ. પછી ઓઝલ ઓછી કરી નાંખે તો હરકત નથી. પણ અંગ્રેજોની પેઠે સ્ત્રીઓનો હાથ બગલમાં લઇ બહાર ફરવા નીકળવાનો રીવાજ અગર તેમને ગાડીમાં સાથે ફેરવવાનો રીવાજ આપણા દેશને, હું ધારું છું કે, હજી લાજતો નથી. ઓઝલ જે લોકોમાં નથી તેવા બાલિણ વાણીઆ તથા કણબી લોકોમાં પણ આમ શરમને નેવે મુકીને ફરવાની ફેશન દાખલ થઇ નથી. માત્ર પારસીઓ અંગ્રેજોનું અનુકરણ કરે છે. વળી આખા દેશમાં સ્વેચ્છાવરલગ્નની રૂઢી હોય, અને આખી પ્રજા આચારવિચારમાં સ્વતંત્ર હોય તોપણ રાજા કે રાણી પોતાના ખાનગી જીવનમાં મનધાર્યું કરી શકતાં નથી એ યુરોપનાંજ રાજકુળોમાં આપણે ક્યાં નથી જોતા ?

**મીસપીઅરસન**—આપ હજી કોંઝર્વેટીવ વિચારના છો.

**ઓસ્ટિન**—હજી તેમને ઓક્સફર્ડનો અનુભવ નથી.

**ગાયતળજ્ઞે**—આપની રાણીને આપ કેટલી છુટ આપો છો તે જોઇશું.

**ઓસ્ટિન**—હજી મહારાજા સાહેબ પરણ્યા નથી. પણ હું ધારું છું કે પોતાની રાણીને પડદામાં ગોંધી રાખી તેઓ મારી આપેલી કેળવણીને એબ નહિ લગાડે.

( મીસ પીઅરસન તથા ગાયતળજ્ઞે વાતો કરે છે. )

**આલમશાહ**—તે તો મારી ખાત્રી છે. બાલસિંહજી, હાલે હું કામમાં રોકાઇશ. હાલે યોગ્ય વખતે આપને તથા મિ. ઓસ્ટિનને પ્રતિનિધિસભામાં હાજર થવા માટે તેડું મોકલીશ. Good night.

**મીસપીઅરસન**—બાલસિંહજી, કાલ સવારે ગાયતળજ્ઞે સાહેબને નવ વાગતે મળવા પધારશો તો તેઓ ખુશી થશે.

**બાલસિંહ**—( મી. ઓસ્ટિનની ઇશારેથી સંમતિ લઇ ) અમે ઘણી ખુશીથી આવીશું.

( સૌ એક બીજાને ગુડનાઇટ કહે છે ને જાય છે. )

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ-ચાયત બખ્તેનો મેહેલ.

[ ચાયતબખ્તે તથા બાલસિંહ તથા ચાયતબખ્તેની દાસી ખુમાણુ પ્રવેશ કરે છે. ]

**ચાયતબખ્તે**—પધારો, બાળસિંહજી આપે અમારા ઉપર બહુ મહેરબાની કરી.

**બાલસિંહ**—એમાં મહેરબાની શું? ઑસ્ટિન સાહેબ મારી સાથે આવવાના હતા, પણ અહિં આવવા તૈયાર થયા કે તરતજ મીસ પીઅરસન અમને મળવા આવ્યાં. એટલે ઑસ્ટિન સાહેબ રોકાઈ ગયા ને હું એકલો અહિં આવ્યો.

**ચાયતબખ્તે**—( સ્વગત ). મીસ પીયરસને મારા કહેવા પ્રમાણે જ કર્યું છે. ( પ્રકાશ ) ફીકર નહિ. આપે તસ્દી લીધી તે માટે ઉપકાર માનું છું. આપ ચા પીશો?

**બાલસિંહ**—હું ચા પીઇને આવ્યો છું માટે માફ કરશો.

**ચાયતબખ્તે**—ફરીને પીઓ. એટલું અમારૂં માન રાખશો એવી આશા રાખું છું.

**બાલસિંહ**—તકલીફ ન લો તો વધારે સારૂં. પણ આપનો આગ્રહ હોય તો મારે કહેવું જોઇએ કે હું હિંદુના હાથનો ચા પીઉંછું.

**ચાયતબખ્તે**—ખુમાણુ, જા હિંદુ પાસે ચા કરાવી લાવ.

( ખુમાણુ જાય છે. )

**બાલસિંહ**—આટલા આગ્રહની રીત આપને માફક નહિ આવે. માટે ચા કરાવવાનું મોકુફ રાખો.

**ચાયતબખ્તે**—કેમ માફક ન આવે ?

**બાલસિંહ**—હિંદુએ ચા કરવો જોઇએ એટલું જ નહિ પણ હિંદુએ અહીં લાવવો જોઇએ. વળી અહીં આપ બેઠાંછો તેથી અમારા ધર્મ પ્રમાણે અહીં અમારાથી ચા પી શકાશે નહિ.

**ચાયતબખ્તે**—હવે હુકમ અપાઈ ગયો. ફીકર નહિ, તેમ કરીશું. હું ધારતી નહોતી કે આપ આટલા બધા ધર્મચુસ્ત હશો.

**બાલસિંહ**—પોતાના ધર્મ મુજબ વર્તવામાં હું દોષ સમજતો નથી.

**ચાયતબખ્તે**—આપનામાં દોષ હોય જ નહિ.

**બાલસિંહ**—મારામાં પણ અનેક દોષ હશે. આપના પક્ષપાતને લીધે આપને ભલે જુદું ભાસે.

**ચાયતબખ્તે**—પક્ષપાત હોય તો તેનું કારણ આપની મનોહર છબી, ઉચ્ચ ભાવના, અસાધારણ વિદ્વત્તાને મીઠી જબાન છે.

**બાલસિંહ**—પોતાના ભાઈના મિત્ર ઉપર આપને સ્વાભાવિક રીતે પક્ષપાત થાયજ.

**ચાયતબખ્તે**—આપને આલમશાહે મહેલમાં ઉતારો ન આપ્યો તેને માટે હું દીલગીરછું. ગામ બહાર આપનો ઉતારો એટલે આપ ચાહીને અહીં આવો ત્યારે જ મળી શકાય.

**બાલસિંહ**—મારા મિત્રે, મારો ધર્મ બરાબર સચવાય તેટલા જ માટે બહાર ઉતારો આપ્યો હશે.

**ચાયતબખ્તે**—આપનો ધર્મ અહીં કેમ ન સચવાય?

**બાલસિંહ**—આપ મુસલમાન અને અમે હિંદુ એટલે એક બીજાની રહેણીમાં તફાવત. અમને મુસલમાનના ઘરનું પાણી પણ ન ખપે.

**ચાયતબખ્તે**—ત્યારે રજપૂતો મુસલમાનને પોતાની દીકરીઓ કેમ પરણાવી હશે?

**બાલસિંહ**—કંઇક દબાણને લીધે ને કંઇક સ્વાર્થને લીધે. વળી મુસલમાનને પરણ્યા પછી રજપૂત કન્યાઓ હિંદુ રહી શકી જ નથી.

**ચાયતબખ્તે**—રજપૂતો મુસલમાનની બેટીને પણ પરણ્યા છે ને તેમને રાજ્ય ગાદી પણ મળેલી છે.

**બાલસિંહ**—હા, એમ બન્યું છે ખરૂં.

**ચાયતબખ્તે**—ત્યારે ધારો કે કોઇ મુસલમાન કન્યા આપને પરણવાનો નિશ્ચય કરી બેઠી હોય ને મુસલમાન સિવાય બીજી રીતે આપ તેની ખામી કાઢી ન શકો તેમ હોય તો આપ તેની સાથે શાદી કરશો ખરા?

**બાલસિંહ**—હું રજપૂત કન્યા શીવાય બીજાને પરણી શકું તેમ નથી.

**ચાયતબખ્તે**—અફસોસ! (મૂર્છા આવી પડી જાય છે. બાલસિંહ તેની મદદે ધાય છે ને પોતાના રૂમાલ વતી પવન નાંખે છે.)

**બાલસિંહ**—( સ્વગત ) આ કન્યાનો મારા ઉપર સાચો પ્રેમ છે. પણ તે પ્રેમ હું કેવી રીતે સ્વીકારી શકું ? આહા ! છે કાચની પૂતળી, નૂરજહાંને પણ રૂપમાં હઠાવે તેવી છે. મુનિવરને પણ ચળાવે તેવી છે. પણ મેં તો પ્રથમથીજ ભાઈની નજરથી તેના સામું જોયું છે, તેથી બીજી રીતે મારાથી જોઇ શકાય જ નહિ. મારા મિત્રની બેન તે મારી બેન. ( પ્રકાશ ) બેન સ્વસ્થ થાઓ.

**ચાયતબખ્તે**—( સ્વસ્થ થઇને ) બેનનું સંબોધન મને નહિ આપો.

**બાલસિંહ**—હું બીજું સંબોધન આપી શકું તેમ નથી. ખરા રજપૂતે જેને એક વખત બેન કહી અથવા તો મનથી બેન ગણી તેનો તે સદા ભાઇ જ રહેશે.

**ચાયતબખ્તે**—મારી તમામ આશાઓ નાશ પામે છે. મારા દુઃખ સામું જુઓ. નિર્દય થાઓ નહિ. તમારા વિના એક ક્ષણ પણ મારાથી જીવી શકાશે નહિ.

**બાલસિંહ**—બેન, તમે આમ બોલો નહિ. અમાર્ગે જતી મનોવૃત્તિને રોકી રાખો. મને તમે બીજો આલમશાહ જ લેખો. ને આલમશાહ તમને જેટલે દરજ્જે ચાહે છે, તેટલે જ દરજ્જે હું ચાહું છું એમ સમજો.

**બાયતબખ્તે**—શું તમારો નિશ્ચય તમે કોઇ પણ રીતે ફેરવી શકો તેમ નથી? અમારામાં પિત્રાઇ ભાઈ 'બેન' કહે તેથી તેમની સાદી થવામાં કાંઈ વાંધો આવતો નથી.

**બાલસિંહ**—અમારી ક્ષત્રીની રીતિ જુદી જ છે.

**ચાયતબખ્તે**—પણ અબળાનું રક્ષણ કરવું એ ક્ષત્રીનું કર્તવ્ય નથી ?

**બાલસિંહ**—તે વખત આવશે ત્યારે સ્વધર્મ ચુકીશ નહિ.

**ચાયતબખ્તે**—તે વખત આવ્યો જ છે. કામથી તમારે મારૂં રક્ષણ કરવું જોઇએ.

**બાલસિંહ**—પણ તમારી અત્યાર સુધીની માગણી તો મને કામને વશ કરવાની હતી. મારો ને આપનો ધર્મ શું છે, તેનો વિચાર કરશો તો કામથી તમારૂં એની મેળે રક્ષણ થશે.

**ચાયતબખ્તે**—બાલસિંહજી, હવે હું વિશેષ આપને કહી શકતી નથી આપની છબી મોકલશો તો ઉપકાર માનીશ.

**બાલસિંહ**—મારી છબી આલમશાહ પાસે છે. છતાં આપને જોઇતી હશે તો આલમશાહ

મારફત મંગાવશો તો તેમની મારફત મોકલી આપીશ. તેમ ન કરીએ તો લોકો ખોટો અપવાદ દે.

**ચાયતબખ્તે**—તે પણ ત્યારે મને મળી શકે તેમ નથી. હું કેવી અભાગણી કે હું રજ-તાણીને પેટ અવતરી નહિ.

**બાલસિંહ**—આપના નસીબમાં આપ હાલ ઈચ્છો છો તેથી પણ વધારે સુખ લખ્યું હશે.

( ગુમાસ્તુ ચા લઇને આવે છે. )

**બાલસિંહ**—હવે હું રજા ચાહુંછું. વખત ઘણો થયો છે.

**ચાયતબખ્તે**—આપ ચા પીશો ?

**બાલસિંહ**—તે પણ આપ જાણો છે કે લઇ શકાય તેમ નથી.

**ચાયતબખ્તે**—ત્યારે હું તો તમામ રીતે નિષ્ફળ થઇ.

**બાલસિંહ**—આપના ભાઇ મેમાનગીરી કરે છે તે આપજ કરોછો. આપનું કલ્યાણ થાઓ ભાઈ તરીકે મારૂં કદી કામ પડે તો મને બોલાવવામાં જરા પણ આનાકાની કરશો નહિ. મારી ફરજમાં હું તે વખતે ન્યૂનતા આવવા દઈશ નહિ. ( જાય છે. )

**ચાયતબખ્તે**—( સ્વગત ) શું ગયા? મારૂં હૃદય ચોરી ગયા? આ ચક્ષુ શું બીજી વસ્તુથી તૃપ્ત નહિ થાય? નહિ! નહિ! એ તો બાલસિંહને જ ઢુંઢયા કરશે. ઇશ્કનું સ્થાન બદલવું અશક્ય છે. બાલસિંહ સ્વીકારે યા તરછોડે પણ તેજ મારા જીગરનો શહેનશાહ છે ને તેજ મારા વિચારનું કેંદ્ર રહેશે.

( સૌ જાય છે. )

**હરજીવન ભગવાનજી શુકલ.**

---

## વનવગડાની કોયલ.

વનવગડામાં ચંપકવર્ણી કોયલ એક જ દીઠીજી,
લોકો કહે છે કાળી કોયલ વાતો એ તો ખોટીજી,
મધુર મધુર આલાપી પ્રેમી પ્યાનો પીતી પાતીજી,
અમર આશાની આબાદાળે હીંચોળે હીંચાતીજી
વનવગડામાં વસમી વાટે એકલડો હું ફરતોજી,
ઘોર ભયાનક રાને વૃક્ષે બેઠી બેઠી ટૌકીજી,
"કઠિન રાનના આ રસ્તા છે સરળ પથને કાજેજી,
"સરજી છે મુજને બ્રહ્માએ પથીંગજ તુજ માટેજી"
મે કહ્યું 'ચાલો ને મેના આપણ સાથે ફરશુજી,
'વનવગડાની વાટે ઘાટે સુખદુખ સાથે સહેશુજી."
પણ મેના મગરૂરી માહી મરડાઈને બોલીજી,
"પથીં એમ થાશો ના ભોળા અમે પંખી જંગળીજી
'પ્રેમસુધારસપાન એકજ પિંડ અમારો રે'છેજી,
"પ્રેમ વિના સુનાઈ ચંપકવર્ણી કાળી થઈએજી,
'ચંપકવણા દેહ અમારો હૃદયરાગ વિનાસીજી,
ઉભરાતો રસ ઝીલવા માટે ચતુર પથી ચ્હૈએજી
'અહીં એકલા વૃક્ષે વૃક્ષે મનગમતા સુખ લૈએજી,
'સજી સુખ સ્વચ્છંદી આતુ શ્રીહરિ-નામ વિસારીજી
"કહો પથી ક્યમ સાથ તમારી થય અમારે ચાવેજી"
કહ્યુ પછી મેં સાભળ મેના પ્રેમ પ્રેમને આણેજી
'ચંપકવણા દેહ તમારો કનક પાંજરે વસીએજી,
"સુવર્ણ-મય પંજરને પ્રેમે હૃદયમારગે બાધુજી,
બહાર લેઈ ચતુરાઈ કરીને પ્રેમઝરે ન્હવરાવુજી,
'હૃદયેથી નીકળતા રસને કરસપુટમાં ઝીલશુજી
પ્રીતે પાન કરી કરીં તેનુ જીવન આપણ વહીશુજી,
'પ્રેમ એજ પ્રીતમ છે મેના પ્રીતમ પાન કરશુજી,
"મુખેથી હરિ-નામ ઉચ્ચારી વિના પ્રેમ શુ કરશુજી'
તોપણ અધીરી મેના બોલી "અમે પંખિડા ડરીએજી,
માનવની ક્રૂરતાની જાળે કદાચ ફસીને પડીએજી,
વચન આપ્યુ મે તે ગોકિલને કનકપંજરે લીધીજી,
સાથે માથે વનવગડામા આનદેથી ફરીએજી
કહો લોક કોયલ શી કાળી ? કાળી કોયલ ખોટીજી,
ચંપકવર્ણી કોયલ લીધી નજરો નજરે દીઠીજી

"બાળ."

---

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम्
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૩, અંક ૭. [ માસિક ] શ્રાવણ, સંવત્ ૧૯૬૦.

## દિગ્દર્શન.

**ષડ્દર્શનમાં વેદાન્તનું સ્થાન.**

ફાલ્ગુનના અંકમાં સાંખ્ય–યોગ–પૂર્વમીમાંસા–વૈશેષિક–અને ન્યાય એ પાંચ દર્શનોની ઉત્પત્તિ અને તેઓના આન્તર સંબન્ધ વિષે કેટલુંક નિરૂપણ કરી, નીચેના શબ્દોથી એ લેખ સમાપ્ત કરવામાં આવ્યો હતો:—

"આ સમયે એવા તત્ત્વદર્શનની જરૂર હતી કે જે સામાન્યમાં સામાન્ય જનને પણ ઉપયોગી થાય, તેમ વિદ્વાનમાં વિદ્વાનને પણ સંપૂર્ણ સન્તોષ ઉપજાવી શકે; પૂર્વોક્ત દર્શનોની ખામીથી મુક્ત હોય અને છતાં એના સારા ભાગની અવગણના ન કરે. આવું દર્શન આ ભૂમિમાં શ્રુતિના સમયથી હયાત હતું; બીજાં દર્શનો અને ધર્મોની ચઢતીપડતી વખતે પણ એનું તેજ સર્વથી લુપ્ત થયું ન હતું. ખરા ધાર્મિક આત્માઓ કોઈ કોઈ પણ હમેશાં ખૂણે ખોચરે પડ્યા રહેતા. એમના આત્મામાં અને જીવનમાં અને ઉપદેશમાં વેદાન્ત દર્શન ઝળક્યા કરતું હતું. વેદાન્તદર્શન—જે મહાતેજનાં અન્ય દર્શનો ભાગેલાં કિરણો છે—એણે પુનઃ જન્મ ધારણ કર્યો, પુનઃ સામ્રાજ્ય સ્થાપ્યું. એની શ્રેષ્ઠતા ક્યાં રહી છે અને કેવી રીતે રહી છે એ વિષે આપણે આગળ વિચાર કરીશું."

આ પ્રતિજ્ઞા સંપૂર્ણ રીતે સિદ્ધ કરવા માટે તો એક મ્હોટો ગ્રન્થ લખવો પડે: પ્રત્યેક દર્શન જે અત્રે માત્ર એની બીજાવસ્થામાં જ લેવામાં આવ્યું છે તેને બદલે એનો સમગ્ર ઇતિહાસ અવલોકવો પડે; વળી હજી સુધી આ સર્વ વિષયના ગ્રન્થોના પૂરા અર્થ પણ નિર્ણીત નથી થયા એ નિર્ણીત કરવા પડે; વેદાન્તદર્શનના પોતાના ઇતિહાસમાં પણ કેવાં કેવાં પગલાં ભરાયાં છે એ અનેક ગ્રન્થોનાં વચનો ટાંકી તેનો અર્થ નક્કી કરી બતાવવું પડે; એટલું જ નહિ પણ એ સર્વની પરસ્પર ગુંથણીના તાર પણ ઉકેલી આપવા પડે. આજના દિગ્દર્શન માટે આ ભગીરથકાર્ય માથે ન લેતાં, વેદાન્તદર્શનના થોડાએક ખાસ સિદ્ધાન્તોનું સૂચન કરીએ અને એ પૂર્વોક્ત દર્શનમાંથી કેવી રીતે ઉદ્ભવ્યા છે એ બતાવીએ તો બસ છે.

મૂળ **સાંખ્ય** દર્શન પ્રમાણે પરમાત્મસાક્ષાત્કારને અટકાવનાર વસ્તુ પ્રકૃતિ-પુરુષનો **અવિવેક** છે. આ કારણથી, પ્રકૃતિનું વિકારિત્વ અને પુરુષનું અવિકારિત્વ બતાવી બંને વચ્ચેનો ભેદ એવો તરતો કરી આપવો કે એ બેની એકતાની કદી પણ ભ્રાન્તિ થવા ન પામે—આ મૂળ સાંખ્ય દર્શનનો ઉદ્દેશ હતો. સાંખ્ય દર્શને બતાવેલી આ વિવેકની આવશ્યકતા વેદાન્તને માન્ય છે. શારીરકભાષ્યના આરંભમાંજ શંકરાચાર્ય આશ્ચર્ય સાથે ઉદ્ગાર કાઢે છે કે—

વિષય ( જ્ઞેય ) અને વિષયી ( જ્ઞાતા ) જેવા અન્ધકાર અને તેજની માફક પરસ્પર સ્પષ્ટ વિરુદ્ધસ્વભાવવાળા પદાર્થોને લોક એક કરી માને છે એ કેટલું આશ્ચર્ય!

પરન્તુ સાંખ્ય દર્શન એના ઐતિહાસિક ક્રમમાં આટલેથીજ અટક્યું નથી. અને એણે જે આગળ પગલાં ભર્યાં છે એમાં વેદાન્તને અને એને મતભેદ પડે છે. સાંખ્યે પ્રકૃતિમાં **વિકારિત્વ** એ એનો ખાસ ધર્મ જોયો, એટલે એમાંથી આગળ જતાં નીચેનાં પગલાં ફલિત થયાં: વિકારિત્વ પ્રકૃતિનો ખાસ ધર્મ છે તો તે બહારથી શા માટે આવવો જોઇએ? પ્રકૃતિના સ્વભાવ રૂપે જ એને શા માટે ન માની લેવો? અર્થાત્, ઇશ્વર એને વિકાર પમાડે છે એમ માનવાની જરૂર ન રહી. પ્રથમ તો સાંખ્યદર્શન પ્રકૃતિ ઉપરથી ઇશ્વર 'સિદ્ધ થઇ શકતો નથી' એટલું કહીને જ અટક્યું. પણ જો સિદ્ધ થઇ શકતો નથી, તો પછી એના અસ્તિત્વમાં શું પ્રમાણ?—એમ સહજ પ્રશ્ન થાય છે; અને એ પ્રશ્ન સાથે જ ઉત્તર પણ અપાઈ જાય છે કે—**ઇશ્વર નથી જ.** આમ અસિદ્ધિમાંથી નિષેધ ઉપજાવી કાઢવામાં આવ્યો.

યોગદર્શને સાંખ્યમાં બે સુધારાવધારા કર્યા. સાંખ્ય પ્રકૃતિ-પુરુષના વિવેક આગળ આવીને અટક્યું હતું. એથી આગળ જઈ એ વિવેક સિદ્ધ કરવાના માર્ગો યોજ્યા. એ માર્ગો જેટલે સુધી અન્તઃકરણ શુદ્ધ કરી જ્ઞાન ઉપજાવવામાં, વેદાન્તના પરમ ઉદ્દેશને સિદ્ધ કરવામાં, ઉપયોગી લાગ્યા તેને તેટલે સુધી વેદાન્તે સ્વીકાર્યા. પણ વેદાન્તના જ્ઞાનમાર્ગની ગૌણતા થતી જોઈ એક શાંકરવેદાન્તી ટીકાકારે પોતાના યોગથી ભરપૂર ગ્રન્થમાં વચ્ચે ત્યાંસુધી લખ્યું કે—

હવે આ સંબન્ધી વેદાન્ત શું કહે છે એ સાંભળીએ.

પ્રો. ગ્રીન એક સ્થળે લખે છે કે **પ્લેટોએ** પ્રાચીન ગ્રીકતત્ત્વજ્ઞોની **સોક્રેટિસની** દૃષ્ટિથી તપાસ્યા, અને **સોક્રેટિસને** એ તત્ત્વજ્ઞોની દૃષ્ટિથી તપાસ્યો. વેદાન્ત એક તરફ સાંખ્ય અને બીજી તરફ યોગ વૈશેષિક અને ન્યાયને આ રીતેજ તપાસે છે. વેદાન્તસૂત્ર એક પાદમાં ઈશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરે છે, અને બીજા પાદમાં એનુંજ ખંડન કરે છે. આ પરસ્પર વિરુદ્ધ લાગતાં પ્રતિપાદનો એ બંનેની પાર રહેલા ઉચ્ચતર સત્યના સૂચત અર્થે છે. વિકારિત્વ બેશક પ્રકૃતિમાં અંકાઈ રહેલું છે, પણ તેજ સાથે એ વિકારમાં પણ કાંઈક રચના—ચૈતન્યની છાપ—પ્રતીત થાય છે. ત્યારે એમાંથી એક જ વાત સમજાય છે કે વિકારિત્વ બહારના ચૈતનમાંથી આવીને પ્રકૃતિમાં પડ્યું નથી; અને તે જ સાથે એ પ્રકૃતિનું પોતાનું પણ નથી, કારણ કે પ્રકૃતિ તો અન્ધ છે, અને આ વિકાર તો અદ્‌ભુતરચનાવાળો છે. માટે ઉભય પક્ષને યોગ્ય ન્યાય આપવા માટે પ્રકૃતિ અને પરમાત્માને એક બીજાથી જૂદા ન રાખતાં, એમની માંહોમાંહે ગુંથણી માનવી—ગુંથણી તે દોરાના જેવી નહિ, કારણ કે દોરાઓ તો એક એકથી જુદા હોય એકઠા ગુંથાય છે. જડ વસ્તુ પ્રમાણે પ્રકૃતિ અને પરમાત્માને જુદાં માની એકઠાં ગુંથીએ તો તો જે દોષનો સાંખ્યને ડર લાગ્યો હતો એ દોષ કાયમ રહે—પ્રકૃતિમાં વિકારિત્વ બહારથી આવી પડે, પ્રકૃતિ પોતે સ્વભાવે અવિકારી ઠરે ! માટે મૂળથીજ પ્રકૃતિ અને પરમાત્માને એકઠાં માનવાં, એમ વેદાન્તનો સિદ્ધાન્ત છે.

એ સિદ્ધાન્તમાં કેટલાક પેટામતભેદ છે. વિશિષ્ટાદ્વૈતવાદી પરમાત્મા અને પ્રકૃતિનો સંબન્ધ આત્મા અને શરીરના જેવો માને છે; શુદ્ધા દ્વૈતવાદી પરમાત્માને પ્રકૃતિરૂપે પરિણમી રહેલો ગણે છે; કેવલાદ્વૈતવાદી પ્રકૃતિને પરમાત્મામાં અજ્ઞાને કરી કલ્પેલી ઠરાવે છે. અને એ પેટાભેદના પણ પેટાભેદ અનેક છે. પણ એ સર્વ મતમાં આટલું સમાન રીતે સ્વીકારાએલું છે કે (૧) પરમાત્મા છે, સાંખ્ય કહે છે કે એ નથી એ ખોટું છે; (૨) પરમાત્મા અને પ્રકૃતિ એક બીજાથી તદ્દન **વીખૂટાં નથી**, નૈયાયિક કહે છે તેમ આણુરૂપ પ્રકૃતિ એક પદાર્થ, અને પરમાત્મા બીજો પદાર્થ, એકે બહારથી બીજા ઉપર પોતાની ઇચ્છા ચલાવી કાર્ય ઉત્પન્ન કર્યાં, એમ નથી.

(અપૂર્ણ.)

* * *

**એક ખોટો આરોપ.** દેશીઓને કોર્ટે ચડવાનો ઘણો શોખ છે, અને એ રીતે તેઓ પુષ્કળ વખત અને પૈસાનો વ્યય કરે છે એવો એક આરોપ ઘણા તરફથી મૂકાતો આપણે સાંભળીએ છીએ. પરન્તુ નીચે આપેલા આંકડા—જે ' યુનાઈટેડ ઇન્ડિયા ' ના એક લંડનના પત્રમાંથી અત્રે ઉતાર્યા છે—એ જો બરાબર હોય, તો આ દેશના વતનીઓને બહુ આત્મનિન્દા કરવાનું કારણ જણાતું નથી. એ ખબરપત્રી જણાવે છે તે પ્રમાણે—

ઇંગ્લંડ અને વેલ્સમાં જ્યારે ૧,૫૦૦,૦૦૦ કુલ દિવાની દાવા દાખલ થયા હતા, ત્યારે હિન્દુસ્તાનમાં ૩,૩૩૬,૫૩૧ થયા હતા—એટલે કે ઇંગ્લંડ અને વેલ્સ કરતાં આશરે બમણા. હવે આ બે દેશની વસ્તીનું પ્રમાણ લો. ઇંગ્લંડ અને વેલ્સની કુલ વસ્તીમાંથી "જેઓ કોર્ટે ચઢવા જેટલી ઉમ્મરના નથી" તેવાઓની સંખ્યા બાદ કરતાં દર નવ-દસ માણસે એક માણસનું પ્રમાણ આવે છે; અને એ જ રીતે અત્રે ગણતરી કાઢતાં દર ચાળીસ માણસે એક માણસ આવે છે—અર્થાત્ ઇંગ્લંડ અને વેલ્સના લોક અહીંના લોક કરતાં ચારગણા લઢકારા છે. મુકરદમાનો પ્રકાર ધ્યાનમાં લેતાં પણ આપણે બહુ શરમાવા જેવું નથી; ઇંગ્લંડ વેલ્સના મુકરદમાનો મ્હોટો ભાગ છેડાછૂટકા વગેરે લગ્નને લગતા દાવાઓનો હતો: અને આપણે ત્યાં ૨૦ ટકા તો માત્ર રેવેન્યુદાવાઓ હતા.

હિન્દુસ્તાનના બધા પ્રાન્તો કાંઈ એક સરખા શાન્ત કે કછયાખોર નથી. બંગાળામાં મુંબાઇ ઇલાકા કરતાં મુકરદમાનું જોર વધારે છે. પરન્તુ હિન્દુસ્તાનના સર્વ પ્રાન્તોએ હવે એકઠા રહી વખાણ કે નિન્દા સાંભળવાં ઘટારત છે, અને એ રીતે લેતાં ઉપરનું પ્રમાણ આવે છે-જે ખોટું નથી.

અમને લાગે છે કે આપણે ત્યાં કેટલીક જંગલી અને તદ્દન ગરીબ વસ્તી ( પંચ મહાલ વગેરેમાં ) છે એને સ્વાભાવિક રીતેજ કોર્ટે ચઢવાનું હોતું નથી, એટલે ખરેખરૂં પ્રમાણ કાઢવા માટે આવી વસ્તીનો આંકડો બાદ કરીને હિસાબ ગણવો જોઇએ. તોપણ, ગાળો ઘણો રહે છે, અને આપણે વિલાયતના લોક કરતાં વધારે કજિયાખોર છીએ એમ માનવાને કાંઇજ બાધ જણાતો નથી.

છતાં, આપણો ગરીબ દેશ હાલ કરતાં પણ વધારે સંપસંપીને અને ઘરમેળે ચુકાદા કરી લે તો ઘણો લાભ થાય. ઈ. સ. પૂર્વે ૩૦૦ વર્ષ ઉપર મેગૅસ્થિનીસ લખી ગયો છે કે "હિન્દુસ્તાનના લોક કોર્ટે ભાગ્યે જ ચઢે છે." આ પ્રશંસા આપણે આજ પણ યથાર્થ ન બતાવી શકીએ ?

---

# મારો સ્વાધ્યાય.

## દાદાભાઈની જયન્તી.

આજે (તા. ૪ થી સપ્ટેમ્બરે) શેઠ દાદાભાઈ નવરોજજીની જયન્તી છે. ગયા અંકમાં હું તત્ત્વજ્ઞાનની વ્યાસપૂર્ણિમા વર્ણવી ગયો-આજે પણ વ્યાસપૂર્ણિમા જ છેઃ માત્ર જુદા પ્રકારની. દાદાભાઈનું નામ આપણા દેશમાં 'household word' ઘેરઘેરપ્રસિદ્ધ શબ્દ છે. મુંબાઈમાં ફરામજી કાવસજી ઇન્સ્ટીટયુટમાં એક જાહેર સભા મળી હતી. પાંચ વાગતેથી લોક આવવા માંડયા હતા. મુંબાઇના અગ્રગણ્ય રાજ્યદ્વારી પુરુષો, દાદાભાઈ શેઠના અંગત મિત્રો, અને તેમના જીવન તરફ ભક્તિની નજરથી જોનારાની સંખ્યા સારી મળી હતી. સર ફીરોજશાહ મેહેતા પ્રમુખપદ લેવાના હતા. પણ તબીયતની નાદુરસ્તીને લીધે તે પ્રસંગે આવી ન શકવાથી સહુના મનમાં બહુ નૈરાસ્ય થયું. ઓનરબલ મી. જસ્ટીસ બદુદીન તૈયબજીએ પોતાની હાજરીથી સભાસ્થાન દીપાવ્યું હતું. આપણા બીજા દેશી જડ્જ અને કોન્ગ્રેસના હીમાયતી મી. જસ્ટીસ ચન્દાવરકર 'ગેરહાજરીથી નજરે ચઢયા' હતા.

આ સભામાં ચાર ઠરાવો પાસ થયા. (૧) દાદાભાઈ નવરોજજીને ૮૦મી વર્ષગાંઠ પ્રાપ્ત થયાનું અભિનન્દન આપવાનો. (૨) તેઓ જે મહત્ કાર્ય લઈ બેઠા છે તેમાં વધારે વધારે ફતેહ મેળવે એવી આશા રાખનારો, અને નોર્થ લેમ્બેથ પરગણું જેના તરફથી પાર્લમેન્ટમાં જવાને તેઓ ઉમેદવાર છે તે તેમને પોતાના પ્રતિનિધિ તરીકે ચુંટી કહાડે એવીને વિનતિ કરવાનો. બાકીના બે માત્ર રીતસરના હતા.

ફરામજી કાવસજી હોલના તખ્તા ઉપર આ કાળના મુંબાઇના વક્તાઓનાં મને આજ પહેલવહેલાં દર્શન થયાં. દશ વર્ષ ઉપર જે મહાપુરુષો એ સ્થાન શોભાવતા તે સાંભરી આવ્યા. મારી આંખો જાણે તેઓ ન માલુમ પડયાથી ભટકવા લાગી. ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક, જસ્ટિસતેલંગ મહાદેવ ગોવિન્દ રાનડે વગેરે ક્યાં? અધુરામાં પુરા મી. ફીરોજશાહ (હજી એમને સર લખવાની ટેવ નથી પડી) પણ નહતા. પ્રોફેસર ગોખલે બહાર ગામ; અને ચીમનલાલ, ગોકલદાસ પણ હાજરતો હતા, પણ સંતાઈ ગયલા. એટલે પ્રસંગ ગંભીર છતાં જરા લુખો લાગતો હતો. વારુ. ગયા કાંઈ પાછા આવતા નથી. જે આપણા અમણી હોય તે ખરા. સભાનું કામ સર ભાલચન્દ્રને પ્રમુખ નીમવાની દરખાસ્તથી ચાલ્યું.

પહેલો ઠરાવ આપણા વિદ્વાન મિત્ર રા. સમર્થે રજૂ કર્યો. જેમ એક તરફથી જૂનાને અભાવે જરાક લુખાશ લાગી, તેમ આપણા સહાધ્યાયીઓને તખ્તા ઉપર જોઇને જરા આનંદ પણ થયો. સમર્થ સારો વક્તા છે. જરાક સ્વરની ખામી છે. બાકી આગળ જતાં એની બાહોશી બહુ ખીલવાનો સંભવ હતો. દાદાભાઇને અભિનન્દન આપતાં વર્તમાન રાજકીય સ્થિતિનું દિગ્દર્શન કરાવ્યું. લોર્ડ કર્ઝનની 'personality' આત્મીય પ્રભાવનાં વખાણ કર્યાં. તેની રાજનીતિ વખોડી. 'centralized despotism' અને 'stunting subjection' 'એકાયત્ત' અને 'દબાવી દેનારી' રાજ્યસત્તા એ બે શબ્દોમાં એની રાજ્યનીતિનું વર્ણન આપી જરા સભાને વિચારગ્રસ્ત કરી દીધી. શબ્દો જરા તેજ તો છે

પણ સત્યવિહીન નથી. લોર્ડ રીપનની રાજ્યનીતિ સાથે સ્વાભાવિક રીતે જ મુકાબલો કરવાનું મન થાય છે. ક્યાં રિપનનું સ્થાનિક સ્વરાજ્ય, ક્યાં કર્ઝનનો કલકત્તા કોરપોરેશનનો એક્ટ ક્યાં કેળવણીની બાબતમાં ખાનગી ઉત્સાહને ઉત્તેજન ! અને ક્યાં નવા યુનિવર્સીટી એક્ટમાં ખાનગી ઉત્સાહને ગળે મૂકાયલાં ઘંટીનાં પડો ! આ પ્રસંગે કેટલું ગણાવીએ, પણ સમર્થની વાત સાંચી છે. આ સ્થિતિ સ્હામે-બ્રીટીશ પ્રજાની ન્યાયબુદ્ધિમાં શ્રદ્ધા અને ઉત્સાહ-ઉદ્યોગ સિવાય બીજું કાંઈ શરણ નથી. પરમાત્મા દુઃખ નાંખીને આપણી શ્રદ્ધાને કસે છે. ઉદ્યોગને અંતે સત્યને નિર્વિવાદ જય જ છે.

જુવાન મંડળીને આવેશથી દેશના કામમાં યોગ્ય તયારી કરી ઉઘુક્ત રહેવાનું અને પોતાની વિદ્યા અને શક્તિ દેશની સેવામાં સમર્પણ કરવાનું પ્રોત્સાહન, શુભ પ્રોત્સાહન, કર્યું હતું.

પછી મી. જાફરભાઈ-એક મુસલમાન ગૃહસ્થે સમર્થનને ટેકો આપ્યો. તેમણે દાદાભાઇના સંબંધમાં કેટલીક સારી સારી વાતો કરી કહ્યું કે-દાદાભાઇના જીવનનો ધ્રુવ 'c' થી શરૂ થતા ચાર શબ્દમાં સમાયલો છે. દાદાભાઇના પોતાના જ શબ્દો: 'consistency', 'courage',' conscience ' અને ' consecration ' એક અક્ષરથી શરૂ થતા ચાર ગુજરાતી શબ્દો ક્યાંથી કહાડવા? નાના, લોક તરત સમજી જાય તેવા, ચાર ગુજરાતી શબ્દો આ ચાર શબ્દોને માટે શોધી કહાડવાનું એક ઇનામ કહાડશો? 'courage' ને માટે એક શબ્દ મને જડે છે: "છાતી." ઇનામ કહાડો તો એક ચતુર્થાંશ મ્હને આપજો.

દાદાભાઇના જીવનની કુંચી આ ચાર શબ્દોમાં આવી જાય છે. (૧) Consistency =એકરૂપતા, વાત હાથમાં લીધા પછી તેને છેક સુધી વળગી રહેવું. અને સુનિશ્ચત હકીકતથી સિદ્ધાન્તરૂપે પ્રતિપાદન કરતા જવું. વિગેરે વિચારની consistency અને conduct=આચારની consistency નો આમાં સમાવેશ થાય. (૨) Courage=છાતી એ તો બહુ પ્રસિદ્ધ છે. 'છાતી' વગર કંઇજ કામ નથી થઇ શકતું. (૩) Conscience અંતરાત્માને પુછી પુછીને કામ કરવું તે. આ ગુણની વાત બધાએ કરીએ છીએ પણ આ ચારમાં મૂકવાનું બળ તો થોડાનેજ હોય છે. અને જેને તે બળ પૂર્ણ હોય તેનામાં બીજું કશું ભલે ન હોય પણ તે 'મહાન'ની કોટિમાં ગણવા લાયક છે. અને (૪) 'Consecration'='यद्यत्कर्म करोमि तत्तदखिलं शंभो तवाराधनम्'। સદાચરણના આ ચાર પાયા ઉપર જેટલો વિચાર થાય તેટલો ઓછો. એક બીજી પણ વાત જાફરભાઇએ કહી. પોતે ઇંગ્લંડમાં હતા ત્યારે સને ૧૮૯૫ ના સપ્ટેમ્બરની ચોથી તારીખે ૭૫ વર્ષ પૂરાં થયે વાનપ્રસ્થ થવા જાફરભાઇએ દાદાભાઇ શેઠને વિનંતિ કરી. એમનો તો બહુ શુભ ઇરાદો હતો. પણ દાદાભાઇએ જવાબ દીધો કે-"My work is my food...I shall cease to work when I shall cease to breathe"—"મારૂં કામ મારો ખોરાક છે. હું જ્યારે શ્વાસ લેતો બંધ થઇશ ત્યારે કામ કરતો બંધ થઇશ."—પંચોતેર વર્ષની ઉમરે આટલો ઉત્સાહ એ એક હિંદવાનને માટે અસાધારણ નથી? હાલમાં પોતે નોર્થબ્રૅમ્બેથના વોટર્સને સમજાવવામાં પોતાનો કાળ નિર્ગમન કરે છે. સવારના

જેવી રીતે ઉષર ભૂમિમાં બીજ વાવ્યાથી વાવનારો ફળ પામતો નથી તેમ મૂર્ખ બ્રાહ્મણોને દાન ભોજન કરાવ્યાથી દાતા શ્રાદ્ધદાનનું ફળ પામી શકતો નથી. આવી રીતનાં આજ અર્થનાં સેંકડો બીજાં વચનો મનુમાંથી તેમ અન્ય ધર્મસૂત્રો અને સ્મૃતિઓમાંથી મળી શકે છે.

ગૃહસ્થના જીવનમાં પરાર્થ જીવનની ભાવના આપણા પ્રાચીન બંધારણમાં કેવી ઉંચી છે! આર્ય જીવનના પંચમહાયજ્ઞના નિયમમાં રહેલો ભાવ કોઇ પણ બીજી પ્રજાના બંધારણમાં દૃષ્ટિગોચર થાય છે? આ પંચમહાયજ્ઞોનાં બીજ વેદમાં છે. અને શતપથબ્રાહ્મણ જે જૂનામાં જૂનાં શાસ્ત્રોમાંનું એક છે તેમાં આ મહાયજ્ઞો સ્પષ્ટ રીતે બતાવ્યા છે.

"ऋणं ह वै जायते योऽस्ति। स जायमान एव देवेभ्य ऋषिभ्यः पितृभ्यो मनुष्येभ्यः॥"

ઇત્યાદિ મન્ત્રો જોવામાં આવે છે, જેનો ભાવાર્થ નીચે પ્રમાણે છે:—

ભાવાર્થ:—

ખરેખર જગતમાં આપણો જન્મ થાય છે તે દેવ ઋષિ પિતર્ અને મનુષ્યના ઋણને લઇને જ થાય છે. એટલે જ્યારે આપણે યજ્ઞ કરીએ છીયે ત્યારે દેવ ઋણ જ અદા કરીએ છીયે; વળી વેદનું આપણે અધ્યયન કરવાનું છે તે વેદાધ્યયન એ ઋષિઓનું ઋણ સારૂ કરવાનું છે; તેમ જ જ્યાં પ્રજાની ઇચ્છા થાય છે ત્યાં પિતૃના ઋણનું દાન થાય છે અને આતિથ્ય કરવામાં આપણે મનુષ્યનું ઋણ આપીએ છીએ.

આ ઉતારામાં ચાર ઋણની વાત કરવામાં આવી છે પણ સૂત્ર અને સ્મૃતિઓ તે તેના પછીની છે તેમાં પાંચ મહાયજ્ઞો ગણાવવામાં આવ્યા છે. મનુમાં પણ પાંચ છે અને પંચ પંચસૂનાદોષ પરિહારાર્થ આવશ્યક છે એમ જણાવેલું છે. નીચે એ વિષયના તમામ વચનો આપ્યાં છે. જે શતપથનાં વચનો સાથે સરખાવ્યાથી બુદ્ધ પહેલાંના અને બુદ્ધ પછીના કાળની આપણી ભાવનાઓનો ખ્યાલ આપણને આપશે. મનુ ત્રીજા અધ્યાયમાં—

वैवाहिकेऽग्नौ कुर्वीत गृह्यं कर्म यथाविधि।
पंचयज्ञविधानंच पक्तिंचान्वाहिकीं गृही॥ ६७॥
पञ्चसूनाः गृहस्थस्य चुल्ली पेषण्युपस्करः।
कण्डनी चोदकुम्भश्च बध्यते यास्तुवाहयन्॥ ६८॥
तासां क्रमेण सर्वासां निष्कृत्यर्थं महर्षिभिः
पञ्च क्लृप्ता महायज्ञाः प्रत्यहं गृहमेधिनाम्॥ ६९॥
अध्यापनं ब्रह्मयज्ञः पितृयज्ञस्तु तर्पणम्।
होमो दैवबलिर्भौतो नृयज्ञोऽतिथिपूजनम्॥ ७०॥

पञ्चैतान्यो महायज्ञान्न हापयति शक्तितः ।
स्वगृहेऽपि वसन्नित्यं सूनादोषैर्न लिप्यते ॥ ७१ ॥
देवतातिथिभृत्यानां पितॄणामात्मनश्च यः ।
न निर्वपति पञ्चानामुच्छ्वसन्न स जीवति ॥ ७२ ॥

ભાવાર્થ—

વિવાહની વખતે પ્રકટ કરેલા અગ્નિમાં ગૃહસ્થે પંચમહાયજ્ઞ કરવા. ગૃહસ્થના ઘરમાં પાંચ હિંસાનાં સ્થાન છે: ચુલ્હો, ઘંટી, સાવરણી, ખાણીઓ, અને પાણીયારું; તે સ્થાનમાં થતી હિંસાના પાપમાંથી છુટવા સારૂ પાંચ મહાયજ્ઞ ગૃહસ્થે કરવા. તે પાંચ મહાયજ્ઞ તે— ભણાવવું (બ્રહ્મયજ્ઞ), તર્પણ (પિતૃયજ્ઞ), અગ્નિને હોમ આપવો (દેવયજ્ઞ.), જીવતાં પ્રાણીને ખવરાવું (ભૂતયજ્ઞ) અને અતિથિની સેવા કરવી. (મનુષ્યયજ્ઞ.) આ પાંચ મહાયજ્ઞ શક્તિ પ્રમાણે જે કરે તેને ઉપર કહેલાં પાંચ હિંસાના સ્થાનનાં પાપ લાગતાં નથી અને આ પ્રમાણે દેવતાનું અતિથિનું કુટુંબના પોષ્યવર્ગનું અને પિતૃઓનું તથા પોતાનું પોષણ જે નથી કરતો તે જીવતાં છતાં મુવા બરાબર છે.

૬૮–૬૯–૭૧ ની ભાવના પ્રમાણમાં આધુનિક જૈનોની અસરવાળી છે. ૭૨ ના શ્લોકની ભાવના બહુ જ ઉન્નત અને સુંદર છે.

વળી ૭૬ મા શ્લોકમાં અગ્નિહોત્રના સંબંધમાં લખાયું છે કેઃ—

अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते ।
आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥ ७६ ॥

ભાવાર્થઃ—

અગ્નિમાં આહુતિ આપેલી સૂર્ય પાસે જાય છે; સૂર્યથી વૃષ્ટિ થાય છે. વૃષ્ટિથી અન્ન પાકે છે અને અન્નથી પ્રજા જીવે છે. ગૃહસ્થાશ્રમની પ્રશસ્તિ મનુ ભગવાન નીચે પ્રમાણે કરે છે.

यथावायुं समाश्रित्य वर्त्तन्ते सर्वजन्तवः ।
तथागृहस्थमाश्रित्य वर्तन्ते सर्व आश्रमाः ॥ ३–७७ ॥

यस्मात्त्रयोऽप्याश्रमिणो ज्ञानेनान्नेन चान्वहम् ।
गृहस्थेनैव धार्यन्ते तस्माज्ज्येष्ठाश्रमो गृही ॥ ३-७८ ॥

ભાવાર્થ:—

જે પ્રકારે વાયુના આશ્રયથી સર્વ જીવ રહે છે તે પ્રકારે ગૃહસ્થાશ્રમનો આશ્રય કરી બીજા સર્વ આશ્રમ રહેલા છે. ત્રણે આશ્રમને જ્ઞાનથી તથા અન્નથી દિન દિન ગૃહસ્થાશ્રમ વાળો પાળે છે માટે ગૃહસ્થાશ્રમવાળો સહુથી શ્રેષ્ઠ છે:—તેમ જ.

स संधार्यः प्रयत्नेन स्वर्गमक्षयमिच्छता ।
सुखंचेहेच्छता नित्यं योऽधार्यो दुर्बलेन्द्रियैः ॥३-७९॥

ભાવાર્થ:—

માટે પરલોકમાં અક્ષય સ્વર્ગ સુખની ઇચ્છા રાખનાર તથા આ લોકના સુખની ઇચ્છા રાખનાર પુરુષે ગૃહસ્થાશ્રમ નિત્ય ધારણ કરવો. દુર્બલ ઇન્દ્રિયવાળાથી તે ધારણ થઈ શકતો નથી.

વારૂ. મનુ. ૩–૧૧૮ માં જે વિચાર દર્શાવ્યો છે તે કરતાં વધારે જોરથી તે વિચાર બીજે કોઇ ઠેકાણે દર્શાવ્યો છે ? આ શ્લોકમાં મનુ ભગવાન કહે છે કે—

अघं स केवलं भुङ्क्ते यः पचत्यात्मकारणात् ।
यज्ञशिष्टाशनं ह्येतत्सतामन्नं विधीयते ॥

ભાવાર્થ:—

જે માણસ પોતાને માટે રસોઇ કરાવી જમે છે તે, અને દેવને જમાડતો નથી તે કેવળ પાપ જ ખાય છે, અન્ન નહિ. યજ્ઞ કર્યા પછી શેષ રહેલું અન્ન તે જ સારા પુરુષોનું અન્ન છે. તેમ જ ભગવદ્ગીતામાં પણ:—

भुञ्जते तेत्वघं पापाः ये पचन्त्यात्मकारणात्
यज्ञशिष्टाशिनः संतो मुच्यन्ते सर्वकिल्बिषैः ॥

ભાવાર્થ ઉપર મુજબ.

પછી આપણા આતિથ્યના નિયમો જુઓ.

अप्रणोद्योऽतिथिः सायं सूर्योढो गृहमेधिना ।
काले प्राप्तोस्त्वकाले वा नास्यानश्नन्गृहे वसन् ॥१०६॥

ભાવાર્થઃ—

સાયંકાલે અતિથિ આવ્યો હોય તેને ગૃહસ્થે પાછો જવા દેવો નહિ. વખતે આવ્યો હોય કે કવખતે, પણ તેને જમાડ્યા વિના રાખવો નહિ. તેમ જ મનુ. ૩-૧૧૪ માં.

सुवासिनीः कुमारीश्च रोगिणो गर्भिणीः स्त्रियः ।
अतिथिभ्योऽग्र एवैतान्भोजयेदविचारयन् ॥

ભાવાર્થઃ—

સુવાસિની, કુંવારી, ગર્ભિણી સ્ત્રીયો અને રોગી જનોને તથા અતિથિને લગાર પણ આનાકાની કર્યા વિના પહેલાં જમાડી દેવાં.

વળી આગળ ચાલે છે કેઃ—

भुक्तवत्स्वथ विप्रेषु स्वेषु भृत्येषु चै वहि ।
भुञ्जीयातां ततःपश्चादवशिष्टं तु दम्पती ॥ ३ ।१७६।

ભાવાર્થઃ—

આ બધાને—બ્રાહ્મણોને પોતાના નોકરોને બધાને જમાડયા પછી જે બાકી રહ્યું હોય તે દમ્પતીએ જમવું.

તેમ જ—મનુ. ૪. ૩૨ માં કહે છે કે જે બ્રહ્મચારી સંન્યાસી વિગેરે રસોઇ કરતા નથી તેમને ગૃહસ્થે અન્ન આપવું અને અન્ન જળ આદિ વધે તેમાંથી કુટુંબની શક્તિ પ્રમાણે વૃક્ષાદિ પર્યંત સર્વે પ્રાણીઓને ભાગ આપવો. આવા આવા નિયમો યોગ્ય પળાવાથી વિલાયતના જેવાં Poor houses (ગરીબોને મજૂરી કરાવી ખાવા આપવાનાં ઠેકાણાં) જેમાં કેટલીવાર દયા આવે એવા અશક્ત અને ઘરડા માણસોને પણ કામ કરવાની ફરજ પડે છે.) અને Orphanages (અનાથ બાળકોને ઉછેરવાનાં ઠેકાણાં) કહાડવાની જરૂર રહેતી નહોતી.

( અપૂર્ણ. )

[ વસન્ત-ઑફ્સિ. ]

# ગુર્જર સાક્ષર જયન્તી.

## ૪.

## નર્મદાશંકરનું જાહેર જીવન.*

The man whom Nature has appointed to do great things is, first of all, furnished with that openness to Nature, which renders him incapable of being *insincere*. To his large, open, deep-feeling heart, Nature is a *fact*: All hearsay is hearsay. He has a basis of sincerity, unrecognized because never questioned, or incapable of question. Mirabeau, Mahomet, Cromwell, Napolean: all the great men I have heard of have this as the primary material of them.

*Carlyle: Heroes and Hero-worship.*

આજે નર્મદાશંકરની જયન્તીનો દિવસ છે. આપણા મોટા સાક્ષરોની જયન્તી ઉજવવાનું પગલું ભરવામાં આ સભાએ આપણા દેશની જૂની રીતોને નવા પ્રસંગોમાં સફલ કરવાનું એક રમણીય અને ઉપયોગી કામ આદર્યું છે. ગુજરાતના સાહિત્યના ઇતિહાસમાં નર્મદાશંકર અદ્વિતીય સ્થાન ભોગવે છે અને હમેશ ભોગવશે. એ પુરુષરત્નનું સ્મરણ ગુજરાતી સાહિત્યના ઉપાસકની શુભ વૃત્તિનું અનેક રીતે પોષણ કરે છે. આ શુભ સ્મરણમાં મને ભાગ આપ્યો છે તેથી હું આ સાહિત્યસભાનો આભારી છું.

નર્મદાશંકરનું જીવનચરિત અપ્રસિદ્ધ નથી. તેમના પિતા સુરતના વડનગરા નાગર બ્રાહ્મણ હતા. તેઓ પણ ગુજરાતના અર્વાચીન વિકાસની સાથે એક રીતે સંબંધ ધરાવનારા હતા. તેઓ લહીયાનો ધંધો કરતા. આપણા દેશમાં સરકારે કેળવણી આપવાની શરૂઆત કરી ત્યારે મુંબાઇમાં એક શિલાછાપનું છાપખાનું રાખી તેમાં ચોપડીઓ છપાવવામાં આવતી. અને આ છાપખાનામાં લખવાનું કામ લાલશંકર દવે કરતા. એટલે લાલશંકર દવેના હાથનાં લખેલાં પુસ્તકોથી આપણા દેશમાં કેળવણીનું બીજ રોપાયું છે એમ

* તા. ૨૪ મી ઑગસ્ટે, અમદાવાદમાં પ્રેમાભાઈ હૉલમાં ગૂજરાત સાહિત્ય સભા (પૂર્વની ધી સોશીઅલ ઍન્ડ લિટરરી એસોશીએશન) તરફથી નર્મદજયન્તી ઉજવવામાં આવી હતી. તે પ્રસંગે ઉપલો લેખ વંચાયો હતો. પ્રમુખ સ્થાન પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવને આપવામાં આવ્યું હતું. લેખ વંચાયા બાદ મી. શાસ્ત્રીએ નર્મદાશંકર સમ્બન્ધીના પોતાનાં 'reminiscences' કહ્યાં હતાં. અને સંગીતશાસ્ત્રી મી. બર્વેએ "રસિકડાં નવ કરશો કોઈ શોક" એ પદ ગાયું હતું.—રણજિતરામ [illegible]વાભાઈ (ઑ. સેક્રેટરિ). પ્રમુખ તરીકે કહેલા થોડા શબ્દોનું તાત્પર્ય આવતા અંકમાં હું [illegible]રીને આપીશ—તન્ત્રી.

કહી શકાય. તે જ લાલશંકર દવેના દીકરા નર્મદાશંકરે પોતાની સ્વશક્તિથી લખેલાં પુસ્તકોથી ગુજરાતી સાહિત્યની અને ગુજરાતના જનમંડળની અનન્ય અને અપૂર્વ સેવા કરી.

આમ આપણા સાહિત્યના ઇતિહાસની સાથે નર્મદાશંકરનો સંબંધ પેઢી ઉતાર છે. નર્મદાશંકર મુંબાઇમાં જ ઉછર્યા હતા. ન્હાનપણમાં તેઓ બહુ શાણી અને હાવકી પ્રકૃતિના હતા. અભ્યાસકાલમાં પણ રમતગમતથી તે દૂર રહેતા અને બાલ્યમાંથી જ બુદ્ધિચમત્કાર તો તેમનામાં જણાયો જ હતો. કોલેજની પ્રવેશક પરીક્ષા પાસ કરી તેઓ કોલેજમાં દાખલ થયા, પણ આઠ માસ પછી કોલેજ છોડવી પડી. તેમના પિતાની આજ્ઞાથી નર્મદાશંકરે સુરત જઈ ઘર માંડ્યું, અને એક ન્હાની સરખી નોકરી સ્વીકારી. વિદ્યાભ્યાસની અવસ્થામાં નર્મદાશંકરે વિદ્યાગુરુઓનું મન સારી રીતે સંપાદન કર્યું હતું.

મુંબાઈની હવા નવી કેળવણીનો આંખ નાંખતો પ્રકાશ, સત્ત્વવાળું મન, અને યૌવનનું સામીપ્ય, એ ચારે તત્ત્વો આ વખતે નર્મદાશંકરમાં એકઠાં થયાં હતાં; અને તેના સંયુક્ત બળે તેની મનોવૃત્તિઓ અનેક દિશાઓમાં ઉછાળા મારતી હોય એમ જણાય છે. સુરત જઈ ઘર માંડે અને કંઈક ઠેકાણે પડે તેવા હેતુથી પિતાએ એમને સુરત મોકલ્યા, પણ દૈવયોગે તેમનો પહેલો ગૃહસ્થાશ્રમ એ વર્ષમાં જ આટોપાયો. સુરત જવાનું અને નોકરી કરવાનું મુખ્ય પ્રયોજન આવી રીતે નષ્ટ થવાથી નર્મદાશંકર પાછા મુંબાઇમાં આવ્યા.

નર્મદાશંકરને નવા જમાનાનો રાગ બરાબર લાગ્યો હતો. નિબંધો લખવા, મંડળીયો સ્થાપવી, તેમાં ભાષણો આપવાં અપાવવાં વિગેરે ઉંચી આકાંક્ષા વાળા અને જનસમાજને ફાયદો કરનારાં કૃત્યો શરૂ થઈ ગયાં હતાં. 'વિદ્વાન દાખલ પ્રસિદ્ધિ મેળવવાનો' ઉત્તેજક અભિલાષ તેમનામાં ઉત્પન્ન થઈ ચુક્યો હતો. સુરતમાં હતા તે દરમીયાન કવિ દલપતરામનું નામ અને તેમની કવિતાનું પણ કાંઈક શ્રવણ થયું હતું. મુંબાઈમાં આવ્યા પછી કોલેજમાં દાખલ થયા પણ મન મનોરથ કરવામાં જ ગુંથાતું રહેતું. "બજકાદાર હોદ્દો મેળવી કે મ્હોટી વિદ્યા ભણી કે સુધારાનાં કામ કરી કોઈ પ્રકારે હું દુનીઆમાં નામાંકિત શી રીતે થાઉં તેની જ તુલના અને બુટ્ટાઓ રાત દિવસ ઉઠયાં કરતા હતા." આ જ અરસામાં નર્મદાશંકરને 'કવિ' થવાનો પણ અભિલાષ થયો. ધીરા ભગતનાં પદોથી કવિતાનો અભ્યાસ આરંભાયો હતો. તે ઉપરથી તેવાં પદો બનાવવાનું મન થયું. એક બે બનાવ્યાં 'આવી રીતે કવિતા બનાવવાનો અભ્યાસ રાખ્યાથી મન ઠરીને ઠામ થાય' એવી ગણત્રી કરી કવિતા કરવાનો નિશ્ચય કર્યો. અને આખરે 'ભણવું કમાવું બૈરી કરવી એ બધું આનંદને માટે છે ને મને જ્યારે પદો બનાવવાથી જ આનંદ થાય છે ત્યારે હું તો એ જ કામ કરીશ. શેરે જુવારે તો મળી રહેશે."—એ મહાન્ નિશ્ચય સાથે નર્મદાશંકરે પોતાનું કવિત્વ શરૂ કર્યું.

'શેર જુવારે તો મળી રહેશે' એ કેવી શ્રદ્ધા! ધનનો વૈરાગ્ય એ મ્હોટાઈ કમાવાનું પહેલું પગથીયું છે. હોદ્દાનો અભિલાષ છોડી દઈ નર્મદાશંકરે 'કવિ' થઈને પ્રસિદ્ધિ મેળવ-

વાંનો નિશ્ચય કર્યો. તે પછી 'કવિ'ની સામગ્રી સંપાદન કરવામાં કેટલોક કાળ સ્વાભાવિક રીતે ગયો. સંસ્કૃત વ્યાકરણ, છંદઃશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર વિગેરે સર્વ સિદ્ધ કર્યા વિના 'કવિ' પદ ધારણ કરવું એ નર્મદાશંકરને ઠીક ન લાગ્યું. આ બધું સંપાદન કરવામાં કેટલી ખંત અને કેટલી નમનતાઈ કવિને વાપરવી પડી હશે તેનો એક દાખલો નવલરામે નોંધી રાખ્યો છે. પિંગળની શોધ કરતાં કોઇ ઠેકાણે પિંગળ જડે નહિ. અને પિંગળ પાઠ પઢ્યા વિના કવિતા શી? આખરે સુરતમાં પિંગળ તો નહિ પણ પિંગળની ગરજ સારે તેવા એક ગ્રંથનો પત્તો લાગ્યો. ગ્રંથ એક કડીયાના કબજામાં. પણ તે ભાઇએ નર્મદાશંકરને ઉતારવા સારૂ તે ગ્રંથ ઘેર લઈ જવાની સાફ ના પાડી. એટલે સવારના પહોરમાં, લઈ ખડીયો કલમ ને કાગળ, મુંબઇની કૉલેજનો એક વિદ્યાર્થી, ન્યાતે નાગર બ્રાહ્મણ, નર્મદાશંકર લાલશંકર કડીયા માંજનને ઘેર જાય અને બને તેટલું છંદરચનાવળીમાંથી ઉતારી લાવે. એક બીજાને ત્યાં વળી ચિત્ર કાવ્યો હતાં તેને માટે પણ નર્મદને એવી જ મહેનત પડી. ચિતારા પાસે સવારે ચિતરાવે અને પાછો એમાં અક્ષરો યોગ્ય સ્થાને પૂરીને તે કાવ્યો પાછાં તરત પહોંચાડી દે. આ પ્રમાણે નર્મદાશંકરે છંદઃશાસ્ત્રનો અભ્યાસ કર્યો. અને રસ અલંકારના ગ્રંથોનો પણ તેવી જ રીતે પરિચય કર્યો. બધી સામગ્રી સંપાદન કર્યા પછી સને ૧૮૫૮ ના નવેમ્બર માસમાં નોકરીનું રાજીનામું આપી નર્મદાશંકરે શારદા સેવનમાં કાલ નિર્ગમન કરવાનું કઠિન વ્રત લીધું. આ વખતે નર્મદનું વય ૨૪ વર્ષનું હતું.

નર્મદાશંકરના જીવનચરિતનું એક પ્રકરણ અને મુખ્ય પ્રકરણ અહીં સમાપ્ત થયું. આ પછીનું તેમનું જીવનવૃત્ત તેમના ગ્રંથોમાંથી આપણે જાણી શકીએ છીએ. પણ તેમના ગ્રંથો ઉપર આવતા પહેલાં 'કવિ' થવાનો ઉચ્ચાભિલાષ, અને તેને માટે સામગ્રી સંપાદન કરવામાં વાપરેલી ઉંચી ખંતઃ એ બે વાત ઉપર જરા ટકવાનું મન સ્વાભાવિક રીતે થાય છે. 'Earnestness' એટલે કે ખરાપણું—સત્યનિષ્ઠા એ મ્હોટાઇનું પ્રથમ લક્ષણ છે. તે આટલા ઉપરથી નર્મદાશંકરમાં આપણે જોયું. યૌવનના આરંભમાં આપણું મન દરેક બાબતની છાપ લેવા બહુ તયાર હોય છે. અને તે વખતે જે અભિલાષો આપણા ઉપર અમલ ભોગવે છે તેનાથી જ આપણું જીવન બહુધા ઘડાય છે. આપણે સારી પેઠે જાણીયે છીયે કે તે કાળના નર્મદથી ઓછી વિદ્યા અને શક્તિવાળા કેટલાક માણસો મ્હોટા હોદ્દા ઉપર ચડેલા છે અને ઘણું ધન સંપાદન કરી શક્યા છે. તે કાલે નર્મદે પણ એવો અભિલાષ રાખ્યો હત તો તે સિદ્ધ કરવામાં કંઈ જ શ્રમ કરવો ન પડત. કોઈ સરકારી નોકરીમાં દાખલ થયો હત તો વખત જતે અનાયાસે હોદ્દો માન આબરૂ વિગેરે સર્વ જાતનો જીવનને મીઠું કરનારો વૈભવ નર્મદાશંકરને પ્રાપ્ત થાત. પણ તેવો સઘળો અવકાશ છોડી 'શેર જુવાર'થી સંતોષ માની કવિતામાં જ આખું જીવન ગાળવાનો નિશ્ચય, તે પછી તે સારૂ યોગ્ય સામગ્રી સંપાદન કરવા પાછળ આવી ખંત, અને આખરે નોકરીનું રાજીનામું આપી પૂર્વના નિશ્ચયને અમલમાં મૂકવાનું બળ! એ બધામાં મ્હોટાઇનાં તત્ત્વો જ નર્મદાશંકરમાં તે પ્રકટ થતાં હતાં એમ આપણે હવે જોઇ શકીયે છીયે. આવા નિશ્ચયો કરવાનાં મન જ હજારોમાંથી એકને થાય; મન થતાં હશે તો નિશ્ચય પણ તેવા હજારોમાંથી કોક કરી શકે; અને નિશ્ચય થાય તો અમલમાં મૂકવા જેટલા વૈરાગ્ય અને બળવાળા પણ કોઇક જ—એ

જનસ્વભાવની વસ્તુસ્થિતિ ઉપર જ્યારે બરાબર ધ્યાન આપીએ ત્યારે ચોવીસ વર્ષની ઉમરના એક જુવાનના માનસિક બળની ઇયત્તા ઉપર આપણું ધ્યાન ખેંચાયા વિના રહેશે નહિ. મુંબાઇમાં નિવાસ અને કલમની અનન્ય ઉપાસના—એ બે મુખ્ય બિનાઓ સિદ્ધ થઈ.

આજથી નર્મદ 'કવિ' લેખક અને પ્રજાને ઉપદેશ કરનાર તરીકે પ્રસિદ્ધ થયો. આ સ્વાંગ તેણે કેવી રીતે પાર પાડયો તે અજાણ્યું નથી. મુંબાઇમાં હજી સુધી 'કવિ' એ શબ્દ નર્મદાશંકરનો જ બોધક છે. આટલા ઉપરથી 'કવિ' જનમંડળની હૃદયગુહામાં કેવો પ્રબળ પ્રતિઘોષ પાડી શક્યા છે એ સહજ સમજાશે. નજરે જોનાર કહે છે કે કવિને જોવા માટે લોકો શેરીએ શેરીએ એકઠા થતા. કવિ કામ પ્રસંગે સુરત ગયા હોય ત્યારે ત્યાંથી પાછા ફરે ત્યારે બંદર ઉપર તેમને લેવા માટે દશ દશ હજાર માણસ સામું જાય! આમ કવિ કેવળ પોતાની શક્તિથી પોતાની પાછળ ભક્તોનું એક મ્હોટું મંડળ એકઠું કરવા સમર્થ થયા. અને હજી પણ કવિના નામની સાથે ગળગળા થઇ જનાર કવિના રસનો પ્રત્યક્ષ સ્વાદ ચાખનાર તેમના ભક્તો હયાત છે. કલમથી પ્રસિદ્ધ થવાનો તેમનો મનોરથ સર્વ રીતે સફળ થયો. તે સફળતા તે હલકી લોકપ્રિયતા માત્ર જ નહિ. લેખક અને શારદાના ઉપાસક તરીકે ગુજરાતી ભાષાની તેમણે અદ્વિતીય સેવા બજાવી. ગુજરાતી ભાષાના પ્રથમ કોષકર્તા તરીકે તેમ જ ગુજરાતી ભાષાના અર્વાચીન ગદ્યના પ્રથમ પ્રણેતા તરીકે નર્મદાશંકરની કીર્તિ જ્યાં સુધી ઇતિહાસ રહેશે ત્યાં સુધી કાયમ રહેશે. તેમનાં પદ્યો પણ ગુર્જર સાહિત્યમંડળમાં તેમને ઉંચું સ્થાન આપે છે.

પૈસા સંબંધે કવિનું જીવન અંતમાં અનેક કારણોને લીધે દુઃખી થયું એ વાત પણ સહુ જાણે છે. છેવટે નોકરી કદી ન કરવી એ ટેક મિત્રોની આગ્રહથી એમને છોડવો પડયો. જે દિવસે કાલબાદેવી રોડ ઉપરની પોતાની ઓરડીમાં કવિ ગોકલદાસ તેજપાલના ધર્મખાતાના સેક્રેટરીની જગાનો અખત્યાર લેવા ગયા તે વખતનો દેખાવ એક નજરે જોનાર પાસેથી આટલે વર્ષે આ લેખકે સાંભળ્યો છે. કહેનાર અને સાંભળનાર બન્નેનાં હૃદય ભરાઈ આવ્યાં. કેવળ વિધિને વશ થઈ કવિને આખરે નોકરી સ્વીકારવી પડી. સર્વ જાણે છે કે આ વખતના કવિ, તે 'કવિ' થવાની અભિલાષવાળો જુવાન ઉત્સાહવાળો, કંઇ કામ કરવાને ટમટમી રહેલા ઉમંગવાળો ક્રાન્તદર્શી 'કવિ' નહતો, પણ અનુભવથી ધીરો પડેલો વિપત્તિએ પરમાત્મામાં શ્રદ્ધાવાળો કરેલો, પ્રાચીન વિદ્યાના વિશેષ પરિચયે દેખતો કરેલો, પ્રવૃત્તિમાર્ગને ગૌણ માની નિવૃત્તિમાર્ગને શરણ થયેલો સુરતનો નાગર બ્રાહ્મણ નર્મદાશંકર લાલશંકર દવે હતો.

કવિ પોતે કહી ગયા છે કે સને ૧૮૫૯ જે અરસામાં એમણે કલમ માત્રથી નિર્વાહ કરવાનો નિશ્ચય કર્યો તે વખતથી તેઓ 'સંસ્કારી' સુધારક થયા. એટલે એમનું કવિજીવન એમના સુધારકજીવન સાથે જ શરૂ થયું એમ કહી શકાય. કવિતાદ્વારા એમણે સુધારાના વિષયો ઉપર બહુ અસરકારક ઉપદેશો કર્યા. અને તે કવિતામાં દેખાતી કવિના આત્માની સત્યનિષ્ઠાથી સુધારાના સંબંધમાં તેઓ મુંબાઇના જનમંડળ ઉપર સંગીન સંસ્કાર પાડી શ-

કર્યા. થોડાં વર્ષના ગાળામાં વૈધવ્યચિત્ર, હિંદુઓની પડતી વિગેરે સુધારા સારૂ પ્રોત્સાહન કરે એવાં આપણા જનસમાજમાં દયાજનક ચિત્રો તેમણે પ્રસિદ્ધ કર્યા, અને એ કાવ્યગ્રંથોને સુધારાનું 'બાઇબલ' એવું કોઇકવાર નામ આપવા સુધી પણ મિત્રમંડળમાં હિમ્મત ધરતા. તાત્પર્ય કે પોતાની આ કૃતિઓથી કવિ પૂર્ણ સંતોષ પામ્યા હતા, પોતે પોતાને કૃતકૃત્ય માનતા હતા, અને નવલરામભાઇ કહે છે કે 'આ વખતનો કવિના જીવનનો કીર્તિરંગ ન્યારોજ હતો.'

હિંદુઓની પડતી તેમણે સને ૧૮૬૪ માં લખી. નર્મગદ્ય સને ૧૮૬૫ માં બહાર પડ્યું. તે પછી કવિ નર્મકોશ કરવામાં રોકાયા. તે દરમીયાન તેમના વિચારો ધીમે ધીમે બદલાતા ગયા, અને પરિણામ એવું આવ્યું કે સુધારાના 'બાઇબલ'નો લખનાર કવિ 'ધર્મ વિચાર'માં પ્રાચીન ધર્મનો ચુસ્ત ઉપાસક અને આવેશવાન ઉપદેશક થયો. આ વિચારસંક્રમણ વૃદ્ધાવસ્થા કે મરણસામીપ્યનું ચિહ્ન નહતું એમ રા. નવલરામ પોતાના જ્ઞાનથી નિઃશંક કહે છે. અને તે કાલનું તથા નર્મદની પોતાની પ્રવૃત્તિના પ્રવાહનું દર્શન કરતાં આપણને પણ તે વિચારસંક્રમણ સ્વાભાવિક લાગશે, તેના હૃદયના ખરાપણાની જ સાક્ષ પૂરશે, તથા સત્યશોધન અને સત્યસ્વીકાર કરવાના તેના ઉદાત્ત વ્રતનો જ પુરાવો આપશે.

'ધર્મવિચાર'માં નર્મદાશંકરે પોતાના વિચારસંક્રમણનાં કારણો સ્પષ્ટતાથી આપ્યાં છે. 'રાજ્યરંગ' લખવાના પ્રસંગે જુદા જુદા ઇતિહાસ જોતાં એની દૃષ્ટિમર્યાદાનો વિસ્તાર થયો, અને તેને નવું દૃષ્ટિબિંદુ મળ્યું અને તે પ્રકાશથી જોતાં સુધારાના વિચારો ઉપરચોટિયા જણાયા, અને પ્રાચીન વિચારોમાં કવિ દૃઢ થયા એ વાત માનવા જેવી છે. નર્મદાશંકરનો એક મિત્ર આ નીચેના પ્રસંગને પણ વિચારસંક્રમણનો આરંભ કાળ માને છેઃ—

" કીસનદાસ—બાવો કરીને એક નર્મદનો પરમ પ્રિય મિત્ર હતો; (જેને નર્મદે 'પ્રેમ
" શૌર્ય' ની કવિતા અર્પણ કરી આપણા સાહિત્યની સાથે હમેશાં જોડ્યો છે.) "તે કી-
" સનદાસને ત્યાં એકવાર એક મિત્ર પરોણો આવ્યો જે વાંસળી બહુ સારી વગાડી જા-
" ણતો હતો. તેને નર્મદાશંકરને વાંસળી સંભળાવવાની ઇચ્છા થઈ. એટલે તેમને વાલ-
" કેશ્વર જેવી શાન્ત જગામાં એક બંગલામાં એક દિવસ એકઠા થવાની ગોઠવણ કરી.
" વાંસળી બજાવવામાં આ માણસ એટલો બધો કુશળ હતો કે તેણે સર્વ શ્રોતાઓને
" તલ્લીન કરી નાંખ્યા. અને એક કલાક સુધી નર્મદાશંકર પણ જાણે સમાધિગ્રસ્ત થઈ
" ગયો. આ અનુભવ પછી શ્રી કૃષ્ણ ભગવાનની વાંસળી અને તેણે ગોપીજનોને ઉત્પન્ન
" કરેલો મોહ વિગેરે વાતોમાં નર્મદાશંકરને સત્યના અંશો જણાવા માંડ્યા. અને તે વખ-
" તથી આપણા પ્રાચીન ધર્મ ઉપરથી, ધર્મની આખ્યાયિકાઓ ઉપરથી તેણે શંકાની બુદ્ધિ
" છોડી દઈ શ્રદ્ધાની નજરથી અવલોકવા માંડ્યાં, અને તે બધું જેમ જેમ તેવી રીતે
" જોવાતું ગયું તેમ તેમ તેને તે બધામાં નવાં નવાં સત્યો સમજાતાં ગયાં."

વાંસળીની વાતના ખરાપણા વિશે સંશય લાવવાનું કંઈ કારણ નથી તેમ જ તે પ્રસંગે નર્મદના મનનું વલણ બદલાયું હોય એ અસંભવિત નથી. ગમે તેમ હો પણ ધીમે ધીમે જ તેના વિચારોનું આવું સંક્રમણ થયું હતું એટલું એનાં પુસ્તકો ઉપરથી પણ સમજી શકાય છે. મનને શિક્ષણ આપનાર વિપત્તિ વિગેરે દેખાવા માંડ્યાં હતાં. 'સુધારકો' લોકોને અપ્રિય છે તે વસ્તુસ્થિતિની પણ પ્રતીતિ થઈ હતી. 'સુધારકો'ના અંતઃકરણના ખરાપણા વિશે એનું મન શંકાવા પણ લાગ્યું હતું. અને આ બધી પરિસ્થિતિએ જગાડેલો વિચારપ્રવાહ પ્રાચીન સારણ (channel) માં જતાં, સુધારાના 'બાઇબલ'ના પ્રણેતાને સનાતન સિદ્ધાન્તોનો વાસ્તવિક સ્વીકાર કરાવવા શક્તિવાન થયો અને જ્ઞાનમાર્ગનું શરણ શોધી આપી 'કવિ' પાસે ગવરાવ્યું કેઃ—

ઘટ ઘટમાં તું રામ—ટેક.

રામ ઉપજાવે રામ બચાવે,<br>
મારે તે પણ રામ રામ રામરે ઘટ ઘટ૦ ૧<br>
રામ સુ મતિ દે ગમ ફિરતી દે,<br>
દે મુક્તી પણ રામ રામ રામરે ઘટ ઘટ૦ ૨<br>
રામ ભિતરમાં રામ બહિરૂમાં,<br>
સહુનો સાક્ષિ રામ, રામ રામરે ઘટ ઘટમાં તું રામ.

આ સ્થળે કહેવું જોઇએ કે સુધારાનું 'બાઇબલ' પણ કેવળ સત્ય વિહીન નથી. કોઇ પણ ખરો માણસ કેવળ અર્થ વિનાનું બોલે છે એમ કદી સમજવું નહિ. પશ્ચિમની રહેણીને નમુના દાખલ રાખી તેની નકલ રૂપ સુધારો કરવાનો માર્ગ છોડી દઇ નવા સંયોગોને અનુકૂલ થવા રૂપ આપણા જ દૃષ્ટિબિન્દુથી આપણી પરીક્ષા કરી આપણા પ્રાચીન પ્રવાહથી વિશ્લેષ ન થાય તેવી રીતે સાધ્ય વસ્તુને ધ્યાનમાં રાખી ફેરફાર કરવા—તેની હીમાયત કરવી એમાં કાંઇજ ખોટું નથી—સર્વથા આવશ્યક છે. અને આટલું ધ્યાનમાં રાખ્યા પછી નર્મદના 'બાઇબલ' માંથી આપણે ઘણો ઉપદેશ લઈ શકીએ છીએ. તે સત્યનિષ્ઠા, તે શ્રદ્ધા, તે સત્ય જોવાની અને નિરૂપણ કરવાની શક્તિ, હઠીલા અને અશિક્ષિત જનસમાજ આગળ તે કડુ સત્યો તે રીતે રજુ કરવામાં સમાયલી નીડરતા, તે સ્વાત્માર્પણ, તે અંતરાત્માનો જુસ્સો, તે 'હૃદયદ્રવ્યનો ઉકળાટ,' ટુંકામાં સમાજભક્તિમાં તે દૈવી સર્વસ્વદાન, જે 'સુધારાના બાઇબલ'માં અને નર્મદાશંકરના જીવનચરિતમાં પગલે પગલે જણાય છે તેના ઉપર આપણું ધ્યાન ખેંચવાની આવશ્યકતા છે. સુધારાના સવાલોને વેગથી પ્રસિદ્ધિમાં આણવામાં, ઇષ્ટ માનેલા માર્ગે પોતે ચડનારામાં અને જનમંડળને ચડાવવાનો યત્ન કરવામાં, અને આખરે આત્મનિરીક્ષણ કરી પોતાના જ ઉપદેશેલા સુધારા સંબંધી સત્યાસત્યનો નિર્ણય કરવા ઉપર પોતાનું અને જનસમાજનું આવેશથી ધ્યાન ખેંચવામાં નર્મદાશંકરે આપણા દેશની અપૂર્વ સેવા બજાવી. સુધારાના સિદ્ધાન્તોનો આરંભથી એના મન ઉપર વેગવાન કાબુ નહત, તે સિદ્ધાન્તને રજુ કરવામાં સત્ય અને નિર્ભયતા અથવા પ્રેમ અને શૌર્યનો માર્ગ ન સ્વીકાર્યો હત, તો નર્મદાશંકર પણ તે કાલના અનેક સાધારણ માણસોની

પેઠે શંકામાં ને શંકામાં જ નિર્વાણ પામત. નર્મદાશંકરના આત્માનો આ ઇતિહાસ એક પ્રસિદ્ધ સત્યની સાક્ષિ પૂરે છે કે યોગ–અનન્ય યોગ, પછી તે ગમે તે વસ્તુમાં હોય તે, પરિણામે સત્ય વસ્તુનું દર્શન કરાવે છે.

નર્મદાશંકરે સુરતના પોતાના બંગલા ઉપર 'પ્રેમ અને શૌર્ય'નો મંત્ર આલેખ્યો હતો. આ બે પરમ સિદ્ધાન્તને પહોંચાડનાર ઊર્મિઓને પોની જીવનનૌકાનો ધ્રુવ કરનાર કેટલા વિરલા છે? અને એમાં શો શક છે કે આ કાલમાં આપણા જનસમાજની આ જ અમૃતવલ્લી છે. બંધુઓ! આપણા મુડદાલ જીવન ઉપર જરાક નજર કરો. આપણે જે રીતનું જીવન ગાળીએ છીએ તે રીતનું જીવન તો આપણાં વૃક્ષો પણ ગાળે છે. તે પણ આપણી પેઠે પૃથ્વીમાંથી જીવનરસ ખેંચી પોતાના શરીરનું પોષણ કરે છે. તે પણ આપણી પેઠે પુષ્પપરાગથી ફલોત્પત્તિ કરે છે. બંધુઓ, આપણામાં શું વૈશિષ્ય છે જેથી આપણે મનુષ્યત્વનું અભિમાન રાખવાને હકદાર થઇએ? જીવવાનો યત્ન કરો, જીવનના કાંઇક લક્ષ્ય નક્કી કરો, તે સિદ્ધ કરવાને 'પ્રેમ અને શૌર્ય'નો મહામંત્ર રાખી સત્–પ્રયત્નો કરો.

નર્મદે આપણા જનસમાજની સાંપ્રત સ્થિતિ સંબંધે જે જે જ્યાં જ્યાં લખ્યું છે તેના સત્ય અંશ ઉપર હું તમારૂં સવિશેષ ધ્યાન ખેંચું છું. હું ખાત્રીથી કહું છું કે જે ઉંચા અભિમાનથી એના એ લેખો ભરાયા છે તે અભિમાનથી આપણે ભરાઇએ તો ગયેલી સ્થિતિ પાછી કમાવામાં કંઈ વિલંબ નહિ થાય. અભિમાન, અભ્યાસ, વિચાર, નિશ્ચય, ઉત્સાહ અને આગ્રહ એ દરેક કામમાં વિજયનાં પગથીઆં છે. અને ધૈર્યથી એનું અવલંબન કરીએ તો એવું શું છે કે જે આપણે પુનઃ સંપાદન ન કરી શકીએ? નર્મદ ખરૂં જ કહે છે કે:—

'રણ તો ધીરાનૂં ધીરાનૂં, નહિ ઉતાવળા કાયરનું રણ તો ધીરાનૂં ધીરાનૂં.
ધીરવીર જે હોય તે જ ખૂબ સંકટ સામો થાયે,
પ્લ્હાદ પેઠે રણમાં રહે ઉભો, લેશ ન ત્યાં ગભરાયે; રણ તો ધીરાનૂં૦

અને અંતે,

ભણી વધારો જોસ્સા સહુ જન પણુ કબજામાં રાખો,
પ્હેલે એ જીતી જાણો તો શત્રૂ નીચે નાંખો; રણ તો ધીરાનૂં૦
જાણી જોઈ ના સંકટ હોરો, સંકટમાં ના બ્હીઓ,
કહે નર્મદ સહુ **વીર ધીર** થઈ જસ લઈ જુગ જુગ જીવો.
રણ તો ધીરાનૂં ધીરાનૂં૦
નહિ ઉતાવળા કાયરનૂં, રણ તો ધીરાનૂં ધીરાનૂં.

બંધુઓ! આપણે જ્યારે આપણી પોતાની પરીક્ષા કરતા થઇશું ત્યારે જ આપણું

સત્ય આપણને સમજાશે. આપણે અત્યારે અનેક રીતે અસંતુષ્ટ રહેવાનાં કારણો છે; તેનો ઉપાય પણ આપણા હાથમાં જ છે. અને તે ઉપાય એ જ કે 'ધીરવીર' થવું, આપણે આપણું શીલ (character) જમાવવું. નિઃસંશય સમજો, અને પૂર્ણ શ્રદ્ધા રાખો, કે શીલ એ જ સર્વને માટે સર્વ કાલ માટે અમૂલ્ય ચિંતામણિ છે.

મહાભારતમાં એક આખ્યાયિકા છે કે પ્રહ્‌લાદ નામના એક દૈત્યે શીલ ગુણ ધારણ કરી મહેન્દ્રનું સર્વ રાજ્ય લઈ લીધું અને ત્રણે લોક વશ કર્યા. ત્યારે ઇન્દ્ર બૃહસ્પતિ પાસે ગયો અને પોતાનું કલ્યાણ કેવી રીતે થાય તેનો ઉપદેશ કરવા વિનંતિ કરી. બૃહસ્પતિએ ઉપદેશ તો કર્યો પણ વિશેષ જ્ઞાન સારૂ શુક્રાચાર્ય પાસે તેને મોકલ્યો. ઇન્દ્ર શુક્રાચાર્ય પાસે ગયો. તેણે પણ ઉપદેશ કર્યો પણ વળી વિશેષ જ્ઞાન સારૂ પ્રહ્લાદ પાસે જ મોકલ્યો. ઇન્દ્રે બ્રાહ્મણનો વેશ ધારણ કરી પ્રહ્‌લાદ પાસે જઈ પોતાના કલ્યાણનો માર્ગ પુછ્યો. કેટલેક કાળે પ્રહ્‌લાદે પણ તેને ઉપદેશ કર્યો. ઇન્દ્રે પ્રહ્‌લાદ ગુરની બહુ સારી સેવા કરી. અને તેની ગુરભક્તિ ઉપર ખુશ થઈ પ્રહ્‌લાદે તેને વરદાન માંગવા કહ્યું. ઇન્દ્રે આનાકાની કરી પણ પછીથી કહ્યું કે "જો તું મારૂં કલ્યાણ કરવા ઇચ્છતો હોય તો મને તારૂં શીલ આપ." પ્રહ્‌લાદ વચનથી બંધાઈ ગયેલો એટલે હા કહી.

પ્રહ્‌લાદ આના પરિણામનો વિચાર કરતો હતો એટલામાં એક છાયારૂપ મોટી કાન્તિવાળું દેહધારી તેજ તેના શરીરમાંથી નીકળીને ચાલ્યું. પ્રહ્‌લાદે તેજને પુછ્યું કે તું કોણ છું? તેણે ઉત્તર આપ્યો કે હું શીલ છું. તું મને જવાની રજા આપે છે એટલે હું જાઉં છું. પછી તેવા જ તેજવાળો બીજો પુરુષ નીકળ્યો. તેને પુછતાં ઉત્તર આપ્યો કે હું ધર્મ છું. જ્યાં શીલ રહે છે ત્યાં જ હું રહું છું. તે પછી એક ત્રીજો પુરુષ નીકળ્યો, તેને પુછતાં જવાબ મળ્યો કે હું સત્ય છું. જ્યાં ધર્મ રહે છે ત્યાં હું રહું છું. તે પછી ચોથો પુરુષ નીકળ્યો તેને પૂછતાં તેણે કહ્યું કે હું વૃત્ત છું. જ્યાં શીલ ધર્મ અને સત્ય રહે છે ત્યાં જ હું રહું છું.

આટલા એક પછી એક ગયા તે પછી એક પ્રચંડ દેહવાળો પુરુષ છાયારૂપે પ્રહ્‌લાદના શરીરમાંથી નીકળ્યો. તે જોઈ પ્રહ્‌લાદ જરા વિસ્મય પામ્યો અને પૂછ્યું કે ભાઈ તું કોણ છું? તેણે કહ્યું કે હું બળ છું અને જ્યાં વૃત્ત રહે છે ત્યાં જ હું રહું છું. આમ પ્રહ્‌લાદના શરીરમાંથી અનુક્રમે શીલ, ધર્મ, સત્ય, વૃત્ત અને બળ, ગયાં. તે બધાના ગયા પછી એક અદ્દભુત કાન્તિવાળી દેવી નીકળી. તે દૈત્યપતિએ તેને પૂછ્યું ત્યારે ઉત્તર મળ્યો કે, "હું દેવી લક્ષ્મી છું. હે વીર! સત્યપરાક્રમ પ્રહ્‌લાદ? હું આજ સુધી તારે ત્યાં રહેલી હતી પણ હવે તું મને રજા આપે છે માટે હું જાઉં છું. પછી લક્ષ્મીને વિશેષ પૂછતાં તે મહાદેવીએ ઉત્તર આપ્યો કે, 'હે પ્રભો! જે બ્રહ્મચારીને તેં ઉપદેશ કર્યો તે ઇન્દ્ર હતો, ત્રણ લોકમાં જે તારૂં ઐશ્વર્ય હતું તે હવે તેણે લઈ લીધું છે. હે ધર્મજ્ઞ. શીલવડે તેં ત્રણ લોકને જીત્યા હતા. તે જાણીને દેવાધિપતિએ તારા શીલનું હરણ કર્યું છે. હે

મહા બુદ્ધિશાળી! ધર્મ, સત્ય, વૃત્ત, બલ અને હું લક્ષ્મી એ બધાનું મૂલ શીલ છે."*
આમ કહી લક્ષ્મી ચાલ્યાં ગયાં અને ઇન્દ્રે દૈત્યોને જીતી પોતાનો વૈભવ પુનઃ પ્રાપ્ત કર્યો.

ઇન્દ્ર જ્યાં સુધી શીલવિહીન હતો ત્યાં સુધી દૈત્યો સર્વ વૈભવ ભોગવતા હતા, પાછો જ્યારે શીલસંપન્ન થયો ત્યારે દૈત્યોને જીતી સર્વ વૈભવ પોતે જ પ્રાપ્ત કરી શક્યો. એ આ આખ્યાયિકાના રૂપકનો અર્થ અત્યંત ગંભીર હોવાની સાથે સુસ્પષ્ટ છે.

ત્યારે આપણે પણ આના ઉપરથી બોધ લઇએ અને શીલને સિદ્ધ કરીએ તો આપણાં ગયેલાં ધર્મ, અને બલ લક્ષ્મી સુદ્ધાંત આપણી પાસે આવીને ઉભાં રહેશે. નર્મદ પણ જીવનભર આપણી પરીક્ષા કરી કહે છે કેઃ—

"સ્વધર્મ ઉપર આસ્થા, જિતેન્દ્રિયપણું, શમદમે, શાન્તિ સંતોષ, મહાત્મા ઔદાર્ય, સત્ય પ્રમાણિકપણું, દયા પરોપકાર, ગુણજ્ઞપણું એ મનુષ્ય માત્રના ઉચ્ચ સદ્દગુણો આપણામાં અત્યારે નિસ્તેજ છે. કેવળ સંસારી સ્વાર્થ, સંશય, ભ્રમ, જૂઠ, કપટ, અપ્રમાણિકપણું, અસંતોષ, આશા, તૃષ્ણા, લોભ, ધનવંત કે મિત્રના આશ્રયથી ઉદ્યમ ખોળવો, સ્વાશ્રયનો વિચાર જ નહિ, બીજાનું સારૂં ખમાય નહિ, સ્ત્રીવિષયમાં લલુતા, કામચોરી, કાળચોરી, વચનચોરી, ધનચોરી. એ સર્વત્ર જોવામાં આવે છે. **જ્યાં સુધી સદ્દગુણ પાળવા જ"** ( આ શબ્દો ઉપર હું ખાસ ધ્યાન ખેંચું છું ) "એવી ભક્તિ નહિ થાય ત્યાં લગી ધર્મ અર્થ કે કામ કોઇ પણ વિષયમાં ખરૂં ખોટું ઉજળું કાર્ય પોતાના આ લોકના કે પરલોકના કલ્યાણને અર્થે કે આ લોકના સર્વેના કલ્યાણને અર્થે થવાનું નથી. અનેક પ્રકારની અવ્યવસ્થા છતે પણ ધીરજ રાખવી, દુઃખને ખમવું, પણ નીતિનું ઉલ્લંઘન કરવું નહિ એવી નિશ્ચય બુદ્ધિ વૃત્તિ થયે જ લાભ છે."

અને એક બીજે ઠેકાણેઃ—

"ધીટ થઇને દુઃખ વેઠવું, બુદ્ધિનું અભિમાન મૂકી પરંપરાનું ધર્માચરણ પાળવું, પરદેશી ધર્મ નીતિ વસ્તુ ઉપર મોહ ન રાખવો, નિશ્ચય તથા ખંતે અને ધૈર્ય તથા સત્યે ઉદ્યોગ કરવો."

બીજા શબ્દોમાં, ધીરવીર થવું, શીલનું સેવન કરવું, એ જ આપણી અત્યારની અસંતુષ્ટિનાં કારણો દૂર કરવાનો, અને આપણે જ વાંકે ખોવાઇ ગયેલાં આપણાં બળ પરાક્રમ અને લક્ષ્મીનો પુનઃ સંયોગ પ્રાપ્ત કરવાનો ખરો ઉપાય છે.

બંધુઓ! વખત ઘણો થઈ ગયો છે. નર્મદજયન્તીને દિવસે આપણે આટલો બોધ લઇને જઇએ તો તે ઓછું નથી. નર્મદ સત્યનિષ્ઠ હતો. ખરો હતો. સતસ્વરૂપ પરમાત્માએ 'સુધારા'ની ભૂલ સમજાવવા સારૂ એને આપણામાં મૂક્યો હતો. તેટલા સારૂ પહે-

* મહાભારત શાન્તિ પર્વ, રાજધર્મ અધ્યાય–૧૨૪.

લેથી છેલે સુધી પૂર્ણ આવેશથી અને સત્યનિષ્ઠાથી તે સુધારાના યુગમાં ઘૂમ્યો, અને તેનું સત્યાસત્ય જાણી અનુભવી 'ધર્મવિચાર' રૂપી વસીયતનામું આપણે માટે તે મૂકી ગયો. ખરાપણું એ એના જીવનની કુંચી હતી. નર્મદ ખરો ગુજરાતી હતો. ગુજરાતી ભાષા, ગુજરાતનું સાહિત્ય, ગુજરાતના રીતરીવાજ, ગુજરાતનો ધર્મ, ગુજરાતની ખુબી તથા ખામીઓનો તે પૂર્ણ અભ્યાસી હતો. તેણે જે લખ્યું છે તે ખરી સ્વદેશભક્તિથી ખરા બન્ધુભાવથી ખરા પ્રેમ અને શૌર્યથી લખેલું છે. તેનું આખું જીવન જાણે આ બે ભાવનાઓનો ગુજરાત અને ગુજરાતીઓને ઉદ્દેશીને સાક્ષાત્કાર કરવામાં જ ગાળ્યું છે. ગુજરાત આને માટે તેનું અત્યંત આભારી છે. અને આજ આ સભા તેના આત્માને અત્યંત પૂર્ણ શાન્તિ ઇચ્છેછે. તથાસ્તુ.

ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.

*_* ઉપરનો લેખ વંચાઇ રહ્યા બાદ, રા. રા. ગણપતરામ શાસ્ત્રી—આપણા પ્રાન્તના એક માન પામતા માજી ડે. એ. ઇન્સ્પેક્ટર—જેઓ આ પ્રસંગે હાજર હતા, તેમણે નર્મદાશંકર સંબન્ધી પોતાનાં સ્મરણ સભાને જાહેર કર્યાં. તેમાં એક બે બાબત જાણવા જોગ હતી. રા. શાસ્ત્રીજીએ જણાવ્યું કે નર્મદાશંકરનો એવો રિવાજ હતો કે જે જે મ્હોટા પ્રશ્નો એમને વિચારવા જેવા લાગે તે તેઓ એક ભીંત ઉપર નોંધતા અને મિત્રો એકઠા થાય ત્યારે એ પ્રશ્નની ચર્ચા ઉપાડવામાં આવતી. કેટલીકવાર 'રાજ્યરંગ' જેવા વિષયના પ્રશ્નની ચર્ચા આખું અઠવાડીયું પહોંચતી. એક વખત "feeling" ને માટે યોગ્ય ગુજરાતી શબ્દ વિષે મિત્રમંડળમાં ચર્ચા ચાલી. આખરે "લાગણી" શબ્દ નક્કી થયો. આજકાલ 'feeling' માટે આ શબ્દ એવો સાધારણ થઈ ગયો છે કે સૌથી પહેલો એ કોણે વાપર્યો એ કોઇના જાણવામાં નથી. પણ ખરૂં જોતાં આ શબ્દ પ્રથમ વાપર્યાનું માન નર્મદાશંકરને છે. આ તો એક સાધારણ દાખલો છે. પણ ગુજરાતી ભાષાની નર્મદાશંકરે કેવી સેવા કરી છે એ આથી સમજાય છે. ખરેખર, નર્મદાશંકરને ત્યાં હમેશાં કેવી ઉંચી જાતની વાતો થતી એ વિષે શાસ્ત્રીજીએ આપેલી હકીકત ઉપરથી આપણને ખ્યાલ આવે છે.

તન્ત્રી.

# મર્હૂમ રા. રા. રણછોડદાસ ગિરધરભાઇનું જીવન ચરિત્ર.

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૭૯ થી. )

એમની ઉપર એકવાર ફોજદારીનો ચારજ આવેલો. એક ઘાંચીના ખત પાછળ વસુલ ભરવામાં ચેરમચુંથ થએલું તે પરથી કામ સેશન કોરટમાં રજુ થએલું. તે દસ્તાવેજ તથા ચેરાએલું જોઈ તપાસ કરી જડજે એવો હુકમ આપેલો કે આવા વૃદ્ધ માણસથી એ કામ થાય નહીં. સબબ આરોપી બીનતકસીરવાર છે એમ કહી રજા આપી.

એ પુરૂષની મુખચર્યા ઘણી તેજસ્વી તથા ભવ્યાકૃતિની હતી. કદે ઠીંગણા, ગૌર વર્ણ, ચપળ નેત્ર, શરીર આરોગ્ય ને કસાએલું હતું. છેક હેંસી બાસી વરસની ઉમ્મર લગી ઘર સંસાર ચલાવવામાં મચેલા રહેતા. પોતાની સ્ત્રી યુવાવસ્થામાંજ મરણ પામતાં બીજીવાર લગ્ન ન કર્યાં ને બ્રહ્મચર્ય વ્રત પાળ્યું. પોતાના પુત્રોની વહુઓ નાહાની વયની હતી તેમને ઘરધંધો, સ્વયંપાક સ્વાદિષ્ટ બનાવવો, સ્વચ્છતા રાખવી ને પોતાની પ્રજાનું સારી રીતે રક્ષણ કરવું વગેરે વગેરે બાબતોમાં સારી શીખામણ આપી તેમને સુધાર્યાં તે પછવાડેથી તેમને ઘણું યાદ કરતાં હતાં.

સ્વભાવે ઉગ્ર હતા પણ ઉગ્રપણું વિવેકબહાર ન હતું. કેટલાક તમોગુણી માણસો જેમ હદ બહાર જતા રહી પોતાનાં કાર્યમાં વિઘ્ન આણે એવો તમોગુણ એમનામાં નહતો. પરોપકારી હતા. ઘણા યોગ્ય સંત, સાધુ, બ્રાહ્મણ વગેરેને યથાયોગ્ય સહાય કરતા. એ ગુણને લીધે પોતાની જ્ઞાતિમાં સારી પદવી ધરાવતા હતા. દયાનો ગુણ પણ એમનામાં સારો હતો. ઘણી વખત હાથ તળેના માણસો કે પરગણાની આસામીઓ પર વાંકને લીધે ક્રોધે ભરાતા ખરા, પરંતુ થોડીવાર પછી ક્રોધ સમાવી તેમને સારી શીખામણ દઇ તેમને ક્ષમા કરી તેમના મનનું સાંત્વન કરતા. સાહસિકપણાનો ગુણ એમનામાં જન્મથીજ હતો; જો તેમ નહોત તો કંગાલ સ્થિતિમાંથી ઉદ્યોગ ને આગ્રહે કરીને સારી હાલતમાં જઇ શકાય નહીં. એમના પુત્ર રણછોડદાસને મુંબઇ મોકલ્યા તે એમના કાળમાં એક પ્રકારનું સાહસ ગણાય. મુંબઇનું સ્થળ એટલે કાળું પાણી ને મૃત્યુસ્થાનની જગા એ સમયમાં ગણાતી હતી. ને પોતાના જુવાન ગભરૂ જેવા છોકરાને પોતાની સારી હાલત છતાં મોકલવા એ થોડું ધૈર્ય ને હીમત ન કહેવાય.

એ પુરૂષમાં એક ગુણ એવો સારો હતો કે એમનાં વખાણ કોઈ એમને મોઢે કરે તો તે બીલકુલ પોતાને ગમતું નહીં. ઘણી વેળા એવું બનેલું કે કોઇ અજાણ માણસ આવી એમના સદ્ગુણનાં કે સત્કર્મનાં વખાણ કરવા લાગે તો તેને કહેશે કે તમે ભાટ છો ? ભાટાઇ શું કરવા કરોછો ? તમારે જે પ્રયોજન હોય તે કહો. એમ કહી તેને વારતા.

સારૂં વિસ્તારવાળું કુટુંબ સારી સ્થિતિમાં મૂકી એ પુરૂષ સંવત ૧૯૧૨ ના ભાદરવા

વદ ૧૩ ને રોજ દેવલોક થયા ત્યારે એમની પાછળ ઓછવ થયો હતો. જે ગૃહસ્થ મોટી વયે પોંચી આબાદી અવસ્થામાં મરણ પામે છે તેમની પાછળ ગુજરાતી રીવાજ પ્રમાણે રડાકુટો કરતા નથી પણ ભગતોની ટોળી બોલાવી વાજતે ગાજતે ભજન કરતા સ્મશાન લગી તેનું શબ બાળવા લઇ જાય છે. તેમજ ઘેર પાછા આવતી વખત પણ તેજ મંડળીઓનું ભજન થાય છે. બૈરાં પણ કુટતાં નથી ને ભજન ગાય છે. એ મરી ગયા ત્યારે લોક કહેતા કે બાર દીકરાનો બાપ મુઓ. એ ઘણો ભાગ્યશાળી છે.

ખાવા પીવામાં સ્વાદીઆ હતા પણ નિયમિત આહારી અને શરીર કસાએલું તેથી ઉત્તર અવસ્થામાં પણ શરીર ઘણું આરોગ્ય રહેતું. મરતી વખતજ એક દોઢ માસનો મંદવાડ ભોગવ્યો હતો.

મરણ વખત એમનો સ્વાંગી વંશ પુરૂષ વર્ગનો નીચે મુજબ હતો.




એમને ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન ન હતું તથાપિ સુજ્ઞ અને વિદ્વાન કોઇ ઇંગ્રેજ સાથે મુલાકાત લેવાની ઇચ્છા રાખતા. પ્રથમ ભરૂચમાં સદર અદાલત હતી તે વખતે ત્યાંનો એક જડજ મી. રોબર્ટ નામે હતો તેમની મુલાકાત એમને થયેલી, અને તે એમની પાસે હિંદુસ્તાની ભાષાની સુંદરદાસની તથા દાદુજી વગેરેની વાણી સાંભળવાનો બહુ શોખ રાખતો હતો. વારંવાર એમને તેડાવીને નાના પ્રકારની વાણી એમના મુખારવિંદથી સાંભળી ખુશી થતો અને તે પોતે પણ યાદ કરવાને માટે શ્રમ કરતો હતો.

એ પોતે જ્યારે વૃદ્ધ થયા ત્યારે પોતાના ઓરડામાં નિત્ય પોતાના પુત્ર તથા પૌત્રોને સાયં સમય વીત્યા પછી સર્વેને બેસાડી પ્રાચીન ઇતિહાસ તથા સદ્બોધ વાણીના પ્રસંગથી નાના પ્રકારનો નીતિનો અને સત્ય ધર્મનો ઉપદેશ કરતા હતા. ઘણા ગ્રંથોની વાણી એમને મુખે રહેતી હતી.

હવે આપણા મૂળ વિષય ઉપર આવીએ. રણછોડદાસનો વિદ્યાભ્યાસનો આરંભ થયો ત્યારે કેળવણીનાં સાધન કયાં હતાં તે જણાવવું જોઇએ. વાણીઆના છોકરા આઠ દશ વરસની ઉમરે ગામડી મેહેતાજીની નિશાળે ભણવા બેસતા, ત્યાં એ ત્રણ ચાર વરસની મુદત સુધીમાં આંક, કકો, નામાં વગેરે શીખતા. ચાલતા કોષ્ટકોની ધાતો કે શેરીઆં મણીકાં લેખાં થોડાં ઘણાં આવડે. વાંચવાનાં પુસ્તકો તો હોયજ શાનાં. અશુદ્ધ લખતાં શીખે. એ રીતે કેટલોક વખત ગુમાવ્યા પછી પંદર સોળ વરસની ઉમ્મરે કોઇ શરાફ કે આરફતીઆની દુકાને દાખલ થાય. ત્યાં કેટલીક મુદત લગી ઉમેદવારીથી કામ કરે. નામું લખવાની સમજ તથા તોલ બારદાન, વ્યાજ ગણવાની રીત, વટાવ, મુદત કાપવાના હીસાબ વગેરેમાં માહીતી મેળવી હુશીઆર થાય તો તેની લાયકી મુજબ છ દશ કે બાર રૂપીઆનું વરસાન જારી થાય. બહુ કુશળતા પ્રાપ્ત થાય તો વીશેક વરસની ઉમરે ગુમાસ્તો થાય. ચડતાં ચડતાં મુનીમ કે કીલીદાર થાય. નોકરી મેળવનારને વાસ્તે એ ઉપક્રમ હતો. કેટલાકના બાપ નેસ્તી ગાંધી વગેરેની દુકાન માંડતા હોય તો તે ધંધામાં પડે ને માહીતી મેળવે. વાણીઆઇ લખાણ એટલે કાનામાત્રના ઠેકાણા વગરનું જે લખાણમાં કાનામાત્રનું ઠેકાણું નહીં તો પછી હ્રસ્વ દીર્ઘ કે જોડાક્ષર તો તેમાં હોયજ ક્યાંથી.

એવી સ્થિતિમાં આંક, હીસાબ, લખવું, વાંચવું વગેરેનો અભ્યાસ કરી આસરે પંદર સોળ વરસની ઉમરે પોતાના પિતાના હાથ તળે રણછોડદાસ દુકાનમાં રહ્યા. ત્યાં અક્ષર સુધારવાનું તથા નામુ લખાવવા વગેરેનું જ્ઞાન મેળવતાં ચાર પાંચ વરસ લાગ્યાં. એ મુદતમાં એમણે ધર્મ સંબંધી પુસ્તકો, જેવાં કે ભગવદ્‌ગીતા વિષ્ણુસહસ્રનામ વગેરેનો અભ્યાસ વિમળાનંદ સ્વામી તથા કોઇ તેવાજ પુરૂષોના હાથ તળે કરેલો જણાય છે. કેમકે એમનાં હાથનાં લખેલાં સંસ્કૃત કે ભાષાનાં પુસ્તકો ઘણાં જોવામાં આવે છે. દાદુપંથીબાવા અમૃતરામજી તથા રિદ્ધિરામજીનો સમાગમ એ મુદતમાં થવાથી હીંદુસ્તાની ભાષાનાં પુસ્તકો વાંચવા સમજવાનો સારો મહાવરો કરવામાં આવ્યો હતો. એવા સતસમાગમને લીધે બાળબોધ લખાણ સારૂં ને શુદ્ધ પ્રાપ્ત થયું એટલુંજ નહીં પણ હીંદુધર્મની કેટલીક અયોગ્ય રૂઢીઓપરથી પણ તેમને તિરસ્કાર આવવા લાગ્યો. એ બાવા અમૃતરામજીનો એમના ઉપર ઘણો પ્યાર હતો. કારણ કે સુંદરદાસજીની વાણી એઓ ઘણી સારી રીતે વાંચી સમજતા હતા. એ બાવાએ પોતીકા અંતકાળ સમયે એમના મુખારવિંદથી વાણી શ્રવણ કરતાં કરતાં તેમાં તલ્લીન થઈ પોતીકો દેહ છોડ્યો હતો.

એમની એકવીશ બાવીશ વરસની ઉમર થઇ તે વેળા બ્રીટીશ સરકારને ઉત્તર હિંદુસ્તાનમાં લડાઇઓ ચાલતી હતી. તેથી તોપખાનું વગેરે ગોરૂં લસ્કર ભરૂચમાં રહેતું હતું. ને તેથી કેટલાક અંગ્રેજોને પણ ભરૂચમાં રાખવાની જરૂર પડતી. સરકારી ક્રીશ્ચીઅન દેવળ હતું તેના રક્ષણ સારૂ એક અંગ્રેજ મિ. ટકર નામે રહેતો હતો. અસલ તે લસ્કરમાં હતો પણ લડાઈના કામ સારૂ નિર્બળ પડવાથી સરકારે તેને ભરૂચમાં રાખેલો હતો. તે માસીક પગાર લઇ કોઈ અંગરેજી ભણવા ચાહે તો તેને શીખવતો. રણછોડદાસને અંગરેજી ભણવાની મરજી થવાથી એમના પિતાએ મીસ્તર ટકરને સોંપ્યા ને માસીક લ-

વાજમ આપવા કબુલ કર્યું. અંગરેજી ભણાવનારને ગુજરાતી કે હીંદુસ્તાની કંઈજ આવડતું નહોતું, તો પણ માથાકુટ કરતાં અંગરેજીનો થોડો અભ્યાસ ચાલ્યો. વાંચતાં આવડ્યું, લખતાં આવડ્યું, પણ તરજુમાની બહુ હરકત પડતી. શિક્ષકને શિષ્ય બેઉ ચાલાક તેથી તે અઘરૂં કામ પણ કેટલેક દરજ્જે પાર પડ્યું. મીસ્તર ટકર પોતાના વિદ્યાર્થિ પર ઘણી મમતા રાખતો. તેમાં વિશેષે કરી રણછોડદાસ ઉપર. અંગરેજના હાથ તળે શીખવાથી અંગરેજી બોલવાનો મહાવરો એમને ઠીક થયો.

એક વખત મુંબઇના લાર્ડ બીષપ કાર સાહેબ ભરૂચમાં દેવળની તપાસણી કરવા આવેલા. તે વખતે મીસ્તર ટકરે પોતાની કને અંગ્રેજી ભણનાર શિષ્યોની પરીક્ષા લેવા બીષપ સાહેબને વીનંતી કરી. તે પરથી તપાસતાં તેમની નજરમાં રણછોડદાસની ચાલાકી સારી આવી. તેમણે પુછ્યું કે તમે મુંબઈ આવશો તો સારી નોકરી હું તમને અપાવીશ. તેમણે પોતાના તીર્થરૂપને પુછી તેમની આજ્ઞા મેળવી સાહેબને હા કહી. બીષપ સાહેબ ગુજરાતની સરકીટ પુરી કરી પાછા મુંબઇ ગયા ત્યારે એ વાત કરનલ જરવીસને કહી કે ગુજરાતમાં ભરૂચ શહેરમાં એક અંગરેજી ભણેલો તરૂણ પુરૂષ ઘણો હુશીઆર મારા જોવામાં આવ્યો છે તેને જો તમારા હાથ તળે કેળવણીખાતું છે તેમાં રાખશો તો તે ઘણો ઉપયોગી પડશે.

ખીડકીની લડાઈ થયા પછી એટલે પેશવાનું રાજ અંગરેજ સરકારને સ્વાધીન થયું તે અવસરે મુંબઈ મધ્યે એક મંડળી સ્થાપન થઈ. તેનો ઉદ્દેશ કેળવણી આપવાનો તથા તેને સારૂ સારાં લાયક પુસ્તકો તૈયાર કરવાનો હતો. તે પરથી તેનું નામ *Bombay Native Education and School Book Society* મુંબઈ હિંદ નિશાળ તથા પુસ્તકમંડળી એવું પાડ્યું હતું. તેનો વહીવટ એક સરકારી લશ્કરી અમલદાર જેનું નામ ક્યાપ્ટન જરવીસ હતું તેને સોંપવામાં આવ્યો હતો. સરકાર તરફથી પણ તેને સારો આશ્રય મળતો. એવા કારખાનામાં આરંભે લાયક માણસોની જરૂર હતી. મુંબઈમાં દક્ષિણી મંડળમાંથી તો યોગ્ય પુરૂષો જડી આવતા પણ ગુજરાતી માણસો મળવા મુસ્કેલ હતા. તેને વખતે લાર્ડ બીષપ કાર સાહેબની ભલામણ મંજુર થઇ ને રણછોડદાસને ભરૂચથી બોલાવવાનો ઠરાવ થયો.

ઇસવી સન ૧૮૨૫ માં એ ખાતામાં રણછોડદાસ જોડાયા. તે વખત રૂ. ૪૦) નો દરમાયો કર્યો હતો. ને વાટખરચી એટલે ભરૂચથી મુંબઈ જતાં સુધીનો ખરચ તથા ભરૂચથી નીકળ્યાને દીવસથી પગાર ચડતો. એ વખતે દેશી નિશાળોને સારૂ પુસ્તકો રચવાનું કામ ચાલતું હતું ને એમને સોંપવામાં આવ્યું.

મરાઠી તથા ગુજરાતી બેઉ કામ સાથે ચાલતાં હતાં. પ્રથમ વર્ણમાળા તૈયાર કરવામાં આવી. વર્ણમાળા એટલે મોટે અક્ષરે ગુજરાતી તથા બાળબોધ મુળાક્ષરો કાગળો પર છાપેલા. અ આ ક કાના અક્ષરો પછી બારાખડી–પછી જોડાક્ષર–પછી એકાક્ષરી શબ્દ દ્વિઅક્ષરી શબ્દ વગેરે પાંચ છ સાત અક્ષરોના શબ્દો, શબ્દોના અર્થો, તેમજ ગણિત કામ સારૂ અંક તથા રકમો તથા સાદા સરવાળા બાદબાકી–ગુણાકાર–ભાગાકાર–બાંજણી ને વિ-

વિધ સરવાળા બાદબાકી ગુણાકાર વગેરેના કાગળો તૈયાર કરી પાટીઓપર કે લુગડાના લાંબા પંખાપર ચોડી છોકરાના વર્ગ આગળ તે ટાંગતા ને તેમાંથી શીખવતા. એ રીતે કેળવણી આપવાનું કામ તે વખતના ઇંગ્લાંડમાં ચાલતા લાનક્યાસ્ટ્રીઅન ધોરણને અનુસરીને ગુજરાતમાં ચાલતું. વર્ણમાળાના અક્ષરો ઘણા સારા ગણાય છે. હજુપણ તેનો જોડો મળી શકતો નથી. એ સીવાય લિપિધારા–બોધવચન–ડાડસ્લીની વાતો—ઇસિપનીતિનીકથાઓ બાળમિત્ર–પંચોપાખ્યાન–ભૂગોળ–ખગોળ, વિદ્યાના ઉદ્દેશ લાભ ને સંતોષ વગેરે પુસ્તકો વાંચન કામને સારૂ, તથા ગણિતને સારૂ પૂર્ણાંક, અપૂર્ણાંક ( હદનકૃત ) તથા શિક્ષામાળા ભાગ ૧ અને ૨, કર્તવ્ય ભૂમિતિ વગેરે. એ બધાં શાળા–પુસ્તકમંડળી તરફથી તૈયાર થતાં હતાં તેમાં રણછોડદાસની મદદ લેવામાં આવી. પણ દક્ષિણ તથા ગુજરાતમાં દેશી નિશાળો સ્થાપન કરવાનું સરકારે વધારે અગત્યનું જાણી તેને સારૂ મહેતાજીઓ થવાને યોગ્ય માણસો શોધી કાઢવાનું તથા તેમને ભણાવી તૈયાર કરવાનું કામ રણછોડદાસને માથે પડ્યું. તેથી થોડી મુદતમાં મુંબઈથી તેમને પાછા ગુજરાતની મુસાફરીએ મોકલ્યા. અમદાવાદ, સુરત વગેરે ઠેકાણે ફરીને તથા મુંબઈમાંથીજ કેટલાક માણસો શોધી કહાડ્યા. પ્રથમ સુરત ભરૂચ ને અમદાવાદને સારૂ છ માણસો તૈયાર થયા. તેમની સાથે જઈ ને શેહેરોમાં નિશાળોનો આરંભ કર્યો.

સરકારી નિશાળો સ્થાપન કરવી ને તેમાં ભણનારા આવે એવી રીતે કામ કરવું એ તે વખતમાં આજના જેવું સેહેલું નહોતું. ગામઠી મહેતાજીઓનું જોર, ભણતરનો પ્રકાર ચાલુ રીવાજથી જુદો, લોકને ડર કે સરકાર અમારા છોકરાને ભણાવીને લશ્કરમાં રાખશે કે વટલાવશે વગેરે અનેક વિઘ્નો હતાં. તે ખસેડી નિશાળો આબાદ કરવી એ સેહેલું કામ નહોતું. માટે તે કારણથી રણછોડદાસને એ શેહેરોમાં કાંઇક મુદત ગાળવી પડેલી. સારા સારા લોકોને સમજાવી તેમના છોકરા નિશાળમાં દાખલ કરાવ્યા. એવી રીતે કામ કર્યા પછી પાછા મુંબઇ જઇ બીજા મહેતાજીઓ તૈયાર કરી કસ્બાઓમાં નિશાળો કહાડવી: જેવા કે ઓરપાડ–કાલીઆવાડી–વલસાડ–બગવાડી–અંકલેશ્વર–જંબુસર–આમોદ–નડીઆદ વગેરે મોટા કસ્બાઓમાં નિશાળો સ્થાપન થઈ. ગુજરાતમાં આશરે વીશેક નિશાળો થઇ ત્યારે સરકારે રણછોડદાસને ગુજરાતની નિશાળોના ઇન્સ્પેક્ટર એવો ઓધો આપી રૂ. ૮૦) નો દર માસે પગાર કરી ગુજરાત ખાતે મોકલ્યા. નિશાળો આબાદ હાલતમાં આવતાં ઘણી મદત ગઈ.

( અપૂર્ણ. )

અથવા સુરસેનાની સાસુ તરીકે, અથવા બમીબાઇની વેવાણ તરીકે ભગવતી રૂકિમણીજી હતાં. રૂકિમણીજીએ નરસિંહ મહેતાના ગૃહમાં, શામળદાસના આ વિવાહ પ્રસંગે, સ્ત્રીઓને ઉચિત, ઉત્સવો કર્યા હતા. જાનમાં રૂકિમણીજીસહિત શ્રી કૃષ્ણ પરમાત્મા પધાર્યા હતા; આ પ્રમાણે શામળદાસનાં લગ્ન મોટી ધામધુમથી થયાં હતાં. અહોભાગી શામળદાસને, રૂકિમણીજી માતા હતાં, અને શ્રીકૃષ્ણ પિતા હતા !!!

પુત્રપુત્રીનાં લગ્ન પ્રસંગો વીત્યા; પછી તેમાં પરમાત્મા શ્રી કૃષ્ણે આશ્રય આપ્યો હોય, અથવા કોઇની કલ્પના પ્રમાણે, કોઇ ભાવિક વૈષ્ણવે સહાય કરી હોય, અથવા ગમે તેમ હોય, તો પણ આટલું તો ખચિત છે કે તે કાળે મહેતા પ્રતિ માનદૃષ્ટિથી જોનારા ઘણા લોકો હતા એમ જણાય છે. ત્યાર પછી અલ્પ સમયમાં એટલે સંવત ૧૫૦૮ ના અંતમાં, માણેક મહેતી સ્વધામ પહોંચ્યાં. અને ત્યાર પછી તુરત જ શામળદાસનું પણ મરણ થયું. આ પ્રમાણે મહેતાના જીવનમાં, આપણે ક્રમપૂર્વક સંયોગો ઉપર લક્ષ આપીશું તો સહજ જણાશે કે અનુક્રમે જંજાળ રૂપ બધા સંયોગો પસાર થઇ, મહેતાને ભક્તિમાં ગુંથવા માટે ચિંતામુક્ત કરતા ગયા. પુત્રીને સુખી કરવા માટે યોગ્ય સ્થળ શોધી તેનું લગ્ન થવું જોઇએ; તે પણ થયું; એક દોઢ વર્ષના અંતરમાં પુત્રનાં પણ લગ્ન થયાં; હવે મહેતાને જંજાળ રૂપ, ભક્તિમાં કંટકરૂપ, માણેક રહ્યાં હતાં; તે પણ અમે ઉપર દર્શાવી ગયા તેમ, મરણ પામ્યાં. આથી મહેતો જંજાળમુક્ત થયા. આ અનુકૂળ સંયોગો જ સૂચન કરે છે કે મહેતાનું જીવન, આ જગતની જંજાળમાં સપડાઇ, ઘાણીના બળદની માફક સંસારનાં જોતરાં ખેંચી, માત્ર પોતાનો અથવા પોતાના કુટુંબનો નિર્વાહ ચલાવી, અંધકારના ખુણામાં પડયા રહેવા કરતાં, કંઇક ઉચ્ચતર આશયવાળું હશે. 'અને ભક્તિ જેવો ઉચ્ચતમ આશય બીજો કયો હોઇ શકે ? તેના જીવનનું સાફલ્ય ભક્તિમાં જ હોવાથી. આવા સંયોગોને પ્રસંગે મહેતાને અપાર હર્ષ થતો, નરસિંહ મહેતાએ તે વખતે ત્રણેક કવનો કર્યાં છે, જે ઉપરથી આપણને પૂર્ણ ચિતાર મળે છે કે મહેતો પોતાના ગૃહસ્થાશ્રમમાં અત્યંત ચિંતાતુર હોઇ સુખી ન હતા. મ્હેતીના મરણ પ્રસંગે શોક કરી, કવિવર જગન્નાથની માફક—

**पाते च संप्रति दिवं मति बन्धुरत्ने**
**कस्मै मनः कथयितासि निजामवस्थां**
**कः शीतलैः शमयिता वचनैस्तवाधिम् ॥**

રૂદન કરવાને બદલે, મ્હેતો આનંદની રેલમાં ગાઇ ગયા કે:—

'ભલું થયું ભાંગી જજાળ સુખે ભજશું શ્રી ગોપાળ' (પ્રેમાનંદ)

આ પ્રમાણે ગૃહસ્થાશ્રમના દુઃખી, આપણા ભક્ત કવિને, તેનાં પ્રિયતમ સંબંધી—સ્ત્રી પુત્રનાં મરણ પ્રસંગે હર્ષ થયો જણાય છે. અને ભક્તિ ઉપર વિશેષ ભાવ ચોંટયો. સ્ત્રી પુત્ર

કરતાં ભક્તિના અધિષ્ઠાતા દેવ, આપણા કવિને પ્રિયતર હતા; તેનું શુદ્ધ દર્શન તેનાં તે સમયનાં કવનો કરાવે છે. આ સાધુને પુનઃ કોઇ કન્યા આપે તેમ નહોવાથી, ફરીથી લગ્નનો પ્રસંગ આવ્યો નહિ. તેમ ભક્તિમાં વિઘ્નરૂપ થઇ પડવા માટે, મહેતાને પણ ફરી લગ્ન કરવાની વૃત્તિ હતી જ નહિં !!! શામળદાસના મૃત્યુ પછી તેની ગુણવાન વિધવા સ્ત્રી સુરસેના પણ ભક્તિમાં લીન રહી હતી; કહે છે કે નરસિંહ મહેતાનાં બાકી રહેલાં ૨૫૦૦૦ પદો તેણીએ તેને (નરસિંહને) નામે રચી, સવા લાખ પદ પૂર્ણ કર્યાં હતાં.

ગૃહસ્થાશ્રમમાંથી મુક્ત થયા પછી, મહેતાએ વૈષ્ણવ ધર્મ છચોક પાળવા માંડયો. આથી નાગરો તેનો ઘણો દ્વેષ કરતા, અને ઘણી રીતે તેને પજવતા. મહેતાને ઘેર કેટલાએક નાગરો જતા, અને ત્યાં જઇ તેની મશ્કરી કરતા. જે નાગરી નાત આજે મહેતાને માટે અભિમાન ધરાવે છે, તે જ જ્ઞાતિના ગૃહસ્થોએ મહેતાને અનેક પ્રકારે દુઃખ દીધા- પણ મહેતો ડગ્યા નહિ. તેણે દઢતાથી શ્રી કૃષ્ણ પરમાત્મા ઉપર શ્રદ્ધા રાખી, સતત પછી ભજન અને લીલાગાન જારી રાખ્યાં. તેના ઘરમાં સાધુસંતનાં ટોળાં પડ્યાં પાથર્યાં ૧૪૮૦ તેમાં સ્ત્રીઓ પણ હતી. કવિ નર્મદાશંકરના માનવા પ્રમાણે કેટલીક નાગરણો ૧ ગમે તેવી થઇ હતી; પણ એ સંભવિત જણાતું નથી. રા. કીકાણી કહે છે કે 'સ્ત્રીઓ ! વાથી, આવી રીતે નરસિંહને આશ્રય આપે, તો તેમના પતિ નાગરો તેમને ગયા જણાય વગર રહે નહિ.'

૧. શામળદાસ કે નરસિંહ

કમળનયનાચાર્ય જણાવે છે કે મહેતાને નાતે પજવવામાં પ્રથમ પ્રસંગ ર... વૈષ્ણવ ધર્મ ન ગ્રહણ કરે એવો ખોળ્યો; પણ તે નિરર્થક ગયો. મહેતો હમેશાં પ તળેટીએ દામોદર કુંડમાં સ્નાન કરવા જતા. ત્યાં રસ્તામાં ઢેડ લોકો રહેતા, તેમની નાત, ઉપર વિશેષ શ્રદ્ધાને લઇને, નરસિંહ મહેતાને ભક્ત જાણી, પોતાને આંગણે કીર્તન કરવા આવવાની વિનંતિ કરી. મહેતો જ્ઞાની પુરૂષ હોવાથી, વિચાર કર્યો કે 'ઢેડ લોકો હલકી વર્ણના છે, પણ તેમનું મન હલકું નથી; બીજું મનુષ્યની સ્થૂલ દૃષ્ટિએ તેઓ અધમ છે, પણ ઇશ્વરની દૃષ્ટિમાં તેઓ લેશ પણ અયોગ્ય નથી; તેમજ તે સમાન દૃષ્ટિ હરકોઇ આત્માને, હરકોઇ સ્થિતિ અને સંયોગમાં પણ તેની ભક્તિ ઉપરથી ભક્ત તરીકે સ્વીકારે છે; ઇશ્વરની સમાન દૃષ્ટિને પક્ષા પક્ષી નથી; અને પક્ષાપક્ષી છે ત્યાં ઐશ્વર્ય નથી.' એમ વિચારી, ભજનને માટે બધી સામગ્રી તૈયાર રાખવા સંબંધી સૂચના આપી, ઘેર ગયા. રાત્રિએ પ્રસાદ લઇ ત્યાં ગયા, અને ભજન કીર્તન કરી ઉત્સવ કર્યો. બધા ઢેડ વૈષ્ણવ ખુશી થયા, અને મહેતો તાલ મૃદંગ બજાવતા ઘેર ગયા. પ્રાતઃકાળ થયું હતું, તેથી પૂજા ઉપર જતા શિવમાર્ગી નાગરો મહેતાના આવા ઢંગ જોઇ, તાળીઓ લઇ, હાસ્ય કરતા હતા. મહેતો બધું સમજતા, પરંતુ અણસમજુને શો ઉત્તર દેવો એમ વિચાર કરી, મૌન ગ્રહી ચાલ્યા ગયા. આ પ્રમાણે ભક્તિમાં તલ્લીન બનેલા આ ઉદાર મનને, ટોળ, હાસ્ય કે ચેષ્ટા, કશાની પરવા રહી નહિ ! તે મોટું મન બીજાને અણસમજુ માની સંતુષ્ટ રહ્યું !!! એવામાં કોઇએ કહ્યું કે 'મહેતા તમે એવા તે કેવા છો કે, નાત નથી જોતા, જાત નથી

જોતા, અને ઢેઢ વગેરે ગમે તે વર્ણો સાથે રમો છો, ભટકો છો, નાચો છો, ખૂંદો છો, કૂદો છો, અને સ્વચ્છંદતાથી વર્ત્તો છો " ! ! મહેતાએ તેનો શાંત ચિત્તે.—

' એવા રે એવા અમો એવા, તમે કહો છો વળી તેવા રે;
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો, કરશું દામોદરની સેવા રે.

એ પદથી ઉત્તર આપ્યો. મહેતો કહે છે કે ભક્તિ કરતાં ભ્રષ્ટ કહેશો તો પણ અમે તો દામોદરજીની સેવા કરીશું. આટલા દિવસ મન ઘરમાં વિશેષ હતું, પરંતુ હવે ઈશ્વર ઉપર થવાથી તેના ગુણનું ગાન ઘેર ઘેર ગમે તે જગ્યાએ ગાઈશું. આચાર અને કર્મ ધર્મની જે વાતો છે, તે મને રુચિકર નથી ' આમ કહી ભક્તિ કરતાં પોતાને ભ્રષ્ટ ગણે છે, તે ઉપર નરસિંહ મહેતાએ, પોતાના દૈવનો દોષ કાઢી પોતાને હતભાગી ગણ્યા રણ્ય. આ પ્રમાણે ઢેઢવાડામાં હરિકીર્તન કરવાથી મહેતાને જ્ઞાતિની બહાર મૂકવામાં આવ્યા તો સન્મહેતાને માથે ચોંટેલ આ કલંકથી ( જ્ઞાતિ બહાર મૂકાવાના ) પોતાની થતી ગીલાનું ગુંથવા માનભાન હતું; પરંતુ પોતે ત્યાં જવાથી જ્ઞાતિજનો તેના ઇષ્ટદેવની નિંદા કરશે, એ લક્ષ થવું જો હોવાથી, તેણે જ્ઞાતિનો ત્યાગ કર્યો હતો. આ વખત જ્ઞાતિ બહાર મૂકાણા મહેતાને જગત્પરમાત્માએ તેને સ્વપ્ન દીધું ને જ્ઞાતિમાં જમવા જવાની આજ્ઞા કરી. મહેતા ગયા તેમ, મસા ગયા; ત્યાં તેને જ્ઞાતિથી અલગ બેસાડવામાં આવ્યા. ત્યાં પણ મહેતા શ્રી ચન કરે છેતનમાં ચકચૂર બની રહ્યા હતા ! અકસ્માત્ એવો બન્યો કે, પ્રત્યેક નાગર પોપક સંસારથે એક એક ઢેઢ દેખવા લાગ્યો; એ જોઇ, બધા લજ્જિત થઇ, મહેતા ઉપર પ્રકારનમ કરેલા તિરસ્કારને, શ્રી કૃષ્ણના કોપના કારણરૂપ જાણી, અથવા પોતે પણ મહેતા કૃષ્ણપંક્તિમાં આવી ગયાનું સમજી, મહેતાને જ્ઞાતિમાં લીધા. આમ પોતાનું ભૂષણ રખાવી મહેતો પછી જ્ઞાતિમાં જમવા ગયા નહિ. શુદ્ધ ભક્તોને થતી સહાયનું આ એક અપૂર્વ દૃષ્ટાંત છે. ! ! ! આર્યશાસ્ત્રમાં એવું પણ કથન છે કે ભક્તિ કરનારની પરીક્ષા લેવા, તેની કસોટી કરવા, તેને ભક્તિથી ચલિત કરવા, દેવો મનુષ્યદ્વારા અસંખ્ય પ્રતિબંધનો નાંખે છે; પરંતુ શુદ્ધ ભક્તો તે અંતરાયોથી બચી, પરમેશ્વરની પરમ આસક્તિ નહિં છોડતાં, લૌકિક ભયને લેશ માત્ર નહિ ગણકારતાં, પોતાના દૃઢ નિશ્ચયમાં ચલિત થતા નથી. તેથીજ તેમનું સ્મરણીય નામ સમગ્ર વિશ્વમાં અમર રહ્યું છે. સત્યવીર હરિશ્ચંદ્રને સત્યથી ચલિત કરવા, મહામુનિ વિશ્વામિત્રે તેને અસહ્ય સંકષ્ટો આપ્યાં ન હોત તો, હરિશ્ચંદ્રની કીર્તિ આટલી ન હોત; તેમજ બલિરાજાને તેની પ્રતિજ્ઞાથી ચલિત કરવા, શુક્રાચાર્ય અને વામનજી જેવી શુદ્ધ કસોટીઓ ન હોત તો બલિરાજાની આખ્યાયિકા પ્રતિ આપણી આવી માનદૃષ્ટિ ન હોત એ નિશ્ચય છે. આપણી આર્યાવર્ત્તીય પ્રસાદિત ભૂમિ તેવી પવિત્ર આખ્યાયિકાઓથી પરિપૂર્ણ છે. ! ! !

મહેતાના પ્રસંગમાં વધારે પ્રસિદ્ધ અદ્ભુત અકસ્માત તો, જૂનાગઢના રાવ મંડળિકની સભામાં, પોતાની તેમજ સંન્યાસીઓની વચ્ચે થયેલા વાદવિવાદ વિષેનો છે. એ પ્રસંગ સંવત ૧૫૧૨ એટલે ઈ. સ. ૧૪૫૬ માં બન્યાનું જણાવવામાં આવે છે. દરબારમાં રહેલા

તેમજ વગસત્તાવાળા નાગરો; શિવમાર્ગી સાધુઓ, સંન્યાસીઓ, તેમજ તે બધાને લઇને મંડળિક રાજા, અને બીજા ઘણા લોકો, મહેતાની વિરૂદ્ધ હોવાથી, તેમજ નરસિંહ કોઈ ધૂર્ત્ત છે અને કૃષ્ણને નામે સ્ત્રીઓ સાથે રાસલીલા અને વિહાર કરી લોકોની નીતિમાં ખલલ પહોંચાડે છે. એવી નિંદાવાણીથી, નરસિંહ મહેતાને તેના વિચારોની સત્યતાનું પ્રતિપાદન કરી આપવાની આજ્ઞા કરવામાં આવી. વૈષ્ણવ ધર્મના આ પ્રચારક, અને શૈવધર્મના ઉચ્છેદકને આ પ્રમાણે વિઘ્ન આવી પડ્યું. આ સાબીતિ એવી રીતે થઇ સાંભળવામાં છે કે શ્રી કૃષ્ણ પરમાત્માએ, દામોદર સ્વરૂપમાં પ્રગટ થઇને, નરસિંહ મહેતાના ગળામાં, હીરની દોરીવાળો મોગરાનો હાર, પહેરાવ્યો; આ પ્રમાણે આ કસોટીમાં પણ નરસિંહ વિજયી નીવડ્યો. જૂનાગઢના વૃદ્ધ પુરૂષોથી એવી કથા મળે છે કે, આટલું છતાં પાછળથી ! પણ નાગર લોકોએ નરસિંહને પજવવામાં આંચકો ખાધો નથી. આવી વિપત્તિમાં મંડળિકની માતા મરણ પામવાથી મહેતાનો બધો આશ્રય જતો રહ્યો. પાછળનો બધો સમય તેણે લોકોની નિંદા સાંભળ્યા વગર, કૃષ્ણકીર્તનનાં ગાન શ્રવણ કરવામાં, તેનાં કાવ્યો બનાવવામાં, અને સાધુસંતની સેવામાં વ્યતીત કર્યો છે. ૬૬ વર્ષની વયે, મંડળિકના મૃત્યુ પછી સાતમે વર્ષે વૈકુંઠવાસી થયા જણાય છે. તેનું મૃત્યુ ઈ. સ. ૧૪૭૯ ના અંતમાં અને ૧૪૮૦ ના આરંભમાં, એટલે સંવત ૧૫૩૬ માં નોંધીએ છીએ. નાગરોની તેના પ્રતિ ગમે તેવી અપ્રીતિ કે અભાવ હતો, તો પણ તેમણે તેની સઘળી ઉત્તર ક્રિયા કરી હતી !

નરસિંહ મહેતાનો પુત્ર શામળદાસ ગુજરી જવાથી, તે અપુત્ર મરી ગયા જણાય છે. તેની પુત્રી કુંવરબાઇ, પછી તેની સાથે રહી, ભક્તિમાં લીન થઇ હતી. શામળદાસની વિધવા સ્ત્રી પણ તેજ પ્રમાણે ભક્તિ માટે તેની સાથે રહી હતી. કહે છે કે નરસિંહ મહેતાને એક બીજી પુત્રી હતી પણ તે કુમારિકાજ રહી હતી.

સાધુ પુરૂષોને જે સાંસારિક ઉપાધિ હોય છે, તેથી મહેતા વિરક્ત નહોતા. નાત, જાત, સગાં સંબંધી, સ્નેહીઓ અને અન્ય લોકોની બત્રીશી નીચે ચવાઈ, જનમંડળના ઉપહાસનું પાત્ર બનતાં છતાં પણ, આપણા આ ભક્તકવિએ કૃષ્ણ રાસગાનમાં-પૂર્ણ ભક્તિમાં પોતાના જીવનનો અંત આણ્યો છે ! ! !

( અપૂર્ણ. )

ફુલચન્દ ઝવેરચન્દ મહેતા.

# ગુજરાતી કવિતા અને સંગીત.

( અનુસંધાન પૃષ્ઠ ૨૧૮ થી. )

(૨) સંગીત, છન્દ, વગેરેની આ ચર્ચા કરવામાં રા. ન્હાનાલાલ પરિણામે એમ આણવા મથે છે કે ગુર્જર કવિતાને પોતાના શરીરબંધારણ માટે આજ સુધી સ્વીકારાયલા છન્દવૃત્તથી જ અટકવું એ અનિષ્ટ છે. પણ તે કોટિનો ફલિતાર્થ કોઈ અજ્ઞાત નવા છન્દ, વૃત્તના સ્વીકારમાં થવાનો, છન્દ અને વૃત્તના ઉદ્ધત ત્યાગમાં નહિં. અને રા. ન્હાનાલાલની માનીતી રચના (?) તો છન્દ વૃત્તને લાત મારી ફેંકી દેવામાં આનન્દ માને છે. આ કારણથી, ખાસ કરીને, હેમની આ ચર્ચા વિજયિની નીવડી નથી.

હાવું સ્પષ્ટીકરણ કરીશું. રા. ન્હાનાલાલ કહે છે:—

"આપણા કવિતામય સંગીત ફરતી પણ સાંકડી સીમાઓ રોપાઇ છે: એ સીમાઓ તૂટવી ઘટે છે. જ્હાં સાગરની મહાછોળ્યો સતત વીરગર્જના કરતી હોય, દેશસંસારસ્નેહના મહા મેઘ ગડગડતા હોય, એવી ભવ્ય ગંભીર ભાવનાઓનું શરીર થઇ શકે એવો છન્દ આપણી ભાષામાં નથી એ ફરિયાદ કવિસુભટ્ટ નર્મદના સમયની છે અને હજી મટી નથી."

આ બાલાદર્શને સુન્દર વચનોમાં તથ્યાંશ શો છે તે જરા તપાસિયે. પ્રથમના જ વાક્યમાં કવિતાના સંગીતની વાત કહી છે અને આખર કહેવું છે છન્દ વિશે. તે વચનમાં સંગીત અને છન્દનો ગૂંચવાડો તો ઉઘાડો જ છે; તે વાત તો કોરાણે મૂકીશું; કેમકે રામગિરિ આદિક રાગને વૃત્ત કહેનાર અને રાગ અને છન્દ એ ઉભયને પર્યાયરૂપ ગણી બોલનાર કનેથી વધારે વિશદતાની આશા રાખવી વ્યર્થ છે. પરંતુ હેમનું તાત્પર્ય,—કાંઇક ઉદાર અર્થ કરીને—એમ સ્વીકારીશું કે સંગીતક્ષમ છન્દ વૃત્ત વગેરે પદ્યબન્ધનાં સ્વરૂપોને હાલ જે સીમાઓ છે તે તૂટવી ઘટે છે. આમ હેમનો આશય હશે. તો તે વિશે પણ મ્હને તો એમ લાગે છે કે સીમાઓને તોડવાની ઉચ્છેદકવૃત્તિ ના સ્વીકારતાં તે સીમાઓનું સાંકડાપણું ( જો હોય તો તે ) મટાડીને વિશાળ પ્રદેશ કરવામાં શો બાધ છે? અને માટે જ એ સીમાઓ તોડવાથી, અથવા, બીજા શબ્દોમાં કહિયે તો છન્દ માત્રને કાવ્યકળામાંથી દેશનિકાલ આપવાથી નહિં, પણ છન્દોનાં યોગ્ય અને વિષયાનુરૂપ રૂપાન્તરોથી ઇષ્ટસિદ્ધિ થશે. ભવ્ય ગંભીર ભાવનાઓને અનુરૂપ છન્દ આપણામાં નથી માટે—છન્દનો ત્યાગ કરવો? અલબત નહિ; પણ ત્હેવા યોગ્ય છન્દ પેદા કરવા—એટલુંજ પરિણામ ફળે છે. છતાં રા. ન્હાનાલાલ તો પોતાની કૃતિમાં છન્દત્યાગ જ પૂજ્ય ગણે છે; જો કે તેમ કહેતાં આ ચર્ચામાં પોતે છેવટ સુધી અચકાયા છે.

તેમ વળી, ઉપર કહેલી ભાવનાઓને માટે અનુકૂળ છન્દ આપણામાં નથી એ ફરિયાદ શું સર્વાંશે સાધાર છે? મ્હારી અલ્પ મતિ પ્રમાણે તો હેમાં તથ્યાંશ બહુ નથી લાગતો. એ જ 'કવિ સુભટ્ટ' નર્મદના રોળાવૃત્ત, તેમજ, કવિત, ઝૂલણા, છપ્પા આદિક

અનેક છન્દો તેમ જ સંસ્કૃત વૃત્તોમાંથી વસન્તતિલકા, મન્દાક્રાન્તા વગેરે અને ત્હેમાંથી, યોગ્ય મિશ્રણ તથા રૂપાન્તર વડે, ઉત્પન્ન કરી શકાતાં બીજાં સ્વરૂપો, સમર્થ કવિને હાથે, એજ મ્હોટી મ્હોટી ભાવનાઓને અનુકૂળ શરીર થઇ સકશે. હાના નિદર્શન માટે રા. ન્હાનાલાલે સ્તુતિવિષય કરેલું કાવ્ય જ લઇયેઃ—

"જલધિજલદલ ઉપર દામની દમકતી,
યામિની વ્યોમસર માંહિં સરતી;
કામિની કોકિલા કેલિકૂજન કરે,
સાગરે ભાસતી ભવ્ય ભરતી;
પિતા ! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી."

આ કાવ્યમાં જે કાંઈ ભવ્ય કલ્પનાનો ભાગ છે ત્હેનું દર્શન કરાવવામાં વર્ણ-સંગીત કરતાં *ઝૂલણા છન્દનું ગમ્ભીર આન્દોલન, તેમજ અન્તિમ ભાગમાં નવીન રીતે દાખલ કરેલું અર્ધ ચરણનું પુનરાવર્તન, વધારે મદદ કરે છે.

'દેશસંસારસ્નેહના મહામેઘ' ની ગર્જના આ કાવ્યની ભાવનામાં નથી તે સ્વીકારવું જ જોઇએ. પણ ત્હેવી ભવ્ય ભાવનાઓને મૂર્તિમન્ત કરવી હોય તો તે કરવાનું સામર્થ્ય આ અને ત્હેવા છન્દનાં રૂપાન્તરોમાં નથી એમ કિયો વિચારશીલ પુરુષ કહી શકશે ?

છન્દનો ત્યાગ જ ઇષ્ટ માનનારા રા. ન્હાનાલાલના મુખમાં જૂના પ્રકારની દેશીઓ ગરબીઓ વગેરે તરફ આદરનાં વચન જોઇએ પરસ્પર વિરોધને લીધે આશ્ચર્ય લાગે છે. એઓ લખે છેઃ—

"આપણા પ્રાચીન કવિયોને ત્હેમને અનુકૂળ છન્દ ** આપણા તળપદ §રાગોમાંથી મળતા, સંસ્કૃત અને ફારસી વૃત્તોના ભંડાર ઉઘડવા પહેલાં પણ આપણા કવિપૂર્વજોને

* રા. ન્હાનાલાલ ' શંકરાભરણ ' કહે છે. પણ હેમની ક્ષમા માગી હું ઝૂલણા શબ્દ વાપરૂંછું. કેમકે છન્દ અને રાગ એ બે સ્વરૂપતઃ જૂદી વસ્તુઓ છે તે હું હજી ભૂલી નથી સકયો.

** જૂની દેશીઓ વગેરેમાં પણ એક પ્રકારનું માપ, પોતપોતાનું જૂદી જૂદી જાતનું, છે અને હોવું જ જોઇએ; ના હોય તેટલે દરજ્જે છન્દોભંગ જ ગણાય, પછી ભલે તો તે જાણી જોઇને યોગ્ય અથવા અયોગ્ય, રસિક અથવા અરસિક સ્થાનભ્રમને લીધે હો, અથવા કેવળ દોષમય હો. પણ નિયમસર માપ તો ખરાંજ; અને તેથી એ રચનાઓને છન્દનું નામ બરોબર જ અપાય છે, આ વિષયને સુઘટિત કરવાનો પ્રયાસ સ્વર્ગસ્થ વિદ્વાન નવલરામભાઇયે બહુ સારી રીતે આરમ્ભ્યો હતો.

§ 'છન્દ' અને 'રાગ' એ બે વસ્તુઓનાં સ્વરૂપના વિસ્મરણનું આ વળી બીજું ઉદાહરણ છે. જૂની દેશીઓમાં જે રાગ બતાવ્યા છે તે તો હેમના છન્દોમય બંધારણથી સ્વતન્ત્ર જ છે, બીજી રીતે સંભવેજ નહિ; તે સંગીતનું સ્વરૂપ સમજનારને અગમ્ય નથી.

પોતાના ક્ષેત્ર રસનાં યોગ્ય સ્વરૂપ આપણા + દેશમાંથી જડતા એ વાત નવા કવિયોના મનનશ્રમને પાત્ર નથી ?"

આમ કહીને ફલિતાર્થ શો જણાવવો છે તે સ્પષ્ટ સમઝાતું નથી. હેમના આ લેખમાં છન્દવૃત્તનો ઇતિહાસ આંક્યો છે તે ઉપરથી કાંઇક ભાસ એમ થાય છે કે જૂની દેશીઓનો ત્યાગ કરીને સંસ્કૃત છન્દવૃત્તનો સ્વીકાર કરવાથી અનિષ્ટ બન્ધનો ઉમેરાયાં છે. પણ તેથી કાંઈ એમ તો થતું નથી જ કે માપ માત્રનો ત્યાગ કરવો. અને મ્હારે બતાવવાનું એ જ છે કે છન્દનો નિતાન્ત ત્યાગ ઇષ્ટ છે એમ સાબીત કરવાનો પ્રયત્ન અહિં પણ નિષ્ફળ થાય છે.

આમ એક સ્થળે છન્દવૃત્ત કરતાં દેશીઓનો મહિમા વધારે મનવવા છતાં, વળી અન્ય સ્થળે રા. ન્હાનાલાલ છન્દવૃત્તના સ્વીકારને કાંઈક સૂચિત રીતે મહત્ત્વ આપતા જણાય છે:–

" ગુર્જરીના નવજીવનના આર્તપુકાર તરીકે સંસારજીવનના ઊંડા ઊંડા પ્રાણમોલ તરીકે એ ( દલપતરામ તથા નર્મદાશંકર ) કવિયોના કીર્તિલેખ સમા કાવ્યલેખ આપણા ઇતિહાસનું સોનાનું પાનું છે. પછીના સાક્ષરોમાં એક ગોવર્ધનભાઈ અપવાદ ગણતાં—આ પ્રજાજીવનની મહાપળની અવગણના કે અજ્ઞાનતા છે,* સુજ્ઞાતવિચારપરિશીલન તો નથી દેખાતું. આપણામાં જે નવાં બલ ૧૮૪૮ ની લગભગમાં દાખલ થયાં તે બલ પરિચયને લીધે હાલના જમાનાને જૂનાં અને શક્તિજીર્ણ લાગતાં હોય તો એ ભૂલ્ય છે. પચાસ પંચાવન વર્ષ એક પ્રજાના ઇતિહાસમાં છે તો બહુ છે, નહિં તો કાંઈ નથી. એ મહાબલો હજી આપણા પ્રાન્તની ઊંડી અંધારી કુંજોમાં નથી ગયાં, ત્હેમના સારઅંશ આપણી રગેરગમાં રમી નથી રહ્યા, અને એવું થાય નહિં ત્હાં સુધી એ બલ પરિચિત કે પુરાણ છે એમ પણ માનવું એ ભૂલ્ય જ છે. "

અહિં સૂચવેલાં મહાબલોની પુરાણતાનો પ્રશ્ન ચૂંથવાનું કારણે મૂકતાં, આ વચનનું તાત્પર્ય જ જોઇશું, અને તે એમ જણાય છે કે તે બલોનો ભાર ખમવાને યોગ્ય છન્દ-

---

+ સંસ્કૃત વૃત્તો આપણા દેશનાં જાણે ના હોય એમ રા. ન્હાનાલાલ માને છે કે શું ? એ સંભવતું તો નથી. તો આ વચને જરાક અર્થહીન થઇ પડે છે;—"આપણા દેશમાંથી જડતા" એ વચન.

* આ સાહસભર્યો આરોપ સ્વીકારતે અચકાવું પડશે. હાલના કવિયોમાં પ્રજાજીવનથી વિચ્છેદ નથી એટલુંજ નહિં, પણ, જરાક અવલોકન કરતાં જણાશે કે, તેઓ પોતાના સમયના પ્રજાજીવનનાં નવનવાં સ્વરૂપની ઘોષણા કરનારા પ્રતિનિધિરૂપજ છે. આ બાબત આ લેખના મુખ્ય વિષય જોડે માત્ર પ્રાસંગિક સંબન્ધ રાખે છે તેથી વિશેષ ચર્ચા કરવાની જરૂર નથી.–' સુજ્ઞાતવિચારપરિશીલન ' આપણા હાલના સાક્ષરોમાં નથી એ તો વળી સવિશેષ અન્યાયયુક્ત અને અયથાર્થ આરોપ છે.

વૃત્ત દલપતરામ તથા નર્મદાશંકરે સ્વીકાર્યાં હતાં. આમ અર્થ ફલી સકે. પણ તેમ કરતાં તો રા. ન્હાનાલાલના છન્દના નિતાન્ત ત્યાગ સાથે વિરોધ આવે છે. પરંતુ હેમની આ લેખમાંની બધી દલીલોમાં એજ પ્રમાણે ફલિતાર્થમાં ક્ષતિ આવે છે. તે તો ઠીક પણ વળી આગળ જતાં રા. ન્હાનાલાલ લખે છેઃ—

" પણ સંસ્કૃતવૃત્તો સત્કારતા ક. દ. ડા. વીસરી ગયા કે સંગીતબન્ધનમાંથી છૂટતાં વધારે ગાઢ બન્ધનમાં ગુજરાતી સાહિત્યનાં પગલાં મંડાયાં. "—

તે વચનમાં વળી નવો વિરોધ આવીને ઉભો રહે છે. છન્દવૃત્તનો સ્વીકાર ક. દ. ડા. એ દાખલ કર્યો તે મહાબળોને યોગ્ય કૃતિ થઈ એમ કહીને, વળી તેજ માટે હેમને દોષ દેવામાં આ સ્ખલન થાય છે. એમ પણ નહિં કહેવાય કે આ છેલ્લા વચનમાં તો માત્ર બન્ધન ઉમેરાયાનો દોષ બતાવ્યો છે. કેમકે બળોને યોગ્ય પાત્ર જો છન્દવૃત્ત ગણ્યાં તો તે બન્ધનરૂપ થાયજ નહિં. સંગીતને પણ રા. ન્હાનાલાલ બન્ધનરૂપ ગણે છે તો પછી છન્દને તો ગણેજ હેમાં આશ્ચર્ય નથી—એ જરાક પ્રસંગવશાત્ નોંધવા જેવું છે.

રા. ન્હાનાલાલ લખે છેઃ—

" વિશાલતા, પ્રશસ્તતા ( ? ), શૌર્ય, દક્ષતા ( ? ), સંસારવિશ્વનાં મહાચિન્તનઃ એવા સબલ અને મહાન ભાવ આપણી પ્રજાની રગોમાં ઉછળતા જોવા હોય તો મિલ્ટન કે વ્યાસ વાલ્મીકિની મહાધ્વનિસંસારિણી કવિતાનું રૂપ લઇ શકે એવાં વૃત્ત આપણી ભાષામાં ઘડવાં જોઇયે. "

મ્હેં ઉપર કહ્યું છે કે "હેવાં વૃત્તો ઘડવાં જોઇયે" એ વચનમાં સૂચવેલી ન્યૂનતા ખરૂં જોતાં ગુર્જર પદ્યશાસ્ત્રમાં છે જ નહિં. તોપણ રા. ન્હાનાલાલ અહિં કહે છે તેમ "હેવાં વૃત્તો ઘડવાં જોઇયે" તેમ હોય, તો પણ તે વૃત્ત છે, હેમની રચના જેવાં અવૃત્ત નહિં. 'ઘડાવાં' શબ્દમાં જ કોઇ ઘાટ, અમુકનયમથી બંધાયલો આકાર, એ અર્થ શમાયો છે. અને રા. ન્હાનાલાલને તો,—હેમના ગદ્યના કડકાઓ જોતાં તો ઘાટ ઘડવાનો છે જ નહિ. રા. ન્હાનાલાલને એક ન્હાની સરખી વાતની યાદ દેવાની જરૂર છે. 'વૃત્ત' શબ્દનો વ્યુત્પત્ત્યર્થ 'ફેરવેલું' 'રૂપાન્તર પામેલું' છે; અર્થાત્ ગદ્યને પદ્યના રૂપમાં મૂકેલું એમ અર્થ છે. અંગ્રેજી *verse* શબ્દનો અર્થ પણ તેજ રીતે ( *verto=I turn* ) પદ્યનું સ્વરૂપ સૂચવે છે. Metre શબ્દમાં પણ માપ એ અર્થ છે. રા. ન્હાનાલાલનાં ગદ્ય કાવ્યોમાં કોઈ પણ પ્રકારનું માપ નથી તે તો ઉઘાડી વાત છે. હેમાં ગદ્યનું ખરૂં રૂપાન્તર પણ નથી. મ્હેં 'વસન્તોત્સવ' ની ચર્ચામાં બતાવેલું જ છે કે આપણી ભાષાનું બન્ધારણ અંગ્રેજી ભાષાના બન્ધારણથી જૂદું જ છે; અને તેથી આપણા છન્દઃ શાસ્ત્રમાં અંગ્રેજી છન્દઃશાસ્ત્રનાં તત્ત્વનો પ્રવેશ થઇ સકતો જ નથી; આપણું પદ્યનું સ્વરૂપ સ્વરોના લઘુગુરુપણાના માપ ઉપર આધાર રાખે છે; અને અંગ્રેજી પદ્ય accent ના ધોરણ ઉપર રચાય છે; અને આપણી ભાષામાં accent એ વસ્તુ છે જ નહિ ( અંગ્રેજી ભાષાના accent જેવા accent નથી જ. ) આ કારણથી અંગ્રેજી blank verse વગેરેનાં દ-

દ્દષ્ટાન્તો રા. ન્હાનાલાલ આપે છે તે વ્યર્થ થાય છે. હેમની નવીન ગદ્ય કાવ્યની રચના પણ અંગ્રેજી accent નું સ્વરૂપ ભૂલી જઈ તે લ્હેમાં દોરાવાનું પરિણામ છે. પોતાનાં કાવ્યોમાં કોઈક પ્રકારનું આન્દોલન છે એમ એ માનતા હોય તો તે ભ્રમજ છે. આન્દોલનનું તત્ત્વ આપણી ભાષાને માટે—શું ? લઘુ ગુરુનું માપ—તે જ; અને તે તો હેમની કૃતિમાં છે જ નહિં. તો પછી હેમની કૃતિમાં આન્દોલન હેમની કલ્પનાની બ્હાર તો હોવાનો સંભવ રૂ-હેતો નથી. એઓ કદાચ એમ માનતા હશે કે હેમની ગદ્ય રચનાઓમાં 'ગુંજન'નું તત્ત્વ આવે છે. પરંતુ ગમે તે ગદ્ય ગુંજી તો સકાય. ગુંજન તો શબ્દો તથા વાક્યોમાં બ્હારથી રેડાનાર પદાર્થ છે. માટે તે થકી કાંઈ પદ્ય બની સકતું નથી. ગુંજન તે જૂદી વસ્તુ છે. સંગીતક્ષમતા તો પદ્ય રચનામાં જ આવી સકે.

પણ રા. ન્હાનાલાલના વચન તરફ પાછા વળિયે. એ કહે છે વ્યાસ વાલ્મીકિની કવિતાનું રૂપ લઈ સકે હેવાં વૃત્ત આપણી ભાષામાં ઘડાવાં જોઇયે. પણ એઓ ભૂલી જાય છે કે વ્યાસ વાલ્મીકિની કવિતા બહુધા અનુષ્ટુપ્ છન્દમાં જ છે. અને તે છન્દ તો આપણી ભાષામાં સારી રીતે દાખલ થઈ ચૂક્યો છે. તો પછી તે વૃત્ત ઘડાવાં જોઇએ એમ કહેવાનું પ્રયોજન શું રહ્યું ? ખરી વાત એ છે કે વ્યાસ વાલ્મીકિની કવિતાની ભવ્યતા એ અનુષ્ટુપ્ છન્દના ઉપર આધાર રાખે છે તે કરતાં વધારે હેમની વાણીની અદ્ભુત સરલતામિશ્ર ગમ્ભીરતાને લીધે ઉત્પન્ન થાય છે. ગમે તેમ હો, પણ છન્દની ખામી જે ન્હાનાલાલ બતાવે છે તે તો વાસ્તવિક નથી. કોઇ સમર્થ કવિની ખામી છે, છન્દની નથી.

રા. ન્હાનાલાલ લખે છે:—"વેદમન્ત્રો સમા ભવ્ય કે અનિયમિત છન્દો સંસ્કૃતમાં બીજા નથી. રામાયણ મહાભારત ભાગવત બહુધા થોડામાં થોડા બન્ધનવાળા થોડામાં થોડા ગાનવાળા અનુષ્ટુપ્ છન્દમાં જ છે."

આ લખતી વખત એઓ ભૂલી જાય છે કે વેદમન્ત્રો 'અનિયમિત' છન્દોમાં નથી; અને એ મન્ત્રોમાં સમાયલું આન્દોલન તો સ્વર ( accent ) ના અંશને લીધે છે; અને સ્વર ( accent )નું તત્ત્વ તો લૌકિક સંસ્કૃતથી માંડીને આજની બધી પ્રાકૃત ભાષાઓ સુધીમાં લુપ્ત થયું છે. તેમજ રામાયણાદિકના છન્દ થોડામાં થોડા બન્ધનવાળા છે, તે ખરું; પણ થોડા પણ બન્ધનવાળા છે, રા. ન્હાનાલાલની ગદ્યકવિતા જેવા કેવળ બન્ધનહીન નથી. અનુષ્ટુપ્ છન્દને "થોડામાં થોડા ગાનવાળો" કહેવામાં વળી રા. ન્હાનાલાલ છન્દ અને સ્વરસંગીતનો ભ્રમમય ગૂંચવાડો કરે છે.

જો ગાનશબ્દથી સંગીતક્ષમતા ઉદ્દિષ્ટ હોય તોપણ ભૂલ્ય છે; કેમકે ( મ્હેં 'કવિતા અને સંગીત'ના લેખમાં બતાવ્યું છે તેમ ) અક્ષરમેળ વૃત્તો કરતાં માત્રામેળ છન્દોમાં

* અનુષ્ટુપ્ કરતાં પણ ઓછા બન્ધનવાળો છન્દ મનહર છન્દ (કવિત) છે. તે પણ ધ્યાનમાં રાખવાનું છે.

સંગીતક્ષમતા વિશેષ હોય છે; અને અનુષ્ટુપ્ છન્દમાં તો અક્ષરના લઘુગુરુત્વનું નિયન્ત્રણ (બત્રીસ અક્ષરના આખા શ્લોકમાં છ અક્ષર શિવાય) બિલકુલ પ્રવર્તતું નથી, માત્ર અક્ષરની સંખ્યાનું જ બન્ધન છે; તેમ માત્રાની સંખ્યાનું પણ તત્ત્વ હેમાં નથી; તેથી એ તો સવિશેષ સંગીતક્ષમ બને છે.

"યાહુદી લોકના બાઈબિલની કડીઓ કેવી છન્દના માપ વિનાની છે એ સુપ્રસિદ્ધ છે; હૈમના 'સામ'–ધર્મસ્તોત્રોનું સંગીત પણ આપણા સામગાન સમું, પારસીઓની ગાથા જેવું, ઇસલામીઓના કુરાન મન્ત્રો સમોવડું ઉન્નત અને ગમ્ભીર છે."

રા. ન્હાનાલાલ મૂળ હિબ્રૂ ભાષાના બાઈબિલ વિશે બોલે છે કે અંગ્રેજી ભાષાન્તર વિશે તે ખાતરીથી કહી સકાતું નથી, પરંતુ હિબ્રૂ, અરબી, ઝંદ વગેરે ભાષાઓનું તેમજ તે ભાષાઓનાં છન્દઃશાસ્ત્રનું અધ્યયન કરીને જ રા. ન્હાનાલાલ આ વચન ઉચ્ચારવાનું જોખમ વ્હોરે છે કે કેમ તે પ્રશ્નનો વિષય છે. પરંતુ તે વાત કોરાણે મૂકીને પણ એટલું જ ફરીથી કહીશું કે આપણી ગુજરાતી ભાષા અને હેનું છન્દઃશાસ્ત્ર જુદા જ ધોરણ ઉપર છે—લઘુ ગુરુ, સ્વરની માત્રા, એ તત્ત્વ ઉપર છે; એટલે આ મ્હોટી મ્હોટી વાતો માત્ર વિષયાન્તરતા ઉત્પન્ન કરે છે, અને સામાન્ય જનને પાંડિત્યના આડમ્બરમાં આંજી નાંખવાનો પ્રયત્ન કરે છે.

રા. ન્હાલાલને મતે આપણા પ્રજાજીવનના પ્રવર્તતા મહાક્ષોભ, રૂપાન્તર, વગેરેને અનુકૂળ રૂપના છન્દો ઉત્પન્ન થવા જોઇયે. અત્યાર સુધીનો ગુર્જર છન્દરચનાનો વિકાસ અવલોકીને એ કહે છેઃ—" આટલેથી આપણી કવિતાના છન્દોનો ઉલ્લાસક્રમ આપણે અટકાવશું કે એ વિકાસ હજી વિકસવા દઈશું એ પ્રશ્નના ઉત્તરમાં આપણી કવિતાના ઉલ્લાસ વિકાસનો ઉત્તર છે. સુકોમલ સુન્દર સંગીતના સિતાર જ આપણે રમાડીશું* કે સાગરની ઘોષણા ઘોરવતી કોઇ નવીન મહાભાવતન્ત્રી બનાવી હેના મહારવના આપણે ઉપાસક થઇશું એ પ્રશ્નના ઉત્તરમાં આપણી કવિતાના સંગીત સાથેના પુરાણ પરિચયની સાર્થકતાનો § આપણી જીવનજ્યોતિની પળના જયાજયનો આપણી કવિતાના ભવિષ્ય-

---

* જે અંગ્રેજી પદ્યરચનાના મોહે રા. ન્હાનાલાલને છન્દ જોડે વેર કરાવ્યું છે તેજ પ્રકારના અંગ્રેજી ભાષાના મોહની છાયા આ ' રમાડવું ' શબ્દના ઉપયોગમાં પડી છે. વાદ્યને સંબન્ધે અંગ્રેજીમાં " to play " ક્રિયાપદ વપરાય છે ( જેનો સાધારણ અર્થ ' રમવું ' ' રમાડવું ' થાય છે. ). તે ગુજરાતીમાં આ રીતે વાપરવામાં કાંઈક અયોગ્યતા થઈ જાય છે.

§ ઉપર એક સ્થળે અનુષ્ટુપ્ છન્દના ' થોડામાં થોડા ગાનવાળા 'પણાવિશે પ્રસન્નતાથી રા. ન્હાનાલાલ બોલ્યા છે તેથી એમ લાગે છે કે પદ્ય ને ગાન જેમ જૂદાં તેમ ઇષ્ટ એમ એ ધારતા હશે. અને આ વચનમાં કવિતાના સંગીત સાથેના સંબન્ધને એઓ ઇષ્ટ ગણતા જણાય છે અને તે સિદ્ધ કરવા માટે છન્દના ત્યાગનો ઉપાય ગુપ્તરીતે અ-

નો ઉત્તર છે. "+

હાવા ગમ્ભીર ભવિષ્યની જવાબદારી રા. ન્હાનાલાલે છન્દહીન રચનાવડે પોતાને માથે સ્વીકારેલી જોઇને ક્ષણવાર હાસ અને ક્ષણવાર ખેદ ઉત્પન્ન થાય છે. મ્હેં કહ્યું છે તેમ રા. ન્હાનાલાલ જે ન્યૂનતા માને છે તે પૂરવાનો માર્ગ છન્દના ત્યાગમાં નથી, પણ યોગ્ય છન્દના સ્વીકારમાં છે. અને સમર્થ કવિને માટે એ પ્રકારના છન્દની રચના અપ્રાપ્ય નથીજ. બાકી રા. ન્હાનાલાલને તો હજી સુધી એ અનુરૂપ છન્દ જડ્યો નથી એ તો સ્પષ્ટજ છે; અને હેમણે સ્વીકારેલે માર્ગે એ જડવાનો સંભવ હોય એમ મ્હને તો લાગતું નથી.

ડુમસ, તા. ૨૯-૬-૦૪.

નરસિંહરાવ ભોળાનાથ.

---

ભિમત ગણે છે. આમ એક સ્થળે છન્દનો ત્યાગ તે સંગીતથી વિશ્લેષ કરાવનારો થાય છે, અને બીજા વચનમાં એજ છન્દનો ત્યાગ સંગીત અને કવિતાનો સંશ્લેષ કરાવનારો બતાવાય છે;—આ પરસ્પર વિરોધ રા. ન્હાનાલાલની આ વિષયમાં વિચારની વિશદતાની ખામી બતાવી દે છે.

+ આ કાંઇક અર્થભરેલા અને કાંઇક અર્થહીન શબ્દોવાળાં વાક્યોનો સાર એટલોજ જણાય છે કે ભવ્ય ગમ્ભીર ભાવનાઓ માટે અનુકૂળ છન્દ નવા થવા જોઇયે. જો એટલુંજ છે તો રા. ન્હાનાલાલના ' વસન્તોત્સવ ' માં તો ગામ્ભીર્ય નહિં પણ લાલિત્ય પ્રવર્તે છે;—તો ત્હાં છન્દનો ત્યાગ કરવામાં આ પ્રયોજન તો ન્હોતું જ.

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम्
भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૩, અંક ૯. [ માસિક ] આશ્વિન, સંવત્ ૧૯૬૦.

## ગુર્જર સાક્ષર જયન્તી.

મણિલાલ નભુભાઈ.

( અનુસન્ધાન પૃ૦ ૩૦૮ થી ).

### ૨. સંસારસુધારો.

(૨.) હવે હું મણિલાલના "સંસારસુધારક" તરીકેના સ્વરૂપ ઉપર આવું છું. થી;
ધારા' તરફની મણિલાલની વૃત્તિનો પણ એમના ઇતિહાસ અને તત્વજ્ઞાનના અભ્યાસાદર
સારો ખુલાસો થઈ શકે છે. વાર્થે

ખાય

હું આ સંબન્ધમાં આપની આગળ સ્થાપવા એ માગું છું કે મણિલાલ સુધારાના
વિરોધી નહતા; ઉલટું, સુધારો જે સ્થળે આવીને અટક્યો હતો અને અપ્રિય થઈ પડ્યો હતો, ત્યાંથી એને એક પગથીયું ઉંચે ચઢાવી, વધારે મજબૂત અને સ્વદેશાભિમાનના પાયા ઉપર મૂકી, પોતાના ઇતિહાસને તત્વજ્ઞાનના અભ્યાસથી એમાં જે દોષ જણાયો તે દૂર કરી લોકમનરૂપી ન્યાયાસન આગળ સુધારાના કેસની નવી દાવાઅરજી દાખલ કરનાર મણિસુધી હતા. એમને સુધારાના અગ્રણીઓએ સ્વીકારવાને બદલે પ્રતિપક્ષી ગણ્યા: એ સુધારાના એ ઇતિહાસમાં એક ખોટું પગલું ભરાયું છે, એમ મારો નમ્ર મત છે. રૂ મન

આ બતાવવા માટે આ બીજા વિષયના હું ત્રણ પેટા ભાગ પાડીશ:

(૧) પ્રથમ તો મણિલાલના સમયમાં સંસારસુધારાની શી સ્થિતિ હતી એ વિષે થોડુંક બોલીશ.

(૨) પછી મણિલાલનાં સંસારસુધારા સંબન્ધી વિચારો જણાવીશ.

(૩) અને છેવટે, મણિલાલ જેને "જૂનો સુધારો" કહે છે તેનાથી એમનો પોતાનો નવીન સુધારો કેવી રીતે જૂદો પડે છે એ બતાવીશ.

**મણિલાલનો સમય.**

(૧) આપણા ઇતિહાસનાં છેલ્લાં સાઠ વર્ષ ઉપર દૃષ્ટિ નાંખતાં સમજાય છે કે ૧૮૪૫ થી પંદરેક વરસ સંસારસુધારાના જુસ્સાનો કાળ હતો; ૧૮૬૪-૬૫ થી દસ પંદર વર્ષ દેશી કારીગરીને ઉત્તેજન આપવાના પ્રયત્નો થવા લાગ્યા; ૧૮૭૫ પછીથી ધાર્મિક પુનરુજ્જીવન—થિઓસોફિકલ સોસાઇટિ આર્યસમાજ વગેરે હિલચાલ—નો સમય આવ્યો; ૧૮૮૫-૯૦થી રાજકીય ઉત્સાહ બહાર પડ્યો—અને આજ આ સર્વ પ્રવૃત્તિઓ સાથે લાગી ઉપસ્થિત થઇ છે. એકને વખતે બીજી ન હતી એમ સમજવાનું નથી; તેમજ, ધર્મ જે આ દેશમાં હમેશાં એક મહા પ્રશ્ન રૂપે હાજર જ રહે છે એની આ ચારે જમાનામાં કાંઈ કાંઈ હિલચાલ દેખાયાંજ કરતી હતી. તો પણ ઇતિહાસ સમજવા માટે સામાન્ય સૂત્રોનો (Generalizationsનો) ઉપયોગ કરવો વાજબી ગણાતો હોય તો મને લાગે છે કે—ઇતિહાસમાં આપણા છેલ્લાં સાઠ વર્ષોની ન્હાની યુગવ્યવસ્થા કાંઇક ઉપર પ્રમાણે થવી જોઇએ. આથી સમજાશે કે મણિલાલે જ્યારે દેશસેવાની ધુરા ઉપાડી તે વખતે મેડમ બ્લેવેટસ્કીએ જગવેલો ધર્મયુગ તુરતજ શરૂ થયેલો હતો, અને એની અસર નીચે રહી મણિલાલે આપણાં પ્રાચીન પુસ્તકો અને શાસ્ત્રોનું અવલોકન કર્યું, અને સંસાર સુધારાના પ્રશ્નને પણ ધર્મ અને તત્વજ્ઞાનને અંગે વિચાર્યો. બીજું, સુધારાના ઉપદેશમાં ગમે તેટલું સત્ય હશે પણ તે સત્ય નર્મદે જાત અનુભવથી બતાવેલી અને મણિલાલે પણ પ્રત્યક્ષ જોએલી ખામીઓને લીધે નિર્જીવ થઇ ગયું હતું; અને સુધારાનો ઉત્સાહી "બોધકાળ" ક્યારનોએ અસ્ત થઇ ગયો હતો; 'કર્મકાળ' નિર્બળ પસાર થયો હતો; 'સુધારા'ના વીર નર્મદે સુધારો ત્યજી પ્રાચીનમાં પ્રવેશ કર્યો હતો, અને 'સુધારો' પ્રવૃત્તિમાર્ગ ઉપર રચાએલો છે અને તે નિવૃત્તિપરાયણ આર્યજનોને અનુકૂલ નથી એવો સિદ્ધાન્ત બાંધ્યો હતો. આશાથી ઉછળતો સુધારક નિરાશ પામી નિવૃત્તિમાર્ગમાં શમી ગયો અને મરણશય્યા ઉપર મણિલાલને આવી મતલબનું કહી ગયો કે—"હવે તો આ દેહનો અન્ત આવે તો ઠીક કે ઘરનાં માણસ હેરાન થતાં અટકે. અમે તો હવે એકલા પડ્યા, અમારા ભક્તો અમારા મિત્રો અમારા સ્નેહીઓ અમને બગડેલા વહેમી ઠરાવી વેગળાં થયાં. પણ ખરી વાત હું હાલ કહું છું તે જ મારૂં હૃદય જાણે છે. જવાનીઆ સુધારાવાળા મારી ઉપર કરડી નજર કરતા હશે પણ કહું છું કે તેમના જ મંડળમાં એક જુવાન ઉછેરે છે જે પરિણામે મારા જ વિચારોને ગળે ઉતારશે." પણ મણિલાલની વૃત્તિ સુધારા તરફ પાછલા કાળના નર્મદના

જેવી નહતી. મણિલાલે સંસારસુધારાને પ્રાચીન ધર્મને અંગે મૂક્યો ખરો, પણ તેથી સુધારા પ્રત્યે અનાદર જણાવ્યો એમ માનવું ભૂલભરેલું છે.

**સુધારા સંબન્ધી વિચારો.**

હવે હું બીજા પેટાવિષય ઉપર એટલે કે મણિલાલના સુધારા સંબન્ધી વિચારો ઉપર આવું છું. જેઓ મણિલાલને સુધારા વિરુદ્ધ માનતા હોય તેમના મનનાર્થે હું અત્રે એમના લેખોમાંથી નીચેના ઉતારા રજુ કરું છું.

"નવીનતા એ પૌરુષ, પરાક્રમ, સાહસ, સ્વાતન્ત્યનો માર્ગ છે; પ્રાચીનતા આલસ્ય, સ્થિરતા, જડતા, પારતન્ત્યનો માર્ગ છે. ઉદ્યોગ અને પ્રારબ્ધનો જે વિરોધ છે તેવો નવીનતા અને પ્રાચીનતાનો વિરોધ છે. નવીનતા લાવે છે. પ્રાપ્ત કરે છે, ઉપજાવે છે; પ્રાચીનતા પોષે છે, સાચવે છે, સંગ્રહે છે. વાસ્તવિક દષ્ટિથી જોઇએ તો પ્રાચીનતા અને નવીનતાનો વિરોધ નથી. ઉભયે પ્રત્યેક વ્યક્તિમાં સ્વભાવસિદ્ધ છે, અને આવશ્યક છે. વિશ્વનો નિર્વાહજ તેમના યોગ વિના થાય નહિ. યોગક્ષેમનાં **નવીનતા અને પ્રાચીનતા એ અંગ છે."**

"પ્રાચીનતા એ પ્રત્યેક દેશના અખુટ બલનો ભંડાર છે. નવીનતા તે બલનો વ્યય કરવાનો બજાર છે; નવીનતા એ પૂર્ણ જોરથી છોડી દીધેલું 'એનજિન' છે, પ્રાચીનતા તેની ગતિને નિયમમાં રાખનાર 'બ્રેક' છે."

"એક પાસા ટીલાં છાપાં, માલા કંઠી, રામ નામનું રટન. અને વેદાંતની વાતો નીચે ઇર્ષ્યા, સ્વાર્થ, જૂઠ, અને અનાચારના અંગારા ધખધખતા હોય છે; બીજી પાસ સત્ય, દેશભક્તિ, ભ્રાતૃભાવ, સર્વનું એકપણું, વિદ્યાવિલાસ, ઇત્યાદિનાં વ્યાખ્યાનોમાં પણ હુંની જ પૂજા અર્ચા કરવાની યુક્તિઓના વિલાસ હોય છે. અનાચારને ઢાંકવાની ઝીણી પીછોડીઓ વણવાની રચના હોય છે."

"પ્રાચીન પક્ષ સ્વતઃ વર્તમાનને સમજી ભવિષ્યમાં ઉતરવાને ઉદ્દેશે ઉદ્ભવ્યો નથી; આમ માનવાનું કારણ એટલુંજ છે કે પ્રાચીન પક્ષ ઉપર જે રુચિ અને પ્રીતિ તથા આદર થયાં છે તે બહુ ભાગે, સોમાં પંચાણું જેટલે ભાગે, કેવલ વહેમરૂપે, અંધ શ્રદ્ધારૂપ, સ્વાર્થ સાધવાના એક પ્રકારરૂપ, કે ધાર્મિક નીતિમાન્ ગણાવાની લાલસાના એક માર્ગરૂપ દેખાય. છે; પ્રાચીન પક્ષની સમગ્ર પ્રવૃત્તિમાં ભેદનું જ પ્રાધાન્ય દેખાય છે. નવા નવા પંથ, સંપ્રદાય, આચાર્ય, અને તેમના શિષ્યોના કલહ, વિગ્રહ, દ્વેપ અને ઇર્ષ્યાના પ્રકારો, ગુરુ અને આચાર્યોને સર્વસ્વનું સમર્પણ કરી અંધ થનાર પામરોની કર્તવ્યભ્રષ્ટતા; એ વિના બીજું પ્રાચીન પક્ષની પ્રવૃત્તિમાં ક્વચિત્ જ નજરે પડે છે. અને એ પક્ષની મુખ્ય હીમાયત કરવા છતાં આવો સ્વીકાર કરવામાં અમોને કશો બાધ જણાતો નથી, કેમકે **પ્રાચીન પક્ષ જ્યાં સુધી વર્તમાનની યથાર્થ ગણના કરી ભવિષ્યનું દર્શન પામ્યા વિના કેવલ પ્રાચીન એ નામને જ પૂજે છે ત્યાં સુધી તે કલ્યાણથી અતિ વિદૂર જ છે** એવું અમારૂં મન

પ્રાચીનો પણ એજ પ્રકારની ભુલ કરે છે. પ્રાચીન વાર્તાને સમજવાથી, સાંભળવાથી, કે પોતાના મતાનુસાર ગ્રહવાથી, તેને વાર્તાને અંગે એવી એવા તર્કજાલમાં તે ભરાઈ પડે છે કે નવીનતાનું નામ પણ સહન કરી શકતા નથી. આવા પ્રસંગમાં ઉભય પક્ષનું સાક્ષાત્ જ્ઞાન હોવું બહુ આવશ્યક છે. પ્રારબ્ધયોગે તેનું કાંઈક પ્રાપ્ત કરવાના પ્રસંગ મને પોતાને મળેલા છે એ વાત કહેવામાં કશી આત્મશ્લાઘા થતી હોય તો ક્ષમા યાચુંછું, પણ સંસારમાં મનુષ્યે કર્તવ્યાકર્તવ્યના વિચાર બાંધવા તેમાં એ જ્ઞાન પરમોપયોગી છે, ને મને તે જેવું ઉપયોગી થયું છે તેવું અન્યને થાય એ મારી પરમવાંછના છે, એટલે આ સ્થાને તે વાત કહેવી પ્રાપ્ત જ છે.

પ્રાચીન મતો ને સિદ્ધાન્તો—ધર્મ, વ્યવહાર, નીતિ, આચાર સર્વને—વિલોકતાં તેમાં પણ મને સત્ય સમજાયું છે. નવીન મત અને નિશ્ચયો વિચારતાં તેમાં પણ મને સત્ય જણાયું છે. પણ જે પૂર્ણ—આખું—અવિકૃત સત્ય છે તે તો ઉભયથી પર છે એમ મારો શ્રદ્ધ છે. આમ હોવાથી મેં મારા મનમાં અમુક સિદ્ધાન્તો રાખેલા છે, જે મારા લેખ વાંચનાર પંડિતોને તો સહજે સમજાયા હશે જ તથાપિ પુનઃ સંક્ષેપે તેમને કહી જણાવવા એ, આ પ્રસંગે, મને આવશ્યક જણાયું છે. મારા ઘણાક મિત્રો ઉભયે પક્ષમાં છે તેમને ને મારે બાહ્ય દૃષ્ટિએ મતભેદના વિષયોમાં પણ આંતર વિચારચર્ચામાં ઐક્ય સમજાયું છે. તેમનું કહેવું એમ થાય છે કે 'તમારા વિચારોને લોકો અન્યથા સમજે છે અને વહેમમાં વધારો થાય છે.' લોકો તે કીયા? વહેમ તે ખરો વહેમ કે વહેમ નામ એ જુદી વાત છે, પણ ભ્રમ થાયછે ખરો. નવીન મતાનુયાયી મિત્રો સાથે આવા ઐક્યને લીધે કેટલાક દુરાગ્રહી નવીનો એમ પણ બનાવે છે કે 'તમારા સિદ્ધાન્તો અનિયત છે. તમારે કશું ધોરણજ નથી. તમે લોકપ્રિયતા માટે ગમે તેમ લખો છો, બોલો છો, આચાર વિચારમાં ફેર પાડો છો.' આ પણ ભ્રમ છે. ઉભયે વાર્તા બનવા સરખી છે. મારે **નવીનો કહે છે તેવો એકાકાર વર્ણવ્યવહાર માન્ય છે, પણ ચાલતી જ્ઞાતિવ્યવસ્થા શુભ રીતે તોડવી એ વાત મને અત્યંત અમાન્ય છે.** નવીનો કહે છે તેમ વહેમ માત્ર મને અત્યંત ત્યાજ્ય છે, પણ વહેમ એ શબ્દનો તેમણે માનેલો અર્થ મને ગ્રાહ્ય નથી. દાન કરવાથી કે બ્રાહ્મણ જમાડવાથી પાપ ટળે એ વાત નવીનો કહે છે તેમ હું ખોટી માનું છું, તથાપિ કર્મનો નિયમ અને તદંગભૂત પ્રારબ્ધાદિવ્યવસ્થાનો હું દૃઢ ભક્ત છું. નિરાકાર અપરોક્ષજ્ઞાન એ જ પૂર્ણ તત્ત્વ એમ માનવા છતાં સાકાર મૂર્તિ આદિનો હું અનાદર કરતો નથી; અગ્નિ તાપવો, પ્રાણ દમવો, આદિ કષ્ટક્રિયાનો આદર ન કરતાં છતાં, ચેતન અને મનોબલની પૂર્ણ સત્તા અને રાજયોગનું અસ્તિત્વ સારી રીતે સ્વીકારું છું. આ તો અનેક વાતમાંથી થોડાં ઉદાહરણ છે જેમાંથી એમ જણાય છે કે કાંઈક પ્રાચીન કાંઈક નવીન એવી વ્યવસ્થા મને અંગીકાર્ય છે, અર્થાત્ ઉક્ત ભ્રમનો અવકાશ છે.

ત્યારે સ્વતઃ સ્પષ્ટ છે કે જ્યાં સત્ય સમજાય ત્યાંથી તેને લેવું—**सत्यं परं धीमहि** ભ્રમાત્મક અપવાદોનો ભય ન રાખવો એજ મારો મુખ્ય નિશ્ચય છે. પ્રોફેસર લક્ષ્મીને પ્રેતાવાહનના પ્રયોગ બતાવવા માટે, ખાતરી કરવા માટે બતાવવા માટે, નિમંત્રણ થયું ત્યારે ઉત્તર લખ્યું કે 'વાત ખરી હોય તોપણ મને તેમાં - નથી ' પ્રે--વાહનને ખોટું,

રૂઢ, જુઠું, ભ્રમ, કહેવામાં ' રસ ' અને તેની ખાતરી કરવા વખતે રસ નહિ એવી નવીન પંથના આચાર્યની વૃત્તિ મને અત્યંત અનાદરણીય છે. તેની જ સાથે '**બ્રાહ્મણોઽસ્ય મુખમાસીત્**' એવી એકાદ ઋચાને આધારે બ્રાહ્મણ તો વિશ્વભગવાન્ પુરુષોત્તમનું મુખ છે માટે તેજ ઈશ્વર છે, તે કહે તે સત્ય છે, એવા અંધ પ્રાચીનભાવ પણ મને અત્યંત હાસ્યાસ્પદ લાગે છે. આંખો, કાન અને બુદ્ધિ ખુલ્લાં રાખી જે નિર્ણયો હાથ આવે તેને આધારે, પરમ સત્યનું અનુમાન બાંધતા રહેવું એજ સત્યાન્વેષણનો સિદ્ધાન્ત મારો આધાર છે. તે સત્ય મને જ્યાં સમજાયું હશે ત્યાં મેં બતાવ્યું છે, તેમાં પ્રાચીન કે નવીનનો ભેદ માની શબ્દ માત્રને લીધે હું એકને વગોવવા કે બીજાને પસંદ કરવા પ્રવર્ત્યો નથી. ગમે ત્યાં પણ સત્ય તે સત્ય જ છે.

પરંતુ યોગ, પ્રાણવિનિમય, પ્રેતાવાહન, અદ્વૈત અભેદવાદ, ઇત્યાદિના અનુવાદ કરી બતાવવાની મારી પ્રવૃત્તિને લીધે કોઈ પ્રાચીન મતાવલંબી એમ ધારે કે હવે હું છૂટા વાળ મહીં રોકું ધુણાવતી વધૂમાત્રને પ્રેતાવાહનના સંસ્કારયોગ્ય માનીશ, ભગવાં ઓઢીને આવનાર માત્રને મહોટો સિદ્ધ માની લેઈશ, બાધા માનતાથીજ લાભ થશે એ સ્વીકારીશ, ગુરુપદ ધારણ કરીને આર્યધર્મને ઉદ્ધારવાની બકવૃત્તિને નમીશ; અથવા કોઈ નવીનો એમજ માને કે મેં આવી વાતોમાં સત્ય દીઠું તો નવીન વિચાર સંગતિને હું સ્પર્શતો પણ નહિ હોઉં, **સ્ત્રીઓના પૂજ્યત્વને, અસંયત ઇંદ્રિયબલવાળી બાલ વિધવાનાં દુઃખના માર્ગને યુરોપાદિ દેશમાં પ્રયાણના લાભને, નાત જાતના ભેદ એક પાસા રાખી અખંડ અભેદ ભાવને,** હું સ્વીકારતો જ નહિ હોઉં; તો તે ઉભયે પક્ષના વિચાર ખોટા છે. મારે આમનો એકે પક્ષ ' મારો ' નથી, સત્ય જે જણાય તેનો ' હું ' છું. વહેમ, ઢોંગ, અનાચાર, કુટિલતા, એ બધાંને ઉભય પક્ષમાંથી તજવાનાં છે, ઉભયમાં સત્ય છે, તે નિષ્પક્ષપાતથી સંયોજી પરમ સત્યનો આકાર સમજવાનો છે.

પ્રાચીન મતાનુયાયીમાંના કોઇક કહે છે, નવીનોમાંના પરોક્ષઅર્થસંગતિના સંસ્કારવાળા ઘણાક એ વાત અનુમોદે છે, કે ' તમે તો પ્રાચીન વચનોના નવીન અર્થ યોજો છો. ' આ અપવાદ અત્ર લક્ષમાં લેવા યોગ્ય નથી, પરંતુ એ અપવાદના પ્રસંગો ઉપર મારું દુર્લક્ષ નથી એમ જણાવવાનેજ અત્ર તેનું સ્મરણ કર્યું છે. તેજ અર્થસંગતિ ખરી છે એમ બતાવવાનાં કારણ તે તે પ્રસંગે જણાવતા હું ચુક્યો નથી. જેવો આ અપવાદ છે તેવો એક બીજો પણ નવીનો મારા ઉપર અપવાદ લાવે છે કે મિથ્યાદેશાભિમાનથી આવી-પ્રાચીન મતનેજ સત્ય કહેવાની-પ્રવૃત્તિ થાય છે. આ પણ સર્વથા ભ્રમ છે. શબ્દમાત્રને આધારે સત્યાસત્ય કહેવાનો આગ્રહજ નથી તો અમુક વાત પ્રાચીન છે માટે સારી છે એમ કહેવામાં દેશાભિમાન માનવાની મિથ્યા કલ્પના કેવલ મંદ જનોના વિપ્રલંભાર્થેજ હોય, અન્યથા તો સંભવે નહિ. સત્ય જણાય તેજ સમજાવવું એમાં વાસ્તવિક દેશાભિમાન છે, પણ જે લોકો એમ કહે છે કે **પ્રાચીનમાં કશું દેશાભિમાન યોગ્ય છે નહિ તેમની વાત તો અનાદરણીય જ છે.**"

"રંગ છે કવિ ! ધીરજ એનું જ નામ, કશું પણ એનું જ નામ કે વિસાવનથી

પ્રાચીનો પણ એજ પ્રકારની ભુલ કરે છે. પ્રાચીન વાર્તાને સમજવાથી, સાંભળવાથી, કે પોતાના મતાનુસાર ગ્રહવાથી, તેતે વાર્તાને અંગે એવી એવા તર્કજાલમાં તે ભરાઈ પડે છે કે નવીનતાનું નામ પણ સહન કરી શકતા નથી. આવા પ્રસંગમાં ઉભય પક્ષનું સાક્ષાત્ જ્ઞાન હોવું બહુ આવશ્યક છે. પ્રારબ્ધયોગે તેનું કાંઇક પ્રાપ્ત કરવાના પ્રસંગ મને પોતાને મળેલા છે એ વાત કહેવામાં કશી આત્મશ્લાઘા થતી હોય તો ક્ષમા યાચુછું, પણ સંસારમાં મનુષ્યે કર્તવ્યાકર્તવ્યના વિચાર બાંધવા તેમાં એ જ્ઞાન પરમોપયોગી છે, ને મને તે જેવું ઉપયોગી થયું છે તેવું અન્યને થાય એ મારી પરમવાંછના છે, એટલે આ સ્થાને તે વાત કહેવી પ્રાપ્તજ છે.

પ્રાચીન મતો ને સિદ્ધાન્તો–ધર્મ, વ્યવહાર, નીતિ, આચાર સર્વને–વિલોકતાં તેમાં પણ મને સત્ય સમજાયું છે. નવીન મત અને નિશ્ચયો વિચારતાં તેમાં પણ મને સત્ય જણાયું છે. પણ જે પૂર્ણ–આખું–અવિકૃત સત્ય છે તે તો ઉભયથી પર છે એમ મારો ગ્રહ છે. આમ હોવાથી મેં મારા મનમાં અમુક સિદ્ધાન્તો રાખેલા છે, જે મારા લેખો વાંચનાર પંડિતોને તો સહજે સમજાયા હશે જ તથાપિ પુનઃ સંક્ષેપે તેમને કહી બતાવવા એ, આ પ્રસંગે, મને આવશ્યક જણાયું છે. મારા ઘણાક મિત્રો ઉભયે પક્ષમાં છે તેમને ને મારે બાહ્ય દૃષ્ટિએ મતભેદના વિષયોમાં પણ આંતર વિચારચર્ચામાં ઐક્ય સમજાયું છે. તેમનું કહેવું એમ થાય છે કે 'તમારા વિચારોને લોકો અન્યથા સમજે છે, અને વહેમમાં વધારો થાય છે.' લોકો તે કીયા? વહેમ તે ખરો વહેમ કે વહેમ નામ? એ જુદી વાત છે, પણ ભ્રમ થાયછે ખરો. નવીન મતાનુયાયી મિત્રો સાથે આવા ઐક્યને લીધે કેટલાક દુરાગ્રહી નવીનો એમ પણ બતાવે છે કે 'તમારા સિદ્ધાન્તો અનિયત છે. તમારે કશું ધોરણજ નથી. તમે લોકપ્રિયતા માટે ગમે તેમ લખો છો, બોલો છો, આચાર વિચારમાં ફેર પાડો છો.' આ પણ ભ્રમ છે. ઉભયે વાતો બનવા સરખી છે. **મારે નવીનો કહે છે તેવો એકાકાર વર્ણવ્યવહાર માન્ય છે, પણ ચાલતી જ્ઞાતિવ્યવસ્થા ગુપ્ત રીતે તોડવી એ વાત મને અત્યંત અમાન્ય છે.** નવીનો કહે છે તેમ વહેમ માત્ર મને અત્યંત ત્યાજ્ય છે, પણ વહેમ એ શબ્દનો તેમણે માનેલો અર્થ મને ગ્રાહ્ય નથી. દાન કરવાથી કે બ્રાહ્મણ જમાડવાથી પાપ ટળે એ વાત નવીનો કહે છે તેમ હું ખોટી માનું છું, તથાપિ કર્મનો નિયમ અને તદંતર્ભૂત પ્રારબ્ધાદિવ્યવસ્થાનો હું દૃઢ ભક્ત છું. નિરાકાર અપરોક્ષજ્ઞાન એ જ પૂર્ણ તત્ત્વ એમ માનવા છતાં સાકાર મૂર્તિ આદિનો હું અનાદર કરતો નથી; અગ્નિ તાપવો, પ્રાણ દમવો, આદિ કષ્ટક્રિયાનો આદર ન કરતાં છતાં, ચેતન અને મનોબલની પૂર્ણ સત્તા અને રાજયોગનું અસ્તિત્વ સારી રીતે સ્વીકારું છું. આ તો અનેક વાતમાંથી થોડાં ઉદાહરણ છે જેમાંથી એમ જણાય છે કે કાંઇક પ્રાચીન કાંઇક નવીન એવી વ્યવસ્થા મને અંગીકાર્ય છે, અર્થાત્ ઉક્ત ભ્રમનો અવકાશ છે.

સારે સ્વતઃ સ્પષ્ટ છે કે જ્યાં સત્ય સમજાય ત્યાંથી તેને લેવું–**સત્યં પરં ધીમહિ;** ભ્રમાત્મક અપવાદોનો ભય ન રાખવો એજ મારો મુખ્ય નિશ્ચય છે. પ્રોફેસર હક્સલીને પ્રેતાવાહનના પ્રયોગ બતાવવા માટે, ખાતરી કરવા સારૂ બતાવવા માટે, નિમંત્રણ થયું ત્યારે ઉત્તર લખ્યું કે 'વાત ખરી હોય તોપણ મને તેમાં રસ નથી.' પ્રેતાવાહનને ખોટું, ત-

સુધારાના કેટલાક અગ્રણીઓ જે ન્યાય કર્યો છે એનો શતાંશ પણ સુધારાવાળા તરફથી મણિલાલને થતો તમે જોયો છે?

(૨) મણિલાલ પ્રાચીન અને નવીન—ચાલની સ્થિતિ અને સુધારો–એ બે તત્ત્વોનો સમન્વય કરવાનું કહે છે.

(૩) એટલુંજ નહિ, પણ પ્રાચીન પક્ષ કરતાં નવીન તરફ પોતાનું વલણ સ્પષ્ટ જણાવે છે.

(૪) વિશેષમાં, મણિલાલ સુધારાનું સામાન્ય તત્ત્વ જ બતાવીને બેશી રહેતા નથી, પણ 'સુધારા'ની વિધવાવિવાહ શિવાયની બધી કલમો–સ્ત્રીકેળવણી, લગ્નવયમાં વધારો, સમુદ્રયાનની આવશ્યકતા, કન્યાવિક્રય અને જ્ઞાતિબન્ધનની અનિષ્ટતા વગેરે. સ્વીકારે છે. અને એના પ્રતિપાદનમાં કેટલીકવાર એવો ઉત્સાહ અને આગ્રહ ધરાવે છે કે હું આપને એટલે સુધી પૂછી શકું છું કે આવાં ઉત્સાહી અને પ્રૌઢ સુધારાનાં લખાણો એક પણ 'સુધારાવાળા'ની કલમથી નીકળેલાં બતાવશો?

**સુધારો "જુનો" અને મણિલાલનો.**

( ૩ ) ત્યારે મણિલાલના અને 'સુધારાવાળાઓ'ના 'સુધારા'માં ભેદ શો? પરિણામે ભેદ નથી, માત્ર નામનો જ ભેદ છે—એમ 'સુધારાવાળા' માનતા હોય, અને મણિલાલનો સુધારો એમને ઇષ્ટ હોય તો આ ભેદ ઉપર ભાર મૂકવાની મારી બિલકુલ ઇચ્છા નથી. પણ જો કાંઇ પણ ભેદ પ્રતીત થતો હોય તો તે—ચાલતી સુધારાની રૂઢિ, અને "Reform on National Lines"—એ બે વચ્ચે જે ફેર છે તે જ. અને સારી રીતે જોતાં સમજાશે કે "Reform on National Lines" એને કેવળ અર્થહીન શબ્દો કહીને તિરસ્કારી કાઢવા એ ખોટી વિતન્ડયુક્તિ છે.

હવે આ માર્ગે પણ સુધારો એકદમ થઇ જશે એમ મણિલાલનું કહેવું નથી. સુધારાને કૃતિમાં લાવતાં કેટલી મુશ્કેલીઓ નડે છે એ મણિલાલને અજાણી નહતી. પોતે સુધારાનું કાર્ય આરંભ્યું તે વખતની એક નોંધમાં એ લખે છે કેઃ—

"ગુજરાતમાં જુના કે નવા બીજા કોઇ સુધારકોનું બળ હતું નહિ. આવા સમયમાં મારી મહેનતની અસર થાય પણ તે મારા ઉપર લોકોને વિશ્વાસ હોય તોજ. મારા લખવાની અસર થઇ એમ હું માનતો નથી, પણ હાલનો જમાનો જુના સુધારાને મૂકી કાંઇક હિન્દુ ધર્મની છાયા હોય એવા સુધારા તરફ વળે છે એ તો હું સ્પષ્ટ જોઇ શકુંછું. આ ક્રમમાં હજારમે હિસ્સે પણ મારાથી મદદ બને તો તે કરવી એ આગ્રહથીજ હું મથ્યા કરું છું. કેમકે એમ ખરે રૂપે થાય એમાંજ હું દેશનું કલ્યાણ માનું છું."

ત્યારે (૧) 'હિન્દુ ધર્મની છાયા'—એ મણિલાલે ઉપદેશેલા સુધારાનું એક ખાસ

લક્ષણ. દુર્ગારામની " માનવધર્મ સભા " જેવી સુધારાની પદ્ધતિ—પોતાના દેશને અને પોતાના ધર્મને સર્વ દેશો અને ધર્મો કરતાં અધિક માનનાર હૃદયને—નાપસન્દ પડે એ સ્વાભાવિક છે. તેમજ ધાર્મિક ઇતિહાસ અને મનુષ્યસ્વભાવનું જેને યથાર્થ જ્ઞાન છે એ સહજ સમજી શકે છે કે બે ચાર ધર્મો લઈ એના સામાન્ય અંશો એકઠા કરી એને ક્રમવાર ગોઠવવાથી નવો ધર્મ ચાલી શકતો નથી.

( ૨ ) મણિલાલનું એક એવું કહેવું હતું કે " સુધારા " ના પરિણામમાં સુખ અને સગવડનો મોહ, તથા આચારની ઉછૃંખલતા એ જ આવ્યાં છે. આમાં કેટલું સત્ય છે એ વિચારવાનું મારૂં આજનું કામ નથી. મારે ઉપયોગી વાત એટલી જ છે કે મણિલાલે જે તત્ત્વજ્ઞાન સ્વીકાર્યું હતું તેમાં આત્મસંયમને પ્રાધાન્ય મળેલું હોવાથી આ નવા દોષો એમને ખાસ અરુચિકર થઇ પડયા હતા.

(૩) મણિલાલનો ત્રીજો આક્ષેપ એ હતો કે સુધારાવાળાઓ અન્દરથી બહારના આચાર ઉપર અસર કરવાને બદલે, બહારના સુધારાથી અન્તરને ફેરવવા માગે છે, એ ભૂલ છે. દાખલા તરીકે, ભાવનાની એકતા અને સંપ સાધવાને બદલે બહારનાં નાતજાતનાં બન્ધન માત્ર સગવડ ખાતર જ તોડે છે, અને અન્તરના વિરોધ અને કલહો તો એવાને એવા જ રહેવા દે છે. આ દૃષ્ટિબિન્દુ પણ મણિલાલના તત્ત્વજ્ઞાનનું જ હતું.

આ તત્ત્વજ્ઞાનની ખાસ અસર જનસમાજનું બન્ધારણ તથા સ્ત્રીપુરુષના સંબન્ધમાં, તથા સ્ત્રીકેળવણી એ વિષયોમાં સ્પષ્ટ પ્રતીત થાય છે. જનસમાજ * અનેક વ્યક્તિઓનો સમુદાય નથી, પણ એક શરીર છે, અને એનાં અવયવરૂપે વ્યક્તિઓ છે,—અને તેથી હક એવી વસ્તુ જ નથી, માત્ર ધર્મો—ફરજો—છે. સ્ત્રીપુરુષના સમાન હકની વાતો પણ આ જ તત્ત્વ જ્ઞાનના ધોરણે એ ભૂલભરેલી ગણે છે. ટેનિસનના " Princess " નામના કાવ્યમાં અને ફ્રેન્ચ ફિલસૂફ કૉમ્ત અને એના અંગ્રેજ અનુયાયી ફ્રેડરિક હૅરિસનના લેખોમાં સ્ત્રીના બન્ધારણ વિષે તથા તેમની કેળવણી વિષે જેવા વિચારો જણાવેલા છે તેને મળતા વિચારો મણિલાલે " નારીપ્રતિષ્ઠા "માં પ્રતિપાદન કર્યા છે. " નારીપ્રતિષ્ઠા " 'હિન્દુ સોસ્યલ ક્લબ' નામે એક મંડળીની મીટિંગોમાં ચાલેલા વિવાદમાંથી ઉદ્‌ભવ્યું છે, અને તે કૉમ્તની 'પોઝિટિવ પૉલિટિ' નામે મહાન ગ્રન્થની મદદથી લખાયું છે એમ મણિલાલ પોતે જ જણાવે છે. 'સુધારાવાળાઓ'એ માનેલા સ્ત્રી પુરુષના સંબન્ધમાં કાંઈ તત્ત્વજ્ઞાન રહેલું નથી એમ મારૂં કહેવું નથી. મનુષ્યના સર્વ આચાર વિચારની પાછળ એ આચાર વિચારનું કાંઇને કાંઈ તત્ત્વજ્ઞાન તો રહ્યું જ છે. કારણ કે એ આચારવિચારનો અર્થ એનું નામ જ તત્ત્વજ્ઞાન છે. પરન્તુ વધારે ચોકસ રીતે જોતાં એ " તત્ત્વજ્ઞાન " સ્પષ્ટ " જ્ઞાન "રૂપ થયુ હોતું નથી, હજી એ ગર્ભિત " તત્ત્વ "રૂપ જ છેઃ એ આચારની પાર જઈ એની યથાર્થતા અને પરિશુદ્ધિ અર્થે કોઈ પણ તત્ત્વવિ-

---

* અને તેથી જનસમાજ કરતાં " जनता " એ પાણિનિનો શબ્દ વાપરવો મને વધારે યોગ્ય લાગે છે.

ચાર સ્પષ્ટ રીતે બાંધવામાં આવે ત્યારે જ તે આચાર વિચારને આપણે તત્ત્વવિચાર ઉપર રચાએલો કહીએ છીએ. મણિલાલના પહેલાંના "સુધારા"નું સ્વરૂપ આપ જોશો તો જણાશે કે એમાં સામાન્યબુદ્ધિ (Common-unphilosophic-sense)થી પ્રતીત થતી 'સમાનતા' અને 'સમાનહક'ને આધારે જ સર્વ વાત કરવામાં આવે છે. છેક મણિલાલના વખતમાં, 'સુધારાવાળાઓ' તરફથી મ્હારા વૈકુંઠવાસી મિત્ર પ્રોફેસર કાશીરામ સેવકરામ દવે તેઓએ 'સ્ત્રીપુરુષના સમાન હક'ની ચર્ચા નીતિશાસ્ત્રની રીતિએ ઉઠાવી હતી. તે સમયે એમના મન ઉપર શુદ્ધ તત્ત્વજ્ઞાન (metaphysics) કરતાં નીતિશાસ્ત્ર (moral philosophy)ની વધારે અસર હતી એ મારા જાણવામાં છે. આ પ્રયત્ન પણ એક પ્રાચીનપન્થીને હાથે જ થયો હતો એ જાણવા જેવું છે, અને તે પણ સુધારાના ઉત્તરકાળમાં, અને મણિલાલના પ્રયત્નોથી ઉશ્કેરાઇને. મણિલાલમાં જ સુધારો પહેલ વહેલો તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ ધારણ કરે છે-તત્ત્વજ્ઞાન બાંધી તેમાંથી ખરો 'સુધારો' કોને કહેવો એ નિર્ણય કાઢવામાં આવે છે. અત્રે કોઇ કહેશે કે જનસમાજ (society)ને વ્યક્તિઓનો સમુદાય (aggregate of individuals) માનો કે વ્યક્તિઓને જનસમાજના અવયવો માનો, સ્ત્રીપુરુષના હકની વાત કરો કે તેમની પરસ્પર ફરજોની વાત કરો, પણ પરિણામ તો એક જ છે: મંડળીના અવયવો અને અવયવોનુ મંડળ, એકના હક એ બીજાની ફરજ—ઉભય પરસ્પરાપેક્ષી શબ્દો છે. આ કહેવું ઠીક છે, પણ વસ્તુ કયા દૃષ્ટિબિન્દુથી જોવામાં આવે છે એના ઉપર ઘણો આધાર છે અને એટલાથી વસ્તુનું સ્વરૂપ જ ખોટું કે ખરૂં થઈ જાય છે એમ કહીએ તો પણ ચાલે. જનસમાજ એ વ્યક્તિઓનો સમુદાય નથી, પણ વ્યક્તિઓ એ જનસમાજના અવયવ છે એ પ્રમાણે—યુરોપની અરાઢમી સદીનો સિદ્ધાન્ત ફરી જઈ—ઓગણીસમી સદીને જડેલું સત્ય સ્થપાયું કે તેની સાથે યુરોપનું બધું જનસમાજશાસ્ત્ર બદલાઈ ગયું, અને એની અસર નીતિ, કાયદા, ધર્મ વગેરેમાં પણ થઇ એ વાત યુરોપના તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓને જાણીતી છે. યુરોપના આ મહાન વિચાર પરિવર્તનની પ્રતિધ્વનિ ઇંગ્લંડમાં ઑક્સફર્ડ પાઠશાળામાં પણ થયો હતો, અને તત્ત્વજ્ઞાનનો એક વિચાર મનુષ્યના આખા આચારવિચારના બન્ધારણ ઉપર કેટલી અસર કરે છે એ ત્યાં પણ જોવામાં આવે છે. 'સુધારાવાળા' અને મણિલાલ વચ્ચેનો ભેદ વધારે સ્પષ્ટ કરી બતાવવા માટે હું આપની આગળ કાર્ડિનલ ન્યૂમનના જીવનચરિત્રના એક પુસ્તકમાંથી ઉતારો વાંચું છું:—

"The Fellows were now selected on that ancient foundation not as clubable men, who would sit long over their port, but as men of mind, or, in the vague disparaging phrase of unreformed Oxford, as "*Noetics.*" This appellation was changed, by-and-by, into the more modern, though hardly more definite one of "Liberals." Chosen, not for their congenial habits, but in the hope that they would prove original thinkers and independent inquirers, these men "represented a new idea, which

was but gradually learning to recognize itself, to ascertain its characteristics and external relations, and to exert an influence upon the University." They knew little of the past, and nothat all of Rousseau, Kant, or Goethe. Yet they belonged to the movement of Rationalism; for "they called everything in question; they appealed to first principles, and disallowed authority as a judge in matters intellectual." Any German critic would without hesitation have assigned to them a place in the Aufklarung, or sect of enlightenment which, dating back to Locke, Voltaire and Hume, had resolved the social, nay the metaphysical order into atomic forces, and substituting the reason of the individual for public tradition, free contract for Divine Right, self-consciousness for religious meditation, was bound to enter upon a conflict which Church and State in England, as it had already overthrown the European system abroad.

આ ઉતારામાં "Noetics" ના વિચાર અને "Aufklarung" (પ્રકાશવાદ, બુદ્ધિવાદ, વ્યક્તિવાદ, સ્વાતન્ત્ર્યવાદ)ના વિચારનું જેવું સ્વરૂપ બતાવ્યું છે, તેવું સ્વરૂપ આપને 'સુધારાવાળાઓ'ના વિચારમાં નજરે પડશે—અને એ વિચાર સામે જેમ ઑક્સફર્ડમાં અને આખા યુરોપમાં ઝંડો ઉપડ્યો, તેવીજ રીતે આપણે ત્યાં પણ થએલું જોશો—માત્ર એટલું કે, 'સુધારાવાળાઓ' માટે પૂર્ણ માન સાથે, અને એમણે કરેલી દેશસેવા માટે પૂર્ણ ઉપકારવૃત્તિ સાથે, હું એટલું કહેવાની છૂટ લઉછું કે પૂર્વોક્ત બુદ્ધિવાદ અને સ્વાતન્ત્ર્યવાદમાં તો ઉગ્ર તત્ત્વજ્ઞાનનો પ્રયત્ન હતો, અને એનું આપણા 'સુધારાવાળાઓ'ને તો સ્વપ્નું પણ ન હતું. આ મારા કહેવાનો અર્થ ખોટો ન કરશો: હું 'સુધારાવાળાઓ'ના ઉત્સાહનો અને દેશ દાઝનો ત્યસ્કાર નથી કરતો, પણ એમના વિચારમાં તત્ત્વજ્ઞાનનું દર્શન નહોતું થતું એ હું સારી રીતે જણાવવા માગુંછું. એક તો આ વસ્તુસ્થિતિ જ સ્વતઃ—ઐતિહાસિક દૃષ્ટિએ—જાણવા જેવી છે, અને બીજું હું એમ માનું છું કે તત્ત્વજ્ઞાન એ મનુષ્યની સર્વ પ્રવૃત્તિઓનો આત્મા છે. મણિલાલના સુધારા સંબન્ધે આજ આટલું વિવેચન બસ થશે.

(અપૂર્ણ.)

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

# મુસલમાન એજ્યુકેશનલ કોન્ફરન્સ.

" કોન્ગ્રેજ છે કોન્ગ્રેજ, આના ચાર પડશે. " અમદાવાદના સ્ટેશન ઉપર એક ગાડીવાળાને આ રીતે ભાડાની બાબતમાં મારા માણસ સાથે રગઝગ કરતો મેં સાંભળ્યો. એક આનો વધારે લેવા માટે 'કોન્ગ્રેજ' નું બ્હાનું સાંભળી હસવું આવ્યું. જરાક વિચાર કરતાં મુંબઈ ઇલાકાની મોહોમેડન એજ્યુકેશનલ કોન્ફરન્સને ઉદ્દેશીને એણે 'કોન્ગ્રેજ' શબ્દ વાપર્યો હશે એમ જણાયું. વખત મળે તો કોન્ફરન્સની મુલાકાત લેવાનો સંકલ્પ તે જ વખતે મેં કર્યો.

હું એક ટુંકી અને રંગબેરંગી મુસાફરીમાંથી પાછો ફરતો હતો. છેલ્લા ત્રણ દિવસથી હમેશ પચીસ પચાસ સો માઇલની મુસાફરીનો પ્રસંગ હોવાથી થાક પુષ્કળ લાગ્યો હતો; ઘણે ભાગે રાતની મુસાફરી હોવાથી ઉંઘની ભૂખ પણ પુષ્કળ હતી. વકીલાતના ધન્ધામાં જૂદા જૂદા સામાજિક થરના અસીલોની સ્થિતિને અનુરૂપ, રહેણીના અનુભવ વખતોવખત લેવા પડે છે, તેમાં આ વખતે ત્રણ દિવસના ટુંકા અરસામાં આવા અનુભવોમાં અસાધારણ વિચિત્રતા પ્રાપ્ત થઈ હતી. એક ઠેકાણે તો અત્યંત વૈમનસ્ય ઉત્પન્ન કરનારો રજવાડાના ગેર બંદોબસ્તની, હજી સુધી કોઈ દિવસ નહિ અનુભવેલી, અગવડો ભોગવવાનો પ્રસંગ આવ્યો હતો. આ સ્થિતિમાં **क्वचिद्भूमौ शायी क्वचिदपि च पर्यङ्कशयनः क्वचिच्छाकाहारी क्वचिदपि च शाल्योदनरुचिः ॥** એ ભર્તૃહરિની પંક્તિઓનું ચિંતન અને તેના અનુભવનો સાક્ષાત્કાર કરવામાં ગુંથાએલું મન ક્ષણ ક્ષણના સ્થિત્યંતરોના હર્ષવિષાદના પ્રસંગોનો અનુભવ કરતું હતું. ત્યાં, માતૃભૂમિમાં પગ મૂકવાથી અને 'કોન્ગ્રેજ'નું નામ સાંભળવાથી બેહદ આનન્દ થયો, અને મોહમેડન કોન્ફરન્સને સ્મરણે તે કોમના ખાસ પ્રશ્નો તથા આપણી અને તે કોમની વચ્ચેના અન્યોન્ય સંબંધોના ગંભીર પ્રશ્નો મગજમાં ઉભરાઈ આવતાં હું મુસાફરીની ગ્લાનિ ભૂલી ગયો, અને ફરી એકવાર બ્રીટીશ સલતનતના એક 'citizen' નું જીવન ગાળવા લાગ્યો.

મ્હારા મિત્ર પ્રોફેસર......ના અણમાગ્યા વિવેકથી મોહોમેડન કોન્ફરન્સની મુલાકાત લેવાનું મને બની શક્યું હતું. આ કોન્ફરન્સ તે મુંબઈ ઈલાકાના મુસલમાનોનું ચોથું કોન્ફરન્સ હતું. દરેક કોમમાં અને નાતજાતમાં આગળ પડતા અને સમૃદ્ધિવાળા કેળવાયલા સજ્જનોનું શું કર્તવ્ય છે તેનો ખ્યાલ નવાબઝાદા નસરૂલ્લાખાન જગતને સારી રીતે આપે છે. રાજકુમાર કોલેજની અને પાછળથી ઇંગ્લંડની કેળવણી લીધા પછી સંપાદન કરેલી યોગ્યતાને પોતાની કોમના હિતમાં વાપરવી એના જેવું સત્કૃત્ય આ જમાનામાં બીજું એક પણ નથી. નવાબઝાદા નસરૂલ્લાખાન સચીનના ખાનદાનના નબીરા છે અને કાઠીયાવાડ રજપુતાના વિગેરે દેશી સંસ્થાનોના નબીરાઓ પોતાની હિંદુ કોમના હિતમાં આવા જ પ્રકારનો ભાગ લે તો તેઓ કેટલું સારૂં કરી શકે તે વિચારવા જેવું છે. નવાબઝાદા નસરૂલ્લાખાન આ તમામ હીલચાલના આત્મા છે અને હિંદુ પ્રજાના અને હિંદની સર્વ પ્રજાના સામાન્ય હિતને વિરોધ ન કરનારાં એવાં સર્વ પગલાંઓમાં એ મહાશયને અંતઃકરણપૂર્વક

વિજય ઇચ્છીએ છીએ. નવાબઝાદા નસરુલ્લાખાને કરેલી આ કોન્ફરન્સ સારૂ પ્રમુખની પસંદગી માટે પણ એમને મુબારકબાદી આપવી જોઇએ. પ્રમુખ સાહેબ નવાબ વિકારુલ્મુલ્ક—એક જુના જમાનાના ધર્મચુસ્ત પણ હિંદુસ્તાનની આજની પ્રજાસ્થિતિના ભાનવાળા છે. મુસલમાન કોમનું ભલું કરવાની એમની પૂર્ણ કાળજી છે, પણ તેની સાથે હિંદુ કોમને પણ માન આપનારા છે. અને વિશેષમાં હિંદની સર્વ પ્રજાઓનું ઐક્ય કરવાને ઉત્સુકતા દર્શાવે છે. મુસલમાન કોમની સ્થિતિ તથા સાધ્યસાધનનું એમને ઉંચા પ્રકારનું જ્ઞાન છે, અને જે ખરી લાગણી અને પરિપક્વ બુદ્ધિથી એમણે જૂદા જૂદા પ્રશ્નો ઉપર વિચારવાન અભિપ્રાયો દર્શાવ્યા છે તેને માટે આપણને માન ઉપજે છે. નિમાજનો વખત થયે ગમે તે કામ હોય તે પડતું મૂકી જમીન ઉપર એક નાની સાદડી નાંખી નિમાજ શરૂ કરનાર પ્રમુખ સાહેબે મુસલમાનોના મન પર ઘણી અસર કરી હોવી જોઇએ.—મારા મન ઉપર પણ થઈ હતી—આ કોન્ફરન્સના ઉપપ્રમુખ તરીકે પ્રમુખ સાથે બેઠેલા આપણા માનવંતા પૌરજન રા. બા. લાલશંકર ઉમીયાશંકરને જોઇને પણ મને ઘણો હર્ષ થયો. તેમના ભાષણ વખતે હું હાજર હતો, અને મુસલમાન કોમના ભલા માટે એઓ સાહેબે જે ઉંચી કાળજી દર્શાવી તેને માટે મુસલમાનોએ એમનો ઘણો જ ઉપકાર માનવો જોઇએ છે. અને એટલું જ ઇચ્છવાનું છે કે જેવી રીતે હિંદુ થઈને મુસલમાનોને માટે કાળજી રાખનાર આ ગૃહસ્થ નીકળ્યા છે, તેવી જ રીતે ચોક્ક પ્રશસ્ત મુસલમાનો હિંદુઓના હિતની હીલચાલોમાં એવા જ ઉત્સાહથી ભાગ લે. આમ થાય તો હિંદની બે મ્હોટી કોમોમાં એખલાસ ઘણો વધે અને પ્રજા તરીકેનાં આપણાં પ્રશ્નોનાં સમાધાન કંઇક નજીક આવે.

મુસલમાનોનું કોન્ફરન્સ ફક્ત કેળવણીનું જ હતું. નેશનલ સોસ્યલ કોન્ફરન્સ હિંદુઓના સામાજિક સવાલો ચર્ચે છે. અને કોન્ગ્રેસમાં હિંદની સર્વ કોમોના સામાન્ય પ્રશ્નોનો ઊહાપોહ થાય છે. મુસલમાનોને પણ સાંસારિક સવાલો નથી એમ નથી. તેમ હિંદુઓને પણ કેળવણીના સવાલોમાં કંઈ વિચારવા જેવું નથી એમ પણ નથી. પરંતુ હિંદની આ બે મોટી કોમોએ પોતપોતાના સવાલો આમ જૂદા જૂદા ચર્ચવાનો માર્ગ સ્વીકાર્યો છે. અને બન્ને કોન્ગ્રેસમાં એકઠા થઈ આખી પ્રજાને હાથમાં લેવા લાયક પ્રશ્નો ચર્ચે છે આ સંસ્થાઓ આ રીતે જોતાં આ પ્રમાણે જૂદી જૂદી છતાં, આપણા હાલના પ્રશ્નોમાંના અમુક અમુક પ્રશ્નો કોમવાર ચર્ચનારાં, કોન્ગ્રેસની મહા સંસ્થાનાં, અંગો છે એમ કહી શકાય.*

મુસલમાનોની કોન્ફરન્સમાં હું બે દિવસ ગયો હતો. ત્યાં રેવરન્ડ મી. કીંગે ભાષણ આપતાં એક વાત કહી જે વાતે મારૂં જરા ધ્યાન ખેચ્યું. તેઓ એક દિવસ રેલ્વેમાં મુસાફરી કરતા હતા. ગાડીમાં એક જણનો સંગાથ થયો. તેમને પૂછ્યું કે તમે કોણ છો?

* આ પેરેગ્રાફ લખાયા પછી મુસલમાનોએ નેશનલ મોહમેડન એસોશીયન નામની સભા સ્થાપ્યાનું અને તેમનાં કોન્ગ્રેસ અને હિંદુ કોમની સાથે કંઈક અંશમાં વિરોધનો ભાસ ભાષણો વિગેરે દ્વારા આપવામાં આવ્યાનું સાંભળ્યું છે. આ લેખના અંતના ભાગમાં તેસંબંધે બે શબ્દો લખ્યા છે.

જવાબ મળ્યો કે હું બ્રાહ્મણ છું. વિશેષ પૂછતાં તેમણે જણાવ્યું કે હું અમુક દેશી રાજ્યમાં જજ છું, અને અમુક સેશન્સ ભરવા ગયો હતો. ત્યાં સેશન્સમાં ફાંસીની શિક્ષા પણ કરવી પડે છે એ વાત ધ્યાનમાં રાખી, મી. કીંગે જરાક મ્હેણું માર્યું કે તમે બ્રાહ્મણ નથી બ્રાહ્મણ કંઈ ફાંસી દેવાનું કામ ન કરે; તેઓએ તો ધર્મોપદેશ કરવાનો છે. અને વિશેષમાં ઉમેર્યું કે તમે આ પ્રમાણે તમારા ધર્મથી ભ્રષ્ટ થયા છો માટે જ અમે (ક્રિશ્ચિયન પાદરીઓ) અહીં છીએ. મી. કીંગે કહ્યું કે–આટલું મેં કહ્યું ત્યારે તે બ્રાહ્મણ જજે કાન પકડ્યા. અને મી. કીંગે પકડી પણ બતાવ્યા! આથી સર્વ શ્રોતાજનોને હાસ્ય આવ્યું અને મને પણ આવ્યું. પણ ખરૂં જોતાં આ વાત ઘણી ગંભીર હતી.

બ્રાહ્મણ જજને કાન પકડવાનું કંઈ જ કારણ નહોતું. કારણ કે બ્રાહ્મણ ધર્મના ખરા દિવસોમાં ન્યાયવ્યવહાર બ્રાહ્મણોના હાથમાં હતો, અને ધર્મશાસ્ત્રના પ્રશ્નોનાં સમાધાન બ્રાહ્મણો જ કરતા. આ વાત મી. કીંગના સંગાથી તે વખતે ભૂલી ગયા હશે. જો યાદ હત તો તેઓ કદી મી. કીંગના આવા આક્ષેપને પરિણામે કાન ન પકડત. પણ યાદ નહોતું એ જ શું સૂચવે છે? પણ તે જૂદી વાત છે. ધર્મોપદેશ કરવો તે બ્રાહ્મણોનું કામ છે એ ખરી વાત છે. અને તેમાં આપણા લોકોનું આ નવા યુગમાં અમુક પ્રકારનું શૈથિલ્ય દેખાય છે તે વાત પણ વિચારવા જેવી છે. અને એ વાત ખરી છે કે આપણો બ્રાહ્મણ સમાજ હજી સુધી નવા યુગનું માહાત્મ્ય સમજ્યો નથી. જૈનોની સભાઓ ભરાય છે, વૈશ્યો કોન્ફરન્સો ભરે છે, પણ હજી એકે ખરી બ્રાહ્મણસભા–બ્રાહ્મણ સમસ્તની સભા—બ્રાહ્મણોનાં ખાસ કર્તવ્ય ઉપર વિચાર કરનારી સભા નથી મળી એ વાત જોવા જેવી છે. ખરેખર જો આપણો બ્રાહ્મણસમાજ કંઈક વિચાર કરે તો તેમની આ યુગમાં ખાસ ફરજ શી છે તેનું એમને કંઈક ભાન થાય.

એમ કહેવામાં આવશે કે એમાં સમાજને મળવાનું શું કામ છે? હું પણ એમ જ કહું છું કે મળવાનું શું કામ છે? હું મ્હોટા મંડપો બાંધી લાંબાં લાંબાં ભાષણો કરવા કરાવવાની ભલામણ કરતો નથી. મારૂં એટલું જ કહેવું છે કે અત્યારે બ્રાહ્મણ પણ આખી પ્રજાથી જૂદી જ કોઈ નાત હોય તે પ્રમાણે પોતાની નાતના જ સવાલો ઉપર ધ્યાન આપવાના પ્રયત્નો કરે છે, પણ તે કરવા ઉપરાંત—પ્રજાની ( national ) સ્થિતિ તરફ નજર કરી શું કરવું ઇષ્ટ છે, તેનો વિચાર કરવાની બ્રાહ્મણોની પરંપરાથી પ્રાપ્ત થયેલી પોતાની ફરજ ચૂકે છે. આપણો ઇતિહાસ–આપણા બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર સર્વને અન્યોન્યની સાથે સંબંધ ધરાવનાર તથા પ્રજારૂપી શરીરનાં જૂદાં જૂદાં અંગ (જેની આખા શરીરની અમુક અમુક બાબતોમાં ચિંતા રાખવાની ફરજ છે) તરીકે એ પ્રમાણે ગણે છે. અને આપણી અત્યારની જૂદી પ્રવૃત્તિઓમાં આ સ્વરૂપનું વિસ્મરણ થયું હોય એમ જણાય છે. વૈશ્યો–વૈશ્યના છોકરાઓને ભણાવવાની, એમની નાતોમાં અમુક અમુક ફેરફાર કરવાના વિચારો કરે છે. પણ પ્રજાશરીરના ધનસંગ્રહ કરનાર એક અંગ તરીકે આપણી અત્યારની સ્થિતિમાં તેમની શી ફરજ પ્રાપ્ત થાય છે તેનો તેઓ વિચાર કરતા હોય એમ નથી જણાતું. આ મુસલમાનોની સભામાં મી. કીંગે એક બહુ સારી વાત કહી હતી

તે આ સ્થળે સાંભરે છે. મુસલમાનોનાં બાળકોને કેળવણી આપવાની ભલામણ કરવાની એક ફરજ એમણે એ કારણથી સમજાવી કે—અસારે તમે હુન્નરકળાથી વિમુખ છો, અને તેનું પરિણામ એ થાય છે કે તમારે અહીંયાથી કાચું ધન વિલાયત જાય છે, ને ત્યાંના લોકો તમારા ઉપર નિર્વાહ કરે છે અને તમે ભુખે મરો છો. પણ તેમણે જરાક હસતાં હસતાં કહ્યું કે (હું મારી સ્મરણશક્તિ પ્રમાણે તેમના જ શબ્દોમાં કહું છું) "ગુજરાતીમાં એક કહેવત છે કે બે જણ લડે ત્યાં ત્રીજો ખાઈ જાય. એ કહેવતમાં જરાક ફેરફાર કરીને હું કહું છું કે બે જણ જ્યાં ઉંઘે છે ત્યાં ત્રીજો ખાઈ જાય છે." કોન્ફરન્સ આ વાત ઉપર ધ્યાન આપે તો તે બહુ કરી શકે, અને આ વાત ઉપર દરેકનું ધ્યાન ખેંચાવું જોઈએ. હવે, હિન્દુસમાજમાં આ બાબત ઉપર ધ્યાન આપવાનું કામ ખાસ કરીને વૈશ્યોનું છે. અને આપણો વૈશ્ય સમાજ જ્યારે પોતાનું મંડળ જૂદું સ્થાપે છે ત્યારે પોતપોતાના ખાસ પ્રશ્નો ચર્ચવા ઉપરાંત પ્રજાશરીરનું એ જે અંગ છે તે અંગ તરીકે પ્રજાના વિષયો ઉપર પણ એમણે ધ્યાન આપવું જોઇએ. ઔદ્યોગિક કેળવણીનો સવાલ કોન્ગ્રેસ ચર્ચે છે, પણ કોંગ્રેસ તો માત્ર ઉત્સાહ પ્રેરી શકે, અને દિશા બતાવી શકે. પણ જ્યાં સુધી આપણો વૈશ્યસમાજ ઔદ્યોગિક કેળવણી અને ઔદ્યોગિક સંસ્થાઓનો સવાલ ઉત્સાહથી હાથમાં નહીં લે ત્યાં સુધી એ સવાલોનાં વ્યવહારિક સમાધાન વિદૂર છે. આપણામાં સ્થિર થયેલી વર્ણવ્યવસ્થા આવા પ્રકારનો નવીન યુગને અનુસરતો વ્યવહાર હાલમાં નથી સ્વીકારતી અને તેથી ઘણા વર્ષને અનુભવે પ્રાપ્ત કરેલી વ્યવસ્થા ઉપર જ આક્ષેપો થાય એ સ્વાભાવિક છે.

આ જ પ્રકારે બ્રાહ્મણોનો ધર્મ છે એમ આ દિશામાં વિચાર કરતાં સહજ મનમાં આવે છે. અને મુસલમાનોએ પોતાની કેળવણીનો સવાલ જેમ ઉત્સાહથી હાથમાં લીધો છે, તેવી રીતે આપણા બ્રાહ્મણસમાજે હિંદની વિવિધ પ્રજાની કેળવણીનો સવાલ હાથમાં લેવો જોઇએ. આપણી વર્ણવ્યવસ્થામાં બ્રાહ્મણો ઉપર અધ્યાપનની ફરજ નાંખી છે. તેમણે વખતો વખત અત્યાર સુધી તો પોતાની ફરજ આ દિશામાં અદા કરી હોય એમ કોઈ કહેવા માંગે તો કહી શકાય. ગુજરાતકોલેજમાં ભાષણ આપતાં આપણા સાક્ષર શિરોમણિ ગોવર્ધનરામે ઉંચા પ્રકારના બ્રાહ્મણોએ વખતોવખત જનસમાજને અધ્યાપનના વિષયોમાં પૂરતી મદદ કરી છે એવું સાબીત કરવા યત્ન કર્યો હતો. જો બ્રાહ્મણોનો આ દાવો ખરો હોય તો આ જમાનામાં એમની એ ફરજ છે એમ આપણે સહજ સમજી શકીએ છીએ. ત્યારે હું કદાચ એવી સૂચના કરૂં કે આપણા બ્રાહ્મણો અત્યારના સવાલોમાંના અધ્યાપન વિષયના સવાલો હાથમાં લઇને કોન્ગ્રેસની મહા સંસ્થાની Education (કેળવણી) શાખાની ફરજો અંગીકાર કરે તો શું? આપણે એટલું બધું કરવાનું છે કે એમાં કદાચ આપણે શ્રમવિભાગ કરીએ તો શું? આ એક સૂચના જ છે અને તે વિષય હું ચર્ચવા માંગુ છું એટલી જ ઇચ્છા આ ઉપરથી બતાવું છું. કોન્ગ્રેસે પ્રથમ કેળવણી ઉપર ઠરાવો ઘણા કરેલા છે, હજી કરે છે, પણ તે ઠરાવોને અનુસરતું વિશેષ કામ બ્રાહ્મણસમાજ હાથમાં લે તો હું ધારૂં છું કે આપણી રાષ્ટ્રીય સંપત્તિમાં આપણે મ્હોટું પગલું લીધું કહેવાશે. મારે અહીંઆ સ્પષ્ટ કહેવું જોઇએ કે 'બ્રાહ્મણ' શબ્દથી જન્મથી બ્રાહ્મણો

એવી વિવક્ષા નથી. જન્મથી બ્રાહ્મણ હો વા ન હો, પણ કેળવણીના સવાલને પોતાનો કરનાર આ નવીન યુગમાં એક વર્ગ ઉત્પન્ન થવો જ જોઇએ એમ હું માનું છું. આચારમાં અને સંવ્યવહારમાં કદાચ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યો એકઠા ન થઈ શકે, પણ કેળવણીના વિષયનો વિચાર કરવા જૂદા જૂદા વર્ણના અધ્યાપનશાસ્ત્રીઓ એકઠા થવાનો યત્ન કરે તો તેમાં કંઈ જ બાધ આવે તેમ નથી.

અધ્યાપનના વિષયમાં આપણો હિન્દુ સમાજ સામાન્ય પ્રવાહમાં પડી ગયો છે. એ વાત અનિષ્ટ નથી પણ નવીન યુગની ખાસીયતો સમજતાં, જૂદી જૂદી કોમોના પ્રયત્નો જોતાં અને અત્યારની અધ્યાપન નીતિ જોતાં તે વિષયમાં ભારે શ્રમની આવશ્યકતા છે એમ સહુ કોઈ સમજી શકશે. અને તે સમજાશે તો પછી તે વિષયમાં વિશેષ સભા, અને વિશેષ શ્રમની આવશ્યકતા સમજાવામાં હરકત નહિ આવે. અને આ રીતે તે સવાલ ચર્ચવામાં આખી પ્રજા–હિંદુ, મુસલમાન, પારસી, ક્રિશ્ચિયન, તેમ જ હિંદુઓના પણ જૂદા જૂદા વિભાગોની ખાસીયતો ધ્યાનમાં લઈ શકાશે. જૂદી જૂદી હીલચાલો સારી કહેવાય છે પણ તે જ્યારે સામાન્ય હીલચાલોના વિશેષ અંગ તરીકે થાય ત્યારે જ આપણી અત્યારની જરૂરીયતોને કંઈ પણ જવાબ મળી શકે એમ હું માનું છું. કારણ કે તે વિના તો જૂદાં હોવાનાં આપણી પાસે એટલાં બધાં ચિહ્નો છે, કે આવું નવું ચિહ્નો ઉત્પન્ન કરવાની જરૂર નથી, એટલું જ નહિ, પણ જે એકતા, પ્રજારૂપ એકતા, સિદ્ધ કરવા આપણે યત્ન કરીએ છીએ તે એકતા સિદ્ધ કરવામાં વિઘ્નકર્તા છે એમ સહજ સમજાશે. અધ્યાપનનો સવાલ સર્વ સવાલના મૂળ જેવો છે; અને તેને માટે હજી ઘણું કરવાનું બાકી છે.

ચાલતા યુગને 'Industrial' (ઔદ્યોગિક) યુગ એવું નામ મળ્યું છે. ત્યારે આપણી ફરજ છે કે આપણી પ્રજાની ખાસીયતોને વિસારે ન પાડતાં નવીન યુગના તત્ત્વોનો પણ સ્વીકાર કરવો, અને તે તત્ત્વો વધારે ને વધારે પોષણ પામે તે પ્રમાણે આપણી અધ્યાપન સંસ્થાઓ બાંધવી. 'Higher Education' (કોલેજની કેળવણી)ની જરૂર છે. પણ તે પણ નવીન યુગની ફરજો અદા કરવાની સવિશેષ યોગ્યતા સંપાદન કરવા સમર્થ હોવી જોઇએ એ વાત ધ્યાનમાં લેવા જેવી છે. તેમ જ જેઓ તેટલે સુધી ન પ્હોંચી શકે તેમ હોય તેવા વર્ગને માટે, (અને કમનસીબે આ વર્ગ દિવસે દિવસે વધતો જાય છે) થોડું ભણવાની સાથે નવીન યુગના સમારંભને ઇન્સાફ આપવાની શક્તિ આવે એવી કેળવણી આપવી જ જોઇએ એ વાત પણ તેવી જ સ્પષ્ટ છે. આને માટે વિચાર થોડો કરવાનો છે કારણ કે દિશા તો સમયે આપણને બતાવી છે, પણ તેને અમલમાં મૂકવા માટે દરેક પ્રાંતમાં મજબુત સંસ્થાઓ અધ્યાપનશાસ્ત્રીઓની અને લાગવગવાળા તથા ધનવાન સદ્‌ગૃહસ્થોની સભાઓ સ્થળે સ્થળે થવી જોઇએ. અને દરેક મ્હોટા શહેરમાં એવા પ્રકારની શાળાઓ સ્થાપવી જોઇએ. આમ જ્યાં સુધી નહિ થાય ત્યાં સુધી આપણો કહેવાતો ઉદય ઘણો દૂર છે એમ હું તો માનું છું.

કેળવણીના સામાન્ય સવાલ ઉપર હું ત્યાં 'ધાર્મિક કેળવણી' ના સવાલ ઉપર પણ બે વિચાર કરીએ. સેન્ટ્રલ હિન્દુ કોલેજ હિંદુ ધર્મનું શિક્ષણ આપનારી ખાસ શાળા છે, જેમાં

હિન્દુ વિદ્યાર્થીઓ જ ભણી શકે. તેમ જ અલીગઢની મેહોમેડન કૉલેજ છે. તે વિષયમાં વસન્તના તન્ત્રીએ જે અભિપ્રાય—પરાંજપેના ધાર્મિક શિક્ષણ ઉપરના લેખનું વિવેચન કરતાં બતાવ્યા હતા—તેનું સ્મરણ થાય છે. હિંદનું અત્યારની મુંઝવણ -હિંદમાં વસતી જૂદી જૂદી કોમોનું જૂદાપણું વધારે ને વધારે સ્થિર કરવાથી છૂટશે નહિ, પણ તે બધી પ્રજાઓ પોતપોતાનું વૈશેષ્ય ન ખોતાં તેમનું ઐક્ય દિવસે દિવસે વધારે સ્વીકારતી જાય એમ કરવામાં, એ મુંઝવણનો કંઇક ઉપાય છે. હિંદુ ધર્મ ઉપર, અરે ! ધર્મ માત્ર ઉપર, પાશ્ચિમાત્ય વિદ્યાની અસરથી અને આપણી ક્રમપ્રાપ્ત અધોગતિથી થયેલી અનાસ્થાનો આપણી પ્રજામાં ઉત્પન્ન થયેલો પ્રસંગ જોતાં, હિન્દુ કૉલેજની સંસ્થા તાત્કાલિક દૃષ્ટિએ એક ઉપયોગી સંસ્થા છે. પણ તે સંસ્થા આપણી પ્રજાના પ્રશ્નોનું અંતિમ સમાધાન છે એમ તો નથી જ; અને તેને માટે કેવી સંસ્થા ઉત્પન્ન કરવી એ સવાલ વિશાળ રાષ્ટ્રીય દૃષ્ટિથી જોતાં અત્યંત ગંભીર થઈ જાય છે. અને અત્યારે દરેક કોમ—પોતપોતાના ધર્મોની જૂદી જૂદી સંસ્થાઓ દ્વારા ધાર્મિક અને સાંસારિક કેળવણીનો સંયોગ કરવાનો ઉપક્રમ કરે છે. તે માર્ગને સાર્વજનિક સંમેલનના પહેલા પગથીયા તરીકે ગણીને જ તે માર્ગનો સત્કાર આપણા વિચારવંત અગ્રેસરો કરે છે. બેશક આમાં એક સંકટ પણ સમાયલું છે. તે એ કે આવી રીતે વૈશેષ્ય—જૂદાપણું—સ્થિર થયા પછી સંમેલન થઈ શકશે કે કેમ ? હું તો અત્યારે એટલું જ કહી શકું છું કે જે પ્રભુએ અત્યાર સુધી આપણને દોર્યા છે, એ જ પ્રભુ આપણી ભૂમિ માટે આગળના પગલાને માટે પણ જોઇતી સરળતા કરી આપશે. "Do the duty that lies nearest thee, and thy next will be clearer," એ મતલબના શબ્દો કાર્લાઇલે કહ્યા છે. અને એ જ બુદ્ધિથી, અને એ જ શ્રદ્ધાથી આપણા મુંઝવણ ભરેલા સવાલો આપણે હાથ ધરવાના છે એમ હું માનું છું.

કેળવણીના આપણા હાલના પ્રશ્નોની ગંભીરતા અત્યારનાં કરતાં ઘણી જ વધારે સમજાવવાની આવશ્યકતા ઉપરથી સ્પષ્ટ જણાશે. કોમવાર પ્રયત્નો કર્યા વિના જૂદી જૂદી દિશાઓમાં આપણે જે જે તરેહની કેળવણી લેવાની છે તે સિદ્ધ થવાનો સંભવ નથી. ધર્મવાર કેળવણીનો સવાલ હાથમાં લીધા વિના ધાર્મિક કેળવણી જેને માટે અત્યારે સર્વ તરફથી વાજબી પુકાર ઉઠે છે તેનાં સાધનો તયાર થવાનાં નથી, અને તેમ છતાં બ્રીટીશ સલતનતના વાવટાને માન આપનારી હિંદની સર્વ કોમોનું ઐક્ય સિદ્ધ કરવાની પણ એટલી જ ગંભીર આવશ્યકતા છે. આ દેખાતાં જૂદાં જૂદાં સાધ્યોનું એકીકરણ પણ સાથે સાથે—થઈ શકે એવા પ્રકારની એવા હેતુવાળી સંસ્થાઓ અને શિક્ષણક્રમો જ્યાંસુધી સિદ્ધ ન થાય ત્યાં સુધી આપણી કેળવણી અથવા બીજા શબ્દોમાં આપણા અસ્તિત્વના મ્હોટામાં મ્હોટા પ્રશ્નો હજી ઉભા જ છે એમ કહી શકાય. અને એટલા સારૂ કેળવણીના અંગનો ખાસ અભ્યાસ કરનાર તે ઉપર ખાસ વિચાર કરનાર યોગ્ય સજ્જનો ઉત્પન્ન થવાની પરમ આવશ્યકતા પ્રતીત થયા વિના રહેશે નહિ. અને એટલા માટે મુસલમાનોની આ હીલચાલ જેટલા અંશમાં હિંદની બીજી કોમોની વિરુદ્ધ નથી અને હિંદની પ્રજાના સામાન્ય હિતોને વિક્ષર્તા ન હોઈ ઉલટી પોષક છે એટલા અંશમાં પૂર્ણ અનુમોદન અને સાહાય્યને પાત્ર છે.

*તા. ક.-ઉપરની કલમના છેલ્લા વાક્ય વિશેપણનું દષ્ટિબિંદુ આ કોન્ફરન્સ બરખાસ્ત થયા પછી એકઠા થયેલા મુસલમાનોએ ભરેલા એક પગલાથી સૂઝયું છે. તેમણે એક નેશનલ્ મહોમેડન એસોસીએશન સ્થાપ્યું. નવાબઝાદા નસરુલ્લાખાન એના પ્રમુખ થયા. અને તેને અંગે જે ભાષણો થયાં તેમાં આ લેખમાં જે અવિરોધ માની લીધો છે તે અવિરોધ બુદ્ધિને ચળ કરે એવાં ભાષણો થયાં. અત્યંત દીલગીરીની વાત છે કે આટલો ઉત્સાહ અને અન્યોઅન્ય સ્નેહભાવ દર્શાવી કેળવણીનું કામ પુરૂં કર્યા પછી મુસલમાનોને આ નવીન પગલું લેવાનું. કહેવું જોઇએ કે આ પગલાથી આ વખતે મળેલા મુસલમાનોએ હિંદુઓએ અને હિંદની પ્રજાના અગ્રેસરોએ હિંદુ મુસલમાનો વચ્ચે સંબંધ વધારવાનું અને પ્રજાનું ઐક્ય સિદ્ધ કરવાં જે જે પગલાં લીધાં છે તે બધા ઉપર પાણી ફેરવ્યું. નસરુલ્લાખાને પોતાના ભાષણ દરમીયાન ઉત્તર વિભાગના પ્રતિનિધિ તરીકે ધારા સભામાં સ્થાન મેળવવા પોતે કરેલી કોશીશના સંબંધમાં બોલતાં જણાવ્યું હું મુસલમાન હોવાથી મને તેમાં વિજય ન મળ્યો. એના ઉત્તરમાં એટલું જ કહેવાનું કે કોન્ગ્રેસ મુસલમાનોનો કોઈ દિવસ પછાત રાખવા ઇચ્છતી નથી. લેજીસ્લેટીવ કાઉન્સીલના સુધારા વધારા સારૂ કોન્ગ્રેસે મંજુર કરેલા બિલમાં *મુસલમાન પારસી વિગેરે ઓછી સંખ્યાની કોમોને પ્રતિનિધિઓ મોકલવાનું બની શકે તે માટે કોન્ગ્રેસે કેટલી કાળજી રાખી છે તે જોતાં આવો આક્ષેપ કોન્ગ્રેસ અથવા તેના હીમાયતીઓ સામે બીલકુલ ટકી શકે તેમ નથી. લેજીસ્લેટિવ કાઉન્સીલમાં પ્રતિનિધિત્વ પ્રાપ્ત કરવામાં સ્વદેશવત્સલતા અને યોગ્યતા સિવાય બીજું કોઈ પણ તત્ત્વ પસંદ કરનારા સ્વીકારતા નથી એ મશહુર વાત છે. કોન્ગ્રેસ પક્ષ મી. બદ્રુદીન તયબજીને કેટલું માન આપે છે, અને મર્હૂમ મી. સયાણીને વખતો વખત પ્રતિનિધિનું પદ આપવામાં કોન્ગ્રેસના હીમાયતીઓએ કાંઈ પણ સંકોચ રાખ્યો નહતો એ વાત ઉપર આ સ્થળે સર્વે નિષ્પક્ષપાત અને દૂર દષ્ટિવાળા મુસલમાન ભાઇઓનું ધ્યાન ખેંચવાની હું જરૂર માનું છું, હું એમને એટલું જ કહેવા માગું છું કે. "United we stand; Divided be fall" એ સુપ્રસિદ્ધ સૂત્રમાં રહેલા પરમ ગંભીર સત્યનું સ્મરણ કરો; અને આપણાં અત્યારના ગંભીર પ્રશ્નોનું સમાધાન ઐક્યમાંજ રહેલું છે તે વસ્તુગાતેનો પૂર્ણ સાક્ષાત્કાર કરો. યાદ રાખો કે રા. બા. લાલશંકર ઉમીયાશંકર મી. રમણભાઈ મહીપતરામ વિગેરે હિંદુ સજ્જનો મુસલમાનના હિતને પોતાનું હિત ગણે છે. તમે મુસલમાનો પણ એવો જ સદ્ભાવ તમારા હિંદુ ભાઇઓ ઉપર રાખો. ઐક્યમાં સર્વનું શ્રેય છે. જુદાઇમાં સર્વનું અનિષ્ટ છે.

**ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.**

---

* ( જુઓ સને ૧૮૮૯ ની કોંગ્રેસનો રિપોર્ટ.)

# આપણા ગ્રાજ્યુએટો.

ગ્રાજ્યુએટોની ફરજ દેશના મગજ તરીકે રહી, તેને માટે તીવ્ર લાગણી ધરાવી, ઉત્તમ ઉમદા અને ઉંચા વિચારો કરવાની છે; અને એટલેજ સમાપ્તિ થતી નથી પણ તે વિચારોને આચારમાં મૂકાય એવા ઉપાયો શોધી આપવાની છે. ત્યારે જે જે વિષયમાં મનુષ્યના મગજને વિચાર કરવાની જરૂર પડે છે તેવા સર્વ વિષયમાં ગ્રાજ્યુએટોને ઉત-રવાનું છે. અને એમ કરતાં એટલું પણ ધ્યાનમાં રાખવાનું છે કે જો બધા લોકો બધા વિષયમાં માથું મારવાની અભિલાષા રાખશે તો કોઈથી લાભકારી વધારો બતાવી શકાશે નહિ. યોગ્યતા પ્રમાણે પોતાની ફરજોના વિભાગ પાડી સૌએ પોતપોતાના વિષયમાં પ્રવી-ણતા મેળવવાની આવશ્યકતા છે. હાલના સમયમાં સાહિત્ય તરફ કેટલાક ગ્રાજ્યુએટોનું વલણ સારી રીતે દેખાય છે, અને તે સારૂં ભવિષ્ય બતાવનાર છે. જો કે તેમાં સ્વતંત્ર શોધ કે નવા વિચારો ઉપલબ્ધ થતા નથી તોપણ જે પ્રયાસ થાય છે તે ભવિષ્યમાં સારૂં ફળ લાવશેજ. હજી વધારે દરકાર તે વિષય તરફ બતાવાય એ ઇષ્ટ છે; કારણ વા-ણીનું સર્વને કામ છે, અને જેમ જેની બોલવાની શક્તિ અને સમજાવવાની રીતિ અસ-રકારક તેમ તે વિશેષ લક્ષ ખેંચે છે. સાહિત્યનો અભ્યાસ આ બંને ગુણોને કેળવતો હોઇ તે વિષય સૌએ પ્રમથજ હાથ લેવાનો છે. હાલના ગ્રાજ્યુએટોમાંથી હજી એવા મંખ્યા-બંધ મળી આવશે કે જેને ગુજરાતીમાં—સ્વભાષામાં પાંચ જણ વચ્ચે બોલવું હશે અથવા કાંઈ સમજાવવું હશે તો મુશ્કેલી પડશે. જ્યાંસુધી લોકનો મોટો ભાગ ગુજરાતીજ સમ-જનારો છે ત્યાં સુધી જો પોતાને કાંઈ સંગીન લાભ આપે તેવા ફેરફાર પગભર કરવા હશે તો ગુજરાતીમાંજ બોલવાની આવશ્યકતા છે. ત્યારે પ્રથમ વિષય જેના તરફ આ-પણા ગ્રાજ્યુએટોને દૃષ્ટિ નાખવાની છે તે સ્વદેશનાં સાહિત્યની છે. લખનારનું કહેવું એમ નથી કે સાહિત્યનાં સર્વ પુસ્તકોનો સર્વએ અભ્યાસ કરવો, અગર તેના સર્વ પ્રદેશોમાં સ-હુએ ફરી વળવું. ઉદ્દેશ માત્ર એજ છે કે સ્વભાષા સરળતાથી, સપાટાથી, અસરકારક રીતે અને સમજાવી શકાય તેવી રીતે બોલતાં સર્વ ગ્રાજ્યુએટે પહેલાં શીખવાનું છે.

તે પછી બીજો વિષય સાંસારિક રીતરિવાજોનો છે. આપણા કયા ગ્રાજ્યુએટે તે રિવાજોનું અધ્યયન કર્યું છે ? તેનાં કારણો શોધ્યાં છે ? તેની અસરનો વિચાર કર્યો છે ? તેનાં પરિણામો સંબંધે નિષ્પક્ષપાત અને અસરકારક વિવેચન કરેલું છે ? આપણી જ્ઞા-તિઓમાં કેવા કેવા રિવાજો છે તેનું સવિસ્તર બયાન શું જરૂરનું નથી ? અને જ્યાં સુધી તે હકીકત બહુજ ચોકસપણે આપણા જાણવામાં નથી, રહેણીકરણીનું સંપૂર્ણ જ્ઞાન નથી, પ્રચલિત અને પ્રસ્તુત આચારની માહેતી નથી, ત્યાં સુધી સાંસારિક સુધારાના આપણા ગડગડાટો માત્ર મિથ્યા ઘોંઘાટ જ લેખાય છે. આંહિ આવી ગયેલા પ્લેગના સપાટા પછી આના જેવા જેવા ગરીબ ગણાતા ગામમાં કારજદા'ડા પછવાડે બીતાં બીતાં લખું તોય ઓછામાં ઓછા દશ હજાર રૂપીયા ખરચાયા હશે. વિદ્યાર્થીઓ નિશાળમાં ભણે છે ત્યારે માસિક ચાર આનાની ફી ભારે પડે છે એમ ફર્યાદ આવે છે ને કોઈ કોઈ તો નિશાળ છોડવી પણ દે છે. અને આમ ખાવાપીવામાં, ખોટી નામનાની ખાયેશમાં, વાદવાદ

કેળવણીના ઉત્કર્ષમાં અઢળક પૈસો ખરચી નાખવામાં આવે છે; જો આવી આવી બાબતોપર લક્ષ રાખી, લોકોને ખરા રસ્તાનું ભાન આપી કંઇ ને કંઈ સુધારો કરવા તરફ આપણા ગ્રાજ્યુએટો કંઇ પણ પ્રયાસ ન કરે તો તેઓની વિદ્યા અને કેળવણીથી દેશને કયો લાભ બીજો મળવાનો હતો?

આવા રીતરિવાજોમાં આધુનિક સમયે એક ખાસ સાવચેતી રાખવાની છે; ને તે એ છે, કે લોકોને તિરસ્કારની વૃત્તિથી જોવાનું કે બોલવાનું મળી આવે એવી બાબતો છેડવી નહિ; પણ બાળલગ્ન, બ્રહ્મચર્ય, કન્યાવિક્રય વગેરે વગેરે વિષયો—જે માટે ઘણાખરા ભાગનો મત હવે ફરતો જોવામાં આવે છે તેવી બાબતોને ચર્ચી હાનિકારક રીતિઓ દૂર કરાવવાને યથાશક્તિ પ્રયત્ન કરવા ઘટે છે. આની સાથે કેળવણીના ખરા લાભ પણ પ્રાકૃતજનોને બતાવવા જોઇએ છે. તે લોકો કેળવણી માત્ર કમાણી માટેજ છે ને કેળવણીથી કમાણી–રાજ્યદરબારી નોકરીની કમાણી ન મળે તો તે કેળવણી તદ્દન નકામી એમ માની બેઠા છે. તો તેમને દાખલા દૃષ્ટાંતથી કેળવણીના સાચાને સર્વ વખતે મળતા લાભ સારી પેરે સમજાવવા જોઇએ. અને જેમ છોકરાની તેમ છોકરીની કેળવણી પણ આવશ્યકજ છે એ પણ સમજાવવું જોઇએ. ગયા વસ્તીપત્રકને વખતે છોકરીની સરેરાશ ઘણું કરી ચાર ટકા જેટલી હતી. તો જુઓ, હજી તો સોમાં ચારજ છોકરી ભણે છે; જો દેશની આવીજ સ્થિતિ રહે તો ઉદયની આશા ક્યાં રહી ! !

કેળવણીનો ફેલાવ કેમ વધારે થાય એ જેમ ખાસ સાવધાનીથી વિચારવાનું છે તેમ કેળવણી ઉત્તમ પ્રતિની કેવી રીતે અપાય એ માર્ગોનું પણ અવલોકન સૂક્ષ્મતાથી ગ્રાજ્યુએટોએ જ કરવાનું છે. આપણી શિક્ષણપદ્ધતિમાં ફેર પડતો નથી અને પડતો હશે તો ઘણોજ જૂજ. આજ આટલા ગ્રાજ્યુએટો થયા તોપણ ગુજરાતીની વાંચનમાળા ફેરવવાનું કે નવી બનાવવાનું કોઇએ આજ સુધી મન પર લીધું ન હતું. હાલ પણ જ્યારે તે ફેરફાર આવશ્યક લાગ્યો છે ત્યારે ગ્રાજ્યુએટ ભાઇઓમાંથી કેટલા થોડાએ તેમાં લક્ષ આપ્યું છે? શીખવા માટે વિદ્યાર્થિઓને સરળ થાય અને શીખવવા માટે શિક્ષકોને સુગમ પડે તેવાં પુસ્તકો ગુજરાતીમાં કેટલાંક લખાયાં છે? ઇતિહાસ, ભૂગોળ, ગણિતશાસ્ત્ર કે વ્યાકરણાદિ વિષયોમાં કયા ગ્રાજ્યુએટે ભાગ લીધો છે? તેઓ એમ કદાચ માનતા હશે કે તે કામ તેઓની બુદ્ધિને હલકું લાગે છે ને તેઓના હોદ્દાને અછાજતું લાગે છે. પણ જો કોઈ તેમ માનતું હોય તો તેમાં તેમની મોટી ભૂલ થાય છે એમ કહેવામાં કોઇને પણ આંચકો ખાવો પડશે નહિ. જો કેળવણીના અધિષ્ઠાતા જેવા ગ્રાજ્યુએટો તે વિષયો પર ધ્યાન ન આપે તો પછી કોણે આપવું? નાનાં બાળકોને શીખવનારનું કામ કેટલું ભારે છે ને કેટલું ઉપયોગી છે તે હવે ચર્ચવાનો વખત રહ્યો નથી. પણ તેના શિક્ષકોને શિક્ષણમાં સારા માર્ગ બતાવે, નવા સુધારા સૂચવે અને કાંઇક વિદ્વત્તાભરી ચર્ચા ચલાવે તેવી મદદ આપનાર પુસ્તકો ગુજરાતીમાં કેટલાં છે? માત્ર બે કે ત્રણ જૂનાં થઈ ગયાં છે તેથી સંતોષ માની બેઠા છે. ગ્રાજ્યુએટ શિક્ષકો હશે તેને તો ખાત્રી થઈ હશે કે જેમ શિક્ષણપદ્ધતિનાં પુસ્તકો વધારે વંચાય તેમ વધારે લાભ થાય છે. ત્યારે શું એ લાભ ગુજરાતી શિક્ષકોને પણ આપવો અને આપણાં બાળકોનું શ્રેય કરવામાં સરળતા ઉમેરવી એ ઇષ્ટ નથી!

મનની કેળવણી સાથે તનની કેળવણીને વિસરવાની નથી. સદ્‌ભાગ્યે તે તરફ હવે ચક્ષુ સાવ બંધ રહેલ નથી. તોપણ નાનાં બાળકોને ઉમંગ સહિત રમતગમતોમાં ભાગ લેતાં શીખવવાનું બાકી છે. શિક્ષકો પોતે બાળકો સાથે બળવું શરમભરેલું ગણે છે. પણ તેમ ન ગણતાં બાળકોનાં અંગ બળવાન થાય એવી એવી રમતો શિક્ષકોએ સાથે રહી નાનપણથી જ શીખવવાની છે. આપણા ગુજરાતી ભાઇઓનાં તન ' કતાયેલાં ને કોકડાં' ગણાય છે તે શું શરમભરેલું નથી ? અલબત, ખોરાકને અભાવે અને અતિશ્રમ હોવાને લીધે તેમ થતું હશે. પણ તે છતાં તેમાં કાંઇપણ સુધારો થાય તેમ નથી ? જો ગ્રાજ્યુએટ ભાઇઓ પોતાના મન પર લઈ પ્રમાણિક પ્રયત્ન કરવા તત્પર થાય તો બાળલગ્નાદિ અનિષ્ટ રીવાજો નીકળી બ્રહ્મચર્યનું તેજ બાળકોમાં ન વધે? અને તેની સાથે યોગ્ય વ્યાયામ તે કસરત પણ કરાવવામાં આવે તો પણ શું આપણે બધા સાવ એવાને એવાજ નમાલા રહીશું ? પૂર્વે તરફની—આપણી—હવાને દોષ દેવાય છે. આપણાં હવા પાણીજ નરમ કરનાર છે એમ કહેવાય છે. પણ ઇતિહાસનું અવલોકન કરનાર આમ ક્યાં સુધી સાંભળી રહેશે? શું બે સૈકા પહેલાં આપણી તરફ પણ લડાલડીને ઝપાઝપીનો સમય ન હતો ? શું બાજીયા એ ભાગ ભજવતા નહિ હતા ? તે વખતે આપણા બાપદાદા પણ શું સાવ નાહિમત ને કમજોર જ હશે ? કોઇએ પણ તે બખેડાઓમાં ભાગ લીધા નહિ હોય ! કોઈ મુસ્કેલીઓ વેઠી નહિ હોય ? શ્રમ ખમ્યા નહિ હોય ? લોહીઉકાળો અનુભવ્યો નહિ હોય ?

રજપૂતોનો ક્ષાત્ર ઉદ્રેક કાંઈ જેવો તેવો ન હતો. મરાઠાઓનું શૌર્ય કાંઈ બહારનો આડંબર ન હતો. કાઠીયાવાડના કાઠીઓનો જુસ્સો કાંઇ લેખાં વગરનો નહોતો. ત્યારે હવા પાણીનો દોષ ક્યાં રહ્યો ? નહિ કે આપણે હાલના વખતમાં બખેડાનું કે લોહી ઉકાળાનું કામ છે પણ શરીરસંપત્તિનું તો સર્વને કામ છે. ખેતીમાં, કારીગરીમાં, મુસ્કેલીઓ ખમવામાં ને બુદ્ધિને વિકસાવવામાં તનજોરનું મુખ્ય કામ છે. બાળપણમાંથી તેનું શિક્ષણ મળે તોજ મોટી ઉમરે તે ખીલે અને તેમાં પણ લોકોને સમજાવવાનું તથા શિક્ષકોએ અમલમાં લાવવાનું કામ છે અને તે કામ સફળ રીતે થાય તેવા પ્રયાસ કરવા એ આપણા ગ્રાજ્યુએટોની પવિત્ર ફરજ છે.

( આગળ ચાલુ. )

એક ગ્રાજ્યુએટ.

# જીવનચરિત્ર.

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૪૬ થી )

સન ૧૮૬૪ સુધીમાં દેશી ભાષામાં જે જે પુસ્તકો પ્રસિદ્ધ થયાં હતાં તે વિષે નામદાર સરકારે મુંબઈ એજ્યુકેશન સોસાઇટીના પ્રેસમાં છપાવેલા એકંદર રીપોર્ટ ઉપરથી જણાય છે કે, ૧૮૬૪ સુધીમાં ગુજરાતી ભાષામાં કુલ ૬૨૮ પુસ્તકો છપાયાં હતાં, તેમાં " કોલંબસનો વૃત્તાંત " અને " રાજા રામમોહનરાયનું ચરિત્ર " એ બેજ *પુસ્તકો જીવનચરિત્રને લગતાં હતાં. આ ૮૮ સાલ સુધીમાં મરાઠી ભાષામાં કુલ ૬૬૧ પુસ્તકો બહાર પડ્યાં હતાં જેમાં જીવનચરિત્રને લગતાં નીચેનાં પાંચ પુસ્તકો હતાં:—

**( १ ) सोक्रेटीस चा इतिहास-१८५२; ( २ ) वॉशिंग्टन-१८५४; ( ३ ) कोलंबसवृत्तांत-१८५६; ( ४ ) राजा राममोहनरायचें चरित्र-१८५८; ( ५ ) नाना फडनवीसचा वृत्तांत-१८५७.**

ગુજરાતી ભાષામાં ૧૮૬૪ સુધીમાં બે અને મરાઠી ભાષામાં પાંચ ચરિત્રગ્રન્થો અને કુલ એકંદર પુસ્તકો અનુક્રમે ૬૨૮ અને ૬૬૧ બહાર પડ્યાં હતાં. તે ઉપરથી જણાય છે કે, ગુજરાતી કરતાં મરાઠી સાહિત્ય તે સમયે આગળ પડતું હતું, અને તેજ પ્રમાણે હાલ પણ ગુજરાતી કરતાં મરાઠી સાહિત્ય ઘણું વધેલું છે. જોકે છેલ્લાં થોડાંક વર્ષો થયાં ગુજરાતી લેખનવ્યવસાયમાં વૃદ્ધિ થતી આપણે જોઇએ છીએ; પરંતુ ચરિત્રલેખન તરફ જોઇએ તેવી રીતે ગુર્જર સાક્ષરોની પ્રવૃત્તિ જણાતી નથી એ દિલગીર થવા જેવું છે. સરકારી રીપોર્ટ ઉપરથી જણાય છે કે, સન ૧૯૦૦ ની સાલમાં ગુજરાતી ભાષામાં કુલ ૨૨૩ પુસ્તકો બહાર પડ્યાં હતાં, પણ તેમાં ચરિત્રને લગતાં ( ૧ ) જોરાવરનું જીવન, ( ૨ ) નામાંકિત નારીઓ અને ( ૩ ) રેવ. બહાદુરજીનું જીવનચરિત્ર, એ ત્રણજ પુસ્તકો હતાં. આ ત્રણ પુસ્તકોમાંનાં પહેલાં બે તો ભાષાન્તરજ છે, અને ત્રીજું એક પુસ્તક સ્વતંત્ર ચરિત્રને લગતું છે. એટલે એકંદરે ૭૫ પુસ્તકે " ચરિત્ર " ને લગતું એક પુસ્તક, અને ૨૨૩ પુસ્તકે " સ્વતંત્ર ચરિત્ર "ને લગતું એક પુસ્તક ૧૯૦૦ ની સાલમાં લખાયું હતું. સન ૧૮૬૪ સુધીમાં ગુજરાતી ૬૨૮ પુસ્તકોમાંથી ચરિત્રને લગતાં બે અને ૧૯૦૦ માં ૨૨૩ માંથી ત્રણ, આ તફાવત ચરિત્રલેખનના સંબંધમાં બહુ દિલગીરી ઉપજાવનારો ગણાય તેવો છે. કારણ કે પચાસ વર્ષ જેટલી લાંબી મુદત સુધી ભાષા ખેડાયા પછી-વિદ્યામાં અને વિદ્વાનોની સંખ્યામાં ઘણો વધારો થયા પછી-જીવનચરિત્રલેખન-

---

* રા. રા. રણછોડભાઈ ઉદયરામે " અર્જુનનું જીવનચરિત્ર " લખેલું છે, તે પાકા જૂના વખતનું છે; પરંતુ ૧૮૬૪ સુધીના સરકારી રીપોર્ટમાં તે પુસ્તકનું નામ જોવામાં આવતું નથી, તેથી એમ લાગે છે કે તે ૧૮૬૪ પછી બહાર પડ્યું હશે.

ની અગત્ય સારી રીતે પીછાન્યા પછી–અર્ધી સદી જેટલી લાંબી મુદત સુધી ઉન્નતિ તરફ ચાલ્યા પછી–પણ આવી સ્થિતિ દૃષ્ટિગોચર થાય એ ભવિષ્યને માટે કેવી આશા આપે ! કુદરતી શક્તિવાળા વિદ્વાન ગૃહસ્થો ઉચ્ચતમ નવલકથાઓ–કલ્પિત જીવનચરિત્રો કે કલ્પિત નાટકો લખવામાં પોતાનો અમૂલ્ય વખત રોકવાને બદલે વિશેષ ઉપયોગી એવાં સ્વદેશીય સત્ય ચરિત્રોનું એકીકરણ કરવામાં રોકે તો તે ખરેખર ઉપયોગી થઈ પડે. કારણ જેઓ આપણા દેશમાં જન્મી દેશની કીર્તિમાં ઉમેરો કરનારા મોટા મનુષ્યો થઈ ગયા છે તેમનું જીવનચરિત્ર તો હજારો વર્ષ પછી પણ તે વખતની પ્રજાને પોતાના અનુભવનો "લાભ" જાણે તેઓ જીવતા હોય તે પ્રમાણે આપે છે. તેઓ તેમનાં હૃદય ઉપર સત્તા ચલાવે છે, તેમને આશા આપી ઉત્તેજે છે, તેમની આગળ મહાન દૃષ્ટાન્તો રજુ કરે છે, અને જ્યારે માણસો ઉંચી પ્રેરણાથી જીવનપર્યંત પોતાનું કર્તવ્ય કરી રહે છે ત્યારે પણ તેમની અસર પૂરેપૂરી નાશ પામતી નથી આટલા માટે જ મહાન મનુષ્યોનાં જીવનવૃત્તાંતો ખાસ કરીને ઉપયોગી ગણાય છે.

## ( ग ) ઉત્તમ ચરિત્ર ગ્રન્થ કોને કહેવો ?

ઉત્તમ ચરિત્રગ્રન્થ કોને કહેવો તે વિષે ઉપરના વિવેચનમાં કેટલુંક સ્પષ્ટીકરણ થયું છે, તોપણ કાંઇક વિશેષ થવાની આવશ્યકતા જણાય છે. મૂળ દૃષ્ટાંત લેવું તે મહાન મનુષ્યનું હોવું જોઇએ, અને તેની મૂર્તિનું દર્શન કરાવવા માટે જે દર્પણ ધરવામાં આવે તે પણ નિર્મળ–ચોખ્ખું–નિર્દોષ હોવું જોઇએ. જેમણે આ જગતમાં આવીને શાશ્વત કલ્યાણનાં કાર્યો યથામતિ અને યથાશક્તિ કરીને પોતાના જીવનનું સાર્થક કર્યું છે; જેમણે પોતાના સદ્વર્તન, સદ્ગુણ અને ઉચા વિચારોવડે લોકોને સન્માર્ગ બતાવ્યો છે તેવા મનુષ્યો તે મહાન–મોટાં મનુષ્યો કહેવાય છે. આવાં મનુષ્યોનાં જીવનચરિત્રો લખતાં લેખકે "**वसुधैव कुटुंबकम्**" એવી વૃત્તિ રાખવી જોઇએ, અને આવાંજ મનુષ્યોનાં ચરિત્રો પ્રજા સમક્ષ મૂકાવાં જોઇએ. આ ઉત્તમ ઉદ્દેશ લક્ષમાં રાખીને લખાયેલાં આદર્શ ચરિત્રો ઇંગ્રેજી ભાષામાં તો ઘણાં છે. તેમાંનાં પ્રાચીનકાળમાં પ્લૂટાર્કનાં લખેલાં ચરિત્રો, અને અર્વાચીન કાળનું બૉઝવેલકૃત જોનસનનું ચરિત્ર, એ સુપ્રસિદ્ધ છે. મરાઠી ભાષામાં અર્વાચીન સ્વતંત્ર ચરિત્રગ્રન્થ "વિષ્ણુશાસ્ત્રી ચીપલૂનકરનું ચરિત્ર" છે, અને ગુજરાતી ભાષામાં સાક્ષરશ્રી મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીકૃત "સુત્ત ગોકુલજી ઝાલા અને વેદાન્ત" તથા સ્વર્ગવાસી રા. સા. મહિપતરામ રૂપરામ કૃત "દુર્ગારામ ચરિત્ર" અને "કરશનદાસ મૂળજી ચરિત્ર," એ વગેરે છે.[1] એકજ માણસની ઑઇલપેઇન્ટીન્ગ તસવીર તે માણસની ઉંચાઇ જેટલી મોટી હોઇ શકે છે, અને તેજ માણસનો ફોટોગ્રાફ કેબીનેટ સાઇઝમાં પણ લઈ શકાય છે. ફોટોગ્રાફર જો કુશલ હોય તો કેબીનેટ જેટલી નાની સાઇઝમાં પણ તે માણસના શરીરનું પ્રતિબિંબ, તેનો દેખાવ અને તેના મોંપરના તલના ડાઘ અથવા

1 રા. રા. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ કૃત "બેન્જામીન ફ્રાંકલીનનું જીવનચરિત્ર".

શીતળા નીકળ્યા હોય તો તેનાં ચાઠાં, વગેરે બરાબર ઉતારી શકે છે; પરંતુ ઑઇલ પેઇન્ટીંગ તસવીર તૈયાર કરનાર ચિત્રકાર જોઇએ તેવો કુશલ ન હોય તો તે સર્વ પ્રકાર પોતાની આખી-મોટી છબીમાં પણ બતાવી શકતો નથી, તેજ પ્રમાણે ચરિત્ર ચિત્રકારના સંબંધમાં છે. પ્લૂટાર્કનાં લખેલાં ચરિત્રો નાનાં પણ આબેહુબ ઉતારેલા ફોટોગ્રાફ જેવા હોવાથી ચરિત્રનાયકના ખરેખરા પ્રતિબિંબ રૂપ છે. ડૉ. જૉનસનનો અભિપ્રાય એવો છે કે, " કોઇપણ માણસનું ખરેખરૂં જીવનચરિત્ર લખવું હોય તો તે લખનારે તેને જાતોજાત જાણવો જોઇએ. અર્થાત્ ચરિત્રકારનો ચરિત્રનાયક સાથે પૂર્ણ પરિચય અથવા તો સારૂં સખ્ય કે નિકટ સહવાસ હોવા વિના તેના હાથે ઉત્તમ ચરિત્રલેખનનું કામ થવું શક્ય નથી. જોનસનનો આવો અભિપ્રાય હતો; પરંતુ ઇંગ્રેજી ભાષામાં કેટલાંક એવા ઉત્તમ ચરિત્રગ્રન્થો મોજૂદ છે કે, તેને આ અભિપ્રાયનો અપવાદ હોવા છતાં તે ઉત્તમ ગણાય છે. તેમ છતાં એટલું તો કબૂલ કરવા યોગ્ય છેજ કે, ચરિત્રકાર ચરિત્રનાયકને આપો આપ-સારી રીતે જાણતો હોય તો તે પોતાના ચરિત્રગ્રન્થમાં અગત્યનો મોહ લાવી શકે છે, અને તેથીજ ઇંગ્રેજી ભાષામાં ટાસિટસ કૃત આગ્રિકોલા, રોપરકૃત મૂરનું ચરિત્ર, જૉનસનકૃત સાવેજ ગુજરાતી ભાષાના ચરિત્રગ્રન્થોમાંના સારામાં મૂકવા યોગ્ય છે; પણ તે ઇંગ્રેજી ભાષાના જૂદા જૂદા ગ્રન્થોના આધારથી લખાયેલું હોવાથી " સ્વતંત્ર ચરિત્રગ્રન્થ " માં સ્થજો ગણ્યું નથી. અને પોપનાં જીવનચરિત્ર, બૉઝવેલકૃત જોનસનનું ચરિત્ર, લોકહાર્ટકૃત સ્કૉટનું ચરિત્ર, કાર્લાઇલ કૃત કાનિંગનું ચરિત્ર, અને મૂરકૃત બાઇરનનું ચરિત્રઃ વગેરેમાં એ પ્રકારની અદ્ભૂત મોહિની રહેલી છે. તેજ પ્રમાણે રા. રા. મનઃસુખરામ સૂર્યરામ કૃત ગોકુલજી ઝાલાનું ચરિત્ર, રા. સા. મહિપતરામ કૃત કરશનદાસ, દુર્ગારામ અને પાર્વતીકુંવર ચરિત્ર, મિ. ફ્રેંકોબાદ બહેરામજી મર્ઝબાનકૃત શેઠ ફરદુનજી મર્ઝબાનનું ચરિત્ર, રા. રા. કૃષ્ણરાવ ભોળાનાથ કૃત ભોળાનાથ સારાભાઇનું ચરિત્ર, કાશીબાઇ કાનીટ કૃત ડૉ. આનંદીબાઈ જોશીનું ચરિત્ર, વગેરે ગુજરાતી ચરિત્રગ્રન્થોમાં છે.

જે પ્રમાણે એક મનુષ્યનો ફોટોગ્રાફ બરાબર ખૂલતો દેખાય તેટલા માટે તેની આસપાસનો દેખાવ પણ ફોટોગ્રાફમાં ઉતારવો પડે છે. તે વિના ફોટોગ્રાફ જોઇએ તેવો દેખાવમાં આવતો નથી-તેજ પ્રમાણે ચરિત્રલેખનને માટે પણ છે. એક મનુષ્યનું જીવનચરિત્ર લખતાં, તેની સાથે નિકટનો સંબંધ ધરાવનારા બીજાઓના ચરિત્રને લગતો ભાગ પણ આવવો જોઇએ-આવ્યા વિના નજ રહે. અને તે સર્વના સંમિશ્રણથી ચરિત્રગ્રન્થ તૈયાર થાય તે ખરો-ઉત્તમ ચરિત્રગ્રન્થ થાય. ઉપર દર્શાવેલા ચરિત્રગ્રન્થોમાંના ઘણામાં આ ખૂબી વાચકો જોઈ શકે છે.

## ( ઘ ) ચરિત્રનાયકના સ્વભાવની સર્વ વિગતો અને ગુણદોષ ચરિત્રમાં આવવાં જોઇએ કે નહીં ?

મનુષ્ય સંગતીપ્રિય પ્રાણી છે, અને તેનો હમેશાં એક બીજા સાથે પરિચય ચાલતો હોય છે. આ વ્યવહાર વખતે તેના ગુણદોષ જેવા ખરા સ્વરૂપમાં દેખાય છે તેવા ખરા

સ્વરૂપમાં તે માણસને ખાસ આપણી સામે બેસારીને જોઈએ ત્યારે કદી દેખાય નહિ. અર્થાત્ ચરિત્રનાયકની ખરી ઓળખાણ કરાવનારા વ્યવહારના નાના મોટા પ્રસંગોજ છે. માટે નાના નાના પ્રસંગોને ક્ષુલ્લક ગણી કહાડી ન નાખતાં તે સર્વનો સમાવેશ ચરિત્રગ્રન્થમાં ખાસ કરવો જોઈએ. એવી ઝીણી ઝીણી વાતો ભરવાથી ચરિત્રગ્રન્થનું ભૂષણ કમી થાય છે, એમ કોઈ ધારે તો તેમની તે ધારણા ભૂલ ભરેલીજ ગણાશે. વિખ્યાત પ્રાચીન ચરિત્ર લેખક પ્લૂટાર્ક જ્યારે ચરિત્ર લખવા બેસતો ત્યારે–પાછળ જણાવવા પ્રમાણે–તેને પરિપૂર્ણ કરવા તથા ઓપ આણવા સારૂ ચરિત્રનાયકના ચરિત્રને લગતી ઘણી ઝીણી ઝીણી બાબતો નોંધવાની તે જરૂર ધારતો હતો; અને ચરિત્રનાયકનાં લક્ષણો જણાઈ આવે એવી નાની નાની બાબતો, પંડની ખાસીયતો, ઘાટઘૂટ, ટેવો અને લક્ષણો વગેરેની નોંધ કરતો હતો. પણ સર્વ ચરિત્રલેખકોએ ખાસ ધ્યાનમાં રાખવા જેવી પ્લૂટાર્કની એક ખૂબી એ હતી કે, તે આવી ક્ષુલ્લક બાબતો ઉપર લક્ષ આપતો હતો ખરો; પરંતુ તેની સાથે તેને તે અઘટીત પ્રાધાન્ય કદી આપતો નહોતો, અથવા તેના કરતાં વિશેષ મહત્વની બાબતને ભૂલી પણ જતો નહોતો. કોઈ કોઈ પ્રસંગે તો તે તેના વિષય સંબંધી એકાદ વાર્તા લખીને તે ઉપરથી તે વ્યક્તિનું લક્ષણ તેના વર્ણનને એવું તો સરસ બતાવી આપે છે કે, રસ કે અલંકારથી ભરેલાં વર્ણનોનાં પાનાંનાં પાનાં ભરવાથી પણ તે થઈ શકે નહીં. ચરિત્રનાયક વિષેની આવી ઝીણી ઝીણી પણ ચરિત્રલેખનને માટે અત્યંત ઉપયોગી એવી બાબતો તેના નિકટવર્તી સ્નેહી શિવાય અન્યને જાણવાનો માર્ગ નથી, અને એટલા માટેજ ચરિત્રકારે ચરિત્રનાયકને જાતોજાત જાણવો જોઈએ એમ જોનસન કહેતો હતો. આ ઉપરથી કોઇપણ મનુષ્યનું જીવનચરિત્ર લખવાની જવાબદારી તેના નિકટવર્તી સ્નેહી–સંબંધીપર આવી પડે છે એ સહેજે જાણી શકાય છે, અને જેમનાપર આવી ફરજ આવી પડે તેમણે પોતાની જવાબદારી સમજીને પોતાના કર્તવ્યમાં લાગવું એ ઉચિત છે.

જીવનચરિત્રમાં જે પ્રમાણે ચરિત્રનાયકના ગુણનું વર્ણન કરવામાં આવે છે, તેજ પ્રમાણે દોષો–અવગુણો–નું પણ વર્ણન કરવું જોઈએ કે કેમ? આ એક આ વિષયને લગતો અગત્યનો સવાલ છે. “ મનુષ્યના અંતર્બાહ્ય સ્વરૂપનું ખરેખરૂં ચિત્ર તે જીવનચરિત્ર ” આવી ચરિત્ર શબ્દની વ્યાખ્યા જો માન્ય ગણવામાં આવે તો, જે પ્રમાણે ચિત્રમાં પ્રકાશ અને છાયાનું યોગ્ય સંમેલન થવાથીજ તેને યથાર્થત્વ પ્રાપ્ત થાય છે, તે પ્રમાણે ચરિત્રનાયકના ગુણ અને દોષ એ બન્નેનું યથાર્થ વિવેચન જેમાં હોય તેનેજ ચરિત્ર કહી શકાય. જે ચિત્રમાં માત્ર પ્રકાશ હોય અને છાયાનું નામ પણ ન હોય તે ચિત્ર જે પ્રમાણે વિલક્ષણ દેખાય, તેજ પ્રમાણે જે ચરિત્રગ્રન્થમાં ચરિત્રનાયકના કેવળ સ્તુતિપાઠોજ હોય અને દોષ વિષે ઈસારો પણ ન હોય તે ગ્રન્થ ચરિત્રગ્રન્થ તરીકે ગણવા એ બરાબર નથી. એવા ચરિત્રગ્રન્થોથી લાભ પણ શો? કારણ ચરિત્રદ્વારા ઉપદેશ આપવો એ ચરિત્રલેખનના ઉદ્દેશમાંનો મુખ્ય ઉદ્દેશ છે. વળી જે મનુષ્યોમાં સર્વ ગુણોજ હોય કે દેખાય–અવગુણ અથવા દોષ લેશમાત્ર ન હોય–તે મનુષ્યને મનુષ્ય કહેવાય પણ શા રીતે? તેવા મનુષ્યને તો દેવદૂત ગણવો જોઈએ! વળી તેના ગુણોની બરોબરી આપણાથી કોઈ કાળે થઈ શકવાની નથી એમ સમજીને માણસો તેવા ચરિત્રદ્વારા બોધ મેળ-

વવાને બદલે ઉલટા નિરાશ થઈ જાય તો પછી એવા ચરિત્રથી લાભ શો ? અને કોને ? મોટા મનુષ્યોની ખામીઓનાં દૃષ્ટાંતો ઘણી વખતે બહુ ઉપયોગી થઇ પડે છે. ડૉ. જૉનસન કહે છે કે, "જો માણસોના ચાલ ચલણની ફક્ત ઉજળી બાજૂજ બતાવવામાં આવે તો આપણે નાઉમેદ થઈ માથે હાથ દઇને બેસવું પડશે; કેમકે તેમની કોઇપણ રીતે નકલ કરવાનું આપણાથી બનવાનું નથી એમ આપણે ધારીશું. જો કોઈ માણસ જીવનચરિત્ર લખવા બેસે તો તે તેણે જેવું હોય તેવુંજ ખરેખર લખવું જોઇએ-ચરિત્રનાયકની ખામીયતો અને તેના દોષ-દુર્ગુણો પણ જણાવવા જોઇએ. કેમકે તેમ કરવાથી તેની ચાલ સમજાય છે;" કેટલાક લેખકો ખોટા-ખરાબ-ને સારા રૂપમાં મૂકી ચરિત્રનાયકના દુર્ગુણોને પણ સદ્‌ગુણરૂપે બતાવવાનો પ્રયત્ન કરે છે. આ રીત પણ બેશક સ્વીકારવા યોગ્ય નથી. ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થયેલાં જીવનચરિત્રનાં પુસ્તકોમાંનાં કોઈ કોઈ પુસ્તકોમાં આવો પ્રયત્ન થયેલો છે; પરંતુ આવા પોકળી પ્રયત્નમાં લેખકો ખરેખરી સફળતા મેળવી શકતા નથી, કારણ કે સુજ્ઞ વાચક હોય તો વાંચતાંની સાથેજ તેની પોકળતા પારખી શકે છે. આ પ્રમાણે થાય તેના કરતાં જે સત્ય સ્વરૂપમાં હોય તેજ ચરિત્રમાં બતાવવું એ સર્વોત્તમ છે. ચરિત્રનાયક પોતાનો સ્નેહી અથવા નિકટનો સંબંધી હોય માટે તેના અવગુણો-દુર્ગુણો જાહેરમાં ન મૂકતાં, તે અવગુણોને સદ્‌ગુણના રૂપમાં બતાવવાનો ખોટો પ્રયત્ન કરવો એ એક રીતે મિત્રે કે સંબંધીએ હિતશત્રુનું કામ કરવા બરાબર થાય છે. માટે ચરિત્રલેખકે ચરિત્ર લખતી વખતે કોઈ પણ બાજૂનો પક્ષપાત ન કરતાં એક પવિત્ર-નિખાલસ અંતઃકરણનો ન્યાયાધીશ જે પ્રમાણે ચુકાદો આપે તે પ્રમાણે-"वसुधैव कुटुंबकम्" આ સત્ર પ્રમાણે-પોતાની વૃત્તિ રાખીને ચરિત્ર લખવું જોઇએ. આ પ્રમાણે થવાથી ખોટાપણાના દોષમાંથી તદન મુક્ત જ રહેવાશે, અને ચરિત્રનાયકનું ખરેખરૂં ચરિત્ર પ્રજા સમક્ષ મૂકવાની પોતાની ફરજ તેણે અદા કરેલી ગણાશે.

(અપૂર્ણ.)

જીવનલાલ અમરશી મહેતા.

## હિન્દુ જૈનસમાજમાં સમષ્ટિભાવના.

( અનુસન્ધાને પૃષ્ઠ ૨૫૩ થી. )

पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा ।
पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभिः ॥

બહુ કલ્યાણની ઇચ્છા રાખનારા કન્યાનાં માત પિતા, ભાઈ, પતિ તથા દીયરે કન્યાનું સન્માન કરવું અને તેમને વસ્ત્રાલંકારથી શણગારવાં.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥

જે કુળમાં સ્ત્રીઓનું સન્માન થાય છે તે કુળ ઉપર દેવતાઓ સંતુષ્ટ રહે છે અને જે કુળમાં સ્ત્રીઓનું સન્માન થતું નથી તે કુળની તમામ યજ્ઞ આદિ ધર્મક્રિયા નિષ્ફળ જાય છે.

शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ।
न शोचन्ति तु यत्रैता वर्धते तद्धि सर्वदा ॥

જે કુળમાં સ્ત્રીવર્ગ શોક કરે છે તે કુળ ઝટ નાશ પામે છે અને જે કુળમાં સ્ત્રીઓ શોક-કંકાસ કરતી નથી તે કુળની સદા ચડતી થાય છે.

जामयो यानि गहानि शपन्त्य प्रतिपूजिताः ।
तानि कृत्याहतानीव विनश्यन्ति समन्ततः ॥

ઘટતું સન્માન ન મળવાથી જેના ઘરની સ્ત્રીઓ ઘર ઉપર શાપ દે છે તે ઘર-ઘરની વસ્તુઓ જાદુથી નાશ પામે તેમ સર્વથા નાશ પામે છે.

तस्मादेताः सदा पूज्या भूषणाच्छादनाशनैः ।
भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च ॥

માટે સમૃદ્ધિની ઇચ્છા રાખનાર પુરૂષે કુળની સ્ત્રીઓને સપરમે તથા ઉત્સવને દીવસે વસ્ત્ર આભૂષણ અને અન્ન (મન માનતું) આપી તેમનું સદા સન્માન કરવું.

संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैवच ।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥

જે કુળમાં ધણીધણીઆણીને બને છે એટલે સ્ત્રીથી તેનો ભર્તાર સંતુષ્ટ રહે છે અને ભર્તારથી સ્ત્રી સંતુષ્ટ રહે છે તે કુળમાં સદા કલ્યાણનો નિવાસ છે.

यदि हि स्त्री न रोचेत पुमांस न प्रमोदयेत् ।
अप्रमोदात्पुनः पुंसः प्रजनं न प्रवर्तते ॥

કારણ કે જો સ્ત્રી (વસ્ત્રાભૂષણે કરીને) શોભાયમાન ન થાય તો તે પોતાના સ્વામીને પ્રસન્ન કરી શકે નહિ. અને સ્વામિની પ્રસન્નતા વિના સંતતિ ઉત્પન્ન થશે નહિ.

स्त्रियां तु रोचमानायां सर्वं तद्रोचते कुलम् ।
तस्यां त्वरोचमानायां सर्वमेव न रोचते ॥

સ્ત્રી જો વસ્ત્ર આભૂષણથી ઝળકતી હોય તો આખું કુળ દીપે છે અને તેણીનો ઝલકાટ ન હોય તો આખું કુળ ઝાંખું પડી જાય છે.

ગૃહસ્થ જો ગુજરાન મેળવવાને બેદરકારી કરે અને પોતાની આજીવિકાને સારૂ બીજા મનુષ્યો પર આધાર રાખે તો તેને કેવા માઠા ફળ ભોગવવા પડે છે તે નીચેનો શ્લોક જણાવે છે,

उपासते ये गृहस्थाः परपाकमबुद्धयः ।
तेन ते प्रेत्य पशुतां व्रजन्त्यन्नादिदायिनाम् ॥

બુદ્ધિ વિનાના ગૃહસ્થો પારકાના અન્ન ઉપર આજીવિકા ચલાવવાનું શોધે છે તેઓ મરણ પછી તે કારણ લીધે અન્નાદિ આપનારના પશુની અવસ્થાને પામે છે એટલે તેને ઘેર ઢોર થઈને અવતરે છે.

ગૃહસ્થ જીવનમાં પરાર્થ બુદ્ધિ કેટલી પ્રચલિત હતી તે નીચેના શ્લોક પરથી જણાશે –

दातारो नोऽभिवर्द्धन्तां वेदाः संततिरेव च ।
श्रद्धा च नो माव्यगमद्बहुदेयं च नोऽस्त्विति ॥

અમારામાં-અમારા કુળમા દાતાર પુરૂષો વૃદ્ધિ પામો, વેદાભ્યાસ અને સંતતિની વૃદ્ધિ થાઓ ધર્મ ઉપરથી શ્રદ્ધા ન ઉઠી જાઓ અને અનાથને સારૂ અમને બહુ ધન સંપત્તિ મળો.

બ્રાહ્મણ અને બીજા દ્વિજોએ (ક્ષત્રિય અને વૈશ્યોએ) ઉદરનિર્વાહ કેમ ચલાવવો તે સંબંધીના નિયમો નીચે પ્રમાણે છે, તે શ્લોકો પ્રજાની ઉચ્ચ ધાર્મિક વૃત્તિ દર્શાવે છે.

अद्रोहेणैव भूतानामल्पद्रोहेण वा पुनः ।
या वृत्तिस्तां समास्थाय विप्रो जीवेदनापदि ॥

આપત્કાળ શિવાય બીજી વખતે જેથી કોઈ જીવને પીડા ન થાય અથવા જેમ બને તેમ ઓછી પીડા થાય તેવા વૃત્તિનાં સાધનો બ્રાહ્મણે અંગીકાર કરવાં જોઈએ.

सर्वान्परित्यजेदर्थान् स्वाध्यायस्य विरोधिनः ।
यथा तथा ध्यापयंस्तु सा ह्यस्य कृतकृत्यता ।

વેદાભ્યાસમાં વિઘ્નરૂપ ધન મેળવવાના સર્વ પ્રકારનો તેણે ત્યાગ કરવો જોઈએ. (ગમે તે પ્રકારે ગુજરાન ચલાવવું ) પણ અભ્યાસ કરવો કારણ કે વેદાભ્યાસ તે એના જીવતરનું ખરેખરૂં સાર્થક છે.

वयसः कर्मणोऽर्थस्य श्रुतस्याभिजनस्य च ।
वेषवाग्बुद्धिसारूप्यमाचरन्विचरेदिह ॥

આ સંસારમાં ગૃહસ્થ બ્રાહ્મણે પોતાના વય કર્મ ધન જ્ઞાન અને કુટુંબ (જાતિ) એ સર્વેને અનુકૂળ આવે તેવાં વસ્ત્ર પહેરવાં અને તેવી વાણી તથા બુદ્ધિનો ઉપયોગ કરવો.

अधार्मिको नरो योहि यस्य चाप्यनृतं धनं ।
हिंसारतश्च यो नित्यं नेहासौ सुखमेधते ॥

જે પુરૂષ અધાર્મિક છે. જેનું અસત્ય એ જ ધન છે અને જેનું ચિત્ત સદા હિંસામાં લાગેલું છે તે આ લોકમાં પણ સુખ પામતો નથી.

न सीदन्नपि धर्मेण मनोऽधर्मे निवेशयेत् ।
अधार्मिकाणां पापानामाशु पश्यन्विपर्ययम् ॥

ધર્મ પ્રમાણે ચાલતાં દુઃખ આવી પડે તો પણ તેણે કદાપિ અધર્મપર મન દોરવવું નહિ. કારણ કે અધર્મથી ચાલનારા પાપી પુરૂષોનો તરત નાશ થઈ જતાં તે જોશે.

नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ।
शनैरावर्तमानस्तु कर्तुर्मूलानि कृन्तति ॥

આ સંસારમાં અધર્મનું ફળ ગાય (અથવા પૃથ્વી) ની માફક જલદીથી જણાતું નથી. પણ ધીમે ધીમે વૃદ્ધિ પામીને તે અધર્મ આચરનારનાં મૂળ પણ ઉખેડી નાંખે છે.

यदि नात्मनि पुत्रेषु न चेत्पुत्रेषु नप्तृषु ।
नत्वेव तु कृतोऽधर्मः कर्तुर्भवति निष्फलः ॥

અધર્મ કરનારને અધર્મનું ફળ મળ્યા વગર રહેતું નથી કદાપિ તેને પોતાને વિષે ન મળ્યું તો તેના પુત્રને મળે છે. પુત્રને પણ ન થયું તો તેના પૌત્રને થાય છે. પણ નિષ્ફળ જતું નથી.

अधर्मेणैधते तावत्ततो भद्राणि पश्यति ।
ततः सपत्नाञ्जयति समूलस्तु विनश्यति ॥

અધર્મથી થોડો સમય મનુષ્ય સુખમાં વધે છે. અને સર્વ સારૂં સારૂં એટલે ઉજળું ઉજળું દુધ દેખે છે. અને શત્રુને પણ જીતે છે. પણ આખરે મૂળ સહિત અર્થાત્ સર્વથા નાશ પામે છે

परित्यजेदर्थकामौ यौ स्यातां धर्मवर्जितौ ।
धर्मं चाप्यसुखोदर्कं लोकविक्रुष्टमेव च ॥

અર્થ અને કામ ધર્મ વિરુદ્ધ હોય તો તેમનો ત્યાગ કરવો તેમ જ કોઈ કર્મ ધર્મ વિરુદ્ધ ન હોય પરંતુ લોકવિરુદ્ધ હોય અને પરિણામે દુઃખ દેનાર હોય તો તેનો પણ ત્યાગ કરવો.

( અપૂર્ણ )

[ वसन्त-ऑफ़िस. ]

# બાલસિંહ ને મોતીબા.

## પ્રવેશ ૭ મો.

### સ્થળ: આલમશાહનો દરબાર.

( આલમશાહ, દિવાન નાગેશ્વર, બાલસિંહ, ઓસ્ટિન, પ્રતિનિધિઓ, હજુરીઓ, પટાવાળાઓ, કચેરીના આકારમાં પ્રવેશ કરે છે. ગેલેરીમાં એક બાજુ નૂરબીબી, ચાપતબપ્તે, મીસ પીગ્મરસન વિગેરે બાનુઓ તથા બીજી બાજુ ગૃહસ્થો પ્રવેશ કરે છે. )

નાગેશ્વર—પ્રતિનિધિ સાહેબો, વાર્ષિક રિપોર્ટ તથા બજેટની છાપેલી નકલો એક માસ પહેલાં આપને મોકલવામાં આવી હતી, માટે તેમાં લખેલી હકીકત અહીં હું ફરી કહી આપને કંટાળો આપવા માગતો નથી. આપ આ રાજ્યના દરેક ખાતાના કામથી સુવિદિત છો, આપ રાજ્યની દ્રવ્યસ્થિતિ પણ સારી રીતે જાણો છો. હાલમાં આપને પરિશ્રમ એટલો જ આપવાનો છે કે નામદાર નવાબ સાહેબ કેટલાએક નવા કાયદા, જેના ખરડાઓની છાપેલી પ્રતો આપને અવલથી જ મોકલવામાં આવી છે, તે ઓણુથી દાખલ કરવા માગે છે. તે બાબતમાં આપની સંમતિ લેવાની છે, ને તે બાબતમાં આપને જરૂર જણાય તે સુધારા સૂચવવાના છે. પ્રથમ તો કંપનીનો કાયદો જે બ્રિટિષ ઇન્ડીઆમાં લાગુ છે, તે આપણા મુલકમાં જરૂરજોગા ફેરફાર સાથે દાખલ કરવાનો છે. આથી વેપારને બહુ ઉત્તેજન મળશે. ધનાઢ્ય લોકો પોતાની મૂડી ભેગી કરી, કંપનીઓ સ્થાપશે ને તેથી મોટા પાયા ઉપર વેપાર થઇ શકશે. હાલમાં કાયદો નહિ હોવાને લીધે કંપનીને નુકસાન જાય તો પૈસાદાર માણસોને તમામ નુકશાન ભોગવવું પડે એ બીકથી પૈસાદાર લોકો કંપની કાઢતાં અચકાય છે.

પહેલો પ્રતિનિધિ—દિવાન સાહેબ, આ ધારો જેમ બને તેમ જલદી દાખલ કરવાની જરૂર છે. કંપનીના ભાગીદારો પોતાના ભાગના પ્રમાણમાં જવાબદાર ઠરે તો તેથી આ દેશની મૂડી આપણા રાજ્યમાં જ રહેશે ને નવા ઉદ્યોગોને જન્મ આપશે.

નાગેશ્વર—ખરડામાં કાંઇ ફારફેર સૂચવવો છે? ( કોઇ નહિ બોલવાથી ) ત્યારે તે જેમ તેમ પસાર કરવામાં આવે છે. નામદાર નવાબ સાહેબની તેને બહાલી મળવાથી તે અમલમાં મૂકાશે.

* આવતા ફોર્મનાં પાનાંનો આંકડો ૩૫૩ થી ૩૬૦ સમજી લેવો.

**આલમશાહ**—હું તેને બહાલી આપુંછું.

**નાગેશ્વર**—નામદાર નવાબ સાહેબનો વિચાર આ રાજ્યના ન્યાયખાતાને સદા માટે સ્વતંત્ર બનાવવાનો છે. વિદ્વાન ન્યાયાધીશોની જ નિમણુક થાય ને તેમને પોતાની ફરજ બજાવતાં કોઈનાથી બીવાનું કારણ ન મળે તે માટે સુજ્ઞ પુરૂષોની સહાયતાથી ધારાનો ખરડો ઘડી કાઢવામાં આવ્યો છે. અમુક લાયકાત વાળા જ ન્યાયાધીશો નીમવા એ એમાં દર્શાવ્યું છે, ને દરેક જગ્યાનો પગાર મોટો રાખવામાં આવ્યો છે, જેથી અમલદારનો મોભો સચવાય ને તેને રૂશવત લેવાની લાલચ ઓછી રહે. નિમણુંક કરતાં પહેલાં જાહેર ખબરથી અરજીઓ મંગાવવી. જાહેર ખબરમાં પણ અમુક લાયકાતવાળાએ જ અરજી કરવી એમ જણાવવું. આ અરજીઓ રાજ્ય કાઉંસિલે તપાસી ઉમેદવારોને જાતે જોઈ સૌથી લાયક ઉમેદવારનું નામ પસંદ કરવું એટલે નામદાર નવાબ સાહેબ તે શખ્સની નિમણુક કરશે. સદરહુ અમલદારની નિમણુક થયા બાદ તેની સારી ચાલચલગત સુધી તે પોતાના હોદ્દાથી દૂર કરી શકાશે નહિ. તેની ચાલચલગત વિષે સવાલ ઉઠે ત્યારે તેનો નિવેડો પ્રતિનિધિસભા કરશે. નામદાર નવાબ સાહેબ એમ માને છે કે જ્યાં સુધી દેશી રાજ્યનું ન્યાયખાતું સુધર્યું નથી, ત્યાં સુધી તેનો ઉદ્ધાર થવાનો નથી. જ્યાં રાજ્યનું સુખ છે ત્યાં સારાં માણસો વસે છે ને જ્યાં શુદ્ધ ન્યાય મળી શકતો નથી ત્યાં પ્રજાને સુખ નથી. આ ધારાના ખરડામાં તમામ વિગતો આપી છે એટલે આ વિષે હું વધારે લંબાણથી બોલવા માગતો નથી.

**બીજો પ્રતિનિધિ**—આ ધારા માટે અમે નામદાર નવાબ સાહેબને ધન્યવાદ આપીએ છીએ. એમની કારકીર્દીમાં આવો ધારો હો યા ન હો તેથી કાંઈ ફેરફાર થવાનો નથી, કેમકે તેઓ સાહેબ તે ધારા મુજબ જ કામ લે છે, પણ રાજ્યના ભવિષ્યના હિત માટે આ ધારાને વધાવી લેવાની જરૂર છે. આ ધારા માટે પ્રતિનિધિઓ પોતાની સંમતિ તાળીઓના અવાજથી આપશે એવી આશા રાખુંછું.

( તાળીઓના અવાજો. )

**આલમશાહ**—મારા રાજ્યના પ્રતિનિધિઓની ખુશાલીથી મને બહુ ખુશી ઉપજે છે. આ ધારાને હું ઘણી ખુશીથી બહાલી આપુંછું.

**નાગેશ્વર**—મહેસુલ ખાતું વધારે સારા પાયા ઉપર લાવવાને માટે પણ ધારા ઘડવાનો વિચાર કરવામાં આવે છે,

**બીજો પ્રતિનિધિ**—ધારાઓ કરતાં ધારાઓનો અમલ કેવી રીતે કરવામાં આવે છે એ

વધારે જરૂરનું છે. કાગળો ઉપર સારા ધારાઓ હોય પણ તેનો અમલ ન થતો હોય તો શું કામના ? હાલમાં મહેસુલ ખાતા માટે ધારા નથી. પણ મહેસુલ ખાતું એવા સારા ધોરણે ચલાવવામાં આવે છે કે પ્રજા એકંદર સુખી છે. બહુ ધારા કામના નથી.

નાગેશ્વર—અમલદારોને આપખુદી સત્તા વાપરતાં અટકાવવા માટે ધારાઓ અવશ્યના છે: અલબત્તાં ધારાઓ છતાં પણ અમલદારોની મુનસફી ઉપર રાજ્યનું ઘણું કાર્ય રહેશે. ધારાઓ અમલમાં કેવી રીતે મૂકાય છે એ રાજ્યકાઉંસિલ બહુ કાળજીથી જોતી રહેશે. ને વખતે તેમાં ફેરફાર કરવા જરૂરના લાગશે તે કરાવતી રહેશે. આજ હવે મારે બે ધારા વિષે બોલવાનું રહ્યું છે. એક તો ગણિકાઓને અટકાવવાનો ધારો ને બીજો દારૂ વેચવાની મનાઇનો ધારો. પણ તે વિષે બોલતાં પહેલાં મારે આપના વિચાર જાણવાની જરૂર છે.

ચોથો પ્રતિનિધિ—હાલના જમાનાની સ્થિતિ જોતાં આ બે ધારા દાખલ કરવાથી લાભ કરતાં હાનિ વિશેષ છે. ગણિકાઓને આપણા મુલકમાં આવવા નહિ દીઓ તો પશુવૃત્તિવાળા પુરૂષોને પોતાની વૃત્તિ તૃપ્ત કરવાનું અધિકારૂપી સાધન નહિ મળવાથી તેઓ ખાનગી કુટુંબોની નીતિ બગાડ્યા ચૂકશે નહિ. આથી બકરી કાઢતાં પેસે ઉંટ એવું થશે. વળી કેટલીક ગણિકાઓ સંગીતમાં કુશળ હોય છે. તેમના જવાથી સંગીતની આપણા દેશમાં શી દશા થશે તે વિચારી જુવો. દારૂની દુકાનો બંધ કરશો તો જેને તે પીવાનું વ્યસન છે તે છુપી રીતે ઘરમાં બનાવશે, અગર બહારથી લાવશે, પણ પીધા વિના રહેશે નહિ. દારૂની બદીમાં આથી ઘટાડો થશે નહિ. ઉલટું રાજ્યની મહેસુલ વગર કારણે ઓછી થશે. માટે આ બે કાયદા દાખલ નહિ કરવા જોઇએ એવો મારો આધીન મત છે.

પાંચમો પ્રતિનિધિ—ગણિકાથી કલાલનો ધંધો વધ્યો, ને દારૂથી ગણિકાનો ધંધો વધ્યો. ગણિકાવાડમાં કલાલની જેટલી દુકાનો છે તેટલી બીજે નહિ હોય. એ તો ખરૂં છે કે ગણિકાની ને કલાલની દુકાનો બંધ કરવાથી તમામ લોકો કુમાર્ગે જતાં નહિ અટકે, પણ આ દુકાનો રાખવી એ અનીતિને સાધન કરી આપવા બરોબર છે. મન અને વાચાથી કોઇ માણસ અમુક ખરાબ કર્મમાં રૂચિ રાખે પણ તેને તે રૂચિ તૃપ્ત કરવાનું સાધન નહિ મળે તો કર્મથી તો ખરાબ નહિ થાય. માટે હું આ ધારાઓની ઘણી ખુશીથી હિમાયતી કરૂં છું.

**છઠ્ઠો પ્રતિનિધિ**—સંગીત ને નૃત્યકળા ઓછી ન થવા પામે તથા ઔષધ માટે દારૂ મળી શકે તેનો તો અવશ્ય રસ્તો થવો જોઈએ.

**સાતમો પ્રતિનિધિ**—જે લોકો ગણિકા ને કલાલના ઘરાગો છે તેમને માટે શું ? લાંબા વખતનું વ્યસન તેઓથી છોડાશે નહિ.

**નાગેશ્વર**—આ તમામ બાબતોનો અમે વિચાર કર્યો છે. પ્રતિનિધિઓએ પોતાના વિચારો જણાવ્યા તે અવશ્ય ધ્યાનમાં લેવા લાયક છે. હાલ તુરતમાં તો એટલુંજ કરવું બસ થશે કે નાયકા તથા કલાલની દુકાન શહેરમાં હાલ પૃથક્ પૃથક્ છે તેને બદલે એકજ ઠેકાણે ભેગી રાખવામાં આવશે. ને તે જગ્યાઓનો કોણ કોણ ઉપયોગ કરે છે તેની ખાનગી ટીપ રાખવામાં આવશે. જે ગણિકાઓ ફક્ત સંગીત ને નૃત્ય ઉપર પોતાની રોજી ચલાવે છે તેમની તે વિષયોમાં પરીક્ષા લઈ તથા તેમની ચાલચલગતનો તપાસ કરી તેમને સરટીફીકેટ આપવામાં આવશે, ને તેમને સામાન્ય ગણિકાઓના લત્તામાં રહેવાની ફરજ પાડવામાં આવશે નહિ. પણ તેમની ચાલચલગત બાબત ફરીઆદ આવશે તો તેનો તપાસ કરી તેમનાં સરટીફીકેટો રદ કરી તેમને મળેલી છૂટ લઈ લેવામાં આવશે.

**આલમશાહ**—હું ધારૂં છું કે જુદા જુદા વિચારો ધરાવનારા તમામને આ ગોઠવણ પસંદ આવશે. મારા રાજ્યમાં ધર્મ ને નીતિ પ્રસરે તેને માટે હું હમેશાં ઉત્કંઠ છું. આ ગોઠવણ મુજબ ધારામાં ફેરફાર કરી સુધારેલો ખરડો આવતી સભામાં રજુ કરવામાં આવશે.

**આઠમો પ્રતિનિધિ**—મારે બજેટના સંબંધમાં બે બોલ કહેવાના છે. ઉપજ તથા ખરચનો અડસટો જોતાં એમ માલુમ પડે છે કે આશરે પાંચ લાખ રૂપીઆ વરસ આખરે વધશે. મારા મત પ્રમાણે ખરચ કરતાં ઉપજ વધારે હોય ત્યારે, રાજ્યે કર ઓછા કરવા જોઇએ. રાજ્યના ખરચ ઉપરાંત રાજાએ રૈયત પાસેથી વધારે લેવું નહિ જોઇએ. માટે હું વિનતિ કરૂં છું કે રાજ્યે એકાદ કર માફ કરવો જોઇએ.

**નવમો પ્રતિનિધિ**—મારી પણ તેજ વિનતિ છે. વિશેષમાં મારે એ કહેવાનું છે કે હમણાં જાહેર બાંધકામો જેવાં કે સ્ટેટ રેલ્વે, પાણીના બાંધકામ વિગેરેનું ખરચ ફાજલ પડેલાં નાણાંમાંથી અગર ચાલતી ઉપજમાંથી કરવામાં આવે છે, પણ આ બાંધકામોનો લાભ ભવિષ્યની પ્રજાને પણ મળશે. તેમના ખરચનો તમામ બોજો હાલની પ્રજા ઉપર ન-

હિ પટવો જોઇએ. આવા ખરચ માટે રાજ્યે કરજ કરવું જોઇએ. ને તે રાજ્યની સામાન્ય ઉપજમાંથી ધીમે ધીમે ત્રીશ ચાલીશ વર્ષે અદા કરવું જોઇએ. આમ કરવાથી પ્રજા ઉપર કરનો બોજો છે તે કરતાં ઓછો કરી શકાશે.

નાગેશ્વર—બજેના સંબંધમાં જે વિચાર દર્શાવવામાં આવ્યા છે, તે ધ્યાનમાં લેવા જેવા છે. તે વિચાર આ મારી સરત બહાર રહી ગયા નથી. તમે સૌ જાણો છો કે અંગ્રેજ સરકારની સંમતિ વિના દેશી રાજ્યકર્તા કરજ કરે તો તેને માટે તેનો વારસ જવાબદાર નથી, એવો ધારો હાલ ચાલે છે. કેટલાએક દેશી સજનો પોતાના મોજશોખ માટે તથા વગર જરૂરના કાર્ય માટે કરજ કરતા, તેઓ આ ધારાથી પોતાની જાગીર ઉપર કરજ કરતાં અટકશે. આટલો એક આ ધારાથી લાભ છે, પણ તેથી દેશી રાજ્યોની આંટ સાવ તુટી ગઈ છે. એટલે દેશી રાજાઓ અંગ્રેજ સરકારની બાંહધરી વિના હલકા વ્યાજના દરથી કરજ કરવા અશક્ત છે. આવી સ્થિતિમાં કરજથી દૂર રહેવામાંજ દરેક દેશી રાજ્યનું હિત રહ્યું છે. માટે દુકાળ જેવા અકસ્માતના પ્રસંગો માટે રાજ્યે સંગ્રહ કરી રાખવો જોઇએ, તેમજ બચાવેલા પૈસામાંથીજ તેણે જાહેર બાંધકામો કરવાં જોઇએ. પણ તેની સાથે અમે એક બાબત એ ધ્યાનમાં રાખી છે કે આ રાજ્યની તીજોરીમાં જ્યારે જ્યારે ફાજલ નાણું હશે, ત્યારે ત્યારે અહિંના સાહુકારો તથા વેપારીઓને તેમાંથી વ્યાજબી વ્યાજે ધીરધાર કરવામાં આવશે. આથી અમો આશા રાખીએ છીએ કે વેપાર ઉદ્યોગને સારૂં ઉત્તેજન મળશે. વળી આપણા વ્યયનો ભવિષ્ય પ્રજાને વગર દોકડે લાભ મળે છે, ને જે કહેવામાં આવ્યું, તે બાબતમાં મારો અભિપ્રાય એ છે કે જેમ બને તેમ આવતી પ્રજાને આપણી ઋણી રાખવી, આપણે તેમના ઋણી રહેવું, એજ આ જમાનાનું કર્તવ્ય છે.

દશમો પ્રતિનિધિ—હમણાં આ શહેરમાં મરકી છે તો તેને માટે દરબારે શું કર્યું છે, તે દિવાન સાહેબ જાહેર કરશે, એવી આશા રાખું છું.

નાગેશ્વર—મરકી માટે ચાંપતા ઉપાય લેવાનું કામ આ શહેરની મ્યુનિસિપાલિટીનું છે. મ્યુનિસિપાલિટી ઉપર નામદાર નવાબ સાહેબનો પૂર્ણ વિશ્વાસ છે. હવે હું ધારૂં છું કે આજને માટે કંઈ કામ રહ્યું નથી.

આલમશાહ—કચેરી બરખાસ્ત.

( પ્રતિનિધિઓ જાય છે. )

બાલસિંહ—આજે હું વસંતપુર જવાનો છું. મારી બેને મને ખાસ તેડાવ્યો છે. મારા મિત્ર હિમ્મતસિંહ પણ મને વખતો વખત યાદ કરે છે.

**આલમશાહ**—અહીં મરકીથી તો બીતા નથી ?

**બાલસિંહ**—તે તો ઓસ્ટિન સાહેબને પૂછી જુઓ.

**ઓસ્ટિન**—બીવા ન બીવાની વાત નથી. પણ મરકી હોય ત્યાં રહેવાથી મને સ્વાભાવિક રીતે ઠપકો મળે. ( સ્વગત ) એક મીસ પીઅરસનને લીધે કહો તેટલા દિવસ રહેવા હું તૈયાર છું.

**આલમશાહ**—ત્યારે મારે આગ્રહ કરવો નકામો છે. મેં તો ઓછામાં ઓછા એક અઠવાડીઆ સુધી આપની સોબતની આશા રાખી હતી.

**બાલસિંહ**—મને પણ આપની સોબતથી બહુ લાભ થાત. તોપણ આ બે દિવસમાં પણ મને ઘણું જોવાનું ને મનન કરવાનું મળ્યું છે. આઠ દિવસ રહો હોત તો મારા મગજમાં ખરે અપચો થાત.

**આલમશાહ**—ટ્રેન વખતે સ્ટેશન ઉપર હું હાજર થઈ જઈશ. દરમ્યાનમાં જે કોઈ ફરમાસ કરવી હોય તે બેલાશક કરશો.

**બાલસિંહ**—આપ અમારી અત્યંત ફીકર રાખી અમને શરમિંદ કરી નાંખો છો. અમારી બરદાસમાં કાંઈપણ ઉણું રહેતું નથી. આપના હુકમ મુજબજ આપના અમલદારો અમારી ખાતર બરદાસ કરે છે.

( સૌ જાય છે. )

---

## પ્રવેશ ૮ મો.

### સ્થળ: મોહનપુરનો રસ્તો.

[ મેઘરાજ ઝવેરીના વેશમાં તથા નીલકંઠ ચાકરના વેશમાં પ્રવેશ કરે છે. ]

**મેઘરાજ**—ગાડીવાળાને કહે કે અહીં રોકાજે.

**નીલકંઠ**—સારૂં સાહેબ. ( જાય છે. )

**મેઘરાજ**—આ ઝવેરીના વેશથી બાલસિંહની ઠીક ખબર રખાય છે. અત્યાર સુધી મેં એનો પીછો છોડયોજ નથી. હમણાં પ્રતિનિધિ–સભામાં ગયો છે તેમાંથી નીકળશે કે ગાડીવાળાને તેની વાંસે ગાડી મારી મૂકવાનું કહીશ.

[ નીલકંઠ ફરી પ્રવેશ કરે છે. ]

**નીલકંઠ**—સાહેબ, હું ગાડીવાળાને કહી આવ્યો.

**મેઘરાજ**—ઠીક, પેલી બાઈ જાય છે તેને યુક્તિથી અહિં બોલાવી લાવ.

**નીલકંઠ**—બહુ સારૂં, સાહેબ ( જાય છે. )

**મેઘરાજ**—આજ સવારે બાલસિંહ ચાયતબખ્તેના જે મહેલમાં ગયો હતો, ત્યાં પેલી જાય છે તે સ્ત્રી હતી. તે તેની ગોલી હશે. ત્યાં શું થયું તે હકીકત તેની પાસેથી મેળવી શકાશે.

[ નીલકંઠ બુમાબુ સાથે પ્રવેશ કરે છે. ]

**મેઘરાજ**—આવો, પધારો આપ ચાયતબખ્તે સાહેબ પાસે રહો છો કે ?

**બુમાબુ**—હાજી.

**મેઘરાજ**—મારી પાસે બહુ પાણીદાર જવાહીર છે તે આપનાં ભાઈ સાહેબ લેશે? મારી પાસેથી કીફાયત ભાવે મળી શકશે.

**બુમાબુ**—તે ખરૂં, પણ હાલમાં શાહજાદી સાહેબની તબીયત સારી નથી. તેમની તબીયત સારી થશે ત્યારે વાત.

**મેઘરાજ**—એમની તબીયત કેટલું થયાં સારી નથી ?

**બુમાબુ**—આજથી તેમની તબીયત બગડી છે.

**મેઘરાજ**—તો પણ તેઓ સભા જોવા માટે પધાર્યાં છે એ કેમ ?

**બુમાબુ**—તેનું તમારે શું કામ ?

**મેઘરાજ**—કામ વિના નહિ પૂછતો હોઉં. આપને તસ્દી આપું છું તે ખાતર મારા તરફથી આ નજીવી ભેટ સ્વીકારશો.

( એક હીરાજડીત વીંટી આપે છે. )

**બુમાબુ**—( સ્વગત ) આ કોઈ મોટા ઝવેરી લાગે છે તેને ઝવેરાત વેચવા માટે મારી મદદ જોઇએ છીએ. વીંટીનો હીરો સાચો ને કીમતી છે.
( પ્રકાશ ) તમને કહેવામાં અડચણ નથી, પણ આ તમારી સાથે છે એ તમારૂં માણસ છે ?

**મેઘરાજ**—હાજી એની ફીકર નહિ રાખો. એ તો સાવ બેવકૂફ છે.

**નીલકંઠ**—(સ્વગત) તું બેવકૂફ છે કે હું તેની પછી ખબર પડશે.

**જુમાણુ**—આજ સવારે રાજનગરના બાલસિંહજી ચાયતબખ્તે સાહેબને મળવા આવ્યા હતા. શાહજાદી સાહેબનો તેમના ઉપર પ્રેમ છે પણ તે પ્રેમનો બાલસિંહજી-એ અનાદર કર્યો હોય એમ જણાય છે. બાલસિંહજી તેમને મળીને ગયા ત્યા-રથીજ શાહજાદી સાહેબ તદન લેવાઈ ગયાં છે. માટે હમણાં થોડા દીવસ સુધી તમે તેને મળી શકશો નહિ. પાછાં તે ખુશ મીજાજમાં આવે ત્યારે તમે તેને મળવાની તક લેશો તો તમારો માલ ખપાવવામાં હું તમને બનતી મદદ કરીશ.

**મેઘરાજ**—બહુ સારૂં આપની મહેરબાની છે તો મારૂં સારૂંજ થશે. (જુમાણુ જાય છે.) (સ્વગત) આ વાત પણ ઠીક કાને આવી. એક હીરાની વીંટી તેની વધારે કીમંત નથી. બાલસિંહના સદ્દગુણોજ તેની જાળ બનશે ને તેમાંજ તે પકડાશે.

**નીલકંઠ**—(સ્વગત) આ વાત સાચી હશે તો કોણજાણે તેમાંથી કેવાં પરિણામો આ-વશે. આ લુચ્ચો મલકાતો લાગે છે. તેનો તે દુરૂપયોગ કરતાં ચૂકશે નહિ. હવે મારાથી આ માણુસથી એક ક્ષણુ પણ દૂર રહી શકાય તેમ નથી. (પ્રકાશ) વોય બાપલિયા, મને તો ભૂખ લાગી છે.

**મેઘરાજ**—કામ તો કાંઇ થયુ નહિ. ઉલટી એક કીમતી વીંટી ગુમાવી. કહેવત છે કે વા-ણીઓ કેમ તણાયો કે લોભે લોભે. ઓછામાં પુરૂં વળી તેને જમાડવો પડશે.

**નીલકંઠ**—પેટ સારૂં તમારી નોકરી કરૂંછું ની ? હું અહીઆં ભૂખે મરૂંછું. બાપજી, તમે મને નોકર રાખો તો મારૂ ગુજરાન ચાલે.

**મેઘરાજ**—(સ્વગત) મારે એક માણુસની જરૂર છે ખરી. આવો પરદેશી કોઈ રાખ્યો હોય તો ઠીક. વળી તેનામાં અકલ પણ ઓછી છે. એટલે મારા વિચારની તેને ગંધ પણ આવી શકે તેમ નથી.

(પ્રકાશ) ઠીક. પણ હું પગાર આપી શકું તેમ નથી, પેટ વડીએ નોકર રે-હેવું હોય તો રહે.

**નીલકંઠ**—શેઠ, તમે આવા મોટા ઝવેરી તે કાંઈ પગારે નહિ આપો ?

**મેઘરાજ**—હમણાં ધંધો ક્યાં ચાલે છે ? આ તો તારા ઉપર દયા આવે છે તો તને પેટ વડીએ રાખવાનું કહુંછું.

**નીલકંઠ**—પણ પાછળથી પગાર કરી દેશો ના ?

મેઘરાજ—મારે કમાણી થશે તો જોઇશ.

નીલકંઠ—ઠીક ત્યારે મને તમે જીવિતદાન આપ્યું.
હું તમે જ્યાં જશો ત્યાં તમારી પાછળ આવીશ. (સ્વગત) તારો પીછો છોડું તો વીઠ્ઠલજીના લોહીનો નહિ.

મેઘરાજ—ચાલો ત્યારે વીશીએ જઇએ. ( સ્વગત ) આ રાજ્યમાં પોલીસ દેખતી છે ને ઇનસાફ ચોખ્ખો છે, અહીં કાંઈ દી વળે એમ છે નહિ. અહીં તો ભલે બાલસિંહ મજા કરે. હવે તો જ્યારે વસંતપુર જાય ત્યારે વાત.

( સૌ જાય છે. )

બીજો અંક સમાપ્ત.

---

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यथा-यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૩, અંક ૧૦. [ માસિક ] કાર્તિક, સંવત્ ૧૯૬૧.

## દિગ્દર્શન.

**પ્રાસંગિક નોંધ.**

મહાન સાયન્સપંડિત હેકેલ, એમના " Riddle of the Universe " નામના પુસ્તકના આદિપ્રકરણમાં, એમિલ દુ બ્વા-રૈમન્ડ નામે વિદ્વાને ૧૮૮૦ માં બર્લિન શહેરમાં આપેલા એક ભાષણમાંથી સાત કૂટ પ્રશ્નો ટાંકે છેઃ (૧) પદાર્થ યા દ્રવ્ય ( matter ) અને ક્રિયા (motion)નું તાત્ત્વિક સ્વરૂપ, (૨) ગતિનું કારણ, (૩) ચૈતન્ય યા જીવન (life) નું કારણ, (૪) પ્રકૃતિની નિયમબદ્ધ રચનાનું કારણ, (૫) સંસ્કાર યા વેદના ( sensation ) અને ગ્નાન ( consciousness ) એનું કારણ, ( ૬ ) વિચાર ( rational thought ) અને ભાષા ( speech ) નું કારણ ( ૭ ) ઇચ્છા યા પ્રયત્નમાં સ્વાતન્ત્ર્ય—અર્થાત્ પુરુષાર્થ ( free will ) એનું સ્વરૂપ. આમાંના (૧)-( ૨ )-અને ( ૫ ) ના ઉત્તર એમિલે અ-સાધ્ય જણાવ્યા હતા; (૩), (૪), (૬) ના ઉત્તર દુઃસાધ્ય જણાવ્યા હતા; અને (૭) પરત્વે પોતાની અનિશ્ચયાત્મક સ્થિતિ જણાવી હતી. હેકલના મત પ્રમાણે, (૧)-(૩)-(૫) નો ખુલાસો 'substance' એટલે કે 'અભિજ્ઞાન સત્'-માં મળે છે; (૩)-(૪)-(૬) નો પરિ-

ણામવાદ-( Theory of Evolution )-થી મળે છે; અને (૭) માં માની લીધેલું સ્વાતન્ત્ર્ય કપોલકલ્પિત હોઈ, પ્રશ્ન જ સંભવતો નથી. આ સર્વ પ્રશ્નોનાં વેદાન્તમાં સમાધાનો થઈ ગયાં છે.

* * * * *

ડૉ. હુચિન્સન નામે એક વિદ્વાને ઑક્ટોબરના " Contemporary Review " માં પશુઓના લગ્નસંબન્ધ વિષે એક લેખ લખ્યો છે. એમાં એમણે બતાવ્યું છે કે પશુ પક્ષીઓમાં બધી તરેહના લગ્નસંબન્ધો જોવામાં આવે છે પરન્તુ એમનો મ્હોટો ભાગ એકપત્નીને વળગી રહે છે. કેટલાંક પક્ષીઓમાં–જેમકે કોકિલામાં–પશુઓ કરતાં વ્યભિચાર વધારે હોય છે; બીજાં કેટલાંકમાં એકપત્નીવ્રત પણ વિશેષ છે. ૯૦ ટકા જેટલી સંખ્યા એકપત્નીવ્રત ધારણ કરે છે–અને પત્ની અને બાલકોના રક્ષણમાં મ્હોટો ભાગ લે છે. પાળી શકાય એવાં જનાવરોમાં વ્યભિચાર તરફ વિશેષ વલણ હોય છે, અને જેઓમાં એ દુષ્ટતા છે તેઓને જ મનુષ્ય પાળી શક્યો છે. અન્ય સર્વે વ્યભિચાર કરતાં મૃત્યુ વધારે પસન્દ કરે છે. એકન્દર ઉન્નતિનો માર્ગ એકપત્નીવ્રતની દિશામાં જાય છે.

ખરેખર કેટલાક મનુષ્યો કરતાં તો પશુ-પંખીઓની નીતિ પણ સારી હોય છે.

* * * * *

મિ: સ્ટેડ—Review of Reviews ના તન્ત્રી—નાટક જોવાનું નાપસન્દ કરે છે. એમણે નવલકથાકાર રીડિંગમાંથી આવી એક વાત ટાંકી છે: એક નાટકકાર યમરાજાને ધામ ગયો. ત્યાંથી સ્વર્ગમાં જતાં ત્યાંના દ્વારપાળે એને રોક્યો. એણે કહ્યું કે " મેં મ્હારાં નાટકોથી ઘણાની જીંદગી ઉન્નત કરી છે, અને તેથી મને સ્વર્ગમાં જવા દેવો જોઇએ. " ત્યારે પેલા દ્વારપાળે જવાબ દીધો: ખુશીની વાત છે. પણ જેઓ તમારે લીધે ઉન્નત થયા હોય તેમને આવવા દો, તેઓ ઉન્નત થયા હશે તો સ્વર્ગમાં જશે, અને એની જોડે તમે પણ જજો. પણ મારી સલાહ માનો તો તમે વાટ જોઇને ઉભા રહેવા કરતાં પાછા પૃથ્વીલોકમાં જાઓ અને જુદું જ જીવન જીવો. એમ કરવાથી તમારો સ્વર્ગમાં જવાનો વારો વહેલો આવશે. " તાત્પર્ય કે નાટકકારો જનસમાજનું જીવન સુધારી શકતા નથી.

મિ. સ્ટેડની ટીકા આપણાં હાલનાં ઘણાં નાટકોને લાગુ પડે છે—જો કે સર્વથા નાટકસામાન્ય માટે તો એ ખરી નથી.

* * * * *

' ઇન્ડિયન સ્પેક્ટેટર ' માં ' ઔદ્યોગિક પ્રદર્શન ' ના સંબન્ધમાં એક એવી સૂચના લખવામાં આવી હતી કે—"ઔદ્યોગિક કેળવણી કમિશને" ત્રણ કોઠા તૈયાર કરેલા છે, જેમાં એકમાં (૧) પરદેશથી આવતા જુદા જુદા માલ પૈકી કયો કયો કેટલા રૂપીઆનો માલ

આ દેશમાં બનાવી શકાય એમ છે, (૨) બીજામાં આ દેશથી કયો કયો કેટલા રૂપીઆનો કાચો માલ પરદેશ જાય છે, અને (૩) ત્રીજામાં દરેક ધન્ધો વિસ્તારવાનો કેટલો અવકાશ છે—એમ ત્રણ બાબતો બતાવવામાં આવી છેઃ આ આંકડાઓ ઔદ્યોગિક પ્રદર્શનમાં સર્વ કોઇની આંખ ખેંચે એવે સ્થાને મ્હોટે અક્ષરે લખીને મૂકવા. આથી લોકોની આંખો ઉઘડશે અને તેઓ જોઈ શકશે કેઃ—

| અત્ર થઈ શકે એવો પરદેશથી આવેલો માલ આ પ્રમાણે છેઃ— | પરદેશ ચડતો કાચો માલ—જેની અત્ર વિવિધ ચીજો બની શકે—તે આ પ્રમાણે છેઃ— |
|---|---|
| સુતરાઉ કાપડ......૩૦¾ કરોડ રૂા. | રૂ................૧૪,૪૩.૦૦,૦૦૦ રૂા. |
| લોઢાનો—રેલવે સડક વગેરે માલ ૧૩½ કરોડ રૂ. | સૂતર................૯,૩૨,૦૦,૦૦૦ ,, |
| ખાંડ...............૬ કરોડ રૂા. | વગર શોધેલાં ચામડાં૫,૫૮,૦૦,૦૦૦ ,, |
| રેશમી કાપડ......૨॥ ,, | સાફ કરેલાં ચામડાં...૨,૬૫,૦૦,૦૦૦ ,, |
| ઉનનું કાપડ.........૨ ,, | તલ—સર્પવ વગેરે....૧૬,૬૩,૦૦,૦૦૦ ,, |
| ખનિજ પદાર્થો......૬ ,, | શણ... . ...........૧,૧૮,૦૦,૦૦૦ ,, |
| રસાયન પદાર્થો......૧ ,, | ઉન....................૭૯,૦૦,૦૦૦ ,, |
| કાચનો માલ.........૯૫ લાખ. | રેશમ.......... ......૬૬,૦૦,૦૦૦ ,, |
| દારૂ..................૮૯ ,, | હાડકાં............ ...૫૨,૦૦,૦૦૦ ,, |
| ઘડીઆળો વગેરે......૭૬ ,, | ચામડું કમાવવાની ચીજો૪૮,૦૦,૦૦૦ ,, |
| દવા.................૪૮ ,, | ખાંડ...................૭,૦૦,૦૦૦ ,, |
| | દોરડાંની કાથી...........૨,૦૦,૦૦૦ ,, |

# ગુજરાતી ભાષાની જોડણીના સંબંધમાં રા. નરસિંહરાવે કરેલા આક્ષેપોનો ઉત્તર.

ગુજરાતી ભાષાની જોડણીના કેટલાક ફૂટ પ્રશ્નો વિષે અમે અમારા વિચાર અમારા માસિક પુસ્તક 'શાળાપત્ર' ના જુલાઈ અને ઑગસ્ટના અંકોમાં દર્શાવ્યા હતા, તેમાં અમે લખ્યું હતું કે વર્નાક્યુલર ટેક્સ્ટ-બુક-રિવિઝન-કમિટિ એ વિષયનો નિર્ણય કરે છે 'તે દરમિયાન વિષયની ચર્ચા થશે તો સત્યસંશોધન કરવામાં તે ઘણી ફળદાયક થયા વિના રહેશે નહિ. આશા છે કે આ વિષે વિદ્વાન્ પુરુષો, લેખકો અને અનુભવીઓ પોતાના વિચાર પ્રદર્શિત કરી વિષયની સારી પેઠે ચર્ચા કરશે.' આ ઉપરથી રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆએ પોતાના વિચારો 'વસન્ત' ના ભાદ્રપદ માસના અંકમાં પ્રદર્શિત કર્યા છે, તેમજ તે વિચારો જુદા ચોપાનીઆના રૂપમાં પ્રસિદ્ધ કર્યા છે અને તેની એક નકલ 'શાળાપત્ર' ના તન્ત્રીને સરનામે ને બીજી નકલ 'પ્રિન્સિપાલ' ના સરનામે એમ બે નકલ અમારા પર મોકલી છે, તેથી અમારે રાજી થવું જોઈએ ને થાતજ, તેમજ એમના આક્ષેપોનો સવિસ્તર પરિહાર પણ યથાશક્તિ કરત; એમનું લખાણ સયુક્તિક હોત અને શૈલી પ્રૌઢ હોત તો અમે તેમ કરવા ચૂકત નહિ; પરંતુ એમને જે સરણિએ પોતાના વિચારો દર્શાવવા રુચ્યા છે તે અમને ઇષ્ટ નથી અને એમના વિચારોનો યોગ્ય ઉત્તર એમની સરણિએ ચાલ્યા વગર આપી શકાય એમ નથી, તેમજ બીલકુલ જવાબ આપ્યા વગર બેસી રહેવાનો અર્થ કેટલાક વાચકો ઊંધો સમજે તે પણ અમને ઇષ્ટ નથી, માટે અમે એમના આક્ષેપોનો ઉત્તર સંક્ષેપમાં નીચે પ્રમાણે આપીએ છીએઃ—

૧. પ્રસ્તાવનાને અન્તે ચોપાનીઆમાં રા. નરસિંહરાવ નીચે પ્રમાણે લખે છેઃ—

'આ રીતે પૂર્વની અવ્યવસ્થિત સ્થિતિમાં સંતોષ, તેમ જ સુધારા અને શાસ્ત્રીય સંવૃદ્ધિ તરફ આલસ્યયુક્ત અરુચિ અને અકારણ વિરુદ્ધતા આ વૃત્તિયોને જ આદર આપનારા આ અદ્ભુત ઠરાવો કરવા માટે આમ વિદ્વાન્ ગૃહસ્થોની કમિટી મેળવવાનું નાટક થવાની જરૂર જ ન્હોતી એમ ક્ષણભર લાગે છે. વળી આ કમિટી માટે એકઠા થયેલા ગૃહસ્થોમાંના કેટલાકના પ્રસિદ્ધિમાં આવેલા અભિપ્રાયોથી વિરુદ્ધ ઠરાવો આ 'નિયમો' માં અનેક છે; અને ત્હેનું પણ કારણ સમઝાતું નથી. પરંતુ વિદ્વાનોના માર્ગ અકળ છે. એમ જ હશે!'

દુનીઆમાં અનેક પ્રકારનાં નાટકો થાય છે તેની જરૂર તેમના સૂત્રધારોજ સમજે છે. જેને રા. નરસિંહરાવ 'નાટક' કહે છે તેનો સૂત્રધાર સરકાર છે, તે સંબંધમાં પાત્રોને કંઈ પણ કહેવું અસ્થાને છે. કમિટિના નિયમો અને તેમાં એકઠા થયલા ગૃહસ્થોમાંની દરેક વ્યક્તિના અભિપ્રાયો વચ્ચે અવશ્ય સંવાદજ હોય નહિ. કમિટીના નિયમો તેના ગૃહસ્થોના વધુ મત પ્રમાણે નક્કી થયલાજ નિયમો છે. તેમાંની કોઈક વ્યક્તિના અભિપ્રાયથી તે નિયમોમાં કેટલાક વિરુદ્ધ હોય તો તેમાં કંઈ નવાઈ જેવું કોઈને પણ લાગવું

ન જોઈએ. અમુક સભાસદનાજ મત પ્રમાણે કમિટિના નિયમો થવાજ જોઈએ એમ બનેજ કેમ અને એવો વિચાર પણ કોઈના મનમાં શી રીતે આવે તે સમજાય એમ નથી. પછી 'વિદ્વાનોના માર્ગ અકળ છે'—એમ રા. નરસિંહરાવ કહે છે તેમજ થયું હોય તો કોણ જાણે.

૨. 'ઉપોદ્દ્ઘાત રૂપે કહેવું પડે છે કે મરહૂમ માધવલાલભાઇના તન્ત્રમાં શાળાપત્રે જે જોડણીનાં તત્ત્વો સ્વીકાર્યાં હતાં તે હવે તદ્દન તોડી પાડવાનો પ્રયાસ હાલનું શાળાપત્ર કરવાનું ધારે છે તે જોઇને ખેદ થાય છે.'

'શાળાપત્ર'ના તન્ત્રીના મત પ્રમાણે તેની જોડણી બદલાય એ સ્વાભાવિક છે. એક તન્ત્રી કંઈ બીજા તન્ત્રીને પગલે પગલે ચાલવાને બંધાયલો નથી. લોકો ભિન્નરુચિ છે એ જગજાહેર છે. રા. માધવલાલભાઈના આગલા તન્ત્રીને જે જોડણી ('ગૂજરાત', 'અમે' 'અમારા,' 'તારા,' 'તમારા,' વગેરે) ઇષ્ટ હતી તે રા. માધવલાલભાઇને ઇષ્ટ ન હોવાથી તેમણે બદલી નાખી, તો તેમની જોડણી તેમની પછીના તન્ત્રીને રુચે નહિ ને તેથી તે તેમાં ફેરફાર કરે તેમાં શી નવાઈ? અમે અમારી જોડણીની ચર્ચામાં દર્શાવ્યુંજ છે કે હકારની શ્રુતિ દર્શાવવી હોય તો તે સર્વત્ર, જ્યાં જ્યાં હોય ત્યાં, દર્શાવવી યુક્ત છે. કેટલેક સ્થળે દર્શાવવી ને કેટલેક સ્થળે ન દર્શાવવી—'મ્હારૂં', 'ત્હારૂં', 'હમે', લખી હકારશ્રુતિ પ્રદર્શિત કરવી ને 'જ્યારે', 'ત્યારે', 'ત્યાં', 'તેનું', 'એવું' વગેરેમાં હકારશ્રુતિ ન દર્શાવવી—એવી પદ્ધતિ પર રા. માધવલાલભાઈ જોડણી કરતા તે અમને પસંદ ન પડવાથીજ અમે બદલી છે ને તેનું પૂર્ણ વિવેચન અમારા 'શાળાપત્ર' માં કર્યું છેજ. જોડણીનાં જો તત્ત્વો હશે તો તે કોઇથી તોડી પડાવવાનાંજ નથી. તત્ત્વો હશે તો અન્તે વિજયી થશેજ. સરકારી કમિટિને હાલના 'શાળાપત્ર'નીજ જોડણી તથા શબ્દો છૂટા લખવાના નિયમો બહુધા રુચ્યાં છે તે પરીક્ષકને સહજ જણાશે.

૩. પૂર્વાપરવિરોધ—

કોઈ પણ વિષયના સર્વમાન્ય નિયમો થઈ શક્યા નથી, તેમજ થવા સંભવિત નથી એમ હોય તેમ છતાં અમુક પુરુષ પોતાના મતપ્રમાણે નિયમો બાંધે, તો તેમાં પૂર્વાપરવિરોધ શો છે? અમને તો એમાં કંઈ અસંગત લાગતું નથી.

૪. વિષે, નહિ, સિવાય—

આ ત્રણ શબ્દો હાલ બહુધા ઉપર પ્રમાણેજ લખાય છે. સંસ્કૃત સાથે મળતાપણું હોય તો તેને આશ્રયે જોડણી સ્વીકારવાનું છોડી દઈ અધ્યરથ પ્રાકૃત ભાષાનો આદર કરવો અમને ઉચિત લાગતો નથી. એ પ્રમાણે તો 'રવિ', 'કવિ', 'ભાનુ' વગેરે શબ્દો દીર્ઘ (ઈકારાન્ત અને ઊકારાન્ત) લખવા જોઈએ. મરાઠીમાં એ વિષે મોટી તકરાર ઊભી થઈ છે. સંસ્કૃ-

તમાથી પ્રાકૃતદ્વારા શબ્દો દેશી ભાષામા દાખલ થયા છે, પરતુ સહજ ફેર હોય એવા તદ્ ભવ શબ્દો સંસ્કૃત—જે મૂળ છે—તેજ પ્રમાણે લખવા યોગ્ય છે મૂળ જણાતું હોય ને રૂપમા સહજજ ફેર હોય ત્યા મૂળને અવલબવાને બદલે મધ્યસ્થને અવલમ્બવુ અમને તો યુક્ત લાગતુ નથી

* ૫ ઇકારઉકારના ઉચ્ચારની અસ્પષ્ટતા—

'પીપળો', 'લીમડો','પૂતળુ' વગેરે શબ્દોમા ઇકાર ને ઉકાર દીર્ઘ છે એ દીર્ઘત. વ્યુત્પત્તિ જાણનારને તરતજ સમજાય છે અમારૂં કહેવુ એવુ છે કે ઉચ્ચાર ઉપરથી હ્રસ્વ કે દીર્ઘ ઇકાર કે ઉકાર નિર્વિવાદ નક્કી થઈ શકતો નથી આનો અમે એકજ દૃષ્ટાન્ત અત્ર આપીએ છીએ 'કૂતરો' શબ્દ ના નરસિંહરાવને દીર્ઘ ઉકારવાળો ઉચ્ચારાતો લાગે છે સહજ અવલોકનથી દીર્ઘ ઉચ્ચારનુ શ્રવણ થાય છે તે જણાશે એમ તેઓ કહે છે પરતુ એમ હોય તો કવિ નર્મદને તેવા સહજ અવલોકનનો અભાવ હોવો જોઈએ, નહિ તો કોશમા 'કુતરો લખત નહિ વળી કવિ નર્મદસ્વકોશની પ્રસ્તાવનામા ૯ પૃષ્ઠના અધોલિખિત ટિપ્પણીમા કહે છે કે 'સસ્કૃત શબ્દ પ્રાકૃતમા ઉતરતા તેમાનો સયુક્તાદ્યવર્ણ દીર્ઘ થાય છે ઓ ઉચ્ચારણ પણ તેવુજ (દીર્ઘજ) થાય છે એમ પણ કેટલાક કેછે અને કેટલાક કેછે કે ઉચ્ચારણ તો હ્રસ્વ થાય છે, પણ વર્ણ લખવો તો દીર્ઘજ સર્વ પ્રાકૃત ભાષાનો નિયમ કે પ્રથમ વર્ણ કઇક જોરવાળી ઝોકથી ઉતાવળો બોલાય છે તે ઉપર લક્ષ રાખતા સ્પષ્ટ સમજાશે કે ઉચ્ચારણ હ્રસ્વજ છે તો તેમ લખવુ ' આ ઉતારો આપવાનો હેતુ એટલોજ છે કે ઉચ્ચાર ઉપરથી હ્રસ્વ કે દીર્ઘ ઇમર કે ઉકાર નિર્વિવાદ નક્કી થઈ શકતો નથી જોડણીને સુસ્થાપિત કરવાનો પ્રયત્ન છોડી દેવો' એવો આક્ષેપ અન્યાય છે પ્રયત્ન છોડી દેવો હોત તો ચર્ચાજ શુ કામ કરત?

૬ અકાર શાન્ત છે કે નહિ—' ઉપયોગ શબ્દમા પ' નો 'અ' શાન્ત ગણીશુ તો પારસી લોક ઉપ્યોગ લખે છે તેમ પરિણામ થશે —

અમને લાગે છે કે પારસી લોકો 'ઉપ્યોગ લખે છે તેનું કારણ કે ગુજરાતી ઉચ્ચારમા 'પ નો 'અ' શાન્ત છે ને પારસી લોકોને સસ્કૃતનું જ્ઞાન નથી જેમને સસ્કૃતનો સસ્કાર નથી તેવા હિંદુઓ પણ 'ઉપ્યોગ' લખે છે આનુ કારણ સસ્કૃતનુ અજ્ઞાન ને ગુજરાતી ઉચ્ચારનુ અનુસરણ એ સિવાય બીજુ કઈ નથી

'એના એ શબ્દો પદ્યમા આવે છે તે વખતના શ્રવણની કસોટીથી તરત જ ણાઈ આવશે —

પદ્યમા માત્રાને અનુસરીને છન્દ પ્રમાણે બોલી કે ગાઈ શકાય એવીજ રીતે બોલવુ કે ગાવુ પડે છે, એટલે એ કસોટી કહેવાયજ નહિ

' 'હ્રસ્વદીર્ઘસયુક્તવર્ણસબધ ' આ શુદ્ધ સસ્કૃત સમાસના શબ્દમા પ્રત્યેક

અવયવશબ્દના અન્ત્ય અકારને શાળાપત્ર અનુચ્ચરિત માને છે તે જોઇને તો છક જ થવાય છે એમ કહ્યા વિના નથી ચાલતું. એ અકારો અનુચ્ચરિત રાખીને એ સમસ્ત શબ્દ બોલવો જ અશક્યવત્ છે તે તો રહ્યું, પણ સંસ્કૃતમાં કદી આમ વર્ણો અનુચ્ચરિત રહેતા નથી તે પણ શાળાપત્રના વિદ્વાન્ તન્ત્રી ભૂલી જાય છે તે વિચિત્ર લાગે છે."

૧ અમારૂં લખાણ સંસ્કૃત શબ્દનો પણ **ગુજરાતી ભાષામાં** કેવો ઉચ્ચાર થાય છે તે વિષે છે, **સંસ્કૃત ભાષામાં** કેવો ઉચ્ચાર થાય છે તે વિષે નથી એ તો સ્પષ્ટજ છે. સંસ્કૃત ભાષામાં તો જેવું બોલાય છે તેવું લખાય છે ને જેવું લખાય છે તેવું બોલાય છે એ સર્વવિદિત છે. 'સંસ્કૃતમાં કદી આમ વર્ણો અનુચ્ચરિત રહેતા નથી' એ જાણવા જેટલી તો ગીર્વાણમાતાની પ્રસાદી અમને ૩૦ વર્ષ થયાં મળી છે. એ શીખવા માટે હવે અમારે આચાર્યની જરૂર નથી. અમે પણ છક થઈએ છીએ કે અમારા કહેવાનું તાત્પર્ય આવું ઊંધું સમજાયું. અમે અકાર ક્યાં ક્યાં શાન્ત-અનુચ્ચરિત છે તેનાં સ્થળોમાં (૨) જું સ્થળ "સામાસિક શબ્દોમાં દરેક અવયવનો અન્ત્ય 'અ'" ગણાવી 'ઘરબાર' 'જનમંડળ' અને 'હ્રસ્વદીર્ઘસંયુક્તવર્ણસંબંધ' આમ ઉદાહરણો આપ્યાં છે. ગુજરાતી ઉચ્ચારમાં 'ઘરબાર' 'જનમંડળ' વગેરે સમાસોમાં દરેક અવયવનો અન્ત્ય 'અ' શાન્ત છે એ સ્પષ્ટજ છે, 'હ્રસ્વદીર્ઘસંયુક્તવર્ણસંબંધ' એ સમાસમાં પણ સંસ્કૃતમાં જેવો શુદ્ધ ઉચ્ચાર થાય છે તેવો ગુજરાતીમાં થતો નથીજ. 'સ્વ', 'ર્ઘ', 'ક્ત' ને 'ર્ણ'-માં સંયુક્ત વર્ણોને લીધે 'ધ' ના જેટલો અકાર શાન્ત નથી; પરંતુ અકાર સંસ્કૃત જેવો ગુજરાતીમાં શુદ્ધ ઉચ્ચરિત નથીજ એ તો સ્પષ્ટ છે. આને સ્થળે પણ સંસ્કૃત જેવો ગુજરાતીમાં અકાર ઉચ્ચારાતો નથી એ દર્શાવવા માટેજ એ ઉદાહરણ આપ્યું છે.

૭. અનુસ્વારનો ઉચ્ચાર—

"'અઙ્ક' લખો કે 'અંક' લખો 'અંશ' લખો કે કોઈ નવીન ચિહ્ન મૂકી એ શબ્દ લખો—પણ અનુસ્વારનો ઉચ્ચાર વગર મહેનતે ખરો જ થવાનો.'

આ કહેવું અમને સત્ય લાગતું નથી. 'વાંઝના', 'લાંછન', જેવા શબ્દો અનુસ્વારથી લખાય છે તો જેમને શબ્દજ્ઞાન નથી એવા અભ્યાસકો ખોટાજ ઉચ્ચાર કરે છે એવો અમને અનેક વાર અનુભવ થયો છે. જેમને શબ્દજ્ઞાન હોય છે તેજ ગમે તેમ લખીએ તો શુદ્ધ ઉચ્ચાર કરે છે. માટે ચિહ્નથી ઉચ્ચાર શિખવવા હોય તો 'વંશ','અંક' અને 'આંક' એવા ત્રણ શબ્દો માટે ત્રણ ચિહ્નોજ જોઈએ.

૮. વ્યુત્પત્તિનું અજ્ઞાન અને જ્ઞાન પ્રાપ્ત કરવાની મુશ્કેલી—

અમારૂં કહેવું એવું છે કે વ્યુત્પત્તિનું જ્ઞાન ઘણા થોડાને છે. સંસ્કૃત, અરબી, ફારસી, પ્રાકૃત વગેરે ભાષામાં પ્રાવીણ્ય હોય એવા થોડાજ વિદ્વાન્ છે, અને તેટલા જ્ઞાનથી પણ

કેટલેક સ્થળે વ્યુત્પત્તિનો નિર્ણય સંતોષકારક રીતે થઈ શકશે નહિ. આ કહેવાનો અમારો અભિપ્રાય એવો નથી કે જોડણીના નિયમો ન કરવા. 'શાળાપત્ર' જોડણીના નિયમો ન કરવાનાં કારણો આપતુંજ નથી. 'શાળાપત્ર'નો આશય સર્વમાન્ય નિયમો થવાના પ્રતિબન્ધો દર્શાવવાનોજ છે.

૯. પ્રાન્તિક ઉચ્ચારભેદ—

અમારા પ્રાન્તિકશબ્દ પર ટીકા કરી ભૂગોળવિદ્યાનું પણ અમને અજ્ઞાન છે એવો આક્ષેપ મૂકી રા. નરસિંહરાવ પોતાને જેમ ગમે છે તેમ વાણીમાં વિલાસ કરે છે. અત્ર અમારે એટલુંજ કહેવાનું છે કે 'પ્રાન્તિક' શબ્દનો અર્થ 'અમુક પ્રાન્તમાંજ ઉચ્ચારાતું', 'સર્વત્ર ગુજરાતમાં ઉચ્ચારાતું નહિ તે,' અર્થાત્, એકદેશી, સર્વદેશી નહિ તે. અમે નાના કે મોટા ભાગથી પ્રાન્તિકપણું નક્કી કરતા નથી. અમે પહોળા ઉચ્ચારો, 'ઊંટ', 'રીત', 'આંખ' વગેરે શબ્દોમાં યકારસહિત યરીતર જેવા ઉચ્ચારો, શકાર વિશેષ આવે એવા અમદાવાદ જેવા ઉચ્ચારો, તેમજ સકાર વિશેષ આવે એવા સુરત તરફના ઉચ્ચારો—એ સર્વને પ્રાન્તિકજ ગણીએ છીએ; અને એ અમારો વિચાર અમને યોગ્ય લાગે છે. અમદાવાદ તરફના કેટલાક ઉચ્ચાર સુરતના લોકોને પ્રાન્તિક લાગશે અને સુરત તરફના કેટલાક ઉચ્ચારો અમદાવાદના લોકોને પ્રાન્તિક લાગશે. આવો પ્રચાર થયાજ કરવાનો. તેનો નિર્ણય કાલક્રમે જે જોડણી બહુધા પ્રચલિત થશે તેથીજ થશે એમ અમને તો લાગે છે.

૧૦. ચ, છ, જ, ઝ, ડ, ઢ, ય, વ અને હના બબ્બે ઉચ્ચાર—

અમે 'શાળાપત્ર'માં લખ્યુ છે તે પ્રમાણે સુરત, ભરૂચ તરફ કોઈ પણ વર્ણના બે ઉચ્ચાર છેજ નહિ. સંસ્કૃત વર્ણજ ગુજરાતીમાં દાખલ થયા છે એટલે શુદ્ધ ઉચ્ચાર તો એકજ હોવો જોઈએ એ સ્પષ્ટ છે. તેમજ ભગવાન્ પાણિનિએ જે સ્થાનો નક્કી કર્યાં છે તેજ સ્થાનો હોઈ શકે એ પણ સ્પષ્ટ છે. હવે અમદાવાદમાં એ વર્ણના કેટલા ઉચ્ચાર છે તેનો વિચાર કરીએ. અમે 'શાળાપત્ર'મા લખ્યું છે કે

"અમદાવાદમાં અમે ઘણાં વર્ષ થયાં છિયે અને કેળવાયલા ગૃહસ્થોના સમાગમમાં આવ્યા છિયે; પણ ઉપલા વર્ણના બબ્બે ઉચ્ચાર સાંભળ્યા નથી, કે સમજ્યા નથી."

આના ઉપર રા. નરસિંહરાવ નીચે પ્રમાણે ટીકા કરે છેઃ—

"મ્હને લાગે છે આ કાંઇક 'કર્ણદોષ' નું જ ફળ હશે; અથવા ઉચ્ચાર શ્રવણ-ગોચર થયા હશે છતાં, અનિચ્છા, સવિવેક અવલોકનનો અભાવ, સુરતના ઉચ્ચાર તરફનો મોહ, વગેરે કારણોને લીધે, બબ્બે ઉચ્ચાર સમઝાયા જ નહિં હોય. બાકી કોઈ પણ સા-

માન્ય માણસ જરાક વારમાં કહી સકશે કે જે ઉચ્ચાર 'વાંચીને', 'પૂછીને', 'તજીને', 'વીંઝીને', ઇત્યાદિ રૂપોમાં ચવર્ગના વર્ણોનો થાય છે (અર્થાત્ સંસ્કૃત ઉચ્ચાર) તે 'વાંચવું', 'પૂછવું', 'તજવું', 'વીંઝવું' એ શબ્દોમાં ચવર્ગના અક્ષરોનો (કેળવાયલા ગૃહસ્થોને મુખે પણ) નથી થતો, પરંતુ પ્રાકૃત ઉચ્ચાર જ થાય છે. 'ચોર', 'ચોકું', 'ચરવું', 'છ', 'છકડો', 'જાડું', 'જુદું', 'ઝટ', 'ઝાડ' ઇત્યાદિ અનેક શબ્દોમાં પ્રાકૃત ઉચ્ચારો ગુજરાતના મ્હોટા ભાગમાં (સુરત ભરૂચ શિવાય સર્વ ભાગમાં) થાય છે, અને અમદાવાદ તળમાં શાળાપત્રને એ સંભળાતો નથી તો તે 'કર્ણદોષ' જ ગણીશું!"

આ લખાણમાં મર્યાદાનો કેટલોક ત્યાગ થયો છે તે આટલાજ પરથી જણાશે. 'ઉચ્ચાર શ્રવણગોચર થયા હશે છતાં અનિચ્છા'. આ ઉપરથી રા. નરસિંહરાવ અમારા પર કેવા કેવા આક્ષેપો મૂકે છે તે સહજ સમજાશે. અસ્તુ! જેને જેમાં ગમે તે તેમાં રમે એ સ્વાભાવિક છે. 'प्रकृतिर्दुस्त्यजा'. અમારે એટલુંજ કહેવાનું છે કે પુરુષની નીતિ કે અનીતિ કંઈ ઢાંકેલી રહેતી નથી. એના પર તો હમેશ સર્વપ્રકાશ પડે છે એટલે સર્વના જોવામાં આવે છે. અસ્તુ! હવે પ્રસ્તુતનેજ અનુસરીએ. 'શાળાપત્ર'માં એ વિષે લખતાં પહેલાં અમે કેટલાક કેળવાયલા ગૃહસ્થોનો (અમદાવાદી શિક્ષકો, જેમને સ્વભાવથી તેમજ અનુભવથી માહીતી હોવીજ જોઈએ) તેમનો અભિપ્રાય લીધો હતો. તેમણે કહ્યું હતું કે એવા બે ઉચ્ચાર અમારા સાંભળવામાં છેજ નહિ. આ ઉપરથી જણાશે કે અમે સુરતવાસી હોવાથી અમારો કર્ણદોષ છે કે નહિ તેની તપાસ કરવા પ્રથમથીજ સાવધ હતા. રા. નરસિંહરાવના આ લખાણ વાંચ્યા પછી અમે ભિન્ન ભિન્ન જ્ઞાતિઓના અમદાવાદના વિદ્વાનોને, બહુધા શિષ્ટ—નાગર કોમના વિદ્વાનોને પત્ર લખી તેમજ મોંએ પૂછી તેમના અભિપ્રાય લીધા હતા. એમાંના કેટલાકે પોતાના અભિપ્રાય મોંએ કહ્યા, કેટલાકે લખી મોકલ્યા અને કેટલાકે અવકાશ ન હોવાને લીધે કે અન્ય કારણથી ઉત્તર લખ્યા નથી. સર્વ મતનું દોહન કરતાં એટલુંજ જણાય છે કે ઘણા પ્રતિષ્ઠિત, શિષ્ટ કોમના, કેળવાયલા ગૃહસ્થોને પણ એવા બે ઉચ્ચારની માહીતી નથી. એક બે વિદ્વાનો જેમને એ વિષે ઘણો વિચાર કરવો પડ્યો તેઓ લખે છે કે "'ચ' ના બે ઉચ્ચાર થાય છે ખરા, પરંતુ રા. નરસિંહરાવે એમના જુના ચોપાનીઆમાં એ સંબન્ધી જે નિયમો તારવી કાઢ્યા છે એ બરાબર ચાલતા હોય એમ અમને લાગતું નથી." એ વિદ્વાનો રા. નરસિંહરાવને પૂર્ણ અંશે ઉપલા અક્ષરોના બે ઉચ્ચારની બાબતમાં મળતા આવે છે. એક પરિપક્વ વયના વિદ્વાન્ લખે છે કે 'Of the letters mentioned in your letter, ચ, છ, જ, હ, have certainly two pronunciations......There is no doubt of the existence of 2 sounds in our part of Gujarat.' આ પ્રમાણે આ વિદ્દ્વર્ય ચ, છ, જ અને હનાજ બે ઉચ્ચાર માને છે, બીજા વર્ણોના નહિ. રા. નરસિંહરાવના અભિપ્રાયને પૂર્ણ કે અપૂર્ણ અંશે ટેકો આપનાર આ બેજ મત છે. એ સિવાયના બધા મતો વિરુદ્ધ છે. એક વિદ્વાન્ ગૃહસ્થ કે જેની સંસ્કૃત, પ્રાકૃત અને ગુજરાતીની વિદ્વત્તા વિષે કોઈ પણ સંશય લાવી શકે એમ નથી, તે લખે છે કે 'The letters ચ, છ, જ and ઝ are pure palatals. They are sounded as palato-sibilants by

unlettered villagers.' આ મત અમારા કહેવાનું પૂરેપૂરૂં સમર્થન કરે છે. જો એ ઉચ્ચાર હશે તો **અભણ ગામડીઆઓમાંજ** હશે, શિષ્ટ વર્ગના લોકોમાં નહિ. એક વિદ્વાન્ સુપ્રસિદ્ધ લેખક પણ એજ મતલબનો અભિપ્રાય આપે છે. તે લખે છે કે '*All educated classes* should pronounce ચ, છ, જ, ઝ, ક, ઢ, પ, વ and હ as they are pronounced in Sanskrit and the organs of their pronunciation also ought to be the same as ordained by the sovereign Panini. But unfortunately any amount of education does not save any class of any people whatsoever from the habits of *carelessness* and *provincialism* &c. Hence when they pronounce a letter according to their habits &c. *they are not for that purpose to be regarded as educated classes.*' અર્થાત્, ઉચ્ચાર એકજ હોવા જોઈએ. તેમનાં સ્થાન પણ ભગવાન્ પાણિનિએ નિશ્ચિત કર્યાં છે તેજ હોવાં જોઈએ. પરંતુ ગ્રામ્ય લોકો કુટેવ કે પ્રાન્તિક રીતથી ગમે તેમ ઉચ્ચારો કરે છે. શિષ્ટ વર્ગ કદી તેમ કરતા નથી, અને કરતા હોય તો શિષ્ટમાં તેમની ગણના કરવી યુક્ત નથી. વળી એક અનુભવી ગૃહસ્થ, જે એજ કોમના, વિશેષ સંબદ્ધ અને લેખક પણ છે તેમણે અમને એમ કહ્યું કે લગભગ વીસી થયાં એવા ઉચ્ચારો કે 'આંખ', 'ઉઠ', વગેરેમાં યકારસહિત ઉચ્ચારો અમારામાંથી જતા રહ્યા છે; તેથી તમારા અનુભવમાં એવા ઉચ્ચારો નજ આવેલા એ સત્ય છે. ઘણા ગૃહસ્થો, જેઓ લેખકો નથી, તોપણ શિષ્ટ અને સંસ્કારી છે, તેમણે તો આ વાત વિષે આશ્ચર્યજ દર્શાવ્યું. તેઓ તો બે ઉચ્ચારની ચોખ્ખી ના પાડે છે.

આ ઉપરથી જણાશે કે જ્યારે અમદાવાદના ગૃહસ્થોના, તે વળી, શિષ્ટ કોમના અને સંસ્કારી પુરુષોના, મત આવા છે તો અમારો તો કહ્યુંદોષ નથીજ. વળી એવા એ કે તેથી પણ વિશેષ ઉચ્ચાર જ્યાં હોય અને જેમને સંઘરી રાખવા ઇષ્ટ હોય તેઓ ભલે તેમ કરે. ધારે તો લેખનપદ્ધતિ પણ તેવી કલ્પે. અમે તો એને પ્રાન્તિકજ ગણીશું; અને એવા ઉચ્ચારો અમને તો ઇષ્ટ નથીજ.

૧૧ 'અમે', 'અમારૂં'—

ઉપર કહ્યા પ્રમાણે અમે કોઈ પણ અક્ષરના બે ઉચ્ચાર કબુલ રાખતાજ નથી. અમે ગુરુપ્રયત્ન ઉચ્ચાર કે લઘુપ્રયત્ન ઉચ્ચાર એવા વિભાગ સ્વીકારતાજ નથી. અમારા સુરતભરૂચમાં સંસ્કૃત મૂળને અનુસરીનેજ અક્ષરના ઉચ્ચાર છે. એક અક્ષરના અનેક ઉચ્ચાર અમે દાખલ કરી વાણીને અસંસ્કૃત કરી નથી. ગુજરાતીમાં સંસ્કૃતનોજ વર્ણસમામ્નાય છે તો અક્ષરોચ્ચાર પણ શુદ્ધ તો તેવાજ હોવા જોઈએ. અમે એવા ઉચ્ચારસંકરો સ્વીકાર્યા નથી.

વળી લઘુપ્રયત્ન હકાર સ્વીકારો ને તે લેખનપદ્ધતિથી દર્શાવી શકો નહિ તો 'અમે'

લખો કે 'હમે' લખો એ બંનેનું ફળ સરખુંજ છે. 'હમે' ન લખવાનાં કારણો અમે 'શાળાપત્ર'માં ચર્ચ્યાં છે તેની અત્ર પુનરુક્તિ કરવી નિરર્થક છે.

૧૨. 'અ્હમે', 'અ્હમારૂં'—

" હવિ નર્મદાશંકર હેવાં રૂપ લખતા એમ રા. નવલરામભાઇયે લખેલું છે; તેથી મ્હને લાગે છે કે એ નર્મદ કવિ હાલ આ પૃથ્વી ઉપર નથી એટલું સારૂં છે નહિં તો શાળાપત્રના તન્ત્રીના ક્રોધ અને તાડનમાંથી બચતાં હેમને બહુ મુશ્કેલી પડત. ખેર; 'અ્હ' એમ સ્વર અને વ્યંજન જોડવામાં જોડાક્ષર એટલે સ્વરના વ્યવધાન વિનાના વ્યંજનોનો યોગ એ તત્ત્વ જ જતું રહે છે એ 'જોડણી'ના પુસ્તકમાં મ્હેં બતાવ્યું જ છે."

આ લખાણ વાંચવાથી રા. નરસિંહરાવની લેખનશૈલીનો કોઇને પણ સહજ ખ્યાલ આવશે. અમે એમને પૂછીએ છીએ કે તમે 'અ્હ' લખવાના પક્ષમાં છો કે વિરુદ્ધ છો. પક્ષમાં તો હોવા નજ જોઈએ. કોઈ પણ વિદ્વાન્ સ્વર સાથે વ્યંજન જોડેજ નહિ. એમનું છેલ્લું વાક્યજ દર્શાવે છે કે એઓ એ પક્ષમાં નથી. જો વિરુદ્ધ હોય, તો આ લખાણનો ઉદ્દેશ શો છે? નિઃસાર, હાસ્યજનક લખાણથી ઉપલકીઆ વાચકોનાં મન પ્રસન્ન કરવાં એવોજ હેતુ હોવો જોઈએ. ભવતુ. અમે અગાઉ કહ્યુંજ છે કે પ્રકૃતિ તજવી અઘરી છે.

૧૩ 'જ્હારે,' 'ત્હારે'—

આ જોડણી સામાન્ય રીતે વિદ્વાન્ લેખકવર્ગને પ્રિય થઈ નથીજ. એ વિષે વિશેષ કહેવું નિષ્પ્રયોજક છે. કેટલાક લેખકો 'મ્હારા', 'ત્હારા' માં હકારશ્રુતિ દર્શાવે છે, 'જ્યારે', 'ત્યારે', 'તેનું', 'એમાં', વગેરેમાં દર્શાવતા નથી, કેટલાક 'હમે' 'હમારૂં' લખે છે, પણ 'એનું', 'તેનું', 'એવું' વગેરે શબ્દોમાં હકારશ્રુતિ દર્શાવતા નથી—આમ અર્ધજરતીય ન્યાય અનુસરવો અમને ઇષ્ટ લાગતો નથીજ. હકાર દર્શાવવો હોયજ તો કવિ નર્મદની રીતિ ઉત્તમ છે તે, તેમજ ન દર્શાવવાનાં કારણો અમે 'શાળાપત્ર'માં સવિસ્તર ચર્ચ્યાં છે. એમાંની એક પણ યુક્તિ અમને નિર્બળ લાગતી નથી.

વળી આ સંબંધની ટીકાના 'પેરેગ્રાફ' માં રા. નરસિંહરાવે રા. માધવલાલ વિષે જે લખ્યું છે તે નિષ્પ્રયોજક અને અસંબદ્ધ પ્રલાપજ છે. રા. માધવલાલની વિદ્વત્તા વિષે કોઈએ પ્રમાણપત્ર માગ્યું નથી અને તેને માટે આ સ્થળ ઉચિત નથી. વ્યઙ્ગ્ય આક્ષેપો કરવા એ ટીકાકારનું કામ નથી. એવા આક્ષેપોમાં કંઈ યુક્તિનું બળ આવવાનું નથી. આવા આક્ષેપોથી જેને હાસ્યાસ્પદ કરવા ઇચ્છતા હશે તે થવાને બદલે ઉલટુંજ પરિણામ આવશે.

૧૪. અમારા લખાણના ઉતારાની જોડણીમાં ફેરફાર—

રા. નરસિંહરાવે 'શાળાપત્ર'માંથી અમારા લખાણના ઉતારા કર્યા છે તે પણ પોતાની જોડણી પ્રમાણેજ લખ્યા છે. આવું કોઈ પણ છાપામાં થતું હોય એમ અમે જાણતા

નથી. અમારા લખાણુની જોડણી અમે જેવી કરી હોય તેવીજ રહેવા દેવી યુક્ત છે. કોઈ પણ વિષયના ઉતારામાં આવો ફેરફાર કરવો યોગ્ય નથી, તો જોડણીનાજ વિષયના લખાણમાં અવતરણ ચિહ્નો મૂકી અક્ષરે અક્ષર ઉતારો કરવામાં પણ સ્વચ્છન્દ રીતે જોડણી બદલવી એ યોગ્ય છે કે નહિ તે વિચારવાનું કામ અમે વાચકવર્ગનેજ સોંપીએ છીએ.

૧૫. 'આમ સંરક્ષક વૃત્તિ સર્વ વિષયમાં—સાહિત્ય જેવા ઉદાર વિષયમાં—પ્રવૃત્તે એ તો કેવળ અનુચિતજ છે'—

આ ઉપસંહારથી રા. નરસિંહરાવે પોતાની લેખનશૈલીની પરિસીમા દર્શાવી છે. સ્થળે સ્થળે સંસ્કૃત, પ્રાકૃત, ભૂગોળ વગેરેના અજ્ઞાનનું તેમજ અમુક ઉચ્ચારો શ્રવણગોચર થયા છતાં તે માનવાની અનિચ્છા—અર્થાત્, અન્યાય, અપ્રામાણિકતા, વગેરેનું પણ પ્રમાણપત્ર આપી, અત્ર 'સર્વ' વિષયમાં સંરક્ષકવૃત્તિ, જે એમના વિચાર પ્રમાણે એક ઘોર મહાપાતક છે, તેનું પણ પ્રમાણપત્ર આપવાનું રા. નરસિંહરાવે બાકી રાખ્યું નથી. પ્રથમ તો એટલુંજ વિચારવાનું છે કે સર્વ વિષયનું સાહિત્ય જેવા એક વિષય સાથે સામાનાધિકરણ્ય ઘટાવ્યું છે તે યોગ્ય છે કે કેમ. વળી એ લખાણ વાંચવાથી અમારા મનમાં જે વિચાર આવ્યા તેજ વિચાર અન્ય પુરુષોનાં મનમાં પણ આવ્યાજ એમ પરસ્પર સંભાષણથી અમને સ્પષ્ટ સમજાયું. જો એજ વિચારો રા. નરસિંહરાવના મનમાં હોય તો અમારે એટલુંજ કહેવું જોઈએ કે સામાજિક વિષયને સાહિત્યના વિષય સાથે સંબંધ નથી. જેને જે માર્ગ રુચે તે તે માર્ગે પ્રચાર કરે. યોગ્ય અને અયોગ્ય, સત્ અને અસત્, જ્ઞાન અને અજ્ઞાન તપાસનાર દુનીઆ મોટી છે.

છેવટે અમારે આ અનિષ્ટ કામ પૂરૂં કરતાં એટલુંજ કહેવાનું છે કે રા. નરસિંહરાવની શૈલીના લખાણનો ઉત્તર આપવા અમારી બીલકુલ ઇચ્છા નહોતી. આરંભમાં લખ્યા પ્રમાણે જવાબ ન આપવાથી ઊંધો અર્થ સમજાય માટેજ ઉત્તર આપ્યો છે. નિર્મર્યાદ લખાણનો ઉત્તર આપવામાં ગમે એવા સાવધ રહીએ તોપણ ચેપ યત્કિંચિત્ પણ કવચિત્ લાગી જાય તેમાંથી અમે દૂરજ રહેવા ઇચ્છિયે છિયે ને આ વિષય વિષે હવે કંઈ પણ લખવા માંગતાજ નથી. સરકારી કમિટિએ જે નિયમો બહાર પાડ્યા છે તે નિયમો અમને બહુ ભાગે ઇષ્ટજ છે.

13th December 1904 K. P. TRIVEDI.

# દૈવી પ્રકૃતિનો વિજય.

( શેક્સપિયરનું નાટક—"મેઝર ફૉર મેઝર." )

" दैवी संपद्विमोक्षाय निबंधायासुरी मता। "

( દૈવી સંપત્થી મોક્ષ થાય છે, આસુરી સંપત્થી બંધ થાય છે. )

श्रीमद्भगवद्गीता.

"More than our brother is our chastity."—(Shakespeare).

"So dear to Heaven is saintly chastity
That, where a scul is found sincerely so,
A thousand liveried angles lackey her,
Driving far off each thing of sin and guilt."—(Milton).

"Why comes temptation, but for man to meet
And master, and crouch beneath his feet
And stand pedestalled in triumph-(pray)

× × × × × × ×

We fall to rise, are baffled to fight better, sleep to wake.

(Browning).

શેક્સપીયરના "મેકબેથ" ના નાટક ઉપરથી આપણે જોયું છે* કે આસુરી પ્રકૃતિને તાબે થવાથી માણસના આત્માનો કેવા પ્રકારે નાશ થાય છે. હવે આપણે એ મહાન્ કવિનું બીજું નાટક "મેઝર ફૉર મેઝર" નામનું તપાસીશું તો આપણને માલમ પડશે કે દૈવી પ્રકૃતિનું અવલંબન કરવાથી મનુષ્યના આત્માનો કેવો વિજય થાય છે અને તેનું કેવું કલ્યાણ થાય છે. દૈવી પ્રકૃતિને અનુસરવામાં જ મનુષ્યજાતનું ખરૂં શ્રેય સમાયલું છે. મંદ બુદ્ધિના અંધ ધૃતરાષ્ટ્ર રાજાને કુરુક્ષેત્રના યુદ્ધની શરૂઆતમાં જ શું પરિણામ આવવાનું છે તે સંજયે એકજ શ્લોકમાં છેવટે જણાવી દીધું હતું કે "જ્યાં કૃષ્ણ યોગેશ્વર અને પાર્થ ધનુર્ધર, ત્યાં જ શ્રી, વિજય, ભૂતિ, નીતિ સર્વદા છે એમ મારી મતિ છે." મનુષ્યના પર ગમે તેટલાં સંકટ પડે પણ તેણે ગભરાવું નહીં અને લલચાઇને આસુરી સંપતનો આશ્રય સેવો નહીં.

પણ દૈવી પ્રકૃતિને જ વળગી રહેવું. કેમકે આખરે તેમાં જ જય છે, તેમાં જ કલ્યાણ છે, તેમાં જ શ્રેય છે. નીતિને રસ્તે પ્રમાણિકપણે ચાલનારો માણસ કેટલીક વાર ઘણી દુઃખી સ્થિતિમાં માલમ પડે છે; અને પોતાની આસપાસના કેટલાક, નાલાયક, સ્વાર્થી અને દુષ્ટ માણસોને જાહોજલાલીમાં મોજ અને કલ્લોલ કરતાં જોઈ તેના મનમાં ઇશ્વરના ન્યાય અને ભલાઈ બાબત કોઇક વાર શંકા ઉત્પન્ન થાય છે અને "દુનીયા જુઠાની, જુઠાની" અને "ધર્મીને ઘેર ધાડ" એ લાગણી થઈ જાય છે; પરંતુ એવે સમયે ગભરાઇને આકળા નહીં બની જતાં શાંતપણે પોતાના સદ્‌ગુણોને નિડરપણે અમલમાં મુકવાની જરૂર છે. આખરે સત્યે જય છે. અંતઃકરણમાં સદ્‌ગુણ અને માથે શ્રી હરિ ('Virtue within and God overhead') એ રીતે વર્તન કરવાનું છે. મિલ્ટન કવિ લખે છે કે

"Virtue could see to do what Virtue would,
By her own radiant light; though Sun and Moon
Were in the flat sea sunk."—

—જો કે સૂર્ય અને ચંદ્ર સપાટ સમુદ્રની અંદર ડુબી ગયલા હોય તો પણ સદ્‌ગુણને પોતાના ઝગઝગતા પ્રકાશથી પોતાને જે કાર્ય કરવાની ઇચ્છા હોય તે કાર્ય કરવાનું સુઝી શકે છે. સંકટમાંજ આત્મશક્તિની ખરી કસોટી અને પરીક્ષા થાય છે. કારલાઇલ કહે છે કે "Gold that has been refined in the hottest furnace comes out the yellowest"–સોનાને ધગધગતી ભઠ્ઠીમાં નાખીને તાવ્યું હોય તે સર્વથી શ્રેષ્ઠ પીળાસમાં–કુન્દન–નીકળી આવે છે. ખ્રીસ્તી લોકોમાં કહેવત છે કે "The blood of the martyrs is the seed of the Church" ધર્મ રક્ષણને વાસ્તે પ્રાણ આપનારા વીરોનું રક્ત એ ધર્મ સંસ્થાનું બીજ છે." મેરી રાણીના વખતમાં જ્યારે ધર્મ ગુરૂઓ લેટીમર અને રીડલીને જીવતા બાળી નાખવા ચિતા આગળ લઈ જતા હતા ત્યારે લેટીમરે રિડલીને કહ્યું કે "Be of good cheer master Ridley—By the grace of God We shall light such a torch in England which shall never die out."—ભાઈ રિડલી, આનંદમાં રહો. ઇશ્વરની કૃપાથી આપણે ઈંગલાંડમાં એની મશાલ સળગાવવાના છીએ કે તે કોઈ દિવસ બુઝાઈ જશે નહીં." આપણા દેશનો ઇતિહાસ વાંચતાં જણાશે કે સંખ્યાબંધ માણસોએ ધર્મને વાસ્તે પોતાના પ્રાણ ત્યાગ.ના અમને બજ્ઞાય દુઃખ અને સંકટની અંદર પણ માણસ પોતાનો ટેક સાચવી શકે

ચે રર. પ્રતાપનો દાખલો મશહૂર છે. દુર્ગાદાસની સ્વામિ ભક્તિએ આખા

13th December 1904 ર્યું છે. સિદ્ધરાજ જયસિંહે ઘણા દેશો છતી દિગ્વિજય

જશમા ઉપર જય મેળવવાને અસમર્થ નિવડ્યો હતો.

૧ કેવી રીતે રાખ્યો છે તે ટોડનું "રાજસ્થાન" વાં-

—૯ "આત્માનો વિનાશ."

સદ્‌ગુણ સદ્‌ગુણની જ ખાતર પાળવાનો છે. તેમ કરવાથી લાભ છે કે ગેરલાભ છે એ જોવાનું નથી. બ્રાઉનીંગ કહે છે કે " What matters happiness—Duty—that is man's one moment – that is yours "—સુખની શી દરકાર છે. કર્તવ્ય એ જ માણસને એક અગત્યની બાબત અને મહાન તક છે. અને તે તમારૂં જ છે. આ દુનીયામાં ધર્મને રસ્તે ચાલતાં વખતો વખત મનુષ્ય પર જે સંકટો પડે છે તે ઝોકામાં જતાં નથી. સંકટને રસ્તે ચાલતાં આપણી કર્તવ્યબુદ્ધિ અને નીતિની શક્તિ ખીલે છે અને સુધરે છે.

"The frail becomes the perfect ray
From the glory of pain to the glory of joy."

( Browning.)

શૂરવીરની કીર્તિ રણયુદ્ધમાં દીપે છે–કસોટી વગર સદ્‌ગુણની ખરી ખુબી સમજી શકાતી નથી અને તેના ઝળકની કદર થઇ શકતી નથી. માણસજાતને ધડો આપવાને સદ્‌ગુણી પુરુષોનાં ચરિત્રો અને કારકીર્દી બહુ જ ઉપયોગી થઈ પડે છે. શ્રમ અને કષ્ટ વગરના સદ્‌ગુણમાં ઝાઝો માલ હોતો નથી. આવા પ્રકારના કેહેવાતા ઉપલકીયા સદ્‌ગુણી માણસો, જે લશ્કરી સીપાઇઓ રાજદરબારમાં અને આનંદના મેળાવડા પ્રસંગે દમામમાં ને દમામમાં હથીયાર સાથે જોરથી ઘોડા મારી મુકનાર હોય છે અને લડાઇ અને સંકટના પ્રસંગે બાયલા અને હીચકારાની માફક વર્તન કરનાર લેભાગુ જેવા હોય છે તેને મળતા આવે છે.

શેકસપીયરના " મેઝર ફૉર મેઝર " નાટકની અંદર ઈસાબેલા નામની બાળા–પોતાના શિયળનું રક્ષણ કેવા સંકટ અને કટાકટીના પ્રસંગો વચ્ચે કહે છે તે બતાવી આપ્યું છે. ઇસાબેલાને તેમાં શીયળ ધર્મની એક પવિત્ર મૂર્તિ તરીકે કવિએ ચીતરી છે. ઇસાબેલામાં નીતિ પવિત્રતા અને ધર્મની લાગણીનો જુસ્સો વિશેષ છે. અનીતિમાન વિયેના શહેરની અંદર તે એક ચળકતા સૂર્ય જેવી છે. વિયેના શહેરની અંદર લોકો મોજશોખ અને આરામ અને લાલાઈ અને ચમનબાજીમાં ગરકાવ થઇ ગયલા છે. અનીતિ ઉઘાડે છોગે ચાલે છે. અનીતિ વિરૂદ્ધના કાયદાઓનો ઘણા વખતથી અમલ થતો નહીં હોવાથી, લોકો જેમ દાંત વગરના નિર્માલ્ય ધુંફાડા વગરના નાગને કચરી નાખતાં ડરતાં નથી તેમ તેઓએ કાયદાને પગતળે કચરી નાખ્યો છે. તેની લેશમાત્ર પણ દરકાર તેઓ કરતા નથી. અને ઠામ ઠામ અનીતિની દુકાનો અને રહેઠાણો ફેલાઇ ગયલાં માલમ પડે છે. આથી વિયેનાના તે સમયના રાજાને ઘણો જ સંતાપ થાય છે. અને પોતાની ગાફેલતાથી પ્રજાને આ સ્થિતિપર જવા દીધી છે તેનો તેને પશ્ચાત્તાપ થાય છે. રાજા અનીતિ વિરૂદ્ધના સખત કાયદા એકદમ અમલમાં મુકવાનો વિચાર કરે છે. પરંતુ પોતાના હાથે તે અમલમાં મુકવાને ખુશી નહી હોવાથી પોતાના બે રાજ્યાધિકારી ઇસ્કેલસ અને એન્જેલોને હાથે તે

કાયદાઓનો અમલ કરાવવો દુરસ્ત ધારે છે. ઇસ્કેલસ વૃદ્ધ, ડાહ્યો, ઠરેલ અને દયાળું લાગણીનો છે. એન્જેલો બહારથી ધર્મ અને ન્યાયની મૂર્તિ હોય એમ ડોળ રાખે છે. કોઇ પણ પ્રકારની અનીતિ એના સ્વભાવથી દુર હોય એવો દમામ રાખે છે. સ્વભાવનો પણ કડક અને સખત હૃદયનો છે–પોતાના સદ્‌ગુણને વાસ્તે એન્જેલોને બહુ ફાંકો છે. રાજાને આ બાહારના દેખાવની નીતિનો માણસ અંદરથી કેવો ઉજળો છે તેની છાની પરીક્ષા કરવાનું મન છે. માટે ઈસ્કેલસને પોતાની સર્વોપરી સત્તા નહીં સોંપતાં એન્જેલોને સોંપે છે. અને ઇસ્કેલસ અને એન્જેલોને સૂચના મુજબ વર્તન કરવા કહે છે. એન્જેલોને જ્યારે આ સત્તા આપવામાં આવે છે ત્યારે તે પોતે તેને લાયક નથી એમ કહી લેવાની તે આનાકાની કરે છે. પણ રાજા તે વાત કબુલ રાખતો નથી અને આગ્રહ કરે છે કે એન્જેલો જેવા સદ્‌ગુણી અને હોંશીયાર માણસે પોતાની અક્કલ હોંશીયારીનો લાભ રાજ્યને આપવાનો આ સમય છે. 'તારી બુદ્ધિ અને અનુભવ તારા એકલાને માટે નથી.' આપણા સદ્‌ગુણોના આપણે એકલા માલીક નથી—આપણે આપણા સ્વાર્થને જ માટે તેનો ઉપયોગ કરવાનો નથી પણ સામાન્ય લાભને વાસ્તે તેમનો ઉપયોગ કરવાનો છે. જો તમારા સદ્‌ગુણોના લાભ બીજાને આપો નહી તો તમારા સદ્‌ગુણો હોય તે નહી હોય તેના જેવા છે. તે જાણે છે જ નહી એમ અમારે જાણવું પડે. કુદરતે બક્ષીસો આપણને આપી દીધી નથી. પણ વ્યાજ સાથે પાછી લેવાની શરતે ધીરેલી છે. કુદરત સામાન્ય કલ્યાણને વાસ્તે આપણું બુદ્ધિબળ અને ચાતુર્ય અમલમાં મુકવાની આપણને ફરજ પાડે છે. મનુષ્યે મશાલની નકલ કરવી જોઇએ અને પોતાનો પ્રકાશ આજુબાજુના માણસો અને વસ્તુઓને આપવો જોઇએ. જેમ કુદરત તરફથી બક્ષીસ સૌથી શ્રેષ્ઠ તેમ સામાન્ય લાભને માટે તેનો ઉપયોગ કરવાની સૌથી સખત જવાબદારી કુદરત આપણા પર નાંખે છે. એન્જેલો–મારો બધો અધિકાર હું તને સોંપું છું અને આજથી વિયેના શહેરમાં દયા અને મોત ફક્ત તારા હૃદય અને જીભમાં જ વાસો કરશે. આમ કહી પરદેશ જવાનું બાહાનું કાહાડી બહાર નીકળી જાય છે.

એન્જેલોના હાથમાં રાજ્યસત્તા આવે છે કે તરતજ અનીતિ વિરુદ્ધના જુના ખોચરાના દટાઇ રહેલા ક્રુર કાયદાઓને એક જાહેરનામું પ્રસિદ્ધ કરી અમલમાં મુકે છે. જેથી લોકોમાં ત્રાસ વર્તી જાય છે. આ કાયદામાં વ્યભિચાર કરનારને ફાંસીની સજા ફરમાવવામાં આવેલી છે. સરકારના માણસો ગુનેહગારને પકડવાને આમ તેમ ફર્યા કરે છે અનીતિનાં મકાનો ઉપર ધસારો કરી તેમને પાડી નાખે છે. વિષયી અને લંપટ સ્ત્રીપુરૂષને પકડી જાય છે. આ ધરપકડમાં ક્લોડીયો કરીને એક જુવાન સપડાઇ જાય છે. ક્લોડીયો એક જુલીયટ નામની સ્ત્રીની સાથે પ્યારમાં પડેલો છે. તેઓ બે જણ વચ્ચે લગ્ન કરવાના કોલકરાર પણ થઈ ગયલા છે પણ તેમને દુનીયાથી ગુપ્ત રાખવામાં આવ્યા છે. જુલીયટના પેહેરામણીના પૈસા તેના કોઇ સગાવાહાલાના કબજામાં હોવાથી તેની અને ક્લોડીયો વચ્ચેની આ સમજૂત છુપી રાખવામાં આવી છે. પરંતુ લગ્ન થતાં પહેલાં તે બેની વચ્ચે અનીતિનો સંબંધ થયલો હોવાથી જુલીયટને ગર્ભ રહે છે. આ ખબર સરકારમાં પડતાં જ એકદમ જુલીયટ અને ક્લોડીયોને પકડી કેદખાનામાં પુરવામાં આવે છે. કેદખાના તરફ જતા રસ્તામાં ક્લોડીયોને તેનો ભાઇબંધ લ્યુશીયો મળે છે ક્લોડીયો પોતાપરવિતેલી બધી હકી-

કત હ્યુશીયોને બાજુએ લઇ જઇ કહે છે. હ્યુશીયો કલોડીયોને રાજાને અપીલ કરવાનું સૂચવે છે. કલોડીયો કહે છે કે રાજાનો પત્તો લાગતો નથી. અને હ્યુશીઓને કહે છે કે "મારી એક બેન મઠમાં રહે છે અને તેનામાં પોતાની જબાનથી માણસનાં મન હરણ કરવાની અને પોતાની વાત સામાના ગળામાં ઉતારવાની શક્તિ છે તેને તું મળ અને મારી ભયંકર સ્થિતિની તેને ખબર આપ અને તેને કહે કે આ સખત હૃદયના અધિકારી એન્જેલો કનેથી મારે વાસ્તે માફી મેળવે. હ્યુશીયો બનતી તાકીદે એક કલાકમાં આ સંદેશો પોહોચાડવાનું કબુલ કરે છે અને કલોડીયો કેદખાનામાં જાય છે.

રાજા પરદેશ જવાનું બાહાનું કાઢી હવે એક મઠમાં પેઠેલો છે અને એક સાધુને પોતાનો મળતીયો કરી સાધુની સર્વ રીતભાત સમજી લઇ તેણે સાધુનો સ્વાંગ અખત્યાર કરેલો છે રાજા પેલા સાધુને આ વેશ લેવામાં તેની શી મતલબ છે તે બધી સમજાવે છે. પોતાની રૈયતની રીતભાત સુધારવાને વાસ્તે આ પગલું લેવું પડ્યું એમ કહે છે. લોક ચર્ચા જોવાને તેનો ઇરાદો આનાથી શ્રેષ્ઠ રીતે પાર પડે એમ છે એમ રાજા કહે છે એન્જેલોને સત્તા મળવાથી તેનું વર્તન બદલાય છે કે નહીં તે જોવાનો અને એન્જેલોની કસોટી પુરેપુરી કરવાનો તેનો વિચાર છે એમ સાધુને જણાવે છે.

કલોડીયોની બેન ઈસાબેલા મઠમાં દાખલ થઈ છે પણ હજી તેણે સાધ્વીની માનતા લીધી નથી. ત્યાં તે હજી નવીન ઉમેદવાર છે. હ્યુશીયો મઠમાં ઇસાબેલાને મળે છે. અને કલોડીયો પર વીતેલી હકીકતથી તેને વાકેફ કરે છે. અને કલોડીયો માટે રાજ્યાધિકારી એન્જેલો કનેથી માફી પત્ર મેળવવા સૂચવે છે. ઈસાબેલાને હ્યુશીઓ સમજણ પાડે છે કે એન્જેલો ઘણો સખત હૃદયનો માણસ છે. તેનું લોહી જાણે બરફનું પાણી છે. તેના દીલમાં લેશમાત્ર પણ ઉકળાટ છે નહી. એન્જેલોએ ઉપવાસ કરીને અને વિદ્યાભ્યાસમાં પુષ્કળ વખત રોકીને પોતાના મનને માર્યું છે અને તમામ મનોવૃત્તિઓ પોતાના કાબુમાં લીધી છે. કલોડીયોને દેહાંતદંડની શિક્ષા કરી એન્જેલોનો વિચાર એક સજ્જડ દાખલો બેસાડવાનો છે. સુંદર ઇસાબેલાની પ્રાર્થનાથી જો પીગળાય તો પીગળાય. બીજી કોઈ રીતે એન્જેલો પીગળાય એવો નથી એને જેનામાં બીજી કોઈ રીતે દયાની લાગણી ઉત્પન્ન થાય એમ નથી. અને તે શીવાય બીજી કોઈ રીતે કલોડીયોને છુટવાની આશા છે જ નહી. કલોડીયોને દેહાંતદંડની શિક્ષા કરવાનું વારંટ પણ નીકળી ચુક્યું છે. ઇસાબેલા આ હકીકત સાંભળી ઘણી જ દુઃખી થાય છે પોતે બનતી મદદ કરવાને ખુશી છે. માફી મેળવવાનું કાર્ય પાર ઉતારવાનું પોતાનું ગજું નથી એમ શંકા બતાવે છે. હ્યુશીયો ઇસાબેલાને પોતાની શક્તિ સંબંધી શંકા નહી ઉઠાવવાની સલાહ આપે છે કોઈ પણ પ્રયત્ન કરતાં નાહિંમતવાન થવું જોઇએ નહી, શંકા ઉઠાવવી નહી, શંકા આપણને દ્રોહ કરે છે પ્રયત્ન કરવાની વખતે બીકનો અંશ દાખલ કરી ફાયદો મેળવતાં અટકાવે છે. હ્યુશીયો કહે છે કે જ્યાં કુમારિકા પ્રાર્થના કહે છે ત્યાં મરદ દેવની માફક તુમાન થાય છે. પણ જો કુમારિકા રડીને ચોધાર આંસુ પાડે ને કાલાવાલા કરી ખોળા પાથરે ત્યારે કોઈ પણ મરદમાં તેની અરજ નામંજુર કરવાની તાકાદ રહેતી નથી. ઈસાબેલા એન્જેલો કને જવાનું કબુલ કરે છે.

એન્જેલો ને ઇસ્કેલસ દરબારમાં બેઠેલા છે એન્જેલો કાયદાનો અમલ સખતાઇથી કરવાની તરફેણમાં છે. ઇસ્કેલસ એન્જેલોને દયા સાથે ઇનસાફ આપવાનું કહે છે. રીબાવી રીબાવીને મારી નાખવા કરતાં સ્હેજ ઘા કરવો બરાબર છે. માણસ જાત અવગુણથી ભરેલી છે દરેક માણસ દોષ અને ખામીથી ભરપૂર છે. માટે કાયદાનો અમલ નરમાશથી કરવો જોઇએ. એન્જેલો જવાબ આપે છે કે કાયદાને ખેતરમાં ઉભા કરેલા ચાડીયા જેવો કંઈ નિર્માલ્ય બનાવવાનો નથી. ઇસ્કલેસ કહે છે કે કલોડીયો ઘણા ઉચા કુળનો છે એનો બાપ ઘણો આબરૂદાર અને ઉમદા સ્વભાવનો ગૃહસ્થ હતો એમ કહે છે અને એન્જેલોને ટાણો મારે છે કે જે મનોવિકારની ભૂલ વાસ્તે કલોડીયોને સજા કરવામાં આવી છે તે ઘણી સાધારણ છે. અને એવી ભૂલ જુવાનીમાં ખુદ તમે કરી હતી કે નહી તેનો તમે તમારા હૃદયની અંદર વિચાર કરો એન્જેલો કહે છે કે લાલચ આપણા પર હલ્લો કરે અને આપણે લાલચની જાળમાં લપટાઇએ એ બે બાબતની વચ્ચે ઘણો ફેર છે. કોર્ટમાં ઈનસાફની ચોકસી ચાલે છે ત્યારે જ્યુરીમાંનો એક માણસ કદાચ તોહોમતદારથી વધારે ગુન્હેગાર હોય તે કારણથી જો તોહોમતદારનો ગુનોહ સાબીત થાય તો તોહોમતદાર કંઇ સજામાંથી બચતો નથી. છીંડીએ પકડાયો તે ચોર. કાયદો તો પ્રત્યક્ષ હાથમાં આવ્યો તેને સજા કરે છે એન્જેલો કહે છે કે હું જો પોતે કલોડીયો જેવા ગુનાહમાં સપડાઉં તો મને પણ મોતથી હલકી સજા થવી જોઇએ નહી. કલોડીયોને ફાંસી દીધા શિવાય છૂટકો નથી એમ જણાવે છે. એન્જેલો જેલના ઉપરીને બીજે દીવસે નવ વાગતે સવારે કલોડીયોને ફાંસી દેવાનો હુકમ કરે છે. ઈસ્કેલસ કલોડીયોને વાસ્તે દીલગીર થાય છે. જેલનો અધિકારી એન્જેલોને ફરીથી વિચાર કરવાની સલાહ આપે છે અને કહે છે કે દરેક જણથી એવી ભૂલ થવાનો સંભવ છે. એન્જેલો આ ઉપરથી ચીડવાઈ જાય છે અને કહે છે કે મારા કહેવા પ્રમાણે મારા હૂકમનો અમલ કર, નહી તો નોકરીમાંથી દૂર થઇશ. તારા વગર સરકારને ચાલશે. તેવામાં જુલિયટના પ્રસવનો સમય પાસે આવ્યો છે માટે તેને વાસ્તે યોગ્ય બંદોબસ્ત કરવાનો જેલના ઉપરીને હૂકમ આપે છે.

એટલામાં નોકર આવીને વરધી આપે છે કે ઇસાબેલા. નામની કોઈ બાઈ એન્જેલોને મળવા માગે છે: એન્જેલો તેને દરબારમાં દાખલ થવાની રજા આપે છે. અને લ્યુશીયો અને ઇસાબેલા દરબારમાં ન્યાયાસન આગળ દાખલ થાય છે. ઇસાબેલા પોતાના ભાઇના ગુનાહની માફી માગે છે. એન્જેલો તે બાબતમાં સાફ ધસીને ના પાડે છે. સજાનો હુકમ થઇ ગયો છે ને ઇસાબેલાની અરજી ઘણી મોડી છે એમ એન્જેલો કહે છે ઇસાબેલા એન્જેલોને વિનવે છે ને કહે છે કે " મહાન પુરુષોનું આભૂષણ દયા છે."

( અધૂરૂં. )

છોટાલાલ લલ્લુભાઇ પટેલ.

# ' ડાર્વિનિઝમ. '

' ડાર્વિનિઝમ ' ના નામથી ઓળખાતા સિદ્ધાંત અને તે ઉપરથી દુનીયાના રાજકીય ઇતિહાસ ઉપર ગયા ત્રીસ વરસમાં થએલી અસર સંબંધી વસન્તના પહેલા વર્ષના બીજા અને ત્રીજા અંકોમાં મેં ટુંક વિવેચન કર્યું હતું. કુદરતમાં જબરૂં પ્રાણી નબળાને મારે છે જબરાને જ સર્વ ઇચ્છેલી વસ્તુ મળે છે, તે દેખાવ સર્વત્ર વનસ્પતિમાં અને મનુષ્ય વગરના સર્વ પ્રાણીઓમાં જોવામાં આવે છે; તો તે જ ધોરણ મનુષ્યજાતિને પણ લાગુ પડે છે, એમ યુરોપ અમેરિકા વગેરેની ગોરી પ્રજાઓનું હાલ માનવું છે. ડાર્વિન સાહેબે કુદરતમાં વનસ્પતિ અને મનુષ્ય વગરના પ્રાણીને લાગુ પડતું જે ધોરણ શોધી કાઢ્યું તે જ ધોરણ મનુષ્યજાતિને લાગુ પાડવાનું કામ કરવામાં હાલની દુનીયાની ગોરી પ્રજા સર્વત્ર ગુંથાએલી જણાય છે. આખી પૃથ્વીનું પ્રભુત્વ કરવાનો હક ગોરી પ્રજાનો જ છે; વેપાર, હુન્નર, કળા અને કારખાનાં તે ગોરી પ્રજાના ઇજારા છે; ખેતી અને બીજાં મજુરીઆત કામો માટે જ અન્ય વર્ણની પ્રજાઓ લાયક છે અને તે કામમાં ગુંથાઇને તેમણે ગોરી પ્રજાને જોઇતાં સાધનો, કાચી નિકાસ ( raw produce), અને હાથે કામ કરનારાં મજુરો વગેરે પૂરાં પાડવાં જોઇએ, ટ્રાન્સવાલની સોનાની ખાણો તથા નાતાલનાં ખેતરો માટે મજુરો જોઇએ તે અન્ય વર્ણની પ્રજાએ પૂરાં પાડવાં પરંતુ તે કામ કરી રહ્યા બાદ તે મજુરોએ તે દેશ છોડી ચાલ્યા જવું એટલું જ નહિ પણ અન્ય વર્ણની પ્રજાના કોઈ વેપારીએ તે દેશોમાં વેપાર માટે પગ પણ મુકવો નહિ! લેંકેશાયરની મીલોને રૂ જોઇએ તે રૂનો ભાવ અમેરિકાના વેપારીઓ બહુ ચઢાવી દે છે માટે હિંદુસ્તાનના લોકોએ ગમે તેમ કરીને જેમ બને તેમ કપાસ વધારે પકવવો.

આવા પ્રકારની રાજ્યનીતિનું ધોરણ શું વ્યાજબી છે? એટલે કે તે વિશ્વગતિના શાસ્ત્રીય સિદ્ધાંતને અનુસરીને છે? જો તે એમ હોય તો પછી તે સામે વાંધો લેવો કે બડબડવું તે નિરર્થક છે એટલું જ નહીં પણ તે ઇશ્વરની મરજી ઉલંઘન કરવા બરોબર છે. આ પ્રશ્નનો નિર્ણય કરવો બહુ કઠિન નથી. બાઇબલ, કુરાન, વેદ અગર ગમે તે ધર્મનાં મુખ્ય પુસ્તકો કે જેમાં ઇશ્વરે પોતાની મરજી શબ્દદ્વાર જણાવેલી ( revealed ) છે એમ માનવામાં આવે છે, તેવા કોઈ પણ પુસ્તક તરફથી વર્ણ પ્રમાણે મનુષ્યજાતિના શ્રેષ્ઠત્વ-અધમત્વના સિદ્ધાંતને ટેકો મળતો નથી. તેમ વૈદકશાસ્ત્ર કે શારીરશાસ્ત્રમાંથી પણ કંઈ આવું નીકળી શકતું નથી. એટલું જ નહિ પણ ડાર્વિન સાહેબના પુસ્તકનો ગમે તેટલો બારીકાઇથી તપાસ કરીશું તો પણ તેમણે પણ આવો સિદ્ધાંત બતાવ્યો નથી અગર તેનો ઇસારો પણ કર્યો નથી. અને મનુષ્યજાતિ ચામડીના રંગ ઉપરથી જ ઉત્તમ-કનિષ્ઠ નીવડે છે એવો સિદ્ધાંત પોતાના પુસ્તક ઉપરથી નિકળશે અને તેનો અમલ કરીને અન્ય વર્ણની પ્રજાને ગોરી પ્રજા સતાવશે એવું કોઈ વખત એ સાહેબને સ્વપ્નું પણ આવ્યું હોત તો તેઓ સાહેબ નિઃસંશય તે પોતાનું પુસ્તક બાળી મુક્યા વગર રહેત નહિ.

મનુષ્ય શિવાયનાં બીજાં પ્રાણી તથા વનસ્પતિને જે સિદ્ધાન્ત લાગુ પડે છે તે સિદ્ધાન્ત

મનુષ્યને લાગુ પાડવાની ભુલ મુખ્યત્વે કરીને યુરોપના હાલના માનસિક શાસ્ત્ર (psychology) ને લીધે છે. તે માનસિકશાસ્ત્ર તદ્દન ભુલભરેલું છે. બાહ્યપદાર્થવિજ્ઞાનશાસ્ત્ર જે યુરોપે શોધી કાઢ્યું છે તે જ યુરોપનાં બલ અને કીર્તિનું મુખ્ય સાધન છે. પરંતુ અવલોકન અને પ્રયોગ કે જેથી બાહ્યપદાર્થવિજ્ઞાનશાસ્ત્ર બંધાયું છે તે મન અને મનની શક્તિઓનું શોધન કરવા તદ્દન અસમર્થ છે મન તે જડ પદાર્થ નથી અગર મન તે જડ પદાર્થનું રૂપાન્તર નથી. છતાં મન તે જડ પદાર્થનું જુદું-વિલક્ષણ-રૂપ છે એમ માનીને જ યુરોપનું ચાલુ માનસિકશાસ્ત્ર રચાયેલું છે. તેથી તેના સિદ્ધાંતો બધા થડ મૂળથી ખોટા છે. શું પશુપક્ષીનું મન અને માણસનું મન એક જાતનું છે? શું માણસમાં મન ઉપરાંત આત્મા નથી? શું આત્મા મનુષ્ય દેહના નાશ પછીથી હયાત રહેતો નથી? હિંદુ ધર્મમાં જ નહી પરંતુ બાઇબલ અને કુરાનમાં પણ મનુષ્યને મન ઉપરાંત આત્મા છે કે જે આત્મા મનુષ્યદેહના નાશ જોડે નાશ પામતો નથી એવું શિક્ષણ છે. અને હાલમાં થીયોસોફીકલ સોસાઇટી, સાઇકિક રીસર્ચ સોસાઇટીઓ, અને હજારો સ્પીરીચુઆલીસ્ટીક સોસાઇટીઓ આખી દુનીઆમાં પ્રસરી છે તે શું એટલું ચોકસપણે સાબેત નથી કરતાં કે મનુષ્ય અને અન્ય પ્રાણીમાં મહાન તફાવત એ જ છે કે મનુષ્યમાં મન ઉપરાંત આત્મા છે કે જે આત્મા દેહ જોડે નાશ પામતો નથી?

આત્મા તે જ મનુષ્યનું પ્રધાન તત્ત્વ છે અને ચામડીના રંગને અને આત્માને કંઈ પણ લેશમાત્ર સંબંધ નથી અને હોવાનો સંભવ પણ નથી. તેથી ચામડીના રંગ ઉપરથી જ ગોરી પ્રજાનું શ્રેષ્ઠત્વ અને અન્ય વર્ણની પ્રજાનું અધમત્વ કબુલ કરવું અને તેને આધારે દુનીયાની રાજકીય નીતિ ચલાવવી તે તદ્દન ગેરવ્યાજબી છે.

શંકરાચાર્યજી કહે છે તેમ—

" न शुक्लं न कृष्णं न रक्तं न पीतं
न कुब्जं न पीनं न ह्रस्वं न दीर्घम्।
अरूपं तथा ज्योतिराकारकत्वात्
तदेकोवशिष्टः शिवः केवलोऽहम् ॥

અર્થાત્ કે જે ગોરૂં નથી કાળું નથી, લાલ નથી પીળું નથી, કુબડું નથી જાડું નથી, ટુંકું નથી લાંબું નથી—જે રૂપરહિત છે, બલ્કે જેને લીધે રૂપ સંભવે છે એવું તેજ:સ્વરૂપ, મંગલમય, પ્રકૃતિની પાર જે કેવલ વસ્તુ રહે છે તે તત્ત્વ તે હું—આત્મા-છું.

વળી આધુનિક પ્રજાઓની સ્થિતિ બારીકાઇથી જોતાં જણાશે કે શ્રેષ્ઠ પ્રજાઓ ગોરી છે, પરંતુ બધી ગોરી પ્રજાઓ શ્રેષ્ઠ વર્ગમાં મુકી શકાય નહીં.

ગ્રેટ બ્રિટન, ફ્રાન્સ અને જર્મની એ ત્રણ દેશની જ પ્રજાઓ આધુનિક સુધારાની આગેવાનો છે. બાહ્યપદાર્થવિજ્ઞાન વગેરે આધુનિક સર્વ શાસ્ત્રો, હુન્નરો શોધો અને સાહિત્ય

સર્વે. કે જે હાલ આખી દુનીઆને અજાયબી પમાડે છે તે સર્વે તે જ પ્રજાઓની અકલનું પરિણામ છે. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસના વતનીઓ હાલ બહુ બળવાન થયા છે અને તેમણે યાંત્રિક કળાઓ વગેરેના હુનરો ઘણા નવા શોધી કાઢ્યા છે ખરા, પરંતુ સુધારાનાં ખરાં ચિહ્નમાં તેઓ પશ્ચિમ યુરોપની અંગ્રેજ ફ્રેન્ચ અને જર્મન પ્રજાઓ કરતાં ઘણા પછાડી છે. તે સંસ્થાનોને સ્વતંત્ર થયે લગભગ સવાસો વરસ થયાં છે અને હાલ તેમની ગોરી વસ્તી ઇંગ્લાંડ કરતાં લગભગ બમણી છે પણ એક અસાધારણ કવિ કે તત્ત્વશાસ્ત્રી ત્યાં હજુ ઉત્પન્ન થયો નથી.

અમેરીકન કવિઓમાં લોંગફેલો સર્વથી મોટો ગણાય છે, પરંતુ અંગ્રેજ કવિઓ ઓગણીસમા સૈકાના થયા તેમની આગળ કંઈ લેખામાં નથી. સ્કોટ, બાયરન, વર્ડ્ઝવર્થ શેલી, કીટસ, ટેનીસન, બ્રાઉનીંગ, કારલાઇલ, સ્પેન્સર જેવો એક પણ મહાન પુરુષ યુનાઇટેડ સ્ટેટસમાં હજુ પેદા થયો નથી. વોલટેર, રૂસો, હુગો; ઝોલા, કોમ્ટ, કેન્ટ, હીગલ, ગેટે, શિલર જેવા—આત્માને ઉદ્દીપ્ત કરનાર અને ઉશ્કેરનાર ( soul-stirring ) નરો ત્યાં થયા નથી, તેમ ભવિષ્યમાં તેવા થવાને યોગ્ય ભૂમિ પણ ત્યાં જણાતી નથી. રોકફેલર, કારનેજી, મોરગન, જેવા ક્રોડાધિપતિઓ અને રિચર્ડ ક્રોકરની તરેહના રાજ્યદ્વારી પુરુષો તેજ યુનાઇટેડ સ્ટેટ્સના મહાન પુરુષો છે. વોશીંગટન, લીનકન અને ગ્રાન્ટ શીવાયના કોઇ અમેરીકને હજુ જગતખ્યાતિ મેળવી નથી અને તે નરો પણ ફક્ત રાજ્યદ્વારી પ્રસંગે જ મોટાઈ મેળવવા શક્તિમાન થએલા હતા.

ન્યુયોર્ક શહેરની મ્યુનિસીપાલેટીની અંદરની વ્યવસ્થા તથા મ્યુનિસીપાલ અને પાર્લામેંટની બીજી ચુંટણીઓ કેવી રીતે થાય છે અને જથાબંધ વોટરો કેવી ઉઘાડી રીતે લાંચો લે છે તે બધા ઉપર વિચાર કરીશું તો ખાત્રી થશે કે જડસંપત્તિ ( material resources) માં, પૈસામાં અને હુન્નરકારખાનાં વગેરેમાં યુનાઇટેડ સ્ટેટ્સ ગમે તેવું બળવાન હશે તો પણ મનુષ્યસુધારા માટે કંઈ પણ મુદ્દાનો ભાગ ત્યાંની પ્રજાએ હજુ સુધી લીધો નથી. તેમ કેનેડા, ઓસ્ટ્રેલીયા અને દક્ષિણ આફ્રિકાની ગોરી પ્રજાએ તો મનુષ્ય સુધારણા માટે કંઈ પણ કર્યું નથી તે કહેવું કોઈ પણ રીતે ગેરવ્યાજબી નથી. અંગ્રેજ સામ્રાજ્યના બળના છત્ર તળે તેઓ ગમે તેટલો રોફ મારે તો પણ તેઓ મનુષ્યપ્રજાના શ્રેષ્ઠ વર્ગમાં મુકાવા કોઈ રીતે લાયક નથી.

'કુમારિકા'—અણભોગવાએલી—ભૂમિનો લાભ લઇને, અને યુરોપે શોધી કાઢેલાં હુન્નરકળાનો દેખાદેખી ઉપયોગ કરીને અને અંગ્રેજ સરકારના સાર્વભૌમ સામ્રાજ્યના સઘળા હકો મફત ભોગવીને તે દેશની ગોરી પ્રજાઓ અતિશય સમૃદ્ધિવાન થઈ છે અને તેથી સ્વાભાવિક રીતે ઉન્મત્ત પણ કેટલેક દરજ્જે થઈ છે. પરંતુ ગ્રેટબ્રિટન, ફ્રાન્સ અને જર્મનીની પ્રજાઓની અને તેમની વચ્ચે એટલો બધો મુદ્દાનો ફેર છે કે જો એકને સિંહની ઉપમા અપાય તો બીજાને સિંહનું ચામડું ઓઢેલા ગધેડાની જ અપાય. કવિતા, તત્ત્વશાસ્ત્ર અને સાહિત્ય એ શું છે તે ઉપર ત્યાં કંઈ લક્ષ અપાતું નથી પરંતુ અન્ય વર્ણના બીજા સખસોને

ત્યાં પેસવા દેવા નહિ અને પારકા દેશનો માલ પોતાના દેશમાં પગ પેસારો કરે નહિ અને તેઓનું રક્ષણ ગ્રેટબ્રીટન મફત કરે અને ગ્રેટબ્રીટન અને હિંદુસ્તાનમાં તેમના માલ ઉપર બીજા રાજ્યોના માલ કરતાં ઓછી જકાત લેવામાં આવે તે બાબતની તદબીરો કરવામાં જ ત્યાંના ગોરા વતનીઓ મશહુર છે. આફ્રિકાના કોંગો સ્ટેટમાં બેલજીઅમનું રાજ્ય છે ત્યાંના વતનીઓ ઉપર પોતાના વેપારના સ્વાર્થ માટે જે ઘાતકીપણું ગોરી પ્રજા તરફથી કરવામાં આવે છે તે ઉપર તથા અમેરિકાના અને ઓસ્ટ્રેલિયાના અસલ વતની રેડ ઇન્ડી-અનો વીગરેનું શું થયું તે બાબત સ્હેજ પણ વિચાર કરીશું તો પછીથી નૈતિક ગુણોમાં અન્ય વર્ણની પ્રજાથી ગોરી પ્રજા ચઢીઆતી છે તે કોણ કહી શકશે? અંદરના વ્યવહારના અને પોતીકા વર્ગની જાળવણી માટેના નૈતિક ગુણો કીડીઓમાં બહુ પ્રશંસનીય છે પરંતુ તે કીડીઓ પોતાના શિવાય અન્ય વર્ગને માટે બહુ હાનિકારક છે. તેવી જ નીતિ ગોરી પ્રજાની બહુધા અંશે હોય એમ શું જણાતું નથી?

આ સાલ રશીયા જાપાન વચ્ચેનું યુદ્ધ શરૂ થયું છે અને એમાં જાપાને જે બુદ્ધિ અને શૌર્ય દાખવ્યાં છે—પછી પરિણામ ગમે તે આવે—તે પણ ચોકસ રીતે દુનીયાને સાબેત કરી આપે છે કે પ્રજાનું શ્રેષ્ઠત્વ અધમત્વ ચામડીના રંગ ઉપર બીલકુલ આધાર રાખતું નથી. શારીરિક બલમાં નૈતિક ગુણોમાં અને મહાન નવી યોજના કરવાની અક્કલમાં ( physique, morale and large constructive ability ) જાપાનીઓએ કોઇ ગોરી પ્રજા કરતાં પછાડીપણું બતાવ્યું નથી. અને છેવટે પોર્ટ આર્થરનો કિલ્લો કે જે મનુષ્યથી કોઇ દિવસ સર ન થાય તેવો અજીત હોવાનું યુરોપના લશ્કરી અનુભવીઓ માનતા તે જાપાનના પ્રચંડ ધસારા સામે ટકવાનો નથી જ એમ ચારે તરફ મનાય છે.

પુરાતન ટ્રોયના ઘેરાથી તે પેરીસના સને ૧૮૭૧ ના ઘેરા સુધી પ્રજાઓના ઉચ્ચમાં ઉચ્ચ ગુણોની કસોટી ઘેરાની લડાઇમાં જ થએલી છે. અને તેવી ઉચ્ચ કસોટીમાં પણ જાપાનીઓએ સ્વદેશાભિમાન શરાતન, અને આત્મપરિત્યાગમાં અર્વાચીન તેમ પ્રાચીન સર્વે પ્રજાઓમાંની કોઈ પ્રજા કરતાં કોઇ પણ રીતે લેશ માત્ર ઉતરતાપણું બતાવ્યું નથી. તો હવે પૃથ્વી અને તેની સર્વ સારી ચીજો ફક્ત ગોરી પ્રજાના જ ઉપભોગ માટે છે એમ કોણ વ્યાજબી રીતે કહી શકશે?

શિવાભાઈ મોતીભાઈ પટેલ.

# કવિતા.*

આજે હું કવિતાના વિષય ઉપર થોડું બોલવાનો વિચાર રાખું છું. આ વિષય ઘણો ભારે છે અને તેના ઉપર સાહિત્યકારો—આપણા સંસ્કૃત સાહિત્યકારો તથા ઇંગ્રેજી સાહિત્યકારોએ ઘણા ઘણા ગ્રંથો લખેલા છે. એનું વિવેચન કરતાં પુસ્તકનાં પુસ્તક ભરાય તેમ છે. પણ આપણે યથાશક્તિ સરળતાથી ટુંકામાં તેની ચર્ચા કરીશું.

પ્રથમ તો કવિતા એટલે શું એ જાણવું જરૂરનું છે. સામાન્ય રીતે ગદ્ય નહિં તે કવિતા એવી સમજણ જોવામાં આવે છે. છોકરાં નિશાળમાં ભણવા માંડે ત્યારથી છંદમાં રચાએલું લખાણ તે કવિતા એવી છાપ તેમના મગજ પર પડી જાય છે. હવે એ સમજણ ખરી છે કે ખોટી તે તપાસીએ. જેટલું ગદ્ય નહિં તે કવિતા એ સમજણ ખરી નથી. કારણ કે કવિતા તે છંદમાત્ર નથી. છંદ તો ફક્ત તેનું બાહ્ય સ્વરૂપ છે. ખરી કવિતા કોને કહેવી એ સવાલ ઉભો થાય છે. કવિતામાં શું શું જરૂરનું છે ? આ વિશે જુદા જુદા મહાન લેખકોના જુદા જુદા અભિપ્રાય છે. કોઇ સૃષ્ટિમાં બનતા બનાવોનું અનુકરણ અથવા નકલ કરવી તેને કવિતામાં આવશ્યક ગણે છે. કોઇ કલ્પનાથી નવી સૃષ્ટિ રચવી તેને કવિતા કહે છે. પરંતુ જગતમાં જે મોટા કવિઓ ગણાયા છે તેમનાં કાવ્ય તપાસતાં માલમ પડે છે કે કવિતામાં પ્રથમ હૃદયની લાગણી સૌથી અગત્યની છે. હૃદયમાં લાગણી ઉત્પન્ન થાય પછી જગતના બનાવોનું કલ્પનામય દૃષ્ટિથી અનુકરણ કરવું એનું નામ કવિતા, એમ ઉત્તમ કવિઓનાં કાવ્યો જોતાં સ્પષ્ટ જણાય છે. માટે પહેલી મનમાં લાગણી થવી જોઇએ. એ લાગણી કોઈ વાર અનુકરણશક્તિ એટલે સૃષ્ટિમાં બનતા બનાવોની નકલ કરવાની શક્તિનો આશ્રય લઈ ચિત્તમાં થતા ભાવ પ્રકટ કરે છે, કોઈ વાર માણસમાં રહેલી કલ્પનાશક્તિનો આશ્રય લઈ ભાવ પ્રકટ કરે છે, અને કોઈવાર બંનેની સહાયતાથી કાંઇ અનુપમ રચના રચે છે. કવિતા ઉપર સંસ્કૃત ભાષામાં મમ્મટ નામે ગ્રંથકારે અમૂલ્ય પુસ્તક રચ્યું છે. કવિતાનાં એકેએક અંગ, તેનો ઉદ્દેશ, તેના અલંકાર, તથા રસ, દોષ, વગેરે સર્વ વિષયોપર એવું બારીક નિરીક્ષણ તેમાં કરેલું છે કે ઝીણામાં ઝીણી વાત પણ મૂકી દીધી નથી. અને ખરી વિવેચકશક્તિથી એ પુસ્તક લખાએલું છે. તે મમ્મટ કહે છે કેઃ—

**नियतिकृतनियमरहितां ह्लादैकमयीमनन्यपरतंत्राम् ।**
**नवरसरुचिरां निर्मितिमादधती भारती कवेर्जयति ॥**

એટલે, વિધાત્રીકૃત નિયમના બંધનથી છૂટી, આનંદપૂર્ણ, અને કોઇના તાબામાં નહિં એવી, નવરસથી મનગમતી બનેલી કવિની સૃષ્ટિ શ્રેષ્ઠ છે. એ રીતે કવિ જે રચના કરે છે તે અલૌકિક હોઇ આનંદ આપે છે. વિધાત્રીની સૃષ્ટિમાં અનેક પ્રકારનું સુખદુઃખ હોય છે. કવિની સૃષ્ટિમાં માત્ર આનન્દ જ હોય છે.

---

* અમદાવાદ ફીમેલ ટ્રેનીંગ કોલેજની લિટરરી સોસાઇટીમાં આપેલું ભાષણ.

ઉપર કહ્યું તેમ કવિતા તે હૃદયની લાગણીથી ઉત્પન્ન થઇ અનુકરણ તથા કલ્પનાના સાધનથી બનેલું ભાવકથન છે. હવે એ ભાવકથન પોતાના બાહ્ય રૂપ વાસ્તે, પોતાનું સ્વરૂપ સામાને સમજાવવા માટે, વાણીમય થાય છે તેમાં છન્દમય રચના કવિતાને વ-ધારે અનુકૂલ બને છે. ભાવનું અતિશયપણું થવાથી, લાગણી ઉભરાઈ જવાથી, માપવાળી--ઓછોવત્તો ભાર મૂકી બોલવાની--રચના જ તે ધારણ કરે છે. એ રીતે ઉત્તમ કવિતા છન્દના કોઇ પણ જાતના માપમાં લખાય છે. બાણભટ્ટની કાદમ્બરી સરખા, ગદ્યમાં કવિતા હોય તેવા, લેખ જવલ્લે જ હોય છે. કાદમ્બરીનું ગુજરાતી ભાષાંતર પણ એ ભાવ સાચવી ઉત્તમ રીતે થયું છે.

પરંતુ એ ધ્યાનમાં રાખવાનું છે કે આવાં ભાવકથન સર્વ કોઇ કરી શકતું નથી. ઇશ્વિરે જેને એ દિવ્ય શક્તિ આપી હોય તે જ એ કરી શકે છે. એટલા માટે એવું કહે-વાય છે કે 'કવિ જન્મે છે-બનાવાતો નથી.' એની મતલબ એ છે કે કવિતા કરવાની શક્તિ એ ઇશ્વિરના ઘરની બક્ષીસ છે. માણસથી પ્રયત્ન કર્યે કવિ થવાતું નથી. ગમે તેટલી કેળ-વણી લે, ગમે તેટલો અભ્યાસ કરી જ્ઞાન સંપાદન કરે તેથી કવિતા કરવાની શક્તિ તે-નામાં આવતી નથી. સ્વાભાવિક શક્તિ જેનામાં હોય તે જ કવિતા કરી શકે છે. જે કોઈ ધારે કે હું કવિતા લખું તે કવિતા,-ખરી કવિતા-લખી શકતો નથી. પછી છંદમાં ગમે તેટલાં પુસ્તકો ભરાય તેટલું લખે, માટે તે કવિતા કહેવાય નહિં.

ઉપર કહ્યું તેમ લાગણી અનુકરણ તથા કલ્પના એ ત્રણ વડે ખરી કવિતાનું સ્વરૂપ બંધાય છે. તે ત્રણ કેવા પ્રકારનાં હોય છે તે તપાસીએ. મનુષ્યના મનમાં બુદ્ધિ ઉપરાંત ભાવ-લાગણી એવું કાંઈ છે. મનુષ્યને જે જે જ્ઞાન થાય છે તે બુદ્ધિનો વ્યાપાર છે. તેથી જુ-દા જ પ્રકારના ભાવ-શોક, સ્નેહ, ક્રોધ, વીરત્વ, ભય, એ વગેરે લાગણીના વિષય છે. એ સર્વનું જ્ઞાન થવા ઉપરાંત એનો અનુભવ જ્ઞાનથી જૂદો જ થાય છે. મનના એ વ્યાપારોની વ્યાખ્યા કરી શકાતી નથી પરંતુ સર્વ કોઇ તે કેવા હોય તે જાણે છે. ઉપર કહ્યા તે લાગણીના વિષયોમાંથી કોઇ પણ ઉત્પન્ન થવાથી સામાન્ય મનુષ્ય કરતાં જુદા જ સામ-ર્થ્યવાળો જુસ્સો કવિના મગજમાં થાય છે. બીજાને ન થાય તેવી લાગણીનો તે અનુભવ કરે છે. દરેક પ્રસંગે તેમ બનતું નથી તથાપિ કોઈ વિરલ ક્ષણે તેનું મન એવી લાગણીથી પૂર્ણ થાય છે. એવા લાગણીથી થએલા ભાવ સ્વાભાવિક રીતે મનુષ્ય મનમાં ન રાખતાં બહાર પાડવાની ઇચ્છા કરે છે. તે માટે અનુકરણ તથા કલ્પનાનાં સાધન વાપરવાની તેને જરૂર પડે છે. અનુકરણ એટલે જડ તથા ચેતન સૃષ્ટિમાં જે કાંઈ બનાવ બને તેનો નમુનો ઉતારી લેવો. કોઈ રમણીય જગા, અદ્ભુત દેખાવ, સુંદર રૂપ, મનોહર હાવભાવ એ વગેરે જોઈ તેનું વર્ણન શબ્દમાં કરવું એનું નામ અનુકરણ છે. એટલે, જગતમાં વા-સ્તવિક રીતે જે બને તે જ વર્ણવવું તે ઉપરાંત બીજું કાંઇ કહેવું નહીં એ અનુકરણ ક-હેવાય છે. મનુષ્યમાં સૃષ્ટિમાં બનતા બનાવ સિવાય નવા બનાવ, દેખાવ, પ્રાણી વગેરે કલ્પવાની શક્તિ પણ છે. પ્રત્યક્ષ ન હોય તે કલ્પનાશક્તિ ધારી શકે છે. એ કલ્પનાથી મનુષ્ય અનેક નવા નવા બનાવ ઉપજાવી શકે છે. અને કલ્પના ક્યાં સુધી જઈ શકે

તેનો પાર નથી. તથાપિ કવિ પોતાની તે શક્તિ નિયમમાં રાખી શકે છે, વાસ્તવિકતાના કંઇક અંશોથી તેને કબજે રાખી તેનો ઘટિત ઉપયોગ કરે છે. ભાવકથનને માટે કલ્પના એ ઘણું મોટું સાધન છે. કલ્પનાની પાંખ પર કવિ જ્યાં સાધારણ માણસો ગતિ ન કરી શકે ત્યાં જઈ શકે છે. મતલબ કે જે બનાવ સામાન્ય મનુષ્યો નથી જોઈ શકતા તે કવિ પોતાની કલ્પનાશક્તિના બળથી જોઈ શકે છે. કવિતામાં કલ્પનાની ભારે સહાયતા છે. અને કવિતામાં રમણીયતા જે લાગે છે તે કલ્પનાને લીધે જ છે. આ સર્વ ઉપરથી એટલું તો સહજ સમજાશે કે બુદ્ધિ અને જ્ઞાનના વિષયથી કવિતા તદ્દન નિરાળી છે. બુદ્ધિનું ચાતુર્ય અને ખરી કવિતામાં જે ચાતુર્યનું દર્શન થાય છે તે જૂદાં જ છે.

એ રીતે કવિતાનું સ્વરૂપ આપણે કહ્યું. તેવી કવિતા આપણી ભાષામાં ઘણી થોડી જોવામાં આવે છે. આપણી ગુજરાતી ભાષામાં પ્રાચીન કવિઓ થઇ ગયા છે. તેમાંના પ્રેમાનંદ, દયારામ, નરસિંહ મહેતો, અને બીજા એક બે ખરા કવિના નામને યોગ્ય છે. બાકી બીજા તો માત્ર નામના કવિ છે. છંદમાં લખાણ કર્યાં એટલે તેમને કવિ કહેવામાં આવે છે. ખરૂં જોતાં તેમનાં લખાણમાં કાંઇ પણ કવિત્વની નિશાની હોતી નથી. નવીન કવિઓમાં પણ—જેમણે કવિતાના ગ્રંથો લખ્યા છે તેમાં થોડા જ કવિનું પદ ધારણ કરી શકે તેવા છે. જેમને ખરા કવિ કહી શકાય તેમનાં તથા જેઓ નામના કવિ કહેવાય છે, તેઓનાં કાવ્યમાંથી અત્રે થોડાં ઉદાહરણ આપવાથી ઉપર કહેલો ભેદ તરત જણાઇ આવશે. પ્રેમાનન્દના નળાખ્યાનમાં દમયન્તી કહેછે કે,—

> હો હરિ સત્ય તણા સંધાતી, હરિ હું કહીયે નથી સમાતી;
> હરિ માહારે કોણ જન્મનાં કરતુ, પ્રભુ ચોરી થકી શું નરતું.
> હરિ હું શા માટે દુઃખ પામું, પ્રભુ. જુઓ હું રાંકડી સામું.
> હરિ હું નથી દુઃખની ધીર, તમો છો વિપત ગ્રમેના ધીર;
> હરિ તમે મન અપરાધ ન લાવો, હરિ તમે અનાથબંધુ કહાવો.
> હરિ હું તારી સેવા ચુકી, તો નળે વનમાં મૂકી;
> હરિ હું ભરતારે છાંડી, હવે દુઃખ કહું કેને માંડી.
> મારા કોટિક છે અવગુણ, પણ તમો તો છો રે નિપુણ.
> અપરાધ સર્વે વિસારી, ચઢો વીઠલા વ્હારે મારી.
> જો નહિ આવો જગદીશ, તો પ્રાણ મારો હું તજીશ.

દમયંતીને નળ વનમાં મૂકી ગયો પછી તે પોતાની માસી ભાનુમતીને ત્યાં છુપે નામે તથા વેશે ચાકરીમાં રહી. ત્યાં ભાનુમતીની પુત્રી ઇંદુમતીનો હાર એક દિવસ ખોવાયો. ત્યારે સર્વે મળી ધાર્યું કે એ દમયંતીએ લીધો છે. આવું આળ રાજાની રાણી જે એકવાર હતી તેના પર આવતાં તેના મનની કેવી સ્થિતિ થાય છે તેનું આ યથાસ્થિત વર્ણન છે. તે ખરા ભાવવાળું હોઇ મનને રુચિર લાગે છે. ભાષા ઘણી સરલ છે છતાં ચિત્ત પ્રસન્ન થાય તેવું વર્ણન તેમાં છે.

વળી દયારામના 'રાધિકાનાં વખાણુ' એ ધોળમાં

રાણી કીર્તિજી પૂછેરે કુંવરી કયાં ગયરે;
મારી લાડકડી ક્યાં લાગી આવડી વાર; મારી લાડસ ઘેલી લાડલી રે.
હું તો તુજ પાખે ઘર આંગણુલું કરતી હતીરે;
મારી રાધા મારા લોચનનો શણગાર; મારી લાડસ ઘેલી.
તારાં મુખડાં ઉપર વારૂં, કોટિક ચંદ્રમારે;
તારાં નેત્ર ઉપર વારૂં મૃગ ને મીન; મારી લાડસ ઘેલી.
તારૂં હસવું જાણે વરસે મીઠાં ફુલડાંરે.

એ પ્રમાણે સાદી ભાષામાં ભાવમય રચના છે.
એ સિવાય હાલના કવિઓમાંથી પણ સારાં કાવ્યોનાં ઉદાહરણ ટાંકીએ. રા. નરસિંહરાવના

અહિંયાં સહસ્રલિંગ તળાવ વિશાળું હૂતું,
અહિંયાં પાટણ જૂનું અહિં આ લાંબું સૂતું,
અહિંયાં રાણીવાવ્યતણાં આ હાડ પડેલાં,
મ્હોટા આ અહિં બુરજ મળ્યા માટીના ભેળા.
એમ દઈ દઈ નામ કરવીં રહીં વાતો હાવાં,
પાટણપુરી પુરાણ ! હાલ તુજ હાલ જ હાવા !
ગુજરાતનો પૂત રહી ઊભો આ સ્થળમાં
કોણ એહવો જેહનયન ભીંજ્યાં નહિં જળમાં !
જળ નિર્મળ લઈ વહે કુમારીસરિતા પેલી,
ન્હાસે, પાસે ધસે, લાડતી લાજે ઘેલી,
ઈશ્વિરકરુણા ખરે વહી આ નદીસ્વરૂપે,
સ્મિત કરી પ્રીતિભરે, ભરે આલિંગન તુંપે;
તુંપે, પાટણ ! દયા ધરંતી એ સુરવતી,—
ભલે કાળની ગતિ મનુજકૃતિને ભૂઝવતી,
મુજપ્રેમસરિતપૂર વહ્યું જાશે અણખૂટયું,
છો ધનવિભવ લૂંટાય, ઝરણ મુજ જાય ન લૂંટયું.
તોડી પર્વતશૃંગ મનુજ મદભરિયો મ્હાલે,
જાણે નિજ કૃતિ અમર, ગળે કાળ જ તે કાલ્યે;
ને મુજ તનનું ઘડયું કોમળું પાણીપોચું,
તે તો તેમનું તેમ રહે યુગ અનન્ત પ્હોચ્યું.

આ કાવ્યમાં કેટલા કેટલા ભાવનું દર્શન થાય છે ! દેખાવનું વર્ણન છે, પરંતુ તે કલ્પનાથી મિશ્રિત થએલું છે અને આખું કાવ્ય વાંચ્યા પછી મનમાં તેની છાપ કાયમ રહી જાય છે. ઉત્તમ કાવ્યની આ જ કસોટી છે. વાંચનારમાં કવિના મનમાં ઉત્પન્ન થએલી

લાગણીઓનો કાંઈ અંશ ઉત્પન્ન કરી તેના સંસ્કાર જાગૃત કરવા અને પાછળ સ્થાયી છાપ પાડવી એને કવિતાનો રસ કહે છે અને એ રસથી કવિતા આનંદ આપે છે. આવાં રસમય કાવ્યો મનુષ્યજીવનને અલૌકિક આસ્વાદનું પાન કરાવે છે.

સ્વર્ગવાસી કવિ દલપતરામના પુત્ર રા. ન્હાનાલાલનું 'સ્મરણ' નામનું કાવ્ય વાંચી બતાવું છું.

આવી રમન્તી પૃથિવી કરી વિશ્વયાત્રા,
આવ્યા ન ત્હોય સખિ વત્સલ પ્રેમમૂર્તિઃ
આવ્યો વસન્ત, વિરમ્યો, સખિ! વર્ષ વીત્યું,
આવી ન તે ફરીથી પ્રેમળ આત્મછાયા.

આનન્દ શોક રુદનો ભર્યું વર્ષ વીત્યું,
આવ્યો અઘોર દિન મૃત્યુજલે ભિંજેલો;
જાગે ફરી ઊંડું રડન્તી સ્મૃતીની તન્ત્રી,
ને વિશ્વનાં સુખ સૂનાં અધુરાં જ લાગે.

પૃથ્વીપટે પૂરી વિચીત્રણ વર્ષ વીત્યું,
લગ્નોત્સવો કંઈ થયા, કંઇ મૃત્યુ દીઠાં;
મૂકી પછાડી વિભુ શાશ્વત ચિન્હપંક્તિ,
ચાલી વહી સતત કાલની ઉર્મિમાલા.

સીંચી કવિત્વ જનઅંતર પોષના કો,
ને રાજ્યભાર ઝીલતા કંઇ વીરરત્નો;
સંકેલી વિશ્વ, વિચર્યા દૂર મૃત્યુ લોકે,
મૂકી પછાડી પણ શાશ્વત ચિન્હપંક્તિ.

ઊગી સખિ! વિરમશે સુખ દુઃખ સર્વે,
રૂહેશે પછાડી પણ કાંઇક ચિન્હમાલા;
જો સ્વર્ગલોક કુલછત્ર સખિ! સિધાવ્યા,
દીઠી ન તે ફરીથી કોમલ પ્રેમછાયા.

આ કાવ્યમાં પણ ભાવકથન રસિક શૈલીમાં કર્યું છે, અને ઉપર દર્શાવેલી કસોટીમાંથી પાર પડે તેવું રસપૂર્ણ આ કાવ્ય છે.

રા. મણિશંકર રત્નજી ભટ્ટના 'વસંતવિજય' નામના કાવ્યમાંથી,

વહી જતાં ઝરણાં શ્રમને હરે;
નિરખતાં રચના નયનો ઠરે;
મધુર શબ્દ વિહંગ બધાં કરે;
રસિકનાં હૃદયો રસથી ભરે.

થાય છે. માટે, કાગળ ને કલમ લઇને બેસવાથી કવિતા–ખરી કવિતા–લખી શકાતી નથી. તેમ કરવાનો પ્રયત્ન થાય તો તેમાં કૃત્રિમતા, બનાવટીપણું આવે અને સ્વાભાવિક કવિતા જેવા ભાવવાળી રસવાળી તે થઈ શકે એ અસંભવિત છે.

વાંચનમાળામાં આ પ્રકારની કૃત્રિમ કવિતા દાખલ થવાથી એટલી જ કવિતા જાણનારાંને ઉત્તમ કવિતાનું ખરૂં દર્શન થતું નથી. કવિતા વાંચનમાળામાં છે તેવી જ હોઈ શકે એવું જ્ઞાન તેમને થાય. છે. સંસ્કૃત કે અંગ્રેજી અભ્યાસ કરનારને ખરી કવિતાની ખૂબી સમજાય છે. પરંતુ એકલું ગુજરાતી જાણનારાં જેઓ કવિતાને માટે ખોટા અભિપ્રાય ધરાવે છે તેઓ પણ જો ગુજરાતી ભાષાના પ્રાચીન તથા અર્વાચીન ઉત્તમ કવિઓનાં કાવ્યો વાંચે તો આ અભિપ્રાય તરત દૂર થાય તેમ છે. પરંતુ તેવો શોખ બહુ ઓછો જોવામાં આવે છે. નિશાળના અભ્યાસક્રમમાં આવતાં પુસ્તકો સિવાયનાં પુસ્તકો વાંચનારાંની સંખ્યા અહીં તો થોડી હશે. તમારે સારી લાઇબ્રેરીની જરૂર છે. તેમાં ઉત્તમ કાવ્યોનો સંગ્રહ હોય તો તેનો લાભ લઈ શકાય. અહીં ભણવાના વખતમાંથી ફુરસદ ઓછી મળતી હોય તો પણ એ શોખ અહીં દાખલ થયો હોય તો અહીંથી ગયા પછી પણ વાંચવાનું જારી રખાય. સંસ્કૃતનાં ભાષાન્તરો વાંચવાં પણ જરૂરનાં છે. સંસ્કૃત ભાષામાં કેવાં કાવ્યો છે તેનો ખ્યાલ એથી કાંઇક આવી શકે છે. ઉત્તમમાં ઉત્તમ એવાં કાવ્યો સંસ્કૃત ભાષામાં લખાએલાં છે. તેનાં ભાષાન્તરો પણ ઘણાં છે. તો તેનો લાભ શા માટે ન લેવો? પ્રાચીન કવિઓમાં કવિ પ્રેમાનન્દનાં ઘણાં કાવ્યો છે અને તે ઉત્તમ છે. ભાગવતના દશમ તથા બીજા સ્કંધોનાં ભાષાન્તર, નળાખ્યાન, દ્રૌપદીહરણ, સુભદ્રાહરણ, પાંચાલીપ્રસન્ન આખ્યાન, સુધન્વા આખ્યાન, ચંદ્રહાસ આખ્યાન વગેરે અનેક અનેક કાવ્યો એનાં છે. તે સર્વ વાંચવા લાયક છે. હિંદી ભાષા જેને આવડતી હોય તેને સારૂ મૂળ, નહીં તો બીજાને સારૂ ભાષાંતર, તુલસીકૃત રામાયણ એ ગ્રંથ અતિ ઉત્તમ છે. અર્વાચીન કાવ્યોનાં પુસ્તકોમાં રા. નરસિંહરાવનાં બે પુસ્તકો કુસુમમાળા અને હૃદયવીણા, રા. ગોવર્ધનરામની સ્નેહમુદ્રા તથા કાઠીઆવાડના રા. અંજારીઆએ હાલમાં પ્રસિદ્ધ કરેલું કાવ્યમાધુર્ય નામનું પુસ્તક જેમાં હાલના કેટલાક કવિઓનાં કાવ્યોનો સંગ્રહ છે તે સર્વે વાંચવા યોગ્ય છે.

એ રીતે કવિતાનું સ્વરૂપ દર્શાવી, તેનાં ઉદાહરણ આપ્યાં અને થોડાં સારી કવિતાનાં પુસ્તકનાં નામ પણ ગણાવ્યાં. હવે, કવિતાના ઉદ્દેશ અથવા હેતુ વિશે વિચાર કરીએ.

કવિતાનો હેતુ શો છે? કવિતાની વ્યાખ્યા ઘણા ઘણા ચિંતકો અને વિવેચકોએ આપી છે. તેમાં એકંદરે આનંદ એ કવિતાનો હેતુ હોય એમ જણાય છે. બોધ પણ કવિતા આપે છે. પરંતુ બોધ એ તેનો મૂળ હેતુ નથી, મુખ્ય હેતુ નથી. ઉપદેશ આપવો એ કવિતાનું કામ છે એવું કવિતાના વિવેચકોએ કહ્યું નથી. આનંદ માત્ર આપવો એ કવિતાનું કામ છે. ઉપદેશ આપવો એ ગૌણ હેતુ હોઈ, કવિતાનો ઉપદેશ સ્પષ્ટ ન હોવો જોઇએ. કવિતામાંથી ઉપદેશ મળે તે વાંચનારે અનુમાનથી, અક્કલથી સમજી લેવાનો અધ્યાહાર રહેલો હોવો જોઇએ. સ્પષ્ટ ઉપદેશ આપવા જતાં કવિતાનું ખરૂં સ્વરૂપ જળવાઈ રહેતું નથી

અને તેનો મુખ્ય હેતુ આનંદ આપવાનો છે તે હેતુ પાર પડી શકતો નથી. માટે, કવિતા ઉપદેશ આડકતરી રીતે જ આપી શકેછે. જેમાં સ્પષ્ટ ઉપદેશ હોય તેને કવિતાનું નામ છાજતું નથી.

સુખે શીખવું તે શિખો શીખ સારી,
નઠારાની આનો ન શિક્ષા નઠારી.

એવાં વચનો ઉપદેશ કરનારાં,નીતિનો બોધ કરનારાં છતાં કવિતા ન કહેવાય. આડી રીતે બોધ મળતો હોય તો કવિતામાં તેવો બોધ આપવાને કાંઈ હરકત નથી. ઉલટું તેમ કરવામાં કવિતાનો બેવડો અર્થ સરે છે. પણ અમુક ઉપદેશ આપવો એવો હેતુ પ્રથમથી લક્ષમાં રાખ્યાથી કવિતાની સ્વાભાવિકતા જતી રહી બનાવટી કૃત્રિમતા આવે છે. એથી રસભંગ થાય છે. પરંતુ આનંદ આપવાનો મુખ્ય હેતુ છતાં સારાં કાવ્યો વગરપ્રયાસે પણ ઉંચી નીતિનો બોધ કરે તેવાં હોય છે. ઉપર ઉત્તમ કવિઓનાં કેટલાંક કાવ્યો ઉતાર્યાં છે તેમાં પણ એવો ઉપદેશ ગૌણ રીતે મળે છે.

કવિતાનો આનંદ, કવિતાથી મળતો આનંદ તે સભાચાતુરીથી થતું મનરંજન નથી. ઝડઝમકવાળાં કે દ્વિઅર્થી કાવ્યો કે સમસ્યાઓ થોડીક ચમતકાર જેવાં લાગી સહેજ મનને રંજન પમાડે છે, પણ તે બુદ્ધિની ચતુરાઇનાં હોય છે, અને પ્રયાસ કરી કરેલાં હોવાથી સ્વાભાવિક નથી હોતાં. સાતમી ચોપડીમાંનાં—

નાથ નરકનો કોણ, સાર દહીંનું શું કહીએ,
પોથી બાળક તણી, નામ તેનું શું લહીએ.
ઘઉંનું શું નિત ઘેર, કરે ભોજન કરનારી,
ચતુર પુરૂષ એ ચાર, ઉત્તર મન લહો વિચારી.
જો સમજી શકે તો માન દઈ, આપું બેસવા ઓટલી,
નહીં સમજે તો કહું તને, જમ ઘી ચોપડી રોટલી.

એ અને એનાં જેવાં દ્વિઅર્થી પદ ખરો આનંદ આપી શકતાં નથી. કવિતાથી થતો આનંદ ઇંદ્રિયોના સુખના આનંદ જેવો નથી. એ મનનો આનંદ છે. અને મનના આનંદમાં પણ શ્રેષ્ઠ પંક્તિનો છે. મનુષ્યને આ દુનીઆથી દૂર લઈ જાય તેવો સ્વર્ગીય આનંદ એ છે. એવો આનંદ બીજા કશાથી મળતો નથી. તેથી તેની તુલના કોઈ સાથે થઈ શકે તેમ નથી. તેનું વર્ણન કરવામાં ઘણી સરળતા નથી કેમકે અનુભવથી જ તે સમજી શકાય તેમ છે, માટે એ આનન્દ અનુભવવાની, જગતના સમર્થ લેખકો-કવિઓના મનોરાજ્યમાં અધિકાર પામવાની સર્વ કોઇને વિનંતિ છે.

સૌ. વિદ્યા.

# રેડિયમ અને તેનો અર્થ.

આ વર્ષના જાનેવારી માસમાં બર્મિંગ્હામના ટાઉન હૉલમાં ત્યાંની યુનીવર્સીટીના ચેન્સેલર ધી રાઇટ હોનરબલ મી. જોસેફ્ ચેમ્બરલેનના પ્રમુખપણા નીચે એક સભા મળી હતી. તે વખતે તે યુનીવર્સીટીના પ્રિન્સીપાલ સર ઑલીવર લોજે ઉપરના વિષય ઉપર, ભાષણ આપ્યું હતું. તેનો સાર નીચે પ્રમાણે હતો:—

સાયન્સ શાસ્ત્રીઓમાં મૂળબીજ રૂપ નિયમની (theory) શોધ કરનાર અને તેનો અર્થ ખુલ્લો કરનાર શ્રેષ્ઠ પદ ભોગવે છે. પણ સામાન્ય પ્રજા માત્ર પ્રયોગ કરનારને વધારે સારી રીતે સમજી શકે છે. જે વિદ્વાન પ્રયોગ તથા નિયમ એને એકત્ર કરે છે તેને ખરે સાયન્સનો નાયક કહેવો જોઇએ. માત્ર પ્રયોગથી જણાયેલી ખુલ્લી હકીકત કંઈ જ નથી: નિયમોનાં લુગડાં શિવાય તે સાવ નગ્ન ને નિરાધાર છે.

કોઇકવાર સૃષ્ટિમાં પ્રયોગસિદ્ધ હકીકત પહેલી જન્મ પામે છે અને તેને માટે નિયમરૂપી લુગડાંની તૈયારીઓ પછીથી કરવામાં આવે છે. કોઇકવાર તેથી ઉલટું થાય છે. પહેલાં લુગડાં તૈયાર કરવામાં આવે છે અને હકીકત પછી જન્મ પામે છે. રેડિયમની શોધ બીજા પ્રકારની છે. માત્ર નિયમથી જે કંઈ આપણે અગાઉથી ભવિષ્ય ભાખી શકીયે તેના કરતાં રેડિયમે તો વિચિત્ર ગુણો પ્રકટ કર્યા છે. પણ આ ગુણોને સંપૂર્ણ રીતે સમજવાની અને દરેક ગુણને પોતપોતાના ખુણામાં ગોઠવવાની બીલકુલ મુશ્કેલી આવવાની નથી. અને ખાત્રી છે કે રેડિયમની એકે હકીકત નિયમના લુગડાં વિના ટાઢે થરથરવાની નથી.

પણ આ વાત સૌના માન્યામાં આવતી નથી. કેટલાએક એમ ધારે છે કે સાયન્સે અત્યાર સુધી જે નિયમો સિદ્ધ કર્યા છે તે સઘળાને રેડિયમ ઉથલાવી પાડશે અને ખરી વાત છે કે રેડિયમે આને ધક્કો લગાડયો છે. પણ રસાયન શાસ્ત્રના માત્ર પ્રયોગ કરનારાઓએ આ વાત જાહેર કરી તે પહેલાં ક્યારનાએ તે ગણિતશાસ્ત્રમાં ઊંડા ઉતરી ગયેલા અને ભૌતિકવિદ્યાની પ્રયોગશાળામાં નિમગ્ન થઈ ગયેલા વિદ્વાનોએ સાયન્સને આ ધક્કો લાગશે એમ બતાવી આપ્યું હતું. ભૌતિકશાસ્ત્રના કેટલાએક નેતાઓ દ્રવ્યના પરમાણુઓમાં પોતાની મેળે કિરણ ફેંકવાની શક્તિ છે એમ બતાવવાને મથતા હતા, અને જ્યારે કેટલાએક પદાર્થો સ્વપ્રકાશક માલૂમ પડ્યા ત્યારે તેઓ એ દ્રવ્યાણુમાં કોઇક જાતની અસ્થિરતા છે અથવા તો તેમાં કંઇક ફેરફાર થાય છે એમ બતાવવાને વધારે યત્ન કરવા લાગ્યા. કેટલાએક એમ ધારવા લાગ્યા કે જે પદાર્થો સૂર્યકિરણોમાં રાખ્યા પછી તેજવાન્ થાય છે તેને અને "X=એક્સ" કિરણોને કંઇક સંબંધ છે. જર્મનીના વિદ્વાન્ રોનજને આ પ્રયોગસિદ્ધ ગુંચવાડાવાળા "એક્સ" કિરણોની શોધ કરી તેને એક વર્ષ થયું નહિ એટલામાં તો ફ્રેન્ચ ગણિતવેત્તા પોઇનકારની ઉપર કહ્યા પ્રમાણેની મોઘમ અને અનિશ્ચિત સૂચના ઉપરથી સને ૧૮૯૬ માં પારીસમાં બેકરેલે સ્વપ્રકાશક શક્તિની શોધ કરી. "એક્સ"

કિરણોની શોધને માટે નિયમો તૈયાર નહોતા પણ પછી શોધી કાઢવામાં આવ્યા. પણ રેડિયમના પ્રકૃતિગુણો માટે તો નિયમો તૈયાર છે અને તે વિશે જેવી એક હકીકત જાહેર કરવામાં આવે છે કે તરત જ તેને નિયમાધીન કરવામાં આવે છે.

આ ભાષણમાં ટુંક વખતમાં સંપૂર્ણ ખુલાસો કરવો તદ્દન અશક્ય હોવાથી હું માત્ર થોડી મુખ્ય મુખ્ય વાતો જ કહી જઈશ. મારા વિચારોને પુષ્ટિ આપનારી સંયુક્ત દલીલો અહીં બતાવવા માંગતો નથી પણ વિરુદ્ધ મતવાળાઓની સાથે વિવાદ ચલાવવામાં કંઈ પણ પાછા હઠ્યા શિવાય મારા વિચારો શું સૂચવે છે તે કહેવાનો હું અહિયાં યત્ન કરીશ. અત્યારે હું અહિયાં આ સર્વ હકીકતોનો શું અર્થ છે એનું જ વિવેચન કરીશ. અને સંક્ષેપની ખાતર મારે જરા સ્વમતાગ્રહી થવું પડશે અને ચોકસ રીતે સાબીત થયેલી બીનાઓની જ ચર્ચા કરવી પડશે. આ દલીલોને યોગ્ય ન્યાય આપવામાં જરા લાંબા વિચાર અને પાકા જ્ઞાનની જરૂર છે પણ દરેક વિદ્વાન્ માણસને પરિણામોમાં કંઈ લાભ રહેલો છે અને યુનીવર્સીટી કરતાં શહેરના શહેરીઓનો, હાલમાં સાયન્સ ક્યાં ક્યાં આગળ વધે છે તે સમજવાનો મોટો હક છે. પ્રથમમાં કંઈ નિરાશા ન થાય માટે રેડિયમની અમુલ્ય કીંમત વિશે હું કંઈ કહેતો નથી અને વૈદકશાસ્ત્રને આ નવી ધાતુ કેવો ફાયદો કરવાની આશા આપે છે તેને માટે પણ કંઈ બોલીશ નહિ.

## નિયમ.

પહેલાં હું ચોખવટ કરવા નિયમથી શરૂવાત કરીશ. અને દ્રવ્યના પરમાણુ વિશે હાલમાં શા મત છે તે કહીશ. મારા ધાર્યા પ્રમાણે આપણે આ બાબતનાં જ્ઞાન વિશે બે અંગ્રેજ વિદ્વાનોના આભારી છીયે. જુઓ, પડદા ઉપર કેમ્બ્રીજ યુનીવર્સીટીના કેલેન્ડરનું પાનું ટીંગાડ્યું છે તેમાં ૧૮૮૦ ના ટ્રીપોસમાં લારમોર ને થોમ્સનના મહાન્ નામો નજરે પડશે. આમાંથી પહેલા કેમ્બ્રીજ યુનીવર્સીટીમાં ગણિતશાસ્ત્રના અને બીજા જ્ઞાનિકશાસ્ત્રના અધ્યાપક છે.

તેઓ તથા બીજાઓ આપણને એમ કહે છે કે વિદ્યુત્ (electricity) ઘણાં જ નાનાં નાનાં પરમાણુઓની બનેલી છે અને આપણે તે અણુઓને પોતાના સ્વરૂપમાં "કેથોડ" કે "ક્રુકસ"[1] નાં કિરણોમાં જોઇએ છીયે. આ પરમાણુઓને તેઓ "વિદ્યુત્ અણુઓ" (electrons) એવું નામ આપે છે. દ્રવ્યાણુઓ (Atoms of matter) આ વિદ્યુત્ અણુઓનાં બનેલાં છે. દ્રવ્યાણુ પોતે જ નાનાં છે. ખ્યાલ આપવા માટે જો આવાં ૩૦ કરોડ દ્રવ્યાણુને હારમાં ગોઠવીએ તો માત્ર એક ઈંચ થાય. અને "લાઇકોપોડીયમ" ની બારીક ભુકીની એક કણીમાં આવાં દશપરાર્ધ ($१०^{१८}$) અણુઓ છે. પણ વિદ્યુત્ અણુઓ તો વળી આથી ઘણાં જ નાનાં છે. દ્રવ્યાણુના વ્યાસમાં આવાં લાખ વિદ્યુત્ અણુ સમાઈ જાય. કારણ કે તેઓ દ્રવ્યાણુ કરતાં $१०^{१५}$ ગણાં નાનાં છે.

---

૧ લગભગ બધી હવા કાઢી નાંખ્યા પછી કાચની નળીઓમાં જ્યારે વિદ્યુતપ્રવાહ જાય છે ત્યારે "નેગેટીવ" છેડામાંથી આ પ્રકારનાં કિરણો નીકળે છે.

ખ્યાલ લેવાને એટલું કહેવું બસ છે કે દ્રવ્યાણુને અને વિદ્યુતઅણુને આ ટાઉન હૉલ ને ધૂળની રજ જેટલો સંબંધ છે. મનુષ્યબુદ્ધિએ અત્યાર સુધી દ્રવ્યાણુની જે કલ્પના કરી છે તેનું ચિત્ર પડદા ઉપર આપ્યું છે. એક દ્રવ્યાણુ માત્ર 'પૉઝિટીવ' અને 'નેગેટીવ' વિદ્યુતઅણુઓનું બનેલું બતાવ્યું છે તેમાં નેગેટીવ વિદ્યુતઅણુઓ એટલા બધા તો વેગના આવેશમાં છે કે તેમનો મુખ્ય અણુમાંથી છુટા પડવાનો બહુ સંભવ છે. આવા પ્રકારની દ્રવ્યાણુની વિદ્યુતવાળી સ્થિતિ વેગમાં હોય છે ત્યારે વિદ્યુતપ્રવાહો અને લોહચુંબકત્વ, પેદા થાય છે અને વળી આ વેગ જ્યારે ઘણો જ વધે છે ત્યારે પોયન્ટીંગના ધારવા પ્રમાણે તેમાંથી કિરણોનો પ્રકાશ થવો જોઇએ. આ પ્રમાણે ગણિતશાસ્ત્રના નિયમથી જોતાં, ૧૮૯૫ ના વર્ષમાં, દ્રવ્યાણુઓમાંથી કિરણો કેમ નથી નીકળતાં એ સવાલ ઉભો થયો હતો. વિદ્યુતઅણુઓનો તોપની ગોળીઓ માફક છુટા પડવાનો સંભવ માનવામાં આવ્યો હતો અને ત્યાર પછી તરત જ એમ નક્કી કરવામાં આવ્યું કે દ્રવ્યાણુઓ ઝીણા ઝીણા અણુઓનું બનેલું છે માટે દ્રવ્યાણુનું છુટા છુટા અણુઓમાં વીખરાઇ જવું કંઈ અસંભવિત નથી. આ ધારેલી વાત હવે તો પ્રયોગસિદ્ધ થઈ છે. બે કે ત્રણ જુદા મૂળ પદાર્થોમાં કિરણ નીકળતાં માલુમ પડ્યાં છે. આ કિરણોને "આલ્ફા", "બીટા", અને "ગામા" એવાં નામ આપવામાં આવ્યાં છે.

## પ્રયોગ.

હવે આપણે નિયમશાસ્ત્રીઓને બાજુએ મુકી પ્રયોગશાસ્ત્રીઓ શું કરે છે તે તરફ નજર કરીયે. પહેલવહેલાં સ્ટોકસે પદાર્થોના સ્વપ્રકાશક ગુણ વિષે કંઈ સમજ મેળવવા યત્ન કર્યો અને "એક્સ" રોન્જનના કિરણોની શોધ પછી મેસ્યોર હેન્રી બેકરેલે ૧૮૯૬ માં યુરેનીયમનો અભ્યાસ શરૂ કર્યો અને જોયું કે તેનાં કિરણો કાળા કાગળ કે એવા બીજા કોઇ અપારદર્શક પદાર્થમાં આરપાર જઈ ફોટોગ્રાફના દવાવાળા કાચને કંઈ અસર કરે છે કે કેમ? બેકરેલને માલુમ પડ્યું કે યુરેનીયમને સૂર્યના અજવાળામાં મૂક્યા શીવાય પણ તેમાંથી ધીમે ધીમે કિરણો નીકળતાં હતાં. આ વાતનો બારીક તપાસ તેણે તે પદાર્થની પાસે પડેલાં વિદ્યુતદર્શક (electroscope) યંત્રથી કર્યો હતો. યુરેનીયમસંયુક્ત બધા પદાર્થોમાં આ ગુણ માલુમ પડ્યો અને થોરીયમ અને તેના બનેલા પદાર્થોમાં પણ આ ગુણ છે એમ સિદ્ધ થયું. આ વખતે પારીસની ફિઝિકસની અને ટેકનીકલ કેમીસ્ટ્રીની મ્યુનીસીપલ સ્કૂલમાં મેડમ કુરી એ મુખ્ય શિષ્ય હતી અને તેણે પદાર્થોના સ્વપ્રકાશક ગુણની શોધ કરવાનું પસંદ કર્યું. તેને માલુમ પડ્યું કે બોહીમીયામાંથી આવતા પીચબ્લેન્ડ (એક જાતનો ડામરમાંથી નીકળતો પદાર્થ) અને યુરેનીયમ ઓકસાઇડમાંથી યુરેનીયમ કરતાં વધારે કિરણો નીકળે છે. અને તેણે ધાર્યું કે તેમાં કોઈ મૂળ સ્વપ્રકાશક પદાર્થ હોવો જોઇએ. અને આ પદાર્થ છુટો પાડવા તેણે શરૂઆત કરી. માટીના ઢેફાંમાંથી સોનું કાઢવાની જે જુદી જુદી રીતો રસાયનશાસ્ત્રીઓ વાપરે છે તે તેણે વાપરવા માંડી એવી રીતે તે મૂળ સ્વપ્રકાશક પદાર્થનો સગડ રસાયપ્રયોગોથી લેવા માંડી. તેને માલુમ પડ્યું કે પીચબ્લેન્ડમાંથી યુરેનીયમ કાઢી લેવાથી રહેલો ભાગ યુરેનીયમ કરતાં ૪½ ગણો તેજવાન હતો આમ જુદા જુદા પ્રયોગ કરતાં કરતાં તેણે એક ટનમાંથી ૧૬ પાઉંડનો પદાર્થ કાઢ્યો તે યુરેનિયમ

કરતાં ૬૦ ગણો તીવ્ર હતો. આ ૧૬ પાઉંડમાં ઝાઝો ભાગ તો બેરીયમ ક્લોરાઇડનો હતો. જ્યારે આ બેરીયમ ક્લોરાઇડ કાઢી લીધો ત્યારે બાકી રહેલો ભાગ આગળના કરતાં પાંચ ગણો સ્વપ્રકાશક માલુમ પડ્યો આ પ્રમાણે હજારોવાર પ્રયોગ કરતાં એક પદાર્થ છેલ્લે તેણે શોધી કાઢ્યો કે જે મૂળ યુરેનીયમ કરતાં લાખો ગણો સ્વપ્રકાશક હતો. પહેલાં તો મેડમ કુરીને બે ટનમાંથી એકજ ગ્રેન આ પદાર્થ મળ્યો અને હવે તેણે તેના દ્રવ્યાણુનું વજન કાઢવા યત્ન કર્યો. અને માલુમ પડ્યું કે હાઇડ્રોજનના દ્રવ્યાણુ કરતાં તે ૨૨૫ ગણું વજનદાર હતું. જર્મન રસાયનશાસ્ત્રી ગીસલે એક ટન પીચબ્લેન્ડમાંથી ચાર ગ્રેન રેડિયમ બ્રોમાઇડ કહાડ્યું. રેડિયમને જ્યારે "સ્પેક્ટ્રોસ્કોપ"માં તપાસ્યું તો તે "કૅલશીયમ, સ્ટ્રોન્શીયમ, બેરીયમ"ના વર્ગમાં આવે છે એમ માલુમ પડ્યું. પ્રો. સુયેસના કહેવાથી ઑસ્ટ્રીઆની સરકારે મેડમ કુરીને કેટલાક ટન પીચબ્લેન્ડ આપી મદદ કરી કારણ કે આ શોધમાં પહેલવેલાં ગરીબાઇને લીધે ઘણી અડચણો વેઠવી પડતી હતી. હવે પ્રો. કુરી તેની વહુ સાથે પ્રયોગ કરવા લાગ્યો અને તેમણે તથા બીજા કેટલાએકે રેડિયમને લગતી કેટલીએક ખુબીનાઓ જાહેર કરી; દાખલા તરીકે તેની સ્વપ્રકાશક શક્તિ સ્થિર નહોતી.

ધીમે ધીમે તે શક્તિ વધતી. પણ આ વધેલી શક્તિવાળો ભાગ જુદો પાડી શકાતો અને જુદો પાડેલો ભાગ પોતાની શક્તિ થોડીજ વાર રાખી શકતો. આ શક્તિ થોડા અઠવાડીયામાં બંધ પડતી પણ જેમ જેમ પેલીની શક્તિ ક્ષીણ થતી તેમ તેમ મૂળ રેડિયમની શક્તિ વધવા માંડતી અને આ પ્રમાણે ચાલ્યા કરતું. જાણે કે નવોજ પદાર્થ નિરંતર ઉત્પન્ન થતો હોય અને જાણે કે આ રૂપાન્તરની સાથેજ પેલી શક્તિ આવતી હોય તેમ લાગવા માંડ્યું. ગયે વર્ષે પ્રો. કુરીને માલુમ પડ્યું કે રેડિયમમાંથી સાવ નવીજ ગરમી ઉત્પન્ન થાય છે અને તેનું ઉષ્ણપ્રમાણ (Temperature) આસપાસના પદાર્થો કરતાં કંઇક વધારે છે. આ પોતાની મેળે ગરમી ઉપન્ન કરવાની શક્તિથી બધાનું ધ્યાન ખેંચાણું, અંગ્રેજી વર્તમાનપત્રોમાં આ વાત બહાર પડી અને માત્ર શાસ્ત્રીય પ્રદેશમાંથી લોકોની દૃષ્ટિએ આ વાત આવી.

## છેવટ.

દ્રવ્યાણુના આ પ્રમાણે પોતાની મેળે ભાંગી જવાથી આગળ કોઈ વખત નહિ જોયેલી એવી અદ્ભુત ગતિ-ઉત્પાદક શક્તિ માલુમ પડી આવી છે. જો આપણને મળી શકે તો, જોખી શકાય એટલા દ્રવ્યાણુઓમાંથી કેટલી બધી ગતિ ઉત્પન્ન કરી શકાય! પણ વ્યવહારમાં તો ઘણાંજ થોડાં દ્રવ્યાણુ આમ ભાંગી જવાની અસ્થિરતામાં આવે છે. આ દ્રવ્યાણુની અંદરની ગતિની નવી શોધે આજ સુધી થયેલા સૂર્યની ઉમરના અનુમાનને ભારે અસર કરી છે તેમજ કેટલે દરજ્જે આપણી દુનીયાની ઉમરના અનુમાનમાં પણ ધક્કો લગાડ્યો છે. પણ અગત્યનું પરિણામ તો એ આવ્યું છે કે આ શોધથી દ્રવ્યનું અસ્થિરત્વ અને એક બીજા મૂળ પદાર્થોનું એક બીજામાં રૂપાન્તર અને દ્રવ્યાણુના ભાંગી જવાનો સંભવ સાબીત થયો છે.

પ્રાચીનકાળમાં હેરાક્લીટસે એવો સિદ્ધાંત બહાર પાડયો હતો કે આ વિશ્વ કંઇ "ઉત્પન્ન થઇ ચુકયું નથી" પણ "ઉત્પન્ન થતું જાય છે." દરેક વસ્તુ અસ્થિર છે કોઇ પણ વસ્તુ નિરંતર અચળ કે સ્થાયી છે નહિ. આ માત્ર સહજ છે. મનુષ્યની સ્થિતિમાં તો આ વાત સહેલથી સમજાય છે. તેના સઘળા પ્રયત્નો ભવિષ્ય માટે છે. તેની પ્રેરણાબુદ્ધિ તેને એકજ ઠેકાણે રહેવા તથા વર્તમાન સુખ ભોગવવા દેતી નથી. દરેક માણસને દરેક પ્રજાને ચડતી પડતી આવ્યા કરે છે તોપણ તેઓ ભવિષ્યને માટે મથ્યા કહે છે, એઓ કંઇપણ સુધારો દેખે છે તો તે કરવાને અને અસાર સુધી નહિ મળેલા પણ મળવાની આશાવાળા સુખને માટે યત્ન ચાલુજ રાખે છે. સુખ મળ્યું કે તરતજ કોઇ બીજાને માટે તલપી રહે છે. અને આમ ને આમ ચાલ્યાંજ કરે છે. જીવતા જગતમાં, સૂર્યમંડળમાં કે તારામંડળમાં ઉદ્યોગ અને ચપળતાજ પ્રવર્તી રહી છે.

"જન્મ, યુવાવસ્થા, અને મરણ" આ જ વિશ્વનો નિયમ: પછી ગમે તો વનસ્પતિ હો; પ્રાણી હો, કે આખી પ્રજા હો, ગ્રહ હો કે સૂર્ય હો.

માત્ર વીશ વર્ષ ઉપર એમ મનાતું હતું કે દ્રવ્યાણુમાં ફેરફાર થાયજ નહિ. મહાન્ ભૌતિક વિદ્વાન મેકસ્વેલે કહ્યું હતું કે "દશ્ય પદાર્થોમાં ફેરફાર થાય છે પણ દ્રવ્યાણુ તો સ્થિર જ છે. તેઓ આ સ્થૂળ વિશ્વના પાયારૂપ છે. તેઓ કદમાં, સંખ્યામાં, અને વજનમાં સ્થિર છે. ફેરફાર થયો નથી અને થવાનો નથી. તેમને ઘસારો લાગતો નથી. અને જ્યારે સૃષ્ટિના અકલ્પિત પ્રાતઃકાળમાં વિશ્વ કર્તા મહાન્ પરમેશ્વરે પોતાની ટંકશાળમાં આ દ્રવ્યાણુઓને બનાવી કાઢયાં ત્યારથી તે આજની ઘડી સુધી તેઓમાં જરાપણ ફેરફાર થયા વિના તેવાને તેવાંજ છે." પણ તેમ નથી. એમાં પણ ફેરફાર થતો માલુમ પડયો છે.* કોઇ સ્થૂલ વસ્તુ તો અચળ છેજ નહિ. લાખો અબજો અરે પરાર્ધો વર્ષો વહી જાય પણ તેમાં થોડો પણ ફેરફાર થાય છે, તેમના એક બીજા સાથે ગોઠવાવામાં એકલાં નહિ પણ તેમના મૂળ પાયામાં પણ ફેરફાર થાય છે. દ્રવ્યાણુઓ ઘસાય છે તેમનો નાશ થાય છે ત્યારે શું તેમનો જન્મ નહિં થતો હોય? આની જો કે આપણને ખબર પડી નથી પણ હવે આપણે આ વિશે તપાસ કરવી પડશે. જન્મ અને યુવાવસ્થા શીવાય એકલું મૃત્યુ એ વાત તે કેમ મનાય? આપણે જીવીયે છીયે એટલામાં તો કદાચ શોધ નહિ થાય પણ સાયન્સ એકદમ વધે છે અને વધશે. હજી તો સાયન્સ સાવ બચપણમાં છે.
મડમ ક્યુરી. હજી તો કુદરતના છુપા ભેદનું કંઇક ભાનજ માત્ર આપણને થયું છે. આપણે દર વર્ષે આ
સંધ કર્યું. તેને માલુમ પડયું પ્રભાવના જ્ઞાનની પાસે પાસે ઘસડાતા જઇએ છીયે. ગયા જમા-
માંથી નીકળતો પદાર્થ) અને માણસોથી છુપો રહેલો ભેદ સમજવા માંડયા છીયે. જે વિશ્વમાં
નીકળે છે. અને તેણે ધાર્યું કે તેમાં કોઇ ધૂ. તે વિશ્વના મૂળ સત્યો તરફ નજર કરતા મનુષ્યને
પદાર્થ છુટો પાડવા તેણે શરૂઆત કરી. માટી. કૈંક હોવો જોઇએ.
રીતો રસાયનશાસ્ત્રીઓ વાપરે છે તે તેણે વાપ:
પદાર્થનો સગડ રસાયણપ્રયોગોથી લેવા માંડી. ર
નીયમ કાઢી લેવાથી રહેલો ભાગ યુરેનીયમ કરત
જુદા પ્રયોગ કરતાં કરતાં તેણે એક ટનમાંથી ૧

વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ.

# અખો—તેનો સમય.

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૨૯ થી. )

ષટ્ દર્શનનો અભ્યાસ ઘણુંખરે સ્થાને થતો હશે એમ તો કહી શકાય. છેવટ અખા-એજ પોતાના ચિત્તવિચારસંવાદમાં જણાવ્યું છે કે જેવા વિચાર ચિત્તમાં આવે તેવા વાર પ્રકટ થાય છે; માટે સર્વનો પરિવર્તક વિચાર છે અને વિચાર જે જે વાત નક્કી ,રે તે તે વાત ચિત્ત માની લે છે; માટે એ પણ નવીન નથી. આમાં પણ ષટ્ દર્શનનો સાર કહ્યો છે; તે ઉપરથી એમ નિઃસંદેહ મનાય કે સારા જ્ઞાની કે ભક્તને અભ્યાસ કરવાનાં શાસ્ત્રોમાં, વેદ, વેદાંગ, ષટ્દર્શન, પુરાણ, ઇતિહાસ ઇત્યાદિ ગણાતાં. અખાનું કહેવું તો એમ છે કે એ બધાં પણ નિરર્થક છે, કારણ કે સ્વ-ભાવથી જ આ સઘળો પ્રપંચ થયો છે, હવે તેમાં આવી આવી આપદા વધારી વાણી વ્યવહાર વધારવો એટલું જ રજ પ્રાપ્ત થાય છે. જ્યાં એક નાટકના જવનિકાંતર્ તેમ જ બહિઃ પ્રવેશ ગમન થયા કરે છે અને કોઈ પણ એક જ સર્વત્ર વ્યાપક વસ્તુ વિના દૃષ્ટિએ પડતું નથી, જ્યાં ઉત્પત્તિ સ્થિતિ લય વિગેરે ચિત્તકલ્પિત વસ્તુઓ ઉપાધિરૂપ થતી માત્ર માયાના આવરણને લીધે પ્રવાહની પેરે ચાલી જતી લાગે છે, અને વસ્તુતઃ એકાકાર સર્વત્ર છવાઈ રહેલું છે, જ્યાં પિંડ બ્રહ્માંડ પૃથગ્ નથી, જ્યાં વળી શુદ્ધાદ્વૈતભાવ જામી પડ્યો છે, ત્યાં જોઇએ તો આચાર્યોએ ખરૂં સ્વરૂપ શું છે તે વિષે વિવેચન કરતાં ભિન્ન ભિન્ન બંધ ને મોક્ષની અવસ્થા, કારણ અને નાશના પ્રકાર, કલ્પી, જુદી જુદી જુક્તિનું જાળ રચ્યું. આમ છે તો તે અભિમાન પ્રધાન કરી "એક એકપેં હૂકી રહેવા" નાં કારણ ન થવાં જોઈએ.

હવે આ તક અખાનું ખરૂં તત્ત્વ તપાસવાને અનુકૂળ છે. એટલું ઉપરનાથી જોવાયું કે યોગની સાધના, મીમાંસાનાં કર્મ કાંડ, ન્યાય વૈશેષિકના કાલા વાદવિવાદ અને વાણી ચર્ચા એ સર્વથી અખાનું વેદાંત કંટાળેલ, અને તે માટે ખરા રસ, ખરા સત્યને જ અત્યુત્કંઠિતપણે ખોળવા અપેક્ષા ધરાવનાર હતું. 'મહિમ્નઃ'સ્તોત્રના કર્તા પુષ્પદન્ત પણ બધાં મતનું ખંડન કર્યા પછી કહે છે કેઃ—"अतीतः पन्थानं तव च महिमा वाङ्मनसयोः ઇત્યાદિ, અનેઃ **त्रयी साङ्ख्यं योगः पशुपतिमतं वैष्णवमतं प्रभिन्ने प्रस्थाने परमिदमदः पथ्यमिति च । रुचीनां वैचित्र्यात् ऋजुकुटिलनानापथजुषां.**" વિગેરે. આ પ્રમાણે અખા ભક્તનું પણ કહેવું છે કેઃ "શબ્દ જાળ કરમના ગ્રંથ, એમાં સાર ન લાધે અંત સાચું સાધન જે કો કરો, વાગ વિલાસ સકળ પરહરો; શબ્દાતીતને જાણે જેહ અખા સાચું સાધન તેહ"......"શબ્દ જાળ માયાનું કુંડ, ત્યાં નર પંશુ પડે મતિ મૂઢ, સગુણારી વાણી સૌ ગાય, ભોળા જીવ સાંભળવા જાય; અખા શું વાંચ્યું સમજ્યો કશું, આંખ્યનું કાજળ ગાલે ઘસ્યું." આવી નકામી કુથલી છે, રહેલું કર્યા વિના શુદ્ધ જ્ઞાન મેળવવા તત્પર રહેવું અને મથ્યા કરવું એવો ઉપદેશ નથી; તે તોદ્વૈત વાદના જ્ઞાન તરફ વલણ જોવામાં આવે છે. જ્ઞાન લઈ, ભક્તિ થજસ અને વિષ્ વળી તેણે માની છે, તે પણ વિવેચન કરી કહે છેઃ "જ્ઞાન વિના બાંસત્તર તત્ત્વોઃ પંચ પ્રાણ, દશ છો! જ્યાં ત્યાં અપ-

હોય; તે માટે જ્ઞાની ગુરૂ કરો, હરિ દેખાડે સભરો ભર્યો; ગુરૂ જ અખા નજ જાણે રામ, તે શિષ્યને શું આપે નામ." ત્યારે સત્ય જ્ઞાન ગુરૂગમ્ય છે તો પછી ગુરૂ કેવા જોઇએ તેનું સ્વરૂપ બ્રહ્મગુરૂ વિષેના પદમાં કહે છે કે: "ગુરૂને જાત વરણ આશ્રમ નહિં, સહેજ પણ અવધૂત; ગુણ સાથે નહિં યોજના, પરસે નહિં પંચભૂત; અખિલ જગત ગુરૂમાં રહે અને ગુરૂ રહે નિર આધાર; અન્ય આશ્રિત નહિં ગુરૂ વિષે, તે રહે પરાને પાર; તે અચરજ ગુરૂનું ઘણું, જે અરૂપીને અણુલિંગ............નિઃસ્પૃહી નિર્લેપ, નિર્ગુણ, અનુભવના ભંડાર, કહે અખો પરબ્રહ્મ પૂરણ, તત્ત્વ તદાકાર........" એકમેવ અદ્વૈત તે ત્યાં વચન ન લાગે, તન મન કૃત ત્યાં નવ ખપે, એક અનુભવ જાગે." આ બધા ઉપરથી ગુરૂ કોઈ બીજો નથી; આપ-પોતે-આત્મા-રામ જ ગુરૂ-જ્યાં બીજું કાંઈ જ નથી. ત્યાં ગુરૂ કોણ ને શિષ્ય કોણ? અખાના વેદાંતની મૂળ મતલબ એવી છે કે સંસારમાં મારૂં તારૂં એ વાત બહુ વધી પડી છે, અને ગુરૂઓ પણ પોતાનો સ્વાર્થ સંભાળતાં ઉંચા નથી આવતા, ત્યારે લોકોને ખરો રસ્તો બતાવનાર કોઈ નહતું. એટલા માટે જ પોતે એવો માર્ગ દર્શાવવા લાગ્યો કે જેમાં પટ્દર્શનના જુજવા મતો કે શૈવ વૈષ્ણવ સંપ્રદાયની સ્પર્ધાના ભાવો કે ઢોંગી ગુરૂપદ ધારણ કરનારના ટાહેલાં એમાંથી દૂર રાખી લોકોને ખરૂં રહસ્ય સમજાવવું. પ્રપંચ તો સર્વ ખરેખર પ્રપંચથી જ ભરપૂર છે; તે મિથ્યા છે; ખરો જ એક પોતે અર્થાત્ એકમેવ અદ્વિતીય આત્મા સર્વ વ્યાપક છે; તે જ પિંડ ને તે જ બ્રહ્માંડ; તે જ વ્યષ્ટિ ને તે જ સમષ્ટિ; એ જ ગુરૂ કરવો; અને એ જ ગુરૂ કરવો; અને એ જ ગુરૂનાં "બ્રહ્મા લિયે અતિ ભાંમણાં, શિવ સનકાદિક ગાવ; વિષ્ણુને વલ્લભ ઘણીરે મહિમા મુખે કહ્યો ન જાય." વળી આત્મ લક્ષ અંગમાં પણ સમજાવે છે કે: "સાચો અંતર જામી ગોર, બીજો ગુરૂ બાજીગર મ્હોર; તેનો અર્થ કેવા શોભવા, સંસારીનું મન લોભવા; પણ રીધ આવે જેમ રૂપૈયા વડે, તેમ અખા આતમથી આતમ જડે."

હવે અખાનું પંચીકરણ તપાસીએ: બ્રહ્માંડમાં સળંગ સૂત્ર પરબ્રહ્મ છે; તે અવ્યક્તથી પ્રથમ સૃષ્ટિ-પ્રકરણ જોતાં નભ ઉત્પન્ન થયું અને આકાશમાં પવનનો જન્મ થયો; પછી પવનમાં તેજનો ઉદ્ભવ; અને તેજતણું જળ તન બન્યું; પાણીથકી વળી પૃથ્વી પ્રકટ થઈ; એ જ અનુક્રમે પ્રલય પણ થયા કરે છે. અવ્યક્ત વસ્તુમાં પ્રથમ ઓંકારનો ધ્વનિ ઉઠયો, તે ઓંકાર ત્રિવર્ગ-સત્ત્વ, રજસ્, તમસ્-કે જેમાંથી બધાં તત્ત્વો ઉત્પન્ન થયાં, તે વિષે પછી; પરંતુ પૃથ્વીમાં પાંચે ભાગે, નસ-નાડી, માંસ, અસ્થિ, રોમ અને ચર્મ એ રહેલાં છે; જલમાં પાંચે ભાગે, શુક્ર, શોણિત, પ્રસ્વેદ-લાળ, મૂત્ર-આંસુ, અને કફનું જાણું એ રહેલાં છેઃ તેજમાં પાંચે ભાગે, ક્ષુધા, પિપાસા, કામ, ક્રોધ, આલસ્ય, એ રહેલાં છે; મારૂતમાં શ્વાસોચ્છ્વાસ, હેડકી, છીંક અને બગાસાં એ રહેલાં છે; આકાશમાં શબ્દ કરવો, શબ્દ ગ્રહણ કરવો, દેહ વિકાશ, પાકનું મસળીને બંધાવું અને પાકનો નાશ, એ રહેલ છે. અર્થાત્ આ પાંચે ભૂતોને આવિર્ભાવ થવાનાં આ પાંચ રૂપો ભિન્ન ભિન્ન દરેકને છે. આમાં બીજું એ પણ ધ્યાનમાં લેવાનો મ[illegible] કઠિણ ભાગ સદા પૃથ્વીનો, ક્લેદન જલનો, ઉષ્ણ ભાગ જ્યોતિનો, પ્રસર્પ[illegible] ચુરેનીય [illegible] સ્થિર વિવર તે આકાશનો ધર્મ છે એમ જાણવું. ન્યાયપ્રક્રિયાને તેણે એક ટનમાંથી [illegible] બતાવતાં સ્થૂળ ઘણી પુરાઈ જાય એવી

બીકથી તે દાખલ નથી થઈ શકતો. આ પાંચ ભૂત ઉપરાંત, પાંચ કર્મેંદ્રિયો–વાક્ પાણિ પાયુપસ્થ ને ગુદા–પાંચ જ્ઞાનેંદ્રિયો—શ્રોત્ર ત્વક્ ઘ્રાણ નેત્ર જીહ્વા—અને તે ઉપરાંત પાંચ તન્માત્રાઓ—શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ—એમ વીસ બતાવ્યાં. આમાં વળી, શબ્દ શ્રોત્રનો વિષય, સ્પર્શ ત્વચાનો, રૂપ નેત્રનો, રસ રસનાનો, ગંધ નાકનો એમ સ્ફુટ કર્યું. એ વીસમાં વળી ઉમેરવાનાં બીજાં ચારઃ—મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર—એટલે કુલ ચોવીસ થયાં કે જેમાં પ્રકૃતિ ભેળવી સાંખ્યવાદીઓ પચીસની ગણત્રી કરે છે; અને આમાં પ્રકૃતિ તથા પુરૂષ બંને મળી છવીસ થાય. અખાએ પ્રકૃતિ નામ ખાસ નથી રાખ્યું, પરંતુ માયા કહે છે. હવે બધી જાતની ઇંદ્રિયોના અધિષ્ઠાતા બતાવતાં કહે છેઃશબ્દ–શ્રોત્રનો પાલક, દિગરાય; ત્વક્–સ્પર્શનો મારુત; નેત્ર–રૂપનો પાલક સૂર્ય; રસના–રસનો વરુણ; અને ગંધ–નાસાનો પૃથ્વી; અર્થાત્ એ એ ભૂત–દેવોને એ એ ગુણ મુખ્ય ગુણ છે; જેમકે શબ્દગુણવાળું આકાશ; ગંધ ગુણવાળી પૃથ્વી; ઇત્યાદિ. વળી, ચરણથી ગતિ થાય તેના પાલક વિષ્ણુ; હાથના પાલક ઇંદ્ર; વાણીના અગ્નિ; ગુદાના યમ; અને ઉપસ્થના બ્રહ્મા. આમાં પણ અખાએ વેદ પુરાણ વિગેરેનો આધાર સ્પષ્ટ રાખ્યો હોય એમ લાગે છે. વેદમાં અગ્નિને દેવોનું મુખ ગણ્યું છે અને મુખથી વાગ્વ્યવહાર; એટલે વાક્નો અધિષ્ઠાતા અગ્નિ રાખ્યો; એમ બધાને ઘટાવવામાં અખાએ શાસ્ત્રનું જ્ઞાન ઉપયોગમાં લીધું છે. વળી, '**चंद्रमा मनसो जातः**' ઇત્યાદિ પરથી અખાનું કહેવું છે કે મનના પાલક ચંદ્ર; બુદ્ધિના બ્રહ્મા; ચિત્તના હરિ, અને અહંકારના શેષનાગ.

આ પ્રકારે સૃષ્ટિ–પ્રકરણ અને એ જ પ્રકારે લય. હવે સર્વવ્યાપક જે ચૈતન્ય તે નિર્ગુણ છે, તે શુદ્ધ, બુદ્ધ, નિત્ય છે; અને કૈવલ્ય કહેવાય છે; આત્યંતિક સર્વ પદાર્થનું એ કારણ છે. સગુણ બ્રહ્મ અર્થાત્ કાર્યચૈતન્યને વાસના થવાથી—લિંગ છે માટે—સૃષ્ટિ પ્રકાર થયો કે જેમાં કાર્ય–સ્થૂળ દેહ રચાવાનો પ્રસંગ આવ્યો. સર્વ સ્થૂળ સૃષ્ટિમાં વાસના લિંગ અર્થાત્ હેતુ કે કારણ છે. વાસનાને લીધે જીવને ચાર અવસ્થા ભોગવવી પડે છેઃ જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ; એ ત્રણ, અને તુરીયાવસ્થામાં જીવ શિવ એકાકાર થઈ જાય. તેણે સ્ફુટ કરી લખ્યું છે કેઃ જાગ્રદવસ્થા નેત્રોવડે, સ્વપ્નાવસ્થા કંઠવડે, સુષુપ્તિ હૃદયવડે અને તુરીયાવસ્થા ભમર–ગુફાવડે. આ બધું "પંચદર્શી" પ્રમાણે ઘણે અંશે ચાલ્યું આવે છે. ગીતામાં પણ **भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यं** એ આદિ "ભમર–ગુફા તુર્યા ભોગવે" બતાવે છે. આ પંચીકરણ મહા વાક્ય છે. અને વાસના ભંગ થવાથી જ તેનો સ્થૂળ દેહનો નાશ થાય છે. જ્યાં સુધી વાસનાની દેહ સામે દૃષ્ટિ છે અર્થાત્ સ્થૂળના ધર્મ, ભોગ, કર્મ ઇત્યાદિ પ્રત્યે અપેક્ષા છે ત્યાં સુધી જન્મ મરણની સરણિ વહ્યા કરે છે. પણ કૈવલ્ય પ્રત્યે જ્ઞાનવડે અપેક્ષા થાય છે ત્યારે મોક્ષપ્રાપ્તિ અર્થાત્ કૈવલ્યપદપ્રાપ્તિ થાય છે.

આ પ્રમાણે વળી ઇશ્વરની ત્રણ અવસ્થાનું અવલોકન અખાએ કર્યું છે તેઃ ઇશ્વરને જ્યારે સુષુપ્તિ દશા થાય ત્યારે માયા વિંટાયેલ કહેવાય છે, સ્વપ્નાવસ્થામાં, હિરણ્ય ગર્ભ, અને જાગ્રદવસ્થામાં વિરાટ્; ઇશ્વરને અવિદ્યાનું આવરણ નથી; તે તો માત્ર જીવને જ છે. જીવની એ ત્રણે અવસ્થાનાં નામ અનુક્રમેઃ પ્રાજ્ઞ, તૈજસ અને વિશ્વ. વળી ઇશ્વરનો દેહ અપંચીકરણ ને જીવનો પંચીકરણ. ઇશ્વરની કાયામાં સત્તર તત્ત્વોઃ પંચ પ્રાણ, દશ ઇંદ્રિયો અને મન

તથા બુદ્ધિ. વળી આ વ્યાખ્યાનાનંતર અખો પંચદશી પ્રમાણે વાયુના દશ ભેદ, પંચકોશ અન્નમય, પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય—કહી ઇશ્વરનાં અર્થાત્ સગુણ બ્રહ્મનાં ત્રણ વિશેષણ આપે છેઃ સત્, ચિત્ અને આનંદ; અને આ ત્રણ વિશેષણોને મળતાં આવતાં ત્રણ જીવ પ્રત્યે લગાડવામાં આવે છે તેનાં નામ આપે છેઃ અસ્તિ ભાતિ પ્રિય. આમાં અસ્તિ એ સર્વત્ર વ્યાપક છે એવી પ્રતીતિ વસ્તુતઃ છતાં અવિદ્યાના આવરણથી પ્રપંચ ઉપર વિદ્યમાનપણું ઘટાવવાથી જીવનું વિશેષણ અસ્તિ થયું. હવે આ બધું થયા પછી "સોહં" નું વિવેચન કર્યું છે તેઃ—શ્વાસ લેતાં સુસવાટી સાથે "સ" ઉત્પન્ન થાય અને શ્વાસ નીચો મૂકતાં હાશકાર સાથે "હ" ઉત્પન્ન થાય; પરંતુ આમ જ્યાં દૃઢથી વિમુક્તભાવ પ્રકટ થયેલ છે અને સુસવાટી કે હાયકારો કરવાનું હોતું જ નથી ત્યાં "સોહં" ટળી ઓંકાર ઓપ વિનાનો શુદ્ધ થઈ રહે છે. અખાએ તો એમ બતાવ્યું છે કેઃ સોહં= સ+ઓં+હ; આમાંથી "સ" ને "હ" જવાથી માત્ર પ્રવણ નાદ–ઓં–રહે છે.

દૃષ્ટાંતો, રૂપકો આપી પોતાના મતને પુષ્ટિ કરે છે તે તો અખાનો સ્વભાવ છે. તેના ચિત્તવિચારસંવાદમાં તે કહે છે કેઃ—ચિત્ત રાજા છે, અને તેને જમણે પાસે રહેલ વિવેક નામનો પ્રધાન; તથા ડાબે પાસે મોહ નામનો પ્રધાન છે. તેની સ્ત્રી પણ બેઃ પ્રવૃત્તિનો વિસ્તાર, કામ ક્રોધ મદ, મત્સર, મમતા, દુગ્ધા, અસૂયા વિગેરે; નિવૃત્તિનો વિસ્તાર, વિવેક, વિચાર, સંયમ, શાંતિ, સત્ય, સંતોષ, દયા, ધર્મ વિગેરે. પ્રેમાનંદનું વ્યાખ્યાન જે "વિવેક વણઝારા" માં કર્યું છે તે પણ આ જ પ્રકારનું છે. અને સળંગ રૂપકવડે તેણે થોડી ઘણી જે જે વાતો તત્ત્વની સમજાવી છે તે અખા જેવી લાગે છે. બધે એવા ગ્રંથોમાં એવા જ ઉપદેશ કરવાની એક સરખી પરિપાટી જોવામાં આવે છે. "જ્ઞાનભક્તિ વૈરાગધર" એ અનુભવબિંદુનું વચન સવિસ્તર સમજાવતાં કહે છે કેઃ "ગુરૂ થા તારો તું જ; અને બાહ્ય સુરતને ટાળવાજ્ય અંતરમાં સેવા"; અને આ જ અનુભવ શાસ્ત્ર જ- ધાંમાં સુપ્રસિદ્ધ છે. ઉમિયાને મહાદેવજીએ કરેલ ઉપદેશ, રામચંદ્રને વસિષ્ઠે, શુકને જનકે, વ્યાસને નારદે, ધર્મને ભીષ્મે અને અર્જુનને શ્રીકૃષ્ણચંદ્રે આપ્યો છે તે એ જ છે. જ્ઞાને થયા પછી પણ ઓછું રહી જવાથી અર્થાત્ અભ્યાસ નિરાળો નહિં થવાથી અખાએ ચિત્તવિચારસંવાદમાં દર્શાવ્યા મુજબ જીવ "ઉડે પણ પડે પાછો ફરી." એ જ ગ્રંથમાં વળી સમજાવ્યું છે કેઃ અર્ચન વંદનાદિ નવધા ભક્તિ માત્ર લૌકિક ભક્તિ છે પરંતુ જેમ બહુ જલ વર્ષારૂપે પડવાનું હોય ત્યારે તાપ અતિશય પડે છે તેને જ્યારે અમાપ આતુરતા પ્રકટ થાય છે, ત્યારે "અંતરથી હરિ પરગટ હોય" અને જીવને સંસારની વસ્તુઓ પ્રત્યે અપાર વૈરાગ થઈ જાય છે. આ સમયે નામરૂપ ટળી જાય છે અને સ્થૂળપણું મટી જાય છે. માત્ર "અવ્યક્તવૃક્ષ ઉદંબરતણો, તે શાખાથી પસર્યો ઘણો; બ્રહ્માંડ ઉદંબરે લાગ્યાં અપાર; ફળ સ્થાને છે બહુ બ્રહ્માંડ"; અને બ્રહ્માંડે બ્રહ્માંડે અનેક પિંડ; અંડે અંડે—પિંડે પિંડે—પ્રત્યેક હરિહર અજ; અને આ ફળ પ્રત્યે અસંખ્ય જીવો છે બધા અવ્યક્ત વૃક્ષનું ખરૂં જ્ઞાન સૂક્ષ્મરૂપે થાય ત્યારે સ્થૂળ તો ટળી જાય છે. જુઓઃ 'अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।' અને વળી, 'अश्वत्थमेनं सुविरूढमूलमसंगशस्त्रेण दृढेन छित्वा ॥" ભગવદ્ગીતા.

(અપૂર્ણ.)

શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા.

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૩, અંક ૧૧. [ માસિક ] માર્ગશીર્ષ, સંવત્ ૧૯૬૧.

## દિગ્દર્શન.

**ષડ્દર્શનમાં વેદાન્તનું સ્થાન.**

આપણે આગળ ( અનુસન્ધાન પૃષ્ઠ ૨૪૪ થી ) જોયું કે સાંખ્યદર્શનમાં અનીશ્વરવાદ કેવી રીતે આવ્યો, અને એ અનીશ્વરવાદ યોગ અને ન્યાય-વૈશેષિક દર્શનોએ કેવાં કેવાં કારણસર અગ્રાહ્ય ગણ્યો. વળી એ પણ આપણે જોયું કે વેદાન્ત આ બંને સ્હામસ્હામા પક્ષને એકત્ર કરી પોતાનો પ્રકૃતિ-પરમાત્માના અદ્વૈતનો સિદ્ધાન્ત કેવી રીતે ઉપજાવે છે. હવે એ તપાસી જોઈએ કે ઇશ્વરના અસ્તિત્વ તથા સ્વરૂપ સંબન્ધી આ મતભેદ એમના પરમ-પુરુષાર્થના માર્ગ સંબન્ધે કેવી અસર કરે છે.

સાંખ્યદર્શન પરમાત્માનું અસ્તિત્વ સ્વીકારતું નથી, એટલે જીવાત્માનો પ્રકૃતિ થકી વિવેક કરવો એ જ એ દર્શનમાં પરમ પુરુષાર્થ રહે છે: જીવ ત્રિગુણાત્મક પ્રકૃતિથી પર છે અને પ્રકૃતિના વિલાસનો દ્રષ્ટા માત્ર છે એટલું જાણવું એ જ પરમ પુરુષાર્થ ગણાય છે. આ જાણવું તે માત્ર નામનું જ નહિ, પણ ખરેખરૂં—માટે પ્રકૃતિ અને પુરુષના સ્વરૂપનું ચિન્તન પ્રાપ્ત થયું, અને આ ચિન્તન વિવેકરૂપ-વિચારાત્મક, અને શાન્તિ વગેરે ,ગુણો

તે આ વિચારથી ઉત્પન્ન થતી સાંખ્યવિદ્વાનની સ્થિતિ. યોગને આ વિદ્વત્તા—એટલે પૂર્વોક્ત વિવેકજન્ય સ્થિતિ—એકદમ વિચાર માત્રથી પ્રાપ્ત કરવી અશક્ય લાગી; અને તેથી એણે એ સિદ્ધ કરવા માટે સાધનનો ખાસ માર્ગ યોજ્યો; અને જીવાત્માની પાર અનીશ્વર સાંખ્યને ન જણાએલો ઇશ્વર જોઈ, એ ઇશ્વરમાં ચિત્તનું પ્રણિધાન કરી, એના અનુગ્રહ વડે આત્માનું કેવલપણું—પ્રકૃતિથી પરપણું—અનુભવવાનું બતાવ્યું. એટલે એકમાં વિવેકનું અને બીજામાં એ વિવેક અર્થે ધ્યાન ધારણા સમાધિ વગેરે સાધનનું પ્રાધાન્ય રહ્યું.

વેદાન્તે આ બંને માર્ગનો સમન્વય કર્યો—સાંખ્ય પાસેથી **વિવેક** લીધો, અને યોગ પાસેથી **ધ્યાનાદિ** સાધન લીધાં. પણ એનો બ્રહ્મવાદ સાંખ્યના અનીશ્વરવાદથી અને યોગના ઇશ્વરવાદથી જેટલો જુદો હતો, તેટલો એનો **જ્ઞાનમાર્ગ** પણ વિવેક અને ધ્યાન ઉભયથી જુદો પડ્યો. સાંખ્યને પ્રકૃતિ અને અનેક પુરુષની પાર કાંઈ નજરે પડતું નહતું, અને તેથી એને પ્રકૃતિ અને પુરુષ એ બે કોટિનો વિવેક કરવો એટલું જ સુઝ્યું હતું. વેદાન્તની દૃષ્ટિ ઉભયની પાર ગઈ, અને ક્ષર અને અક્ષર યાને પ્રકૃતિ અને પુરુષ ઉભયને સ્વસ્વરૂપમાં અનન્યરૂપે સંગ્રહતો એવો ' ઉત્તમ પુરુષ '—પરમાત્મા—નજરે પડ્યો, અને તેથી **વિવેક**ની પાર **અભેદજ્ઞાન**ની આવશ્યકતા પ્રતીત થઈ.

યોગશાસ્ત્રે સાંખ્યનો અનીશ્વરવાદ ત્યજી ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકાર્યું હતું અને તેથી એ દર્શનમાં વિવેક ઉપરાન્ત ઇશ્વરના અનુગ્રહની ઇષ્ટતા કબૂલ થઈ હતી. પણ મૂળના સાંખ્ય દર્શનની અસર નીચે રહી જ્યાં સુધી એણે વિવેકને જ પરમ પુરુષાર્થ માન્યો ત્યાં સુધી ઇશ્વરઅનુગ્રહ તે માત્ર સાધનરૂપ જ ગણાયો, અને છેવટનું સાધ્ય તો આત્માનું નિઃસંગપણું એ જ રહ્યું. વેદાન્તની અસર તળે આવતાં, યોગદર્શને જીવ અને ઇશનો યોગ એને પરમ પુરુષાર્થ ગણ્યો ખરો. પણ એ યોગનો અર્થ ઘણીવાર એવો થતો કે પરમાત્માના જેવું આત્માનું નિઃસંગપણું મેળવવું. વળી ઉભય શાખામાં ઇશ્વરને જીવથી તદ્દન જુદો માન્યો હતો, અને તેથી ઇશ્વરમાં ચિત્તનું પ્રણિધાન તે વિષય ઉપર ઇન્દ્રિય ઠેરવવામાં આવે છે એ જ તરેહનું તેઓએ કલ્પ્યું હતું, અને એ તરેહ બે વચ્ચે કેવળ જુદાઇની જ તેઓના સમજવામાં હતી.

વેદાન્તને આ વાત ગ્રાહ્ય ન થઈ. વેદાન્તસિદ્ધાન્ત પ્રમાણે, ઈશ્વરનું અસ્તિત્વ અને ઇશ્વરમાં ચિત્તનું પ્રણિધાન બંને વાતો કબૂલ-પણ ઇશ્વરનું સ્વરૂપ યોગશાસ્ત્રે કલ્પ્યું છે તેવું નહિ, અને તેથી ચિત્તનું પ્રણિધાન પણ પોતાથી તદ્દન જુદા **પુરુષવિશેષ**માં નહિ, પણ પુરુષ માત્રના પોતાના **સમષ્ટિસ્વરૂપ**માં. વેદાન્તની વિશિષ્ટાદ્વૈત, [ રામાનુજાચાર્યનું ] શુદ્ધાદ્વૈત [ વલ્લભાચાર્યનું ], અને કેવલાદ્વૈત [ શંકરાચાર્યનું ત્રણે* શાખાઓમાં આ

---

* મધ્વાચાર્યના દ્વૈતને વેદાન્ત એટલે કે ઔપનિષદ દર્શનનું નામ જ છાજતું નથી. કારણ કે જોકે એ ઉપનિષદ્-વેદાન્ત-નાં વાક્યોનો આધાર ટાંકે છે, તથાપિ એ વાક્યો એમના સિદ્ધાન્તને ખરૂં જોતાં એટલાં બધાં પ્રતિકૂલ છે કે એ આધાર લેવાનો પ્રયાસ મૂળથી જ ખોટો છે. અન્ય ત્રણ શાખાઓને દરેકના પોતપોતાના મતને સમર્થક કાંઇક કાંઇક ઉપનિષદ્‌માં મળી આવે છે જ, અને એમાંનાં કેટલાંક વાક્યને મુખ્ય ગણી બાકીનાં વિરુદ્ધ લાગતાં હોય તેને મુખ્ય સાથે ઘટાવી લેવાં એ પ્રકારનો પ્રયત્ન થાય છે, જે સર્વથા નિરાધાર નથી.

સમષ્ટિસ્વરૂપનો એક વા બીજી રીતે પણ સ્વીકાર છે. ( ૧ ) વિશિષ્ટાદ્વૈતવાદી 'ચિત્'—આત્માઓ—ને અનેક તથા પરસ્પર ભિન્ન માને છે, તથાપિ સર્વે મળી પરમાત્માના શરીરનો એક ભાગ છે (બીજો ભાગ 'અચિત્'=પ્રકૃતિ) એટલું તો સ્વીકારે છે; અને એ શાખામાં આત્માએ પરમાત્માનું ધ્યાન કરવાનું તે એક પ્રકૃતિથી લેપાએલો પુરુષ પ્રકૃતિથી સદા નિર્લેપ પુરુષાન્તર (યોગનો 'પુરુષવિશેષ', ઇશ્વર) નું ધ્યાન કરે એ રીતે નથી, પણ એક અંગ પોતાના અંગીનું ધ્યાન કરે એ પ્રમાણે છે. ( ૨ ) શુદ્ધાદ્વૈતવાદી પણ આત્માઓને અનેક તથા પરસ્પર ભિન્ન માને છે, પણ સર્વે પરમાત્માના અંશ છે એમ કહે છે અને તેથી અંશે પોતાના અંશીનું ધ્યાન કરવાનું છે. ( ૩ ) કેવલાદ્વૈતવાદમાં મિથ્યા ઉપાધિ માત્રે કરીને જ સર્વે ભેદ પ્રતીત થાય છે—વ્યષ્ટિઉપાધિને લઈ જે જીવ કહેવાય છે તેજ સમષ્ટિઉપાધિને લઈ 'ઇશ્વર' વા સગુણબ્રહ્મ અને ઉપાધિરહિત સ્વરૂપે 'પરબ્રહ્મ' વા 'નિર્ગુણ બ્રહ્મ' કહેવાય છે-એટલે આ ત્રીજી શાખામાં સ્વસ્વરૂપભૂત **પરમાત્માનું જ્ઞાન** એ જ પરમ પુરુષાર્થ વા પરમ પુરુષાર્થનો માર્ગ ઠરે છે—**પરમાત્માનું જ્ઞાન** એટલે કે, નહિ આત્માનો પ્રકૃતિથી વિવેક માત્ર, અને નહિ પુરુષાન્તરનો અનુગ્રહ કે પુરુષાન્તર સાથે—નિઃસંગપણારૂપી—સામ્યપ્રાપ્તિ.

ન્યાય અને વૈશેષિક દર્શનો સાંખ્યના અનીશ્વરવાદથી જુદાં પડે છે—પણ તેઓ વેદાન્તની માફક પરમાત્મજ્ઞાનને પરમ પુરુષાર્થ ઠરાવતાં નથી, કિંતુ આત્મામાં આત્યન્તિક દુઃખધ્વંસ સંપાદન કરવો એને જ પરમ પુરુષાર્થ કહે છે. એટલે જો કે પરમાત્માનો અનુગ્રહ તેઓ ઇચ્છે છે તથાપિ છેવટની પ્રાપ્તિમાં તો પરમાત્માને બાજુ ઉપર જ રાખે છે. આ જીવ-ઇશના દ્વૈતવાદનું સ્વાભાવિક પરિણામ છે. યોગમાં એ પરિણામ આવ્યું હતું, અને ન્યાયવૈશેષિકમાં પણ આવે છે. કારણ એવું છે કે જે પુરુષાર્થ અન્તરમાં પ્રકટાવવાનો છે તેમાં પહેલેથી જ પરમાત્માનો પ્રવેશ નથી રાખતા તો છેવટ સુધી પરમાત્મા બહારનો બહાર રહે છે, અને છેવટે જે સાધવાનું તે આત્માનું પોતાનું જ-પરમાત્માના સંપર્ક વિનાનું—ઠરે છે. અર્થાત્ કે દ્વૈતવાદીઓનો પરમ પુરુષાર્થ સ્વાભાવિક રીતે '*individualistic*' હોય છે, બલ્કે 'egoism', 'self-love' રૂપ હોઇ કુલડી જેવડી પોતાની જાતમાં જ પૂરો થઈ રહે છે, અને એમાં સંગત રીતે ( *consistently* ) પરમાત્માને કશું જ સ્થાન રહેતું નથી, અને તેથી તે ધાર્મિકતાથી વિમુખ છે. પરમ પુરુષાર્થમાં પરમાત્માનો પ્રવેશ આવશ્યક હોય તો તેને મૂળથી આત્મામાં જ રાખવો જોઇએ, એટલે એનો સાક્ષાત્કાર આત્મામાં જ બની શકે—અને સાક્ષાત્કાર આત્મામાં જ બનવો જોઇએ એ તત્ત્વજ્ઞાન માત્રનું 'postulate' સ્વતઃસિદ્ધ જેવું સૂત્ર છે,—સાક્ષાત્કારનું પોતાનું સ્વરૂપ જ એવું છે-સાક્ષાત્કાર એને જ કહેવાય કે જે આત્મામાં પોતામાં જ—બની શકે. અને તેથી જ પરમાત્માને બહાર પડતો મૂકીને પણ ઉપરનાં દ્વૈતશાસ્ત્રોએ આત્મામાં જ પરમ પુરુષાર્થ શોધ્યો છે. મ્હારૂં કહેવું વધારે સરળ ભાષામાં મૂકું: આત્મા જે કાંઈ પ્રાપ્ત કરી શકે તે આત્મામાં જ, આત્મા પોતામાંથી કૂદકો મારીને બહાર જઈ શકે જ નહિ—અને તેથી જો પરમાત્મસાક્ષાત્કાર એ પરમ પુરુષાર્થ હોય તો પરમાત્માને આત્મામાં જ રાખવો જોઇએ, આત્માની બહાર નહિ. આત્મા કાંઈ એવો જડ પદાર્થ નથી કે બીજા પદાર્થ જોડે બહારથી મળી

શકે—જેમ એક લાકડું બીજા લાકડા સાથે જોડાય તેવી રીતે. એનો તો આન્તર સંબન્ધ જ સંભવે, અને તેથી આ આન્તર સંબન્ધ પૂરતો દ્વૈતનો નિષેધ સર્વથા આવશ્યક છે. અને તેથી જ જગતના મહાન ધાર્મિક આત્માઓએ પરમાત્માને અન્તરૂમાં શોધ્યો છે, અને થોડું ઘણું પણ અદ્વૈત સ્વીકાર્યું છે જ. એ અદ્વૈત કેટલું અને કેવી રીતે હોવું જોઇએ એ સંબન્ધી આ સ્થળે હું કહેવા માગતો નથી—મારે આ ચર્ચામાં વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત અને કેવલાદ્વૈત ત્રણેને સામાન્ય વેદાન્તમાં એકઠા રાખી—સામાન્ય વેદાન્તની અન્ય દર્શનો કરતાં અધિકતા દર્શાવવાની છે, અને તે અત્રે દર્શાવું છું.

ન્યાય—વૈશેષિક દર્શનની ઇશ્વરદેશિના સંબન્ધ પરત્વે જે ખામી ઉપર બતાવી એમાં જ લોકપ્રિય થવાની એક અનુકૂલતા પણ રહેલી હતી. આ દર્શનમાં ઇશ્વરસિદ્ધિની જે સાદી અને સરળ યુક્તિ—અનુમાનયોજના— બતાવી હતી તેથી, સાંખ્ય અને યોગ પર્યન્ત ન ચઢી શકનાર સામાન્ય આત્માઓને જેમ સન્તોષ થઈ જતો હતો, તેમ સંસારના દુઃખથી કંટાળેલા જનોને એ દર્શનનો આત્યન્તિક દુઃખધ્વંસ પસન્દ પડે એ સ્વાભાવિક હતું, અને તેમાં સામાન્ય બૌદ્ધધર્મ કરતાં વિશેષ લાભ એ હતો કે બૌદ્ધધર્મમાં આત્માને સ્થાન નહિ, અને આમાં તે ખરૂં. આથી બૌદ્ધધર્મ સ્હામે આ બ્રાહ્મણ દર્શન ટક્કર લઈ શક્યું, અને એ ધર્મ સાથે દુઃખધ્વંસની પરમપુરુષાર્થની બાબતમાં મળતાપણું પણ બતાવી શક્યું. સામાન્ય બ્રાહ્મણધર્મના ગૃહસ્થાશ્રમીઓને આ દર્શન અનુકૂળ પડે—કારણ કે વ્યાવહારિક વિષયમાં એની ઉપયોગિતા સ્પષ્ટ, અને ધર્મના વિષયમાં ઇશ્વરનું અસ્તિત્વ બતાવીને અટકે, અને પછી ધાર્મિક કાર્યો અને અન્ય જે જે સાધનો સંપાદન કરવાં હોય તેને માટે દ્વાર ખુલ્લું મૂકે. પણ આવું દર્શન સામાન્ય ચાલતા ધર્મમાં આત્માને ટકાવી રાખેઃ તે કરતાં અધિક જુસ્સો-ઉત્સાહ-પરાક્રમ પ્રેરી શકે નહિ. આ દર્શનનું પરિણામ એ આવે કે બ્રાઉનિંગ કરતાં જુદા અને નિન્દ્ય અર્થમાં—

"God's in his heaven, all's right with the world."

અને તેથી જ્યાં સુધી અન્ય દર્શન હાથ ન ઝાલે અને ત્યાં સુધી મુક્તિ અશક્ય—જે ચાલે છે તે ચાલ્યાં જ કરવાનું.

મેં આ ચર્ચામાં 'પૂર્વમીમાંસા'—જે 'મીમાંસા' ને નામે સાધારણ રીતે પ્રસિદ્ધ છે—તે વિષે કાંઈ જ ન કહ્યું. તેનું કારણ હું આગળ એકવાર બતાવી ગયો છુંઃ 'મીમાંસા' એના મુખ્ય ભાગમાં તત્ત્વદર્શનના નામને પાત્ર નથી એમ કહીએ તો ચાલે. જેમાં કાંઈ પણ મનુષ્યના કર્તવ્યનું પ્રતિપાદન હોય એમાં ગર્ભિત રીતે તત્ત્વદર્શન તો આવે જ, પણ સ્ફુટ તત્ત્વદર્શન એ જુદી જ વાત છે, અને તેનો અભાવ હોવાથી 'પૂર્વમીમાંસા' ને એ પદ મેં નિષેધ્યું છે. અન્ય દર્શનો સ્હામે ટકવાના પ્રયત્નમાંથી એમાં પણ પાછળથી થોડુંક તત્ત્વજ્ઞાન ઉભું થયું છે, પણ તે ગૌણ, અને તે 'પૂર્વમીમાંસા' ના મુખ્ય સ્વરૂપથી સ્વતન્ત્ર રીતે. શ્રુતિ-સ્મૃતિમાં પ્રતિપાદન કરેલાં જે વિહિત-નિષિદ્ધ-કર્મો કરવાથી સ્વર્ગનરકાદિ પ્રાપ્ત થાય

છે—એ કર્મોના વિધિ નિષેધ તથા પદ્ધતિ શાસ્ત્રોમાંથી શી રીતે સમજવાં એ સંબન્ધી નિયમો રચવાનો પ્રયત્ન એ પૂર્વમીમાંસાનો પ્રધાન પ્રયત્ન છે. એક વખત એવો હશે કે, જ્યારે એ કામ એણે જનસમાજની અને વ્યક્તિની ખરી ધાર્મિકતા ખાતર માથે લીધેલું—આ પ્રાચીન ઉપનિષદ્‌ના જ્ઞાનના સમયમાં. ત્યાર પછી એવો વખત આવ્યો કે જ્યારે એ જ્ઞાન ધૂમથી અગ્નિ ઢંકાઈ જાય એમ કર્મથી ઢંકાઈ ગયું—જ્યારે લોકો (શ્રીમદ્‌ભાગવતનો શબ્દ વાપરતાં) 'धूम्रधियः' એટલે કે ધૂમાડાની બુદ્ધિવાળા હતા—અર્થાત્ યજ્ઞના ધૂમાડાથી જ્યારે એમની બુદ્ધિ અન્ધ થઈ ગઈ હતી.—આ સમય તે 'प्लवा ह्येते अदृढा यज्ञरूपाः' ઇત્યાદિ વાક્યોનો, તેમ જ બૌદ્ધધર્મના અરુણોદયનો. આ ધુમાન્ધ બુદ્ધિએ પશુહિંસામાં રસ લીધો એટલું જ નહિ, પણ ઇશ્વરને પણ ન માન્યો. બૌદ્ધધર્મની માફક, કર્મો પોતાની મેળે જ ફળ આપે છે–સ્વર્ગનરકાદિક ઉપજાવે છે—એમ માન્યું, અને દેવતાઓ પણ કર્મને વશ થઇ રહેલા લાગ્યા. આગળ જતાં જ્યારે બૌદ્ધધર્મે વેદ ઉપર પ્રહાર કરવા માંડ્યા ત્યારે એને વેદપ્રામાણ્ય સિદ્ધ કરવાની જરૂર પડી, વિના ઇશ્વરે એણે વેદનું પ્રામાણ્ય સ્થાપવાની હિંમત કરી, અને આ રીતે કેટલોક તત્ત્વજ્ઞાનનો ઉમેરો થયો. પરન્તુ 'પૂર્વમીમાંસા' નું મુખ્ય સ્વરૂપ તત્ત્વજ્ઞાનનું નહિ: કરવાનાં તે કર્મો, જ્ઞાન નહિ, અને તે વડે મેળવવાનું તે પણ કોઇ તત્ત્વ નહિ, પણ સ્વર્ગાદિક. આ સિદ્ધાન્તમાં ગર્ભિત રીતે કેટલુંક તત્ત્વજ્ઞાન રહ્યું છે, પણ તે 'પૂર્વમીમાંસા'એ સ્પષ્ટ ઉપજાવ્યું નથી, અને તેથી એને અત્રે તત્ત્વજ્ઞાનનું પદ આપવામાં આવ્યું નથી. આ દર્શનને આત્માના સ્વરૂપનો કે ઇશ્વર વિષેનો વિચાર નહતો, અને તેથી એના પરમ પુરુષાર્થનો માર્ગ પણ જડ કર્મોના જંગલોમાં જ પડેલો હતો.

આ પ્રમાણે ટુંકામાં ઇશ્વિરના અસ્તિત્વ તથા સ્વરૂપ સંબન્ધી વિચારોની સાથે તે તે દર્શનનો પરમ પુરુષાર્થનો માર્ગ જોડાએલો છે.

* * * * *

**કૉંગ્રેસ સંબન્ધી કેટલીક સૂચનાઓ.**

'ઇન્ડિયન નૅશનલ કૉંગ્રેસ' આજ એ સ્થિતિએ પહોંચી છે કે જ્યાં, માત્ર આગળ ચાલ્યા કરવું જ બસ ન જણાતાં, એના ભવિષ્યના માર્ગ વિષે વિચાર કરવાની એના મિત્રોને પણ જરૂર પડી છે. કૉંગ્રેસ પોતાના જીવનનો હેતુ સફળ કરવા તરફ પ્રયાણ કરે છે કે આંધળાની માફક ભાટકાં મારતી જ ચાલે છે?, એના માર્ગમાં કાંઈ પણ પ્રકાશની રેખા છે કે આ કહેવાતો મહાયજ્ઞ તે માત્ર ધૂમાડો જ છે?—આવા પ્રશ્નો કૉંગ્રેસના મંડળમાં જ થવા લાગ્યા છે, અને ચોતરફથી એવો અવાજ થઈ રહ્યો છે કે ગમે તેમ હો પણ કૉંગ્રેસના હાલના સ્વરૂપમાં તો કાંઇક ફેરફાર કરવા જેવું છે જ.

(૧) કેટલાક કહે છે કે કૉંગ્રેસનું ખર્ચ ઘણું થાય છે અને તે ઓછું કરવા માટે પ્રતિનિધિઓની સંખ્યા ઘટાડવી અને નિયત કરવી જોઇએ, તથા કૉંગ્રેસ ત્રણ દહાડા આંખ ઉઘાડીને પાછી નિદ્રાવશ થઈ જાય છે તે ન થવા દેવા માટે જુદા જુદા પ્રાન્તોના મુખ્ય મેમ્બરોની એક વ્યવસ્થાપક મંડળી નીમવી—જેનું કામ આખું વર્ષ કૉંગ્રેસના કાર્યને ચા-

લતું રાખવાનું. આમાંની પહેલી સૂચનાનો જવાબ એ અપાય છે કે સમસ્ત દેશની સંસ્થા માટે આટલો ભોગ આવશ્યક છે. ખર્ચ ઘટાડવાનો ગમે તે ઉપાય યોજો—પણ પ્રતિનિધિઓની સંખ્યાને નિયન્ત્રિત કરવી એ તો કૉંગ્રેસને દુર્બળ બનાવવાનો અને લોકમાં એની અસર વિસ્તારવાને બદલે સંકોચવાનો માર્ગ છે, અને જ્યાં સુધી દેશના દરેક પ્રાન્તોમાં અને જીલ્લામાં પ્રજામતનાં રાજકીય મંડળો સ્થપાયાં નથી, અને તે દરેક મંડળોમાંથી હરવર્ષ કૉંગ્રેસના મેળાવડામાં પ્રતિનિધિઓએ જવું જ જોઇએ એવો નિયમ થઈ શકતો નથી, ત્યાં સુધી ઉપર જણાવેલું સંખ્યાનું નિયન્ત્રણ અનિષ્ટ છે. બીજી સૂચના જે સવિસ્તર રૂપમાં નીચે મુજબ છે—

"It may be asked how we propose to have the change brought about. In the first place we would advocate the formation of an efficient general Standing Committee of the Congress, which will have representatives from the different provinces. This Standing Committee will meet thrice a year, including meeting at the time of the Congress in different Centres, and conjointly with the Provincial Standing Committees will carry on the work of sustained political agitation in India, in every Province of it, and in England. The General Committee with the Provincial Committees will guide, control and help the District organizations and will secure popular support for the Congress and carry the work of the Congress to every part of the country. The work of the Committee will be placed before the Congress and the annual session will be utilized for emphasising the work of the Conferences and the Provincial Committees and for agitating questions of an imperial character. And above all it will be left to the decision of the Congress how, when repeated agitation fails, to secure by constitutioned means what we have been agitating for and what we feel the country to be thoroughly ripe for. It is a very narrow view of constitutional agitation to take that it consists only in speeches and resolution, in petitions and memorials."—*G. Subramania Iyer.*

તેને અમલમાં મૂકવામાં પણ પ્રાન્ત અને જીલ્લાનાં મંડળોનો અભાવ એ મ્હોટી અડચણ છે. અને જેઓ કૉંગ્રેસની વ્યવસ્થાપક કમિટિના મેમ્બર તરીકે આખું વર્ષ કામ કરવાને ઉત્સાહ ધરાવે છે તેઓ પોતાના પ્રાન્તમાં મંડળ સ્થાપી એ મંડળના મેમ્બર તરીકે કામ કરે તો બસ છે.

(૨) પ્રતિનિધિઓની સંખ્યા અને વ્યવસ્થાપક કમિટિ પરત્વે સૂચનાઓ જવા દઈ, એક એવી સૂચના થાય છે કે કૉંગ્રેસે હવે માત્ર ઠરાવો પસાર કરીને બેશી ન રહેતાં લોકમાં પોતાના સિદ્ધાન્તોને વધારે જાણીતા કરવાનો તથા દરેક જિલ્લાના લોકની ફરિયાદો બહાર લાવવાનો યત્ન કરવો જોઇએ. આ સ્હામે જવાબ એ છે કે આ કામ કૉંગ્રેસ જેવા મહામંડળનું નથી, તેમ આ જવાબદારી કૉંગ્રેસને માથે નાંખવી એ સલાહભરેલું પણ નથી: જો કે જિલ્લામંડળો રૂપી રાજકીય હિલચાલનાં સ્થાનકો સ્થાપવાં એ બેશક ઇષ્ટ જ છે.

આ તકરારને પરિણામે જિલ્લામંડળો સ્થપાય-કૉંગ્રેસને અંગે કે કૉંગ્રેસથી સ્વતન્ત્ર-તો કૉંગ્રેસમાં વધારે જીવન અને સત્તા આવવાનો સંભવ છે. આ સંબન્ધમાં, મિ. નારાયણ વિષ્ણુ ગોખલેની ડિસ્ટ્રિક્ટ એસોસિએશન (જિલ્લામંડળ)ની સૂચના વિષે લખતાં,'મિ. મલબારીએ આપેલી એક સલાહ બહુ ધ્યાનમાં રાખવાની છેઃ તે એ કે મ્હોટાં શહેર અને ગામડાંની સ્થિતિ વચ્ચે એક મ્હોટો ફેર છે—ગામડાંમાં લોકોને સરકારી અમલદાર (મામલતદાર વગેરે) ની મરજી ઉઠાવ્યા વિના ચાલતું નથી, અને તેથી સરકાર સ્હામે જે સ્વતન્ત્રતાથી કૉંગ્રેસ પોતાની માગણીઓ મૂકી શકે છે તે જ પ્રમાણે ગામડાંના લોકો કરી શકે એ બનવાનું નથી, અને તેથી જિલ્લામંડળોએ સરકાર સાથે ભળીને કામ કરવું ઇષ્ટ છે. મિ. મલબારીની આ સલાહ ગામડાંના લોકની ખરી સ્થિતિ સમજીને થએલી છે, અને તે કૉંગ્રેસના અંગરૂપે જિલ્લામંડળો સ્થાપવાં તે કરતાં, સ્વતન્ત્ર અને જુદી જ તરેહના બન્ધારણ અને પદ્ધતિવાળાં—જિલ્લામંડળો સ્થાપવાં એ વિચારને, વધારે અનુકૂળ થાય છે. અને દેશનું હિત પણ સરકારની મદદમાં રહી કામ કરવાથી જેવું થઈ શકવાનો સંભવ છે તેવો સ્હામા પક્ષમાં પડીને થવાનો સંભવ નથી-તેમાં મુખ્ય કારણ એ છે કે હજી સ્વાશ્રયી રહી સુધારા કરવાનું—જેમકે સ્વતંત્ર શાળાઓ, નાણાંપેઢીઓ વગેરે સ્થાપવાનું—લોકમાં સામર્થ્ય દેખાતું નથી.

(૩) એક એવી પણ સૂચના ઘણીવાર થાય છે કે કૉંગ્રેસ દરેક રાજકીય ખામી ઉપર ઠરાવ પસાર કરે છે તેને બદલે, એમાંથી થોડાક મુદ્દાના સવાલો હાથમાં લઈ એ સંબન્ધી પુષ્કળ વિગતવાર માહિતી મેળવી સરકાર આગળ રજુ કરે તો દાદ મળવાનો વિશેષ સંભવ છે. આ સૂચના કૉંગ્રેસના પ્રોગ્રામમાં સ્વીકારાતી નથી એનું કારણ એ છે કે હાલમાં કૉંગ્રેસના અગ્રેસરોને લગભગ બધા સવાલો—જમીનની વીઘોટી, લશ્કરી ખર્ચ, પરદેશ નાણાં તણાઈ જવાં ઇત્યાદિ—સરખા મહત્ત્વના લાગે છે અને એમાંથી એકને મૂકી દેવો એ તેમને સલાહભરેલું જણાતું નથી. પણ દરેક પ્રશ્ન ઉપર પુષ્કળ માહિતી એકઠી કરવાની જરૂર તેઓ સ્વીકારે છે, અને તદનુસાર મિ. દત્ત, દાદાભાઈ, વાચ્છા, સુબ્રહ્મણ્ય આયર, વગેરે દેશહિતૈષી નરવીરો જુદા જુદા પ્રશ્નોના અધ્યયનમાં સવિશેષ શ્રમ કરે છે. અધિક શ્રમ બેશક ઇષ્ટ છે, પણ તે કરવા માટે અધિક સહાયકોની જરૂર છે, અને સરકાર પણ વધારે માહિતી લોક સમક્ષ રજુ કરે ત્યારે જ એ વાત યથાર્થ રીતે બની શકવાનો સંભવ છે.

(૪) કૉંગ્રેસનો પ્રોગ્રામ એક બીજા ધોરણસર ઘડવાની મિ. મલબારી ભલામણ કરે છે. આ ઑક્ટોબરના 'ઇસ્ટ એન્ડ વેસ્ટ' પત્રમાં તેઓ લખે છોગ્રો એવા છે કે જ્યા

"The first step towards enlisting the sympathy of :માં ફળદ્રુપ ભાગમાં અને
seems to be a modification of our programme, relegatiણુ વધારે હોવો ન જોઇએ.
boleths and *economic claptrap to the* background, ar
grievances basedon ascertained facts,that is,facts obtપાડવાની જે માગણી કરે
with the people. Let us first make a list of such ger અમલદારો સાથે મળીને
and of known defects in the Administration, to be 'ફરિયાદ છે, એનો તો એ-
appeal to England, whose sense of fair play is not y

*of justice* has suffered under a spurious *imperialism* which bodes her no good. A few Indian delegates, armed with a modest practical programme and enabled to work in great Britain for two or three years, would probably do more than has been done during the last twenty years.

And what shall be the principal plank in our programme? It seems to me that we shall never convince the British Government and public of our bonafides until we make the cause of *the people* our own."

મિ. મલબારી સ્વદેશહિત માટે તીવ્ર લાગણી ધરાવનાર પુરુષ છે, અને યદ્યપિ પોતે રીતસર કૉંગ્રેસમંડળમાં ભળતા નથી તથાપિ એમની કૉંગ્રેસ તરફ દિલસોજી થોડી નથી. વિશેષમાં, તેઓ બહુ અનુભવી છે, અને રાજા-પ્રજાનાં આન્તર ચક્રની ગતિ બહુ સારી રીતે જાણે છે—તથા અંગ્રેજ સ્વભાવને એવી અદ્ભુત રીતે અને નિકટ દૃષ્ટિથી ઓળખે છે કે એમની આ બાબતમાં સર્વે સૂચનાઓ બહુ માનને પાત્ર છે.

મિ. મલબારી કહે છે કે જ્યાં સુધી આપણે લોકસામાન્યનાં દુઃખોને આપણાં પોતાનાં કરીને ખરી દેશદાઝથી બ્રિટિશ પ્રજાને નહિ હલાવીએ ત્યાં સુધી એ પ્રજા આપણી રાજકીય હિલચાલ ઉપર લક્ષ દે એમ નથી. મિ. મલબારીનું કહેવું યથાર્થ છે, અને આ બાબતમાં હજી સુધી જે કાંઈ થયું તે કરતાં ઘણું અધિક થવાની જરૂર છે. પણ આજ સુધી આ દિશામાં કાંઇ કામ જ થયું નથી અને આ નવીન સૂચના છે એમ કોઈ કહેવા માગે તો તે કહેવું અમને બરાબર લાગતું નથી. મિ. દત્તે, મિ. મલબારી સૂચવે છે તેમ અંગ્રેજ અમલદારો સાથે ભળીને આપણા ખેડૂત વર્ગની સ્થિતિ તરફ ઇંગ્લાંડના લોકનું લક્ષ ખેંચવા પ્રયત્ન કર્યો છે, અને એ પ્રયત્નને અન્તે 'ઇન્ડિયન ફૅમીન યુનિયન' ઊભું થયું, તથા હિન્દી સરકારને આ વિષયમાં મ્હોટા મ્હોટા માજી અંગ્રેજ અમલદારોની સહીથી એક અરજી પણ કરવામાં આવી. પણ અધિકાર ભોગવતું મંડળ આવી હિલચાલ કેટલી પસન્દ કરે છે, કેટલી ફાવવા દે છે, એ ઉપર કેટલું લક્ષ આપે છે એ આપણે છેવટના પરિણામ ઉપરથી જોયું. આથી અમારો એમ કહેવાનો આશય નથી કે આવી હિલચાલ વૃથા છે—કહેવાનું એટલું જ છે કે આપણા અગ્રેસરોમાં લોકદાઝ થોડી નથી, અને એમના પ્રયત્નો જોઇએ તેવી ઝડપથી સફળ થતા નથી તો તેનું કારણ એમના પ્રયત્નની જ મન્દતા છે એમ નથી, પણ જે રાજ્યકર્તા પ્રજા પાસે આપણે દાદ માગવાની છે એ પ્રજા ચાલતી [illegible]ામાં સ્વભાવથી જ અત્યન્ત મન્દ છે.

(૨) પ્રતિનિધિઓની ! ખરા લોકહિતની મિ. મલબારી જે જે વિશેષ સૂચનાઓ કરે
એવી સૂચના થાય છે કે કે
પોતાના સિદ્ધાન્તોને વધારે
સૂચના એવી છે કે સરકાર વીઘોટી લે છે એ જમીનના ભા-
લાવવાનો યત્ન કરવો જોઇએ.
ાગરૂપે એટલે કે આટલી પેદાશ થાય તો આટલું લેવું એમ
મંડળનું નથી, તેમ આ જવા
જોઇએઃ એથી વસુલાત મુલતવી રાખવા વગેરેની લોકની કન-
જો કે જિલ્લામંડળો રૂપી રાજ્ય
વા માત્ર એ એટલો જુએ છે કે સરકારને ધારી ઉપજ મળ-

વાની નહિ. પણ મિ. મલબારી આ લાભ ગણે છે; અને કહે છે કે એમ થશે તો સરકારને ખર્ચ ઘટાડવાની ફરજ પડશે, અને ત્યારે જ લશ્કરી ખાતું કરકસર કરતાં શીખશે.

સરકારની વીઘોટી એ ખરૂં જોતાં જમીનનું ભાડું નથી પણ રાજ્યભાગ છે એ વાત ગયા 'લૅન્ડ રેવેન્યુ' બિલ વખતે સરકાર આગળ મુકવામાં મિ. મહેતાએ ખામી રાખી છે? બીજું—મિ. મલબારી હમેશાં વ્યવહાર સૂચના કરવાનું પસન્દ કરે છે, તો અમે પૂછીએ છીએ કે લશ્કરી ખાતાને કબજે લાવવાનો એમનો આ પ્રયત્ન કદી પણ સફળ થવાની આશા છે? વળી, કૉન્ગ્રેસ તરફથી લશ્કરી ખાતાના ખર્ચ સ્હામે થોડી ફરિયાદ થાય છે? અમને તો લાગે છે કે આ ખાતા સ્હામે સર્વ અવાજ અરણ્યરુદિત સમાન છે, એ ખાતાને ધક્કો લાગે એવી રાજ્યનીતિ સરકાર કદી પણ સ્વીકારનાર નથી, એ ખાતાની જરૂરિયાત વીઘોટીથી નિયમાવાને બદલે વીઘોટી એ ખાતાની જરૂરિયાતથી નિયમાવાનો વિશેષ સંભવ છે. અત્યારે બની શકે તે એટલું જ છે કે કોઇ પણ રીતે ઈંગ્લંડની પ્રજાને એટલી સમજણ પાડવી કે હિન્દુસ્તાનના હિતમાં ઈંગ્લંડનું હિત છે અને તેથી લશ્કરી ખર્ચમાં ભાગ આપવો એ ઈંગ્લંડની ફરજ છે. ઈંગ્લંડની પ્રજાને આ ન્યાયનું ભાન કરાવવાનો કૉન્ગ્રેસનો પ્રયત્ન ચાલે છે. એ કરતાં અત્યારે નવીન શું કરવાનું રહે છે?

(ખ) મિ. મલબારીનું બીજું એમ કહેવું છે કે ગુજરાત અને અમુક ભાગ સિન્ધના એ સિવાય અન્યત્ર આખા મુંબાઈ ઇલાકામાં વીઘોટીનો દર ઊંચો નથી. હું અને હુંની વચમાં છે, અને તેથી 'એક નામાંકિત ગૃહસ્થ' (મિ. દત્ત?) ઉપજનો હું ભાગ લેવો એમ સૂચના કરે છે એ ખરૂં જોતાં રૈયતના લાભની નથી. વળી, મિ. મલબારીના ધારવા પ્રમાણે ખરો દોષ વીઘોટીના દરનો નથી; પણ વસુલાતની રીતનો છે. અને એ રીત જુલમી હોવાનું કારણ મુખ્ય એ છે કે વસુલાતી કામ અને ફોજદારી કેસ ચલાવવાનું કામ બંને એકજ અમલદારને સ્વાધીન છે.

મિ. મલબારીની આ દલીલનો પૂર્વ ભાગ મિ. દત્તની સૂચનાને તો લાગુ પડી શકતો નથીજ, કારણ કે મિ. દત્ત સ્પષ્ટ જણાવે છે કે હું એ મ્હારી ઉંચામાં ઉંચી હદ છે. એટલે કે જ્યાં હું એ હદ બતાવુંછું ત્યાં મ્હારૂં એમ કહેવું નથી કે ત્યાં સુધી વીઘોટી નાંખવાની સરકારને પૂર્ણ છૂટ હોવી જોઇએ; દેશના કેટલાક ભાગો એવા છે કે જ્યાં એ હદ પણ ઘણી પડે; મ્હારૂં તાત્પર્ય એટલુંજ છે કે ફળદ્રુપમાં ફળદ્રુપ ભાગમાં અને ખેતીવાડીમાં નિપુણ લોક માટે પણ વીઘોટીનો દર હું કરતાં કદીપણ વધારે હોવો ન જોઇએ.

મિ. મલબારી વસુલાતી અને ફોજદારી અધિકાર જુદા પાડવાની જે માગણી કરે છે એ માટે કોંગ્રેસનો થોડો પ્રયત્ન નથી. અંગ્રેજ અમલદારો સાચે મનથી એ બાબત નિર્ણય થયો નથી એમ મિ. મલબારીની ફરિયાદ છે, એનો તો એ-

ટલીજ ઉત્તર કે સર રિચર્ડ ગાર્થ વગેરે અંગ્રેજ અમલદારોની આ બાબતમાં થોડી મદદ લેવામાં આવી નથી, છતાં આજ સુધી આ વાંધાનું નિરાકરણ થયું નથી એનું કારણ સરકારની સામાન્ય મન્દતા અને કાંઇ પણ નવીન માર્ગ સ્વીકારવાની સામાન્ય રીતે અનિચ્છા એ શિવાય અન્ય નથી. આ મન્દતા અને અનિચ્છા ટાળવા માટે પ્રજાએ બેશક ભગીરથ પ્રયત્ન કરવો જોઇએ—અને એ પ્રયત્નમાં ખામી રહેશે ત્યાં સુધી જ કાર્યસિદ્ધિ દૂર છે એમ વિશ્વાસ રાખી મથવું જોઇએ. પણ આ સંબંધી કોંગ્રેસના પ્રયત્નમાં શો તાત્વિક ફેરફાર કરવા જેવો છે એ સમજાતું નથી. આટલે સુધી તો મિ. મલબારી કોંગ્રેસને જે દોષ દે છે એ અસ્થાને લાગે છે. પરન્તુ એમણે આપેલી બે ત્રણ સલાહ ખરેખર વજનદાર છે. તેમાં એક તો એ કે સરકાર અને પ્રજાપક્ષ વચ્ચેના સંબન્ધમાં આજકાલ ઘણી કટુતા આવી ગઈ છે એ દૂર કરવાની જરૂર છે. બીજું, આપણા અગ્રણીઓએ ખાસ બ્રિટિશ પ્રજા સમક્ષ જઈ પોતાની હકીકત મૂકવી જોઇએ, અને તેમાં હવાઈ અને ગગનચુમ્બી અભિલાષાઓ ન દર્શાવતાં એમને સહજ વિચાર કરતાં ગળે ઉતરે એવી માગણીઓ જ રજુ કરવી જોઇએ. ત્રીજું, ઇંગ્લંડમાં જે વખતે જે પાર્ટિ સરકારવિરુદ્ધ હોય છે તે વખતે તે પાર્ટિ સરકાર સ્હામે હિન્દનાં દુઃખો ગાવા તૈયાર થઈ જાય છે પણ એ જ પાર્ટિ જ્યારે પોતે સત્તામાં આવે છે અને સરકાર બને છે ત્યારે હિન્દનાં બધાં દુઃખો ભૂલી જાય છેઃ માટે કન્ઝર્વેટિવ કે લિબરલ અમુક પાર્ટિ આપણી અને અમુક નહિ એમ માનવાની આપણે કદી પણ ભૂલ કરવી નહિ. મિ. મલબારીનું આ કહેવું યથાર્થ છે, અને એ વાત મિ. વેડર્બર્ને હાલમાં કૉન્ગ્રેસપક્ષને આપેલી એક સલાહનું સ્મરણ કરાવે છે.

(૪) મિ. વેડર્બર્ને—જેમની હિન્દના હિત માટેની કાળજી તથા શ્રમ અત્રે સુવિદિત છે—તેઓએ હાલમાં 'ઇન્ડિયા' પત્રમાં એક લેખ પ્રસિદ્ધ કરી જણાવ્યું છે કે હિન્દુસ્તાનના હિતૈષીઓને ઇંગ્લંડમાં જઈ લોકમત સ્વપક્ષમાં મેળવવાની આજકાલ 'સોનાની તક' પ્રાપ્ત થઈ છેઃ કારણ કે લૉર્ડ કર્ઝન જે રાજકીય પક્ષમાં છે એ પક્ષ હિન્દના હિતને પ્રતિકૂલ છે, પરન્તુ એ પક્ષની હવે છેલ્લી ઘડી ચાલે છે, અને તેથી હિન્દના પ્રજાપક્ષના અગ્રેસરોએ ઇંગ્લંડમાં જઈ પોતાની ફરિયાદ રજુ કરી તે તરફ બ્રિટિશ પ્રજાનું લક્ષ ખેંચવું જોઇએ,—જેથી લિબરલ પક્ષ સત્તામાં આવતાની સાથે હિન્દના લોકનો દહાડો ફરે. મિ. વેડર્બન આ સંબન્ધમાં લખતાં લખે છે કેઃ—

"During the last 20 years the Congress programme, stated in the form of definite resolutions upon all the leading questions of the day, has been gradually matured and is now practically accepted as expressing independent public opinion throughout India. The Congress resolutions contain the case for India; and the case is ready for hearing: the brief for the appellant is complete; what is now wanted is to bring it effectively before the High Court of the British Nation. What possible grounds exist for despair, or

even for despondency? England is not Russia. With occasional backslidings, it is still the land 'where girt by friend or foe, a man may speak the thing he will.' The Press, the Platform, and Parliament are open to the Indian as to the Englishman; the sufferings of India from famine and plague have aroused wide-spread sympathy; and there is no doubt that a good hearing will be given to those who can show the simple means by which poor India may be restored to the paths of peace and prosperity."

—*Sir W. Wedderburn.*

અર્થાત્--કૉન્ગ્રેસે હિન્દુસ્તાનમાં કરવાનું કામ હવે ઘણું ખરૂં પૂરૂં કર્યું છે, અને હવે એણે ઈંગ્લંડમાં કામ કરવા મચી પડવું જોઇએ. આ શબ્દોમાં મિ. વેડર્બર્નનો એવો તો આશય ન જ હોવો જોઇએ કે કૉન્ગ્રેસે હવે હિન્દુસ્તાનમાં કાંઈ કરવાનું બાકી રહેતું નથી. સરકાર વાજબી કહે છે કે કૉન્ગ્રેસમાં ભાગ લેનારા માણસો આખી પ્રજાના પ્રમાણમાં છેક જૂજ છે, અને તેથી લોકમતના પ્રતિનિધિ તરીકે તેઓના પ્રતિપાદનની કિંમત નહિ જેવી છે-માટે કૉન્ગ્રેસે સરકારની ગણતરીમાં આવવા માટે લોકમત કેળવવાની જરૂર છે અને લોકહિત સંબંધી ' કેળવાએલા વર્ગના પોતાના વિચાર સરકાર આગળ મૂકવાની હાલ રીત ચાલે છે તેને બદલે લોકમત જાગ્રત્ કરી એના મુખરૂપ થઇ સરકાર આગળ ઉભા રહેવાની રીતિ દાખલ થવી જોઇએ. આ માટે કૉન્ગ્રેસે હિન્દુસ્તાનમાં કરવાનું કામ પણ ઘણું છે. પરન્તુ મિ. વેડર્બર્ન ઇંગ્લંડમાં કૉન્ગ્રેસનું કામ વિસ્તારવાની જે સલાહ આપે છે એ ખોટી નથી. અત્રે કૉન્ગ્રેસમાં જે હજારો રૂપીઆનું ખર્ચ કરવામાં આવે છે તેમાંથી કેટલુંક ઓછું કરીને, ભરાએલાં નાણાંમાંથી અમુક રકમ જુદી રાખીને, તથા વિશેષ ઉઘરાણું કરીને કૉન્ગ્રેસના અગ્રેસર વિદ્વાનો અને વક્તાઓને ઇંગ્લંડ મોકલવા જોઇએ અને તેઓએ ઠેર ઠેર ભાષણો આપી ઈંગ્લંડના લોકમત ઉપર અસર કરવી જોઇએ. પણ મિ. વેડર્બર્ન બ્રિટિશ સામ્રાજ્યભાવના-' Imperialism ' નો સમય પૂરો થવા આવેલો માને છે તે બાબતમાં અમને શંકા છે. જે વિચાર એની વાજબી હદ ઓળંગી જાય છે એ બેશક આગળ જતાં ઠોકર ખાઇ પાછો પડે છે અને એ નિયમાનુસાર બ્રિટિશ સામ્રાજ્યભાવનાનો પવન જતે દહાડે મન્દ પડવો જ જોઇએ, પરન્તુ એ સમય હજી સમીપ આવ્યો હોય એમ અમને સમજાતું નથી. મિ. ચેમ્બરલેઇનની સામ્રાજ્યભાવના સ્વીકારવા બ્રિટિશ પ્રજા અત્યારે ખુશી નથી એ ખરૂં, પણ એ સંબન્ધી ચાલેલા વિવાદમાં તટસ્થ વાચકને સહજ જણાયું હશે કે બ્રિટિશ પ્રજાનો આ અસ્વીકાર ખાસ સામ્રાજ્યભાવનાની નાપસન્દગીને લઇ ઉદ્ભવ્યો નથી, પણ એનું કારણ જુદું જ છે: મિ. ચેમ્બરલેઇનનું જે એમ કહેવું છે કે એમણે સૂચવેલી આર્થિક નીતિથી ઇંગ્લંડની પ્રજાને આર્થિક લાભ થશે એ વાત એ પ્રજાને ગળે ઉતરતી નથી, અને ઉલટું, એમ જણાય છે કે પરદેશથી આવતા માલ ઉપર જકાત પડવાથી મોંઘવારી થઇ ગરીબ લોકને નુકશાન થશે-અર્થાત્ સામ્રાજ્યભાવનાના પરિત્યાગમાં સ્વાર્થ એ હેતુ છે, ઉદારતા નહિ. વળી, લિબરલ પક્ષમાં પણ બ્રિટિશ સામ્રાજ્યભાવના એના સામાન્ય સ્વરૂપમાં-(માત્ર આર્થિક સ્વરૂપમાં નહિ)-ઘણાને ગમે છે, અને

અમને લાગે છે કે રૂશિયા સાથેનો ઇંગ્લંડનો સંબન્ધ દિવસે દિવસે બગડતો જાય છે, અને એ વાત સામ્રાજ્યભાવનાને વધારે પ્રબળ કરશે. લૉર્ડ નૉર્થબ્રુક—જેમની લિબરલ લાગણી વિષે, આ દેશ પ્રત્યે દિલસોજી વિષે, અને લઢાઇના પ્રસંગે તજી આર્થિક કરકસર પૂર્વક હિન્દુસ્તાનનું રાજ્ય ચલાવવાની ઇચ્છા વિષે બે મત હોવાનો સંભવ જ નથી—એમણે પણ લૉર્ડ કર્ઝનની ટિબેટ ઉપરની સ્વારીનું હાઉસ ઑફ લૉર્ડઝમાં અનુમોદન કર્યું હતું એ વાત ભૂલવા જેવી નથી, અને એમાંથી વર્તમાન બ્રિટિશ પ્રજાના વલણ સંબન્ધે આપણને ખરે-ખરો બોધ મળે છે. આ કારણથી અમને લાગે છે કે લિબરલ પક્ષ ઉપર આશા બાંધ-વાની મિ. વેડર્બર્નની સલાહ બરાબર નથી.

આમ ચારે તરફથી કૉન્ગ્રેસને કરવામાં આવતી સૂચનાઓના ગુણદોષ તપાસી એમાંથી હાલ કરવાના કામ પરત્વે સાર અત્રે એ ખેંચીએ છીએ કે:—

(૧) કૉન્ગ્રેસની પદ્ધતિ હવે વધારે કાર્યક્ષમ થવી જોઇએ—અને તે માટે એના અગ્રણીઓએ સરકારની સાથે રહી હિન્દુસ્તાના વિકટ રાજકીય અને આર્થિક પ્રશ્નોનું સમાધાન કરવા બેસવું જોઇએ.

(૨) કૉન્ગ્રેસે ન્હાનાં મંડળો પ્રેરી—શાખારૂપે સ્થાપીને નહિ પણ પોતાથી સ્વતન્ત્ર રૂપે ઉપજાવીને—રાજકીય વિષયો પરત્વે સામાન્ય લોકમત કેળવવો અને ઉત્પન્ન કરવો જોઇએ.

(૩) ઇંગ્લંડમાં ભાષણો અને લેખોદ્વારા હિન્દુસ્તાનના રાજકીય અને આર્થિક પ્રશ્નો વિષે અધિક માહિતી ફેલાવવી જોઇએ—અને અમે તો ત્યાં સુધી કહીએ છીએ કે માગણી કરતા પહેલાં હાલ તો કેટલીક ખરી માહિતી વિસ્તારાય તો પણ બહુ છે.

---

# અકબર અને જોધબા.

જોધબા—મહારાજ, આપે આજ મારે મહેલ પધારી મને ઉપકૃત કીધી છે. દાસીજન તરફથી સાંભળ્યું છે કે આપે કોઈ રાજા સાથે યુદ્ધ કરવાની સામગ્રીનો હુકમ આપ્યો છે. તો તે વિશે આપને કાંઇક કહેવાનો અભિલાષ રાખુંછું.

અકબર—પ્રિય રાણી, (તમને બેગમ કહેવડાવવું પસંદ નથી તો હું રાણીજ કહેવાનો પ્રયત્ન કરીશ) બેલાશક જે કહેવાનું હોય તે સુખે કહો, આજ મને ફુરસદ છે.

જોધબા—હું તો અલ્પબુદ્ધિ છું અને આપ મોટા પાદશાહ છો, તથાપિ પરિચયથી આપની ચરણરજ કાંઈક વાદ કરવાની હિંમત ધરે છે.

અકબર—સહુનું સાંભળવું એ તો મારો સ્વભાવ જ છે તેમાં તમને તો પૂરો અખતીયાર છે.

જોધબા—ત્યારે હું પૂછું છું કે આ યુદ્ધ શા કારણસર આદર્યું છે?

અકબર—તે રાજાએ કેટલીક આપણી જમીન દબાવી છે.

જોધબા—મહારાજ, એક કકડા જમીન સારૂ કેટલાં મનુષ્યોની હત્યા થશે એનો આપે વિચાર કર્યો છે? એણે જમીન દબાવી છે તો તમારે મુલકની શી ખોટ છે?

અકબર—રજપુતાણીના મ્હોડામાં આવાં વચન શોભે છે? એમ જમીન દબાવવા દઇએ તો એક પછી એક સર્વ રાજાઓ તેમ કરશે અને રાજ્યનો મુલક ધીમે ધીમે ઓછો થઈ જશે. મુલકની ખોટ નથી એ ખરૂં પણ મુલકમાં ઉમેરો કરવો એ તો બધા રાજાની ઉમેદ હોય છે.

જોધબા—હું રજપુતાણી તો છું પણ આપના પ્રસંગથી દયા ધરતાં શીખીછું અને કોણ જાણે કયા સંસ્કારથી યુદ્ધને ધિક્કારનાર બનીછું.

અકબર—અલ્લાહને પણ રહેમ રાખવા સાથે ઇનિસાફને માટે સખ્ત થવું પડે છે.

જોધબા—ન્યાય મેળવવા માટે યુદ્ધ શિવાય બીજાં સાધન આપની મહાન્ બુદ્ધિને સૂઝતાં નથી? ભલે ન્યાય મેળવો પણ એક નાનો ન્યાય મેળવવા ખાતર કેટલાં નિ-ર્દોષ જીવનો ઉગતાં જ અસ્ત થાય છે, હજારો મનુષ્ય વિના કારણ માર્યા જાય છે, તેમનાં હજારો બૈરાં છોકરાં રઝળી જાય છે, નિર્દોષ જાનવરોની ખુ-હારી થાય છે, રાજ્યના ધનનો બેસુમાર વ્યય થાય છે. કોઇ નાનું રાજ્ય

બળવાન રાજ્ય જોડે બાથ ભીડે તો માણસે અને પૈસે તે પાયમાલ થઈ જાય અને તેને અસલ સ્થિતિમાં આવવાનો સંભવ જ ન રહે.

અકબર—એ બધું બરોબર છે પણ દુનીઆમાં મોટાં મોટાં રાજ્યો થયાં છે તે લડાઇ વગર થઇ શક્યાં નથી. લડાઇ કરી એક મોટું રાજ્ય બીજાને જીતીને પોતાના સારા રીવાજ, સુધારા તેમાં દાખલ કરી શકે છે. વળી ધર્મ માટે લડાઇઓ થાય છે તેમાં પણ ખરો ધર્મ ફેલાવવાનો હેતુ હોય છે. અલબત્ત નજીવાં કારણો માટે લડાઇ કરવી એ હું પસંદ કરતો નથી. પણ જ્યાંસુધી આદમી આદમી મટી ફિરેસ્તો થશે નહિં ત્યાં સુધી લડાઇઓ અટકવાની નથી.

જોધબા—આપના વિચારનું વલણ બદલાતું જોઈ મને સંતોષ થાય છે. આપની હમેશની શાંત પ્રકૃતિ જુસ્સાની લાગણીપર વિજયવંત થશે જ. આગળનાં મહાન રાજ્યોએ યુદ્ધમાં જય મેળવી દુનીઆના ઇતિહાસમાં ફેરફાર કરી નાંખ્યા છે. એ સત્ય છે. આજ જગતમાં જે જાતજાતની સંસ્થાઓ જોવામાં આવે છે, સુધારણાઓ થઈ છે, કાયદાઓ ઘડાયા છે તે અનેક રાજ્યપરિવર્તનથી મળેલો વારસો છે. અને રાજ્યનો ફેરફાર યુદ્ધ વિના સંભવે જ નહિ. એટલે જનસમાજમાં જે સુધારો થતો જાય છે એમાં રાજ્યબળ પણ મોટું કારણ બનેલું છે. એટલે સુધરેલું રાજ્ય વગર સુધરેલા રાજ્યને જીતી સુધારે તે કદાપિ વાજબી ગણાશે. પરંતુ બંને સરખી રીતે સુધરેલાં રાજ્યો એક બીજા સાથે યુદ્ધ કરે ત્યારે તો યુદ્ધમાં થતા અનર્થ અને પરિણામે થતા લાભ એ બેની તુલના કરતાં યુદ્ધના અનર્થ ઘણા જણાય છે.

અકબર—આપણુ બંનેના વિચાર એક બીજાની પાસે વધારે આવતા જાય છે. હું કેટલીક જાતનાં યુદ્ધ નાપસંદ કરૂંછું અને તમે કેટલાંક કારણસર લડાઈની જરૂરીઆત યા વાજબીપણું કબૂલ કરોછો.

જોધબા—ધર્મનાં યુદ્ધ વિશે આપે કહ્યું તે માટે આપને જ વિચાર કરવાનું સોંપુંછું. પરમેશ્વર પોતાની મનુષ્ય પ્રજામાં મારામારીથી પોતાનો ધર્મ પ્રસારવાનું કેમ પસંદ કરે? હાલમાં ચારે તરફ રજપુત તથા મુસલમાનો વચ્ચે વિગ્રહ ચાલી રહ્યા છે. મુસલમાનો રજપુતોનાં રાજ્ય લેવા ઇચ્છે છે એટલું જ નહિં પણ તેમની કન્યાઓને પોતાના જનાનખાનામાં લાવવા પ્રયત્ન કરે છે. આમાં રજપુતો શૂરવીર છતાં સંખ્યામાં મુસલમાનો કરતાં ઓછા હોવાને લીધે, પરાજય પામે છે, કેટલાંક રજપુત કુળ પોતાના કુળનો ટેક જવા કરતાં મરવું પસંદ કરે છે, પોતાનાં બૈરાં છોકરાંને જીવતાં બાળી મૂકે છે. કેટલાક રાજાઓ પોતે જાણે છે કે મુસલમાનો સામે ટક્કર ઝીલી શકાય તેમ નથી, તેમ છતાં પો-

તાનાં મુઠીભર માણસોને અને નિમકહલાલ સરદારોને ફક્ત મરવાને જ યુદ્ધમાં મોકલવા એ વિશે આપ શું ધારોછો? અંતે તો તેમનું કુલાભિમાન રહેતું નથી. રાજ્ય પરહસ્ત જાય છે ત્યારે એ વિગ્રહનું ફળ શું? પોતાની પ્રજાની આબાદીનો નાશ કે બીજું કાંઇ? હું તો એને એક જાતની હઠ કહુંછું, અને અસંખ્ય મનુષ્યોના વધ માટે એ રજપુતોને જવાબદાર ગણુંછું.

અકબર—આવી લડાઇઓ માટે હું તમારા વિચારને મળતો છું. મોટામાં મોટા પાદશાહને ઘેર દીકરી દેતાં પોતાની આબરૂ ઘટે એવું તમારા રજપુતો જ માને છે. વટલાવાની વાત દુનીયામાં બીજી કોઈ કોમ સમજતી નથી. છતાં મુસલમાનો નીચી ઘાતતથી રજપુતની કન્યાઓ જોર જુલમથી કબજે કરે છે એ હું નાપસંદ કરૂંછું. બાકી અમારા પોતાના જનાનામાં લાયક સ્ત્રીઓ કેવું માન પામે છે તે બાબતતો તમે પોતે જ ખરી હકીકત કહી શકશો. છતાં એક વાતની યાદ આપવી દુરસ્ત ધારૂંછું. લડાઇની ભાવના સાથે રહેલી વીરત્વની ભાવના ભૂલી જવા જેવી નથી. એ શૂરવીર રજપુતો પોતાનાં રાજ્ય વગર લડયે જોરાવર રાજ્યોને આપી દે તો તેમનામાં બહાદુરી છે એમ તમે પોતે જ કહેશો?

જોધબા—શિરછત્ર પાદશાહ, યુદ્ધ ચાલતાં હોય તેવામાં આજ શત્રુનાં હજાર માણસ કપાઈ મુઆં, કાલે લાખ માણસ ખોરાક પાણી વગર રણમાં રઝળી મુઆં, ફલાણો શૂરો સરદાર હણાયો એવી એવી હકીકતોથી મને તો કંપારી છુટે છે. એક વખત આવા સમાચાર ઉત્સાહભેર સાંભળતી અને સાંભળી જુસ્સો આવતો, પણ આજ સ્થિતિ બદલાઈ છે. આગળના વખતમાં આનાથી પણ વધારે લડાઇઓ થતી, જંગલી પ્રજાઓ હાલ પણ સુધરેલી પ્રજાઓ કરતાં વધારે લડે છે તો શું આપ એ માનોછો કે આગલા સમયની અને જંગલી પ્રજાઓ વિશેષ વીરત્વવાળી છે? તેઓ વધારે બાહુબળ વાળી કહી શકાય. બાકી રણસંગ્રામ સિવાય ઘણી વેળા શરાતનના પ્રસંગ આવે છે અને લડવૈયા ન હોય તેવા, જીવની દરકાર ન કરતાં, પરાક્રમનાં કામ કરે છે તે આપનાથી અજાણ્યું નહિ હોય.

અકબર—હિમતવાન માણસો લશ્કર બહાર પણ હોય છે એ ખરૂં છે, મગર વીરત્વની ભાવના સામાન્ય રીતે લડાઇથી જ પોષાય છે અને તમે કહ્યા તેવા નર લશ્કર બહાર વિરલા જ હોય છે. તથાપિ એટલું કહેવું જોઇએ કે અમુક સારી ભાવનાને પોષણ મળે માટે જ ફક્ત નાહક હજારો જાનનો નાશ કરવો વાજબી નથી. લડાઇઓ થાય છે તે ભાવનાના પોષણ માટે નહિં. એ તો એનું એક આડકતરૂં પરિણામ છે.

# રા. રા. રણછોડદાસ ગિરધરદાસનું જીવનચરિત્ર.

( અનુસન્ધાન પૃ. ૨૬૮ થી. )

એ નિશાળખાતું સરકારે પ્રથમ દરેક જીલ્લાના કલેકટરોના તાબામાં સોંપેલું,તે બધો વહીવટ કરે, પગાર આપે અને દેખરેખ રાખે. કેટલાંક વરસ પછી એવો ઠરાવ કરવામાં આવ્યો કે મુંબઇની સદર અદાલત ( એટલે હાલની હાઇકોરટ )ના એક જડજ સરકીટ ઉપર નીકળતા તેમણે એ નિશાળોની વાર્ષિક પરીક્ષા લેવી, એટલે તે જડજ સાહેબ જ્યારે ગુજરાતમાં પધારે ત્યારે તેમની સાથે રહી નિશાળોની પરીક્ષા કરવી. તે બાબતનો રિપોર્ટ તે જડજ સરકારમાં દરવરસે કરતા, એવું સન ૧૮૩૪-૩૫ સુધી કામ ચાલ્યું.

એક વખત જીબરીન સાહેબ નામે સરકીટ જડજ આવ્યા તેમણે ભૂગોળ-ખગોળ વિશે કેટલાક સવાલો જીલ્લાની નિશાળોમાં પૂછ્યા. છોકરાને ન આવડવાથી તેના મહેતાજીને પૂછ્યા, પણ તે વખત ભૂગોળ કે નકશા કાંઈ જ નિશાળમાં ન હોવાથી તે અભ્યાસ ચાલતો નહીં, એટલે મેહતાજીને પણ ન આવડ્યું, માટે તે સાહેબે સરકારમાં રિપોર્ટ કરી મોકલ્યો કે માસ્તરોને વિદ્યા સંબંધી વિષયોનું જ્ઞાન કાંઈ છે નહીં માટે તેમને મુંબાઈ બોલાવી ભણાવવા જોઇએ અને તે વિષયોનું જ્ઞાન આપવું જોઇએ. તે ઉપરથી સરકારે ચડતે પગારે તમામ મેહેતાજીઓને ગુજરાતમાંથી મુંબાઈ મોકલી ભૂગોળ, વ્યાકરણ, ગણિત વિષયમાં બીજગણીત-ભૂમિતિ, ત્રિકોણમિતિ વગેરેનો અભ્યાસ કરાવાની ગોઠવણ કરી, ને તે કારણસર સન ૧૮૩૬ માં રણછોડદાસને પાછું મુંબાઈ જવું પડેલું; તેમણે સઘળા મહેતાજીઓને અભ્યાસ કરાવી પરીક્ષામાં પસાર થયા તેમને પાછા પોતાની જગાપર મોકલ્યા. બીજા રહેલા માસ્તરો પણ પોતાનો અભ્યાસ બીજા બે માસમાં પુરો કરી પાસ થઈ પાછા પોતાની જગાપર ગયા, એટલે સને ૧૮૩૭ માં રણછોડદાસને મુંબાઇથી ગુજરાત ખાતે પાછું જવાનું થયું.

સને ૧૮૪૦ માં સરકારે કેળવણીખાતાની એક કારોબારી મંડળી સ્થાપીને પ્રથમની મુંબઇની 'નેટીવ નિશાળ પુસ્તકમંડળી' રદ કરી. તેમાં ત્રણ યુરોપીઅન ને ત્રણ નેટીવ રાખવામાં આવ્યા ને તેનો વહીવટ કરવાને એક પગારદાર સેક્રેટરી ઠરાવ્યો. એ સભાનું બોરડ ઓફ એજ્યુકેશન નામ આપ્યું, એટલે કલેકટરના તાબામાંથી નિશાળોનું કામ કાહાડી વડી સરકારે બોરડ ઓફ એજ્યુકેશનને સોંપ્યું, તેથી રણછોડદાસને તેમના હુકમ મુજબ વરતવાનું થયું. એ બોરડે નવા નિયમો ઠરાવ્યા: નવી નિશાળો કાઢવાને નિયમ ઠરાવ્યા, નિશાળોમાં ફી દાખલ કરી-એ વગેરે ઘણો ફેરફાર કર્યો. બોરડે ગુજરાતી કેળવણીની સાથે અંગરેજી કેળવણી આપવાની શાળાઓ પણ કાહાડી. સરકાર અમુક રકમ આપે તેમાંથી તથા લોકની આતુરતા હોય તો તથા મકાન-કંટીન્જંટ ઠરાવેલી ફી એટલું આપે તો બોરડ ગુજરાતી તથા અંગરેજી સ્કૂલો સ્થાપન કરતી. તે બોરડના સમયમાં કારભાર આવ્યાથી કેળવણીનો પ્રસાર વધારે થવા લાગ્યો. પુસ્તકો રચનારને ઉત્તેજન મળવા લાગ્યું એટલે ઇતિહાસ-ભૂગોળ-વ્યાકરણ-વગેરે નવાં નવાં પુસ્તકો થઈ બહાર પડવા લાગ્યાં.

નકશાનું પુસ્તક તૈયાર થયું. એટલે કેળવણીનો પ્રચાર ઘણો થવા લાગ્યો, એટલે વધારે શિક્ષકોનો ખપ જાગ્યો. તેથી મુંબઇમાં મરાઠી અને ગુજરાતી એવા બે નોરમલ ક્લાસ કાઢ્યા. પાંચ રૂપીઆનો પગાર વિદ્યાર્થિઓને સરકારથી મળતો ને રહેવાનું સ્થળ. એ ક્લાસ સન ૧૮૪૫ માં સ્થાપન થયો માટે બોરડે રણછોડદાસને પાછા મુંબઈ તેડાવ્યા ને નોરમલ ક્લાસના સુપરીંટેંડંટ બાળ ગંગાધર શાસ્ત્રી હતા તેમના હાથતળે મદદગાર બનાવ્યા.

બોરડ ઓફ એજ્યુકેશન સ્થાપન થયા પછી એટલે સન ૧૮૪૨ માં પ્રોફેસર ઓરલીબાર સાહેબને ગુજરાતની નિશાળોની પરીક્ષા લેવાને સરકારે ઠરાવ્યા. તેમણે ગુજરાતની નિશાળો તપાસવાનું શીરૂ કર્યું. તે વેળા રણછોડદાસને સાથે રાખી તેઓ અમદાવાદ, ખેડા, ભરૂચ, ને સુરત જીલ્લાની તમામ નિશાળોની પરીક્ષા લઈ મુંબઈ ગયા. ત્યાર બાદ સન ૧૮૪૦ થી ગુજરાત ખાતે એક સુપરીંટેંડંટ નીમાયો, ને તે જગા પ્રથમ મીસ્તર ઓરલીબારને મળી. પણ તે તેમને અનુકુળ ન પડવાથી થોડી મુદતમાં રાજીનામું તેમણે આપ્યું એટલે પ્રોફેસર હારકનેસની નીમણૂક થઈ. તેમના હાથ નીચે એક પચીસ રૂ. પગારનો કારકુન અને ગુજરાતના ઇન્સ્પેક્ટર રણછોડદાસને સોંપ્યા. એમને હસ્તક બે કામ હતાં એટલે એલફીન્સ્ટન કોલેજમાં ભણાવવાનું તેમજ શીઆળાની મોસમમાં ગુજરાતની નિશાળોની પરીક્ષા લેવાનું. રણછોડદાસને ગુજરાતમાં જ રહેવાનું હતું. હેડ ક્વાર્ટર ભરૂચ કે સુરત જ્યાં ફાવે ત્યાં કરે. સુપરીંટેંડંટને પગાર રૂ. ૧૦૦ ) તથા મુસાફરી નીકળે ત્યારે જે ખરચ થાય તે આપતા, એટલે ગાડી તથા ગાડાનું ભાડું. એ પ્રમાણે સને ૧૮૪૫ લગી કારોબાર આલ્યો ને વધારે માસ્તરોનો ખપ પડવાથી નોરમલ ક્લાસ સરકારે મુંબઇમાં કાહાડી ત્યારે ત્યાં—મુંબઇમાં—ભણાવવાના કામપર એમને જવું પડ્યું.

પ્રોફેસર હારકનેસના વખતમાં રણછોડદાસે કેટલાંક પુસ્તકો રચ્યાં હતાં: હિંદુસ્તાનનો ઇતિહાસ, બ્રીટીશ ઈંડીઆ, વાંચનપાઠમાળા વગેરે.

સને ૧૮૪૫ ના જુનથી સને ૧૮૪૮ ના ડીસેમ્બર લગી મુંબઇમાં રહ્યા પછી રણછોડદાસને સુરત જવાની જરૂર પડી. કેમકે પ્રોફેસર હારકનેસે સુપરીંટેંડંટના કામનું રાજીનામું આપવાથી તે કામ સુરતની અંગરેજી સ્કુલના હેડ માસ્તર મીસ્તર ગ્રીનને સોંપવામાં આવ્યું, અને તે સાહેબે બોરડ પાસે બીજા માણસની મદદ માગવાથી બોરડે રણછોડદાસને પાછા પોતાની અસલ જગાપર મોકલ્યા. મુંબઇનો નોરમલ ક્લાસ પણ સમાપ્ત થવા આવ્યો હતો. પાસ થયેલા વિદ્યાર્થિઓને મેહેતાજીની જગાઓ મળી હતી.

મીસ્તર ગ્રીનના હાથતળે કામ કરતાં કેટલીક અડચણ પડેલી ખરી. દુરગારામ મંછારામ સુરત આંક ૧ ના મેહેતાજી ગ્રીન સાહેબની પ્રીતિના પાત્ર થયા હતા, ને તે સાહેબને બોરડ પાસે માણસ માગવાની જરૂર એ મેહેતાજીને ઇન્સ્પેક્ટર બનાવવાના ઉદ્દેશથી જ હતી.

ગ્રીન સ[illegible]બ આગળ દુરગારામનો જ કારભાર. નવી નિશાળો કાઢવી, તેના મેહતાજી નીમવા, મેહ[illegible]ની ફેરબદલી કરવી વગેરે બધું કામ મેહતાજીની સલાહથી જ ચાલતું.

ખરા ઇન્સ્પેકટરની સલાહ તો બીલકુલ લેવામાં આવેજ નહીં. પણ એ અન્યાય ઘણા દીવસ ચાલ્યો નહીં, કેમકે પ્રોફેસર હારકનેસ રજાપર વીલાયત જવાથી તે જગા ખાલી પડી તે બોરડે મીસ્તર ગ્રીનને આપી અને તેની જગાપર મીસ્તર ગ્રેહામને સુરત અંગરેજી સ્કુલના હેડ માસ્તર અને ગુજરાતી નિશાળોના સુપરીટેંડેંટ નીમ્યા. તેમના હાથતળે અન્યાય દૂર થયો. દુરગારામનો કારભાર ઘટયો, ને રણછોડદાસની સલાહ મુજબ કામ ચાલવા લાગ્યું. એ વખતે રણછોડદાસનું સ્થાયી રહેવું સુરતમાં જ થયું.

સુરતમાં સન ૧૮૫૨ માં રણછોડદાસે પોતાની જગા છોડી, કારણ બોરડે ઇન્સ્પેક્ટરની જગાઓ કાહાડી નાખવાનો ઠરાવ કર્યો. દ્રવ્યસંકોચને લીધે એમ કરવાની બોરડને જરૂર પડી હતી. નિશાળોની તપાસ રાખવાને સુપરીટેંડેંટ તથા તેનો કારકુન બસ હતા. એ વખતે કેળવણીખાતાવાળાને પેનશનનો ધારો સરકારે લાગુ ન કરેલો તેથી બક્ષીસ દાખલ રકમ આપવામાં આવતી, તે મુજબ સરકારે રણછોડદાસને રૂ. ૧૪૪૦) એટલે અઢાર માસનો પગાર આપ્યો.

નોકરી છોડયા પછી એ પુરૂષે પોતાની જીંદગી પરોપકારી કામમાં કાઢી હતી. મ્યુનીસીપાલ કમીશનર સરકારે નીમવાથી તે કામમાં ઘણી ચાલાકીથી પોતપોતાનું કામ બજાવેલું. મીસ્તર કરટીસ અમદાવાદ હાઇસ્કુલના માસ્તર તથા ગુજરાત વરનાકયુલર સોસાઇટીના સેક્રેટરી હતા તેમની સલાહથી કેટલાંક પુસ્તકોનું ભાષાંતર એ સભાને વાસ્તે કરેલું અને તે સોસાઇટીએ છપાવી પ્રસિદ્ધ કરેલાં. એ ગ્રંથોનાં નામઃ—મીસર દેશનો ઇતિહાસ, (પ્રાચીન) ગ્રીસ દેશનો ઇતિહાસ, બાબીલોન તથા આસુરી દેશનો ઇતિહાસ, રોમનાં રાજ્યનો ઇતિહાસઃ એ પુસ્તકો અસલ મરેઠીમાં મેડમ વીલસને કરેલા તેનાં ગુજરાતી ભાષાંતર રણછોડદાસે સોસાઇટીને કરી આપેલાં પણ તે બદલ કંઈ રકમ સોસાઇટી પાસે લીધેલી નહીં.

શેરસટ્ટાનો વખત સન ૧૮૬૧-૬૨ માં આવ્યો રૂનો પાક અમેરીકામાં ખરાબ થવાથી તથા લડાઈ ચાલવાથી ત્યાંનો રૂ ઈંગ્લાંડને મળી શકો નહીં. એટલે હીંદુસ્તાનના રૂનો ભાવ પાંચ છ ગણો થઈ ગયો ને હિંદુસ્તાનમાં વિલાયતના રૂની રેલ આવી; એટલે વેપારીઓ પુષ્કળ કમાયાને મેળવેલું દ્રવ્ય સારે મારગે ખરચવા લાગ્યા તે પ્રમાણે મુંબઇના નામાંકિત વેપારી પ્રેમચંદ રાયચંદે ભરૂચની લાયબ્રેરીને પુષ્કળ નાણાની મદદ કરી તેમજ કન્યાશાળા હીંદુઓને વાસ્તે સ્થાપન કરી. બંને કામ ભરૂચમાં નવાં નીકળ્યાં તેને સુધારવા તથા કાયમ પાયાપર મુકવા રણછોડદાસને હાથ આવ્યું. તેમાં પોતાની વૃદ્ધાવસ્થા છતાં પણ ઘણો શ્રમ કરી લાયબ્રેરીને સારૂ સારાં ઉમદા પુસ્તકો ખરીદ કરવાનું તથા તેની વર્ગવારી કરવામાં પોતાનો ઘણો જ વખત કાહાડયો. કન્યાશાળા પણ સ્થાપન થઈ તેમાં લોકોને બોધ દઇ છોકરીઓ ભણવા આવે એવો ઘણો ઉદ્યોગ કર્યો ને તેમ થતાં તેમની મેહેનત સફળ થઇ ને તે શાળા સારી સ્થિતિમાં છે. એ શાળાને જે રૂપીઆ શેઠ પ્રેમચંદ તરફથી મળેલા તેમાં કેટલોક ઉમેરો કરી એક મકાન ખરીદ કરી લીધું. એ મકાન શહેરની સારી વસ્તીને મધ્ય ભાગે છે, ને સારી મજબુત બાંધણીનું છે.

સન ૧૮૫૨ ની આખરે નોકરી મુકયા પછી ઝાઝો વખત એમણે પ્રવાસ કરવામાં કાઢયો નથી. એક વખત પોતાના મિત્રના કામને અર્થે મુંબઇ થાણા વગેરે સ્થળે ફરવા ગએલા, તેમ જ એક વખત પોતાના પૌત્રોને સાથે લઈ મુંબઇની શોભા દેખાડવા સારૂ પ્રવાસ કરેલો.

સને ૧૮૭૩ માં આગષ્ટ માસની તા. ૨૩ મીએ સહેજ મંદવાડ ભોગવી એઓ મરણ પામ્યા. ૭ દીવસ પથારીમાં પડી રહેલા એટલે ગોકળ આઠમને દિવસે આજારી પડ્યા ને ભાદરવા શુદ ૧ ને રોજ અંતકાળ આવ્યો ત્યાં સુધી સારી સાવચેતીમાં હતા. અમર આત્માએ એમના દેહનો ત્યાગ રાત્રીએ એકાદ વાગતાને સુમારે કર્યો, તેના બાર કલાક અગાઉ સાવધપણું સારૂં હતું. તે વખતે પોતાના પુત્રોને કહ્યું કે મારૂં મરણ સાચવજો એટલે કહેવાનો ભાવાર્થ એવો કે લોકરૂઢિ પ્રમાણે મરણકાળે ઝટપટ નવડાવી ભોંયચોકો કરી સુવાડે છે તેમ મને ન થાય, પણ સ્વસ્થ ચિત્તે મને મારા બીછાના પર રહેવા દેજો. લોકવ્યવહાર પ્રમાણે અંતકાળનું પુન્યદાન સ્વસ્થતાથી શુદ્ધીમાં જ કરેલું.

એ પુરૂષ શરીરે આરોગ્ય મરતાં સુધી રહ્યા. એવું એ જાતે કહેતા કે પચાશ વરસની ઉમર લગી મારે કોઇવાર પણ જુલાબની દવા પીવી પડી નથી. એ ફળ મિતાહાર કરવાથી તથા પ્રત્યેક દીવસે સવાર સાંજ વ્યાયામ લેવાથી તથા નિયમિત કાળે ખાવા પીવા તથા સુવાની ક્રિયા સાચવવાથી મળે છે, તેમજ એમને પણ થએલું. એમની દિનચર્યા તથા રાત્રીચર્યા ઘણી જ યોગ્ય અને નિયમિત હતી. સવારમાં પાંચ છ વાગે ઉઠવાનો સમય તે પ્રમાણે ઉઠીને દંતધાવન કરી બહાર નીકળવું તે મેદાનની જગામાં અગર મઠમાં જઈ ત્યાં પોતાનાં ધોતીઆં વગેરે સ્વહસ્તે કુવામાંથી પાણી કાહાડી ધોવાં પછી શીતળ જળે સ્નાન કરી આઠને સુમારે ઘેર આવી ચાહ પીધા પછી લાયબ્રેરીમાં જવું, ત્યાં પુસ્તકો વર્તમાનપત્રો વગેરે વાંચવાં ને બારને સુમારે ઘેર આવી ભોજન કરી બે કલાક આરામ લઈ વાંચવા લખવા વગેરેનું કામ હોય તે કરવું, ને સાંજે પાંચ છ વાગે પાછું ફરવા નીકળવું તે માઇલ દોઢ બેની મુસાફરી કરી ઘેર આઠ નવ વાગે આવી નવ ને દશની વચે વાળુ કરી, ધર્મ સંબંધી અગર બીજા કોઇ વિષયનાં પુસ્તકો વાંચી અગિઆર બારને સુમારે શયન કરવું. એ પ્રમાણે પોતાની તંદુરસ્તી સાચવતા.

કદે ઉંચા, શરીરે પ્રચંડ, મુખારવિંદ તેજસ્વી, આંખોના ડોળા ચકચકીત, પણ જરા મોટા, અજાણ્યા માણસને ભયંકર લાગે પણ વાસ્તુતઃ તેમ નહીં, કેમકે સ્વભાવ ઘણો દયાળુ હતો. પોશાક સાદો પણ સ્વચ્છ પહેરતા.

સ્વભાવે દયાળુ ને માયાળુ, ન્યાયી, પ્રમાણીક, સંતોષી, ખોટા આડંબરનો તિરસ્કાર કરનાર, બુદ્ધીમાન, વિચક્ષણ, નિસ્પૃહી, સત્ય વચન વદનાર, પરોપકારી પિતૃભક્તિભાવના વાળા હતા.

આ પ્રત્યેક ગુણ વિશે વધારે વિવેચન ન કરતાં એટલું જ કહેવું ઘટીત છે કે દયા પ્રીતિ

વાજબીપણું અને પ્રમાણીકપણું એ ગુણોને લીધે લાંબી મુદત સરકારી નોકરી કરવા છતાં પણ કદી ઠપકાપાત્ર એ પુરૂષ થયા નથી. તાબાનાં માણસો તેમજ જેની સાથે સમાગમ થએલો તે બધા એમનાપર ઘણું જ હેત રાખતા. એ પ્યાર મેળવવાને ઉપલા ગુણોની આવશ્યકતા છે જ. એમના ઉપરી સાહેબ લોકો જે ઘણા ઉગ્ર સ્વભાવના ગૃહસ્થો હતા—જેવા કે કરનલ જરવીસ અને ડાકતર હારકનેસ—તે પણ એમનાકામથી રાજી થતા તથા એમેની ભલામણ માન્ય રાખતા. જો પ્રમાણીકપણું ન હોય તો તે લોકો પત કરે નહીં.

સંતોષગુણનું પ્રદરશન સેહેજ દીઠામાં આવે છે. કેટલાક મિત્રોની તથા પોતાના પિતાની સૂચના છતાં પણ વધારે પગારની જગા મેળવવા પ્રયત્ન કરેલો નહીં. એ વખતમાં એમના જેટલી વિદ્વત્તાવાળા પુરૂષો અંગરેજ સરકારને એસ્સ અગલે નારી પદ્દીની ને પગારની જગા સેહેજ મેળવી શકે તે છતાં ચાળીશના પગારથી વધીને એંસી મળ્યા કે તેમાં જ આનંદ પામી નોકરી મુકતાં લગી પોતાનું કામ નિરવિઘ્ને બજાવ્યું. એ બનવાનું કારણ કદાપિ એવું હોય કે સ્વતંત્રતાની સાથે એં નોકરીમાં પ્રપંચ ભાવ કરવો ન પડે એવું હતું તેથી પણ એ જગાપર રહ્યા હોય. ગમે તેમ હોય પણ એ પરથી એટલું તો સિદ્ધ થાય છે કે એ ફળ સદ્ગુણોનું છે.

વિદ્યા સંપાદન ઘણે શ્રમે કરી હતી. પોતે હિંદુસ્તાની એટલે પુરબી ભાષા સારી સમજતા. દાદુ પંથી સાધુઓના ગ્રંથો ઘણી સારી રીતે વાંચીને સમજી શકતા. ઉરદુ ફારસીનું પણ કીંમીત જ્ઞાન સારા મુનશી મોલવીની સોબતથી મળેલું. મુંબઈ ગયા પછી મરાઠી ભાષાનો અભ્યાસ સારો થયો ને ઘણાં પુસ્તકોનું ભાષાંતર ગુજરાતીમાં કર્યું. અંગરેજી ભાષાનાં મૂળતત્ત્વો ભરૂચમાં સંપાદન કર્યા પછી મુંબઇમાં અંગરેજ ગૃહસ્થોના સમાગમથી તેમ જ સારા વિદ્વાન નેટીવ ગૃહસ્થો જેવા કે હરી કેશવજી, કાશીનાથ છત્રેના સહવાસથી જ્ઞાન વધેલું તેમજ અંકગણિત, બીજગણિત, ભૂમિતિ વગેરેનો પણ સારો અભ્યાસ કરેલો જણાય છે, કારણ હટનકૃત અંકગણિત તથા બીજ ગણિત લખ્યા પછી યંગકૃત બીજગણિતનાં સમીકરણનાં મનોયત્ન જાતે કરતા જણાયા હતા. તે વખતનાં રસાયનશાસ્ત્ર તથા સિદ્ધપદાર્થ વિજ્ઞાનનું જ્ઞાન ઘણું સારૂં હતું. ભાષા તેમ જ ગણિતમાં સારી માહીતી મેળવી હતી. દેશી રાગની પરીક્ષા ઘણી સારી હતી.

ધર્મ સંબંધી વિચાર:—લોકરૂઢી પ્રમાણે મૂર્તિપૂજા કરતા. ઘેર ઠાકોરજીની સેવા હતી તે રોજ જાતે કરતા પણ તે સંબંધી વિચાર સુધરેલા હતા, એટલે એક ઇશ્વરને માનનારા, જાદુ જંત્ર મંત્ર તંત્રને ધીકારતા ને ખોટું માનતા. સુરતમાં દુરગારામ મહેતાજીએ જ્યારે જાદુ ખોટું છે, કેટલીક રૂઢીઓ ઘણી ખોટી છે વગેરે બતાવવાના સંબંધમાં માનવધર્મસભા સ્થાપન કરી હતી તે વેળાએ તેમાં એ જાતે આગેવાની ધરાવતા તે સભામાં જતા ને વાદવિવાદમાં ઘણો ભાગ લેતા. સુરતમાં પ્રથમ શિલાછાપ કાઢવામાં, પુસ્તક પ્રસારક મંડળી સન ૧૮ [ ]માં સ્થાપન થઈ તેમાં પણ એ એક ભાગીઆ હતા ને સઘળી વાતની સુઝ પાડતા. સુરતમાં એ વખત પાંચ સુધારાના અગ્રેસર ગણાતા: એટલે દીનમણીશંકર, દુરગારામ, દાદોબા,

દોલતરામ ને દામોદરદાસ એ પાંચની ટોળી હતી; પણ તેમને અંદરખાનેથી સુઝ સમજ આપનાર રણછોડદાસ હતા. જાતે કમસુકન હોવાથી ભાષણો કરવામાં આગેવાન થતા નહીં પણ અંદરખાનેથી સારા વિચાર બતાવતા તથા મદદ આપતા. સુરતમાં જેમ વિદ્યા મંડળીમાં આગેવાની ધરાવતા તેમ જ મુંબઇમાં પણ પ્રથમ જ્ઞાનપ્રસારક સ્થાપન થઈ —સન ૧૮૪૮ માં—તેમાં રણછોડદાસ પેહેલા પ્રમુખ થયા હતા.

[ સમાપ્ત. ]

**મોહનલાલ રણછોડદાસ.**

**[ સંપાદક—કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. ]**

---

મ્હારા મુરબ્બી કાકા રા. મનમોહનદાસ રણછોડદાસ જોડે આ જીવનચરિત્રના વિષય સંબંધી મ્હારે વાતચીત થતાં ત્હેમનું કહેવું એવું થએલું કે આ મુજબ કાંઈ નહિ તો સંક્ષિપ્ત રૂપે પણ મ્હારા પૂજ્ય દાદાનું ચરિત્ર લખવાનો પહેલો વિચાર મ્હારા પિતાના મગજમાં મુકનાર સ્વર્ગસ્થ રા. ઝવેરીલાલભાઈ ઉમીયાશંકર યાજ્ઞિક હતા. મુંબઇમાં જ્યારે સન ૧૮૮૯ માં કોંગ્રેસને સમયે મ્હારા પિતા આવેલા ત્યારે રા. ઝવેરીલાલભાઈ જોડે ત્હેમને ઉપર મુજબ વાતચીત થએલી. ગુજરાતની કેળવણીની પિતા તરીકે રા. રણછોડદાસનું નામ હજુ ગુજરાતમાં પ્રસિદ્ધ છે. એ કેળવણીનો પાયો નાંખતાં શી શી રીતની મુશ્કેલીઓ પડેલી, તેનો કાંઈક અંશે આપણને—એટલે તે કેળવણીનું ફળ ભોગવનારને-જે ચિતાર મળ્યો છે તે રા. ઝવેરીલાલભાઇની સૂચનાનું ફળ છે, એ જાણી દરેક ગુજરાતીને આનંદ થયા વગર રહેશે નહી. કૃ. મો. ઝ.

# * ગુર્જરસાક્ષરજયન્તી.

## ૬

## × ધીરો અને તેની કવિતા.

जयन्ति ते सुकृतिनो रससिद्धाः कवीश्वराः ।
नास्ति येषां यशःकाये जरामरणजं भयम् ॥ भर्तृहरिः ॥

### ઉપોદ્ઘાત-કવિમહિમા.

કાવ્ય એ એક વિલક્ષણ મહોદધિ છે. સ્વાર્થી અને પરાર્થી, રાજા અને રંક, ઐહિક સુખને તાકનાર અને આમુષ્મિક સુખને લક્ષ્ય કરનાર—સર્વના હૃદયમાં ભવિષ્યની પ્રજાની સસ્મૃતિમાં રહેવાની સૂક્ષ્મ વાસના જોવામા આવે છે. આત્માની મરણશીલતા છતાં આત્માના અમરત્વમાં વિશ્વાસથી ઘણા અર્થોની સિદ્ધિ થતી હોવાથી દુનિયાનો ઘણો મોટો ભાગ આત્માના અમરત્વનો સિદ્ધાન્ત શ્રદ્ધાથી સ્વીકારે છે, અને એ વાસના તે અમરત્વના અન્વેષણ નિમિત્ત એક પ્રકારના પ્રયત્નની જનની હોવાથી તે બહુ અંશે શુભ છે પરન્તુ તેની યથાર્થ સિદ્ધિ વિરલ પુરુષોમા જ જોવામાં આવે છે. દુનિયામાં પોતાશિવાય જાણે કોઈ હોય જ નહિ એ પ્રમાણે પૃથ્વીની સપાટી ઉપર રાક્ષસના વેગથી ધપધપ ચાલનાર

---

* મ્હારો "મણિલાલ નભુભાઈ જયન્તી" ને પ્રસંગે લખાએલો લેખ હજી અપૂર્ણ છે—તેટલામાં "ધીરાજયન્તી" નો રા. કૌશિકરામનો લેખ જલદી છાપી દેવાની જરૂર હોવાથી તે શરૂ કરવામાં આવ્યો છે. મ્હારો લેખ જેટલો તે વખતે વાચવામાં આવ્યો હતો તેટલો છપાઈ ગયો છે. એમાં બે મુદ્દા પૂરા થાય છે. ત્રીજો મુદ્દો ધીરાનો [illegible] ગયા પછી ઉપાડવામાં આવશે તો વાચકને અડચણ પડે એમ નથી—એમ ધારી [illegible] જ મુલ્તવી રાખવામાં આવ્યો છે.

તન્ત્રી.

× ગઈ તા. ૨૩ ઑકટોબરે અમદાવાદમાં પ્રેમાભાઈ હોલમાં "ગૂજરાત સાહિત્ય સભા" (પૂર્વેની ધી સોશીઅલ એન્ડ લિટરરી એસોસીએશન) તરફથી ધીરાજયન્તી ઉજવવામાં આવી હતી. તે પ્રસગે ઉપલો લેખ વચાયો હતો. પ્રમુખ સ્થાન પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવને આપવામાં આવ્યુ હતું—રણજિતરામ વાવાભાઈ (ઑ. સેક્રેટરી.)

પ્રમુખ તરીકે કહેલા થોડા શબ્દોનુ તાત્પર્ય આગળ આપવામાં આવશે.

તન્ત્રી.

દોલતરામ ને દામોદરદાસ એ પાંચની ટોળી હતી; પણ તેમને અંદરખાનેથી સુઝ સમજ આપનાર રણછોડદાસ હતા. જાતે કમસુકન હોવાથી ભાષણો કરવામાં આગેવાન થતા નહીં પણ અંદરખાનેથી સારા વિચાર બતાવતા તથા મદદ આપતા. સુરતમાં જેમ વિદ્યા મંડળમાં આગેવાની ધરાવતા તેમ જ મુંબઇમાં પણ પ્રથમ જ્ઞાનપ્રસારક સ્થાપન થઈ —સન ૧૮૪૮ માં—તેમાં રણછોડદાસ પેહેલા પ્રમુખ થયા હતા.

[ સમાપ્ત. ]

મોહનલાલ રણછોડદાસ.

[ સંપાદક—કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. ]

---

મ્હારા મુરબ્બી કાકા રા. મનમોહનદાસ રણછોડદાસ જોડે આ જીવનચરિત્રના વિષય સંબંધી મ્હારે વાતચીત થતાં ત્હેમનું કહેવું એવું થએલું કે આ મુજબ કાંઈ નહિ તો સંક્ષિપ્ત રૂપે પણ મ્હારા પૂજ્ય દાદાનું ચરિત્ર લખવાનો પહેલો વિચાર મ્હારા પિતાના મગજમાં મૂકનાર સ્વર્ગસ્થ રા. ઝવેરીલાલભાઈ ઉમીયાશંકર યાજ્ઞિક હતા. મુંબઇમાં જ્યારે સન ૧૮૮૯ માં કોંગ્રેસને સમયે મ્હારા પિતા આવેલા ત્યારે રા. ઝવેરીલાલભાઈ જોડે ત્હેમને ઉપર મુજબ વાતચીત થએલી. ગુજરાતની કેળવણીની પિતા તરીકે રા. રણછોડદાસનું નામ હજુ ગુજરાતમાં પ્રસિદ્ધ છે. એ કેળવણીનો પાયો નાંખતાં શી શી રીતની મુશ્કેલીઓ પડેલી, તેનો કાંઇક અંશે આપણને—એટલે તે કેળવણીનું ફળ ભોગવનારને-જે ચિતાર મળ્યો છે તે રા. ઝવેરીલાલભાઇની સૂચનાનું ફળ છે, એ જાણી દરેક ગુજરાતીને આનંદ થયા વગર રહેશે નહી. કૃ. મો. ઝ.

# * ગુર્જરસાક્ષરજયન્તી.

૬

## × ધીરો અને તેની કવિતા.

जयन्ति ते सुकृतिनो रससिद्धाः कवीश्वराः ।
नास्ति येषां यशःकाये जरामरणजं भयम् ॥ भर्तृहरि

### ઉપોદ્‌ઘાત-કવિમહિમા.

કાલ એ એક વિલક્ષણ મહોદધિ છે. સ્વાર્થી અને પરાર્થી, રાજા અને રં સુખને તાકનાર અને આમુષ્મિક સુખને લક્ષ્ય કરનાર—સર્વના હૃદયમાં ભવિષ્ય સંસ્મૃતિમાં રહેવાની સૂક્ષ્મ વાસના જોવામાં આવે છે. આત્માની મરણશીલતા આત્માના અમરત્વમાં વિશ્વાસથી ઘણા અર્થોની સિદ્ધિ થતી હોવાથી દુનિયાનો ઘ ભાગ આત્માના અમરત્વનો સિદ્ધાન્ત શ્રદ્ધાથી સ્વીકારે છે, અને એ વાસના તે અન્વેષણ નિમિત્ત એક પ્રકારના પ્રયત્નની જનની હોવાથી તે બહુ અંશે શુભ તેની યથાર્થ સિદ્ધિ વિરલ પુરુષોમાં જ જોવામાં આવે છે. દુનિયામાં પોતાશિવ કોઈ હોય જ નહિ એ પ્રમાણે પૃથ્વીની સપાટી ઉપર રાક્ષસના વેગથી ધપધપ

---

* મ્હારો “મણિલાલ નભુભાઈ જયન્તી” ને પ્રસંગે લખાએલો લેખ હ છે—તેટલામાં “ધીરાજયન્તી” નો રા. કૌશિકરામનો લેખ જલ્દી છાપી દેવાની જરૂર હોવાથી તે શરૂ કરવામાં આવ્યો છે. મ્હારો લેખ જેટલો ત્યાર થયો હતો તેટલો છપાઈ ગયો છે. એમાં બે મુદ્દા પૂરા થાય છે. બાકીનો લેખ ગયા પછી ઉપાડવામાં આવશે તો વાચકને અડચણ પડે એવું જણાયાથી તે જ મુલ્તવી રાખવામાં આવ્યો છે.

× ગઈ તા. ૨૭ ઑક્ટોબરે અમદાવાદ સભા” (પૂર્વની ધી સોશીઅલ એન્ડ વવામાં આવી હતી. તે પ્રસંગે ઉપલો બાપુભાઈ ધ્રુવને આપવામાં આવ્યું હતું પ્રમુખ તરીકે કહેલા થોડા શબ્દોનું

ગુજરાતી ... વાંચવામાં આવ્યો ... ગુજરાતીના ... અભ્યાસ ... સારા ... પાઠશાળામાંથી મેળ ... બાદરવા સંસ્થાનના ... કરી રહેલા એક મહાત્માનો ... સાથે એના બે મિત્રો હતા. પોતાના ... સમજાય છે કે એ મહાત્માનો સમાગમ ... તે પ્રસન્ન થઈ મહાત્માએ ત્રણે જણને ... સિદ્ધિ થઈ એમ કહેવાય છે. આ પ્રમાણે ... વયમાં જ પ્રાપ્ત થયો. યોગાભ્યાસ પણ ... માર્ગ” ઉપરથી સમજાય છે.

આગમ કવિને પોતાના ગામના છબાઈ ના...

## કવિનું જીવનવૃત્ત.

આ લઘુ નિબંધનો વિષય " ધીરો અને તેની કવિતા " છે. ઇતિહાસ તથા વ્યક્તિ ચરિતની સૂક્ષ્મ બાબતો ઉપર સ્વાભાવિક અલક્ષ, જનસમુદાયમાં વિદ્યાનુરાગીઓની સંખ્યાની ન્યૂનતા, અપ્રસિદ્ધ ગામમાં જન્મ, લેખનની કચાશ, મુદ્રણકલાની અનુકૂલતાનો અભાવ, અને દેશાંતર સાથે સંબંધ કરવામાં અનેક મુશીબતો–ઇત્યાદિ પ્રતિકૂલતાઓએ ધીરાના જીવનવૃત્તાંતને વિશેષે કરીને લોકવિદિત થતાં અટકાવ્યો છે, જો કે તે ભક્તના દેહવિલયને હજી પૂરૂં શતક થયું નથી. " એ ભાટ વડોદરા જિલ્લામાં સાવલી ગામનો રહેનાર ૧૮૮૦–૯૦ માં હતો એમ કહેવાય છે "—આટલા શબ્દોમાં નર્મદ કવિએ એ ભક્તના જીવનનો સમાવેશ કર્યો છે તે આપણને આ કારણથી સમજાય છે. પરંતુ " પ્રાચીનકાવ્યમાલા " ની પ્રસિદ્ધિ થતાં નર્મદની ટુંક હકીકતથી આપણને થતો ખેદ કેટલેક અંશે નિવૃત્ત થાય છે. એક ઉત્સાહી નરપતિ પોતાના સુદક્ષ મંત્રીની સલાહથી લોકોનાં જીવન ઉપર સ્થાયી અસર કરે એવા ઉપાયો કેવી રીતે લઈ શકે છે તેનું યોગ્ય ઉદાહરણ " પ્રાચીનકાવ્યમાલા " છે. એ ગ્રંથાવલિની પ્રસિદ્ધિથી ગુર્જર કવિતાપયસ્વિનીમાં એક જાતની રેલ આવી છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. તે સમયના ડિરેક્ટર રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા તથા શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકરને પણ આ સંબંધમાં ઓછું માન નથી.

ગુજરાતની " રાજધાની "નું માન અમદાવાદને છે તો ગુજરાતની " કવિધાની "નું માન વડોદરાને છે. પ્રેમાનંદ, દયારામ, ધીરો, વલ્લભ, ગિરિધર–એ કવિઓ, જેમની કવિતા કોઈ પણ દેશના સાહિત્યને શણગારવા સમર્થ છે, તેઓની જન્મભૂમિ હોવાથી વડોદરા રાજ્યને " કવિક્ષેત્ર " એ અન્વર્થ સંજ્ઞા આપી શકાય. ધીરો સાવલી નજીક ગોઠડા ગામનો રહીશ હતો. તેની જન્મતિથિ સંબંધી પાકી ભાળ લાગી નથી, પરંતુ સં. ૧૮૮૧ ના આશ્વિન માસની પૂર્ણિમાએ ૭૨ વર્ષના વયે તેના શરીરનો અંત આવ્યો એવી તે ગામની વૃદ્ધોક્તિ ઉપરથી અનુમાન થાય છે કે તેનો જન્મ સં. ૧૮૦૯ ના અરસામાં થયો હશે એ જાતે બ્રહ્મભાટ હતો, અને તેનો કુલધર્મ વૈષ્ણવ સંપ્રદાય હતો. ગુજરાતી ભાષાનું સાધારણ જ્ઞાન મેળવવા ઉપરાંત તેણે કોઈ પ્રકારનો નિયમિત અભ્યાસ બાલવયમાં કર્યો હોય એમ જણાતું નથી. તેણે પોતાનું જ્ઞાન સત્સંગની મહાપાઠશાલામાંથી મેળવ્યું હતું. એનું વય આસરે ૧૭ વર્ષનું થયું તેવામાં એના ગામસમીપ ભાદરવા સંસ્થાનના એક ગામ આગળ મહીનદીના કોતરમાં એકાંત સ્થિતિ કરી રહેલા એક મહાત્માનો સમાગમ એને થયો. એ મહાપુરુષની શુશ્રૂષામાં ધીરા સાથે એના બે મિત્રો હતા. પોતાના ગુરુ સંબંધી ધીરાના ભીતરના ઉદ્‍ગારો ઉપરથી સમજાય છે કે એ મહાત્માનો સમાગમ એને દીર્ઘ સમય પર્યંત રહ્યો હશે. પરિચર્યાને અંતે પ્રસન્ન થઈ મહાત્માએ ત્રણે જણને અનુગ્રહ કર્યો, અને ત્રણે જણને પરમાર્થ જ્ઞાનની પ્રાપ્તિ થઈ એમ કહેવાય છે. આ પ્રમાણે ધીરાના જીવનને મુખ્ય સંસ્કાર સત્સંગથી તરુણ વયમાં જ પ્રાપ્ત થયો. યોગાભ્યાસ પણ આજ અરસામાં કર્યો હોય એમ એના " યોગમાર્ગ " ઉપરથી સમજાય છે.

આ સંસ્કારને પોષનાર બીજો સમાગમ કવિને પોતાના ગામના છબાઈ નામના ઔદિચ્ય

બ્રાહ્મણ સાથે થયલો કહેવાય છે. એ શાસ્ત્રી વિદ્વાન્ હતા અને પુરાણકથા કરતા. તેમના નિયમિત અને શ્રદ્ધાલુ શ્રોતાઓમાં એક ધીરો ભક્ત હતો. જીભાઈ શાસ્ત્રી વિવિધ વિષયો ઉપર સંસ્કૃત શ્લોકો બોલી, સમજાવતા અને ધીરો તે જ અર્થ ઉપર કવિતા કરતો. એ સમયમાં એણે કરેલી કવિતા કવિની પક્વ બુદ્ધિનું ભાન કરાવનાર નથી તો પણ બહુશ્રુતપણું મેળવવામાં અને ભાષાસંસ્કાર પ્રાપ્ત કરવામાં એ સમાગમ ધીરાને ઉપયોગી થયો હશે એમ અનુમાન કરી શકાય છે, જો કે ધીરાનાં પ્રસિદ્ધ કાવ્યમાં એ સંબંધી કાંઈ પણ ઉલ્લેખ નજરે પડતો નથી—ઉલટી પુરાણીઓ ઉપર સખત ટીકા કરેલી જોવામાં આવે છે,

ગુરુના ઉપદેશથી સંસ્કૃત થયલું ધીરાનું ચિત્ત સમય જતાં સત્ત્વના ઉદ્રેકવાળું થયું, અને ગન્તવ્ય માર્ગ પ્રતિ શિષ્યનાં પગલાં ઝડપથી પડવા લાગ્યાં. આખરે ધીરો ઉપદેશ તરીકે પ્રસિદ્ધ થયો, અને તેનું શિષ્યમંડલ જામવા લાગ્યું. એ મંડલમાં શામરાવ જીવનરામ ઉર્ફે બાપુસાહેબ ગાયકવાડ મુખ્ય હતા, જેમણે રચેલી કવિતા “ કાવ્યમાલા ” માં પ્રસિદ્ધ થઈ છે. ધીરાએ આસરે ૨૫૦૦૦ પદો જોડ્યાનું કહેવાય છે, પરંતુ તેના શિષ્યવર્ગમાં સામાન્ય રીતે સાક્ષરતાના અભાવે, તેમ જ ધીરાને જાતે પદો લખવાનો અભ્યાસ ન હોવાથી પરંતુ તેના શિષ્યોને જે પદો રુચે તે લખવાનું ધોરણ હોવાથી તેનો ઘણો બોધ પ્રકાશમાં આવ્યો નથી. એ બહુ શોચનીય છે. “ પ્રાચીન કાવ્યમાલા ” ના પ્રકાશકોને એક પ્રસંગે કોઈ ઠેકાણેથી ધીરાભક્તની રચેલી કવિતાનો ગુટકો હાથ લાગતાં પ્રથમ તો તેમને ઘણો આનંદ થયો, પરંતુ જે માણસે તે લખ્યો હતો તેણે કાનોમાત્રા વાપરવાના સોગન ખાધા હોવાથી રાત દહાડો બોડિયા અક્ષર વાંચવાનો ધંધો કરનારા માણસો પણ તે ઉકેલવામાં મહાત થયા હતા. નીચે લખેલાં ધીરાનાં કાવ્યો પ્રસિદ્ધિમાં આવ્યાં છેઃ—

| | |
|---|---|
| ૧. ગુરુસ્વરૂપ<br>૨. માયાસ્વરૂપ.<br>૩. મનસ્વરૂપ.<br>૪. તૃષ્ણાસ્વરૂપ.<br>૫. લક્ષ્મીસ્વરૂપ.<br>૬. યૌવનસ્વરૂપ. | આ કાવ્યો ધીરાભક્ત કૃત “स्वरूप” એ નામથી “ પ્રાચીન કાવ્યમાલા” માં પ્રસિદ્ધ થયાં છે. |

૧૧. મતવાદી.
... વાતચીત-આત્મબોધ.

તેને નિમંત્ર પણ મ્હારા પૂજ્ય પે.
અને તેનું મૂકનાર સ્વર્ગસ્થ રા. ઝવેરીલાલભ
વ્યતીત ૯ માં કોંગ્રેસને સમયે મ્હારા પિત
ગતમાં પણ વાતચીત થએલી. ગુજરાતની
તેની જરાતમાં પ્રસિદ્ધ છે. એ કેળવણીનો
સ્વાદ લેતાં કાંઈક અંશે આપણને—
પ્રસિદ્ધ કંતે રા. ઝવેરીલાલભાઈની સૂચનાનું
આ કારણ રહેશે નહી. કૃ. મો. ઝ

આ કાવ્યો ધીરાભક્તની “ कविता ” એ નામથી “ પ્રાચીન કાવ્યમાલા” માં પ્રસિદ્ધ થયાં છે.

એ આ કાવ્ય “પ્રાચીન કાવ્ય” માં પૃથક પ્રકટ થયું છે.

| | |
|---|---|
| ૧૪. અવળવાણી તથા પરચુરણ પદો. | આની પ્રસિદ્ધિ પ્રાચીન કાવ્ય નામના ત્રિમાસિકમાં તથા"બૃહત્કાવ્યદોહન"માં થઈ છે. આમાંનાં કેટલાંક પદો હિંદુસ્તાનીમાં છે. |

ધીરા સંબંધી બે પ્રસંગો પ્રસિદ્ધિમાં આવ્યા છે જે રમુજી હોવા ઉપરાંત તે ભક્તકવિની વિચક્ષણતા સૂચવે છે. એક પ્રસંગ આ પ્રમાણે છે. ધીરાને મહીનદીમાં સ્નાન કરવા ઉપર બહુ પ્રીતિ હતી. દર રવિવારે તે સ્નાન કરવા નિકળતો, અને એક જ ઓવારે સ્નાન કરતો નહિ, પણ વારાફરતી જુદે જુદે સ્થલે ફરતો. કોઇ કોઈ પ્રસંગે નર્મદાસ્નાનઅર્થે પણ તે વિચરતો. આ ઉપરથી તેને પોતાની કવિતા પરદેશમાં પ્રસિદ્ધ કરવાની એક અસાધારણ યુક્તિ સુઝી આવી. પોતે જે પદો રચ્યાં હોય તેને તુમડામાં કે વાંસના ભુંગળામાં ભરી તેના ઉપર ડુચો મારી જંને નદીના પ્રવાહમાં તે રવાને કરવા લાગ્યો, જેથી કાંઠા ઉપર આવેલાં ગામોના લોકોને તથા કદાચ દરિયામાં ફરનાર દેશદેશના વહાણવાળાઓને તે હાથ લાગી. તેની કાવ્યકલાની અને તે કલા પ્રસિદ્ધ કરવાની આ નૂતનકલાની પ્રશંસા કર્યા વિના ચાલે નહિ ! આ ચમત્કારક યુક્તિ કેટલે અંશે સફલ થઈ તે જાણવામાં આવ્યું નથી, પરંતુ, ધીરાનો શિષ્યવર્ગ, જે જુદાં જુદાં ગામોમાં સારી પેઠે વિસ્તારને પામ્યો હતો, તેમાંથી થોડાએકનું આ યુક્તિથી આકર્ષણ થયું હોય એ અસંભવિત નથી. બીજો પ્રસંગ એ છે કે ધીરો એના ગૃહસ્થાશ્રમમાં જોઇએ તેવો સુખી નહતો. તેની સ્ત્રી ભોળી છતાં જલદ મિજાજની હતી. ધીરો જાતે પણ બહુધા ઉચ્ચ પ્રકારની સાત્વિક વૃત્તિવાળો હોવા છતાં કોઇ કોઇ વખત પોતાના જાતિસ્વભાવને વશ થઈ તપી જતો. એક વેળા એને ત્યાં મેમાન થવાની ઇચ્છાથી એનો કોઈ સ્નેહી આવ્યો. એક તરફ અતિથિસત્કાર અને બીજી તરફ ગૃહસ્થાશ્રમના પોકળનું પ્રકટીકરણ–એ બેથી ધીરાના ચિત્તનો સારી પેઠે દ્વૈધીભાવ થયો. આખરે ધીરાએ યુક્તિ શોધી કાઢી તેણે "આંગણામાં જઈ મેમાનનું કાંડું ઘણા ભાવથી પકડયું અને તેને ખુશી ખુશાલીની વાતમાં નજીકના ચોરામાં લેઈ જઈ ઉતારો આપ્યો. ખાવા પિવાની તદબીર પણ કોઇ બીજી રીતે કરી લેવી પડી." ધીરાનું જ્ઞાન તેની વ્યાવહારિક કુશળતામાં બાધક નહતું. તે આ ઉપરથી જણાય છે.

શરીરનિર્વાહ અર્થે ધીરાને પોતાના ઘરની જમીન હતી; તે ઉપરાંત ભાદરવા ઠાકોરે, વર પરણે ત્યારે રૂ ના નો "તોરણ ઘોડા" નો લાગો વંશપરંપરા કરી આપી પોતાનો ભાવ દર્શાવ્યો હતો. એ હક ધીરાના વંશજો અદ્યાપિ ભોગવે છે. ધીરાના શિષ્યો પણ એ સંબંધમાં પોતાનું કર્તવ્ય કરતા.

સદસદ્વિવેકના ઉદયથી ધીરાનું અંતઃકરણ જો કે સંપ્રદાયના બંધનોથી મુક્ત થયું હતું, અને તે બંધનો ઉપર સખત ખાસડાં મારેલાં તેની કવિતામાં જોવામાં આવે છે

તથાપિ વૈષ્ણવ સંપ્રદાયનાં કોઈ કોઈ અંગોનો સંસ્કાર તેનામાં અબાધકપણે રહ્યો હતો. માણેકઠારી પુનેમ તથા કાર્તિકી પુનેમની રાતે રાસ રમવા ડાકોરમાં અનેક સ્થળેથી ભરાતી મંડળીઓ તેને પ્રીતિજનક એક સંસ્થા હતી. આવી એક મંડળી ગોઠડેથી નિકળતી અને તેમાં અગ્રેસરનું પદ ધીરાને આપવામાં આવતું. તેના ગામના લોકો તેના ઉપર બહુ માનની દૃષ્ટિથી જોતા, અને "ભગત," "દાદા" એમ કહીને તેને બોલાવતા. એના ઘરની પાસેના બ્રાહ્મણોના ચોરામાં ગામનું સાક્ષરમંડલ તથા શ્રોતૃમંડલ ભેગું થતું. ધીરો પણ ઘણીવાર ત્યાં જઇને બેસતો. તેના સમાગમ અર્થે આવનારા મનુષ્યોનો સારો જમાવ ત્યાં થતો, અને ભજન કીર્તન પણ ત્યાં થતું. આ પ્રમાણે વિશુદ્ધ જીવન ગાળી ધીરાના શરીરનો અંત વૃદ્ધાવસ્થામાં સં. ૧૮૮૧ ના આશ્વિન માસની પુનેમે આવ્યો.

## ધીરાનો મુખ્ય ઉપદેશ.—ગુરુ અને જ્ઞાન.

ધીરા સંબંધી જેટલું જાણવામાં આવ્યું છે તેના મુખ્યાંશોનો આટલામાં સમાવેશ થઈ જાય છે. હવે તેની કવિતામાં ગ્રહણ કરવા યોગ્ય સ્થાયી તત્ત્વ શું છે તેનો ટુંકામાં વિચાર કરીએ. ધીરાનાં કાવ્યો ઉપર આપાતતઃ દૃષ્ટિ કરનારને પણ સ્પષ્ટ, સમજાય એમ એમ છે કે આદિથી અંતસુધી તેણે મુખ્યત્વે કરીને ગુરુતત્ત્વનો ઉપદેશ કર્યો છે. ગુરુરૂપ રેશમી સૂત્રથી તેણે પોતાની કવિતામુક્તામાલાને પ્રોઈ છે. સાક્ષાત્ ગુરુતત્ત્વનું પ્રતિપાદન કરનારાં જો કે તેનાં બે જ કાવ્યો "ગુરુસ્વરૂપ" અને ગુરુધર્મ" છે, તો પણ બીજાં કાવ્યોમાં પણ જ્ઞાનસિદ્ધિના આધારરૂપે ગુરુનું વર્ણન એવું સચોટ અને અસંદિગ્ધ છે કે તેના કર્તાને એક પરમ ગુરુભક્તની સંજ્ઞા આપ્યા વિના આપણાથી રહેવાતું નથી. પોતાના "કવિ" નામના નિબંધમાં મહાન્ વિદ્વાન્ અને સમર્થ વિચારક ઇમર્સન લખે છે:-*"જો કોઈ માણસ પોતાના કોઈ પણ વિચારથી ઉશ્કેરાઈ તેને એટલો બધો વશ થઈ ગયો હોય તે ગ્રંથકર્તાઓને તથા જનમંડલને ભૂલી જાય, અને તે વિચારના નિદિધ્યાસનમાં ને નિદિધ્યાસનમાં ગાંડા જેવો લાગે તો તેનો લેખ વાંચવા મને આપો, અને બધા વાદવિવાદો ઇતિહાસો અને વિવેચનના ગ્રન્થો ભલે તમે તમારી પાસે રાખો." ઇમર્સનનું આ વચન અક્ષરશઃ ધીરાને લાગુ પડે છે. ધીરાએ જે જે લખ્યું છે તે ગુરુની ધૂનમાં લખ્યું છે; તેનું જીવન ગુરુમય થઈ ગયાનું આપણને સ્પષ્ટ ભાન થાય છે, અને તેના અતિ આવેશવાળા, પરંતુ માર્દવથી ભરેલા ઉદ્‌ગારો વાંચતાં આપણે પણ તે રંગથી થોડા ઘણા રંગાઇએ છીએ.

આવી ગુરુની ધૂન તે અંધશ્રદ્ધા હશે કે બીજું કાંઈ?—એ શંકા કોઇ કોઈ વાચકના મનમાં થવી સંભવિત છે. પરંતુ ધીરાએ તે શંકાને નિરવકાશ કરવા પોતાનો બનતો

* "If a man is inflamed and carried away by his thought, to that degree that he forgets the authors and the public, and heeds only this one dream, which holds him like an insanity, let me read his paper, and you many have all the arguments and histories and criticism."—Emerson. *The Poet.*

પ્રયત્ન કર્યો છે એ કહ્યા વિના ચાલે એમ નથી. વ્યવહારમાં દીર્ઘદષ્ટિ અને સુદક્ષતાના ગુણોનો પ્રયોગ કરનાર ધીરાએ પરમાર્થમાં અધીરા થઇ તેથી વિપરીત ગુણોની પ્રતીતિ કરાવી નથી, એમ એ જાતે કહે છે. મહાપુરુષોનાં લક્ષણોના પાકા પરીક્ષણ પછી જ એની ગુરુનિષ્ઠ બંધાયાનું આપણને સમજાય છે.

" તપસી જોયા તપાસીરે, હપસી જોવા સાંઇ ભાળ્યા;
લપસી પડ્યા ઉલટારે, સંશે કોઇએ નવ ટાળ્યા. "

( ગુરુસ્વરૂપ )

તેમ જ ધીરો પોતાના ગુરુના સ્વરૂપનું જે વર્ણન કરે છે તે ઉપરથી આપણી એ કાળજી દૂર થાય છે કે રખેને આંખે પાટા બાંધી કોઈ સાતપાતાળી કૂવામાં પડી તે આધ્યાત્મિક વિનાશને પામ્યો હોય. હક્સ્લિ એક ઠેકાણે કહે છે કે 'અમુક માણસ મને ખચીત અંતઃકરણપૂર્વક ધિક્કારે છે' એમ ખાતરીપૂર્વક જાણ્યા છતાં પણ જો કોઇ પુરુષના અંતઃકરણમાં વિકારનો સ્પર્શ ન થાય તો તેને ખરો તત્ત્વવિદ્ જાણવો. એવો તત્વવિદ્ દુનિયામાં હશે કે કેમ એવો સંશય ઉચ્ચારી હક્સ્લિ એવા પુરુષની અતિવિરલતા સૂચવે છે. વેદાંતમાં તો समनिन्दास्तुतिः નિન્દા અને સ્તુતિમાં સમચિત્તતાને જીવન્મુક્તનું એક લક્ષણ કહ્યું છે. આ સંબંધમાં પોતાના ગુરુવિષે ધીરો કહે છેઃ—

" કોક આવી પૂજેરે, તેની તો પૂજા પૂરી અહે;
કોઈ મૂર્ખ દૂભેરે, તેને તો કાંઇ નવ કહે.
પૂજે દૂભે કે નંદે વંદે કે, મારા ગુરુને સર્વ સમાન;
જેણે દેહમમત્વને મરડી નાંખ્યો, તેથી ઉભયનું એક ભાન,
આત્મારામ માંહિરે, નિમગ્ન ગુરુદેવ રહે. "

( ગુરુસ્વરૂપ. )

વળી અન્ય લક્ષણ પરત્વે—

" નિર્મળમાં નિર્મળ તો ગુરુકેરૂં હૈડું;
ભ્રમણ ન થાય કદિ જેમ ભમે પૈડું.
ભય જોઈ ભડકે નવ જોયું ઘણી વારે;
આહા હૃદય કેવું એ તો મારૂં થાય ક્યારે ?

સંતને મહંત કહાવે તે તો ઘણા ખોટા;
તમારા તો નથી ગુરુ! જુગોજુગ જોટા.
તમે તો તમે છો એક બીજા નથી કોઈ. "

( ગુરુધર્મ. )

જેના લાભથી કોઇ લાભ અધિક મનાયો નથી એવી જ્ઞાનજેવી વસ્તુ સહેલાઇથી મળવા સંભવ નથી. ઠોકરો, પ્રહારો કસોટીઓ–એથી પ્રાપ્તવ્ય વસ્તુનો મહિમા ઘટતો નથી. પણ વધે છે. ધીરાને પોતાના અર્થની સિદ્ધિપૂર્વે એ કસોટીની અવસ્થાથાંથી પસાર થવું પડયું હતું એમ એ જણાવે છે

" ગુરુએ જોયો મુજનેરે, મહા મહા ગરજાળુ;
બહુ દિન રહ્યો બેસીરે; ખાધું કે ન કરી વાળુ.
તોય કાંઈ બોલ્યા નવ મુજથી, માત્ર કર્યો એક ઉચ્ચાર;
અહિં રહે તારો અર્થ ન સીધે, તું તારે ઘેર જાને આ વાર:
નથી દેવસેવારે, સંશય તારો સફ ટાળું.
મારા નાથસમો મેં ન ભૂતળ નિરખ્યો, પરીક્ષાનો કરણહાર,
કિરતાર જેવું રૂપ ડારમું, કોક શુદ્ધસ્વરૂપી અવતાર;
બ્રહ્મા જેવા ભારેરે, ધીર ધરી પંથે વળું. "

( ગુરુસ્વરૂપ. )

મનુષ્યના અંતરમાં મહાપુરુષોપ્રતિ પૂજ્યભાવ કરતાં કોઈ આર્યતર અને દિવ્યતર લાગણી નથી એમ કાર્લાઇલ કહે છે તે યથાર્થ છે. મહાપુરુષોના સમાગમ અર્થે આદરાયલા વિકટ શ્રમના તથા તેથી પ્રાપ્ત થયલા મહાફલના ઇતિહાસ અનેક પૂરાવાઓ આપે છે. સર્ વૉલ્ટર્ સ્કૉટની આકૃતિનું દર્શન કરવા અર્થે તેનો એક પ્રશંસક માઇલના માઇલ ચાલી એડિનબરો પહોંચ્યો હતો. પોપકવિના શરીરનો માત્ર સ્પર્શ કરવા અર્થે તેનો એક નામાંકિત પ્રશંસક ધક્કામુક્કીથી લોકોની ગિરદીમાંથી પસાર થયો હતો. શૅટોબ્રિઓન્‌ને વૉશિંગ્ટનનું દર્શન માત્ર એક જ વાર થયેલું, પરંતુ તેના જીવન ઉપર ન ભુંસાય એવી છાપ તેથી પડી હતી. આવા સ્વલ્પ પ્રસંગોની ભારે અસર સંબંધી જ્યારે આપણે વાંચીએ છીએ ત્યારે ગુરુની ઉપસત્તિ થતાં અને તેમની કસોટીમાંથી પસાર થયા પછી ધીરાના જીવનનું કેટલું બધું પરિવર્તન થઈ ગયલું હોવું જોઇએ ? એ પરિવર્તનનું ધીરો જાતે વર્ણન કરે છે, તે ઉપરથી આપણે ગુરુની યોગ્યતા, અને શિષ્યની અનુકરણીય નિરભિમાનિતા તથા ઉચ્ચ પ્રકારની કાવ્યશક્તિ જોઇ શકીએ છીએ.

" ભાટ જેવી મારી વૃત્તિ હતી તે, ટાળી કરી બ્રહ્મા સમાન;
મુખવાણીમાં અમૃત સિંચ્યું ગુરુ, થઈ દાતાર દીધું દાન.
મહાન્ ગુરુદેવારે, વા'લ કર્યું વા'લાવને. "

" પત્થર હતો પૂરો રે, તેને તો અમૂલખ કીધો;
અફળાતો ને કૂટાતો રે, જોઇ ઉંચલી લીધો.
કોઈ પર્યટને હાથ પડયો હોત, કર્મને પૂરે જોગ;
પાણીમાં નાંખી પટકુળ અફાળી, ભોગાવત ભવિષ્યના ભોગ;
રોમ રગે રગમાં રે, રહેત વાંકો સીધો.

સલાટકેરે હાથ ગયો હોત, તો ટાંકી ટાંકી કરત અપાટ;
કોક શુભ સ્થળે એવો ગાડત સુને, નિશદિન રહેત ઉચ્ચાટ;
કંઇક સારે ભાગ્યે મૂર્તી રે, ઘડી કહેત પ્રેમ પીધો.

એવું તેવું કે અવનવું કાંઇક, થાત મારૂં નિર્ધાર;
પણ સારે ભવિષ્યે હું ગુરૂકર આવ્યો, તેણે પત્થર તાર્યો સંસાર;
મહા મનોહર કીધો રે, જગતી ઉચલી લીધો.

ઘડ્યો નહિ કે ગણ્યો નહિ ગજથી, શબ્દવડે સમાર્યો સાર;
સારામાં સારો કર્યો ગુરૂદેવે, પારાવાર પમાડી પાર;
ધીરે ધીરે ધીંગો રે, કર્યો જેહ બહુ લીધો. ”

( ગુરૂસ્વરૂપ. )

“ કોડીનો હતો તે લાખનો કરિયો, એ ગુરૂજીનો પ્રતાપ;
આપ સમાન કર્યો આપ ટાળી, કોણ બૂઝે એ ગુરૂજીનો જાપ!
તાપ ગયા ધીરા રે, કહ્યા કાપ થાના વળી. ”

( જ્ઞાનકક્ષ. )

જે કવિ રોમાંચને જાતે સમજ્યો નથી તે અન્યને રોમાંચ શી રીતે કરી શકશે! ધીરામાં યથાર્થ કવિનું એક લક્ષણ સર્વાંગે છે. ધીરો સત્સંગથી પૂર્ણ રીતે પુલકિત થયો હતો, અને એ કારણથી તે આપણને પુલકિત કરે એવા ઉદ્‍ગારો કાઢવા શક્તિમાન્ થયો છે. ગુરૂની લગનીમાં તે સર્વત્ર ગુરૂનું ધ્યાન કરવાનો, ગુરૂધ્યાનથી ઇશ્વરધ્યાનને ગૌણ માનવાનો, ગુરૂરૂપ સર્યથી હૃદય વિકસિત કરવાનો, ગુરૂરૂપ અલંકાર ધારણ કરવાનો, અને ગુરૂના નિદિધ્યાસનની મસ્તીમાં રહેવાનો ઉપદેશ રસમય અને આલંકારિક ભાષામાં કરે છે.

“ ઘટ ઘટ ભીતર ગુરૂ ભરિયો;
એવું કરનાર સહજમાં તરિયો. ”

( શિષ્યધર્મ. )

“ કેશવનું કીર્તન નવ કરવું.
આયખું કશાવે તો નવ ડરવું.
કીર્તન કરવું ગુરૂનું તારે;
સાચી વાત કહેવી છે મારે. ( „ „ )

"જેમ જેમ ચઢશે ગુરુકેરી ભક્તિ;
ત્યમ ત્યમ ખીલવાની વાધે શક્તિ.

પૂર્ણ પ્રભા પ્રતાપ થશે ત્યારે;
હૃદેકમલ તો ખીલશે જ્યારે.

પછે ગુરુપરાગ સમેત અલ્યા;
બીડી દેજે કમલ તું ભાવે ભલા." ( „ „ )

" મારા ગુરુજી એહા તે છે સોનું;
બીજું સોનું મારે લેવું કોનું ?

ઘડવા ગુરુરૂપી સુવર્ણના ઘાટ;
ગણી મહામોંઘુ ટાળવા ઉચ્ચાટ. „ ( „ „ )

" પ્રેમમસ્તાના તો તારે થાવું;
રંગમાં રોળાઈ રંગાઈ જાવું.

અલમસ્ત થવું મતબાલા;
ગુરુપ્રેમની જપવી માળા. " ( " „ )

( અપૂર્ણ. )

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા.

# મારો સ્વાધ્યાય.

આજકાલ દીવાળી છે. દીવાળીના તહેવારો લોકને ઘેલા કરે છે. દુકાળ છે, મરકીના પડઘા વાગે છે, ઋતુ પણ ઢંગધડા વિનાની છે, મંદવાડ વધારે છે, તોપણ દીવાળીના તહેવારોમાં ઝાંખપ જણાતી નથી. હમણાં હમણાંમાં જીવનને ખાટા કરનારા પ્રસંગો દુનીયામાં એટલા બધા આવે છે કે જનસમાજ આનન્દ લેવાનો અલ્પ પણ પ્રસંગ ખોતો નથી, તો પછી દીવાળી જેવા તહેવારોમાં લોક આનન્દ માણે તેમાં નવાઇ શી! મરકીની તમઝટ બોલતી હોય, તોપણ મુંબાઇની નાટકશાળાઓ ભરેલી ને ભરેલી જ. દુકાળ ગમે તેવો ચાલતો હોય, મહામારીની વ્યથા ગમે તેટલી ગંભીર હોય, તોપણ લગનગાળામાં એટલીને એટલીજ ધામધુમ. 'जो घडी गइ आनन्दमॅ जीवनका फल सोइ,' એ મંત્રની જ જાણે લોકોએ દીક્ષા લીધી હોય, એવો આજકાલનો મામલો છે. હું પણ એવા જ પ્રવાહમાં છું. અને દીવાળીના તહેવારોમાં મારા મિત્રો, મિત્રવધૂઓ, અને મારાં કુટુંબનાં તથા મિત્રોનાં નાનાં બાળકોના આનન્દમાં ભાગ લેવાના, અને તેમને ભેટ આપવા લાયક કાંઇક વસ્તુઓ લેવાના વિચારોમાં એક પ્રાતઃકાળમાં જાણે હું મગ્ન હતો, તેવામાં ટપાલ આવી.

ક્રિસ્ટમસને ટાંકણે ઇંગ્રેજી અને ગુજરાતી વર્તમાનપત્રોમાં પણ ક્રીસ્ટમસની ભેટોની જાહેરખબરો સારી સંખ્યામાં જોવામાં આવે છે, અને કેટલીકવાર તો એવી વિવિધતા માલુમ પડે છે કે મન મુંઝાઇ જાય છે. ગુજરાતી પત્ર દીવાળીના તહેવારની ખાસ જાહેરખબરો જોવાની આશામાં હાથમાં લીધું. ઇંગ્રેજી અને ગુજરાતી વર્તમાનવિભાગ ફેંકી દઇ જાહેરખબરનો ભાગ હાથમાં લીધો. ઉપર ઉપરથી જોતાં એવું ખાસ કાંઇજ માલુમ ન પડ્યું. માત્ર એકજ જાહેરખબર જણાઇ કે જેના ઉપર ' દીવાળીના શુભ અવસરને માટે ખાસ' એવા મોટા 'રોમન' જાતના ગુજરાતી અક્ષરોમાં લખેલું હતું. વાંચતાં નીકળ્યું શું? Perpetual calendar (નિત્ય પંચાંગ)! તહેવારો વખત ભુલવાને માટે છે, ભુત ભવિષ્યનો વિચાર નિર્મળ કરી વર્તમાનમાં સુખ માણવા માટે છે. ત્યાં કાળની ગણતરી કરનાર—પંચાંગ—નું કાંઈ કામ નથી. લોકોનું ધ્યાન ખેંચવા માટે દીવાળીનું બહાનું જ લીધેલું જણાયું.

પરંતુ આ નાસીપાસીથી હારી ન જતાં એકે એક જાહેરખબર જોવાનો નિશ્ચય કર્યો. અને તેમ કરવામાં દીવાળીની ભેટ તો બાજુ ઉપર રહી, પણ આપણા જનસમાજની સ્થિતિ અને આપણા વેપારી વર્ગની પ્રવૃત્તિઓ ઉપર એક પછી એક જાહેરખબરે જે પ્રકાશ પાડવા માંડ્યો તેના ઉપર વૃત્તિ સ્થિર થઇ. તાવની દવા, પ્લેગની દવા, આતંકનિગ્રહ, વધંકુળ, ભીખા કલ્યાણજીની કમ્પની, ' Useful Instruction,' નાટક કમ્પનીઓ, અને આપણા પ્રસિદ્ધ બુકસેલર મિ. એન. એમ. ત્રિપાઠી વગેરે , સર્વ વિધવિધ

જાહેરખબરોની લેખિહમાં પસાર થયો. ઘણાં વર્ષ ઉપર એક ઇંગ્રેજી પત્રનાં જાહેર ખબરો વાંચી એક ઇંગ્રેજ લેખકે અનુમાન કહાડયું હતું કે 'ઇંગ્રેજો શીકાર કરે છે અને દારૂ પીએ છે; દેશીઓ ચોપડીઓ વાંચે છે અને માંદા પડે છે.' દેશીઓ સંબંધે ઉપરના અનુમાનને ગુજરાતીની જાહેર ખબરો ટેકો આપતી જણાઇ.

ગુજરાતીપત્ર ચાળીસ પાનાનું, તેમાં લગભગ વીશેક પાનાં જાહેર ખબરોનાં. તેમાં મારી ગણત્રી પ્રમાણે—જો ચૂકતો ન હોઉં તો—સો ઉપર જાહેર ખબરો મારા જોવામાં આવી. તેમાં ૪૧ જાહેરખબરો દવાની, અને લગભગ ૩૫—પુસ્તકોની હતી. ખરેં જેને વેપાર કહીએ એવી તો માત્ર આઠ જાહેરખબરો હતી. પરદેશી રેશમ, પરદેશી ઘડીઆળો, પરદેશી રંગ વાર્નીસ-વિગેરેની જાહેરખબરો વેપારની બીજીની જાહેરખબરોમાં ઝળકી રહી હતી. જીંદગીના વીમાની કમ્પનીની જાહેરખબર તે પણ પરદેશી કમ્પનીની. બે ત્રણ જાહેરખબરો નોકર રાખનારાઓની હતી. હજી ' નોકરી જોઇએ છે ' એવી જાહેરખબરો ગુજરાતીમાં નથી આવવા માંડી. સોનીની એક જ 'જાહેરખબર, નાટકની ત્રણ, એક બરફી પેંડાની, અને એક નાગરી નાતને માટે વીશીની.

ઉપરની જાહેર ખબરો ઉપરથી થતાં અનુમાન સ્પષ્ટ છે. દવા તથા ચોપડીઓની જાહેરખબરોની વિશેષ તપાસને પરિણામે જે અનુમાન નીકળી શકે છે, તે વાંચનારને સમજી લેવાનું જ સોંપુંછું. પુસ્તકોની જાતો ઉપરથી આપણા સાહિત્યની સ્થિતિ તથા લોકરુચિ વિષે નીકળતું અનુમાન કોઇવાર આગળ ઉપર ચર્ચીશ. હાલ તો આ બધી જાહેરખબર વાંચતાં દીવાળી અને મારા મિત્રો માટે ભેટના વિચારો જ મારા મગજમાં રમી રહ્યા છે. ગોપાળદાસ બરફીવાળાને ત્યાંથી પીસ્તાં બદામની બરફીનાં નાનાં નાનાં પાર્સલો મંગાવી રાખવાનું બની શકે તો ઠીક એવો સંકલ્પ કર્યો. સાડીયો વિલાયતી તો ખરી, પણ કર્તવ્ય—અકર્તવ્યના વિચારને અને પ્રેમને બનતું નથી. આપણા પંડના રાજા આપણે, અને તેમાં પણ સગવડનો વિચાર પહેલો! આપણા કારીગરો સારો સુશોભિત અને ઉપયોગી, લેવા લાયક માલ ન બનાવે તેટલા માટે આપણે વૈરાગી જેવા ફરવું, અને આપણી અર્ધાંગનાઓને ફ્રેંચ અને ચીનાઈ બુટ્ટીદાર રંગ–બેરંગી અને કોમળ રેશમી સાડીઓને બદલે બુરાનપુરી સાડીયો પહેરાવવી, એ કાંઈ બુદ્ધિમત્તાનું ચિહ્ન છે! કોઈની ખામીને માટે આપણે સહન કરવું એ કોના ઘરનો ન્યાય?! સ્વદેશી માલ વાપરો એવો ઉપદેશ કર્યા કરવો, પણ તેની સાથે જ પરદેશી મોહક માલ ખરીદવો તો ખરો: જરૂર પડે તો એમ દલીલ કરીને કે તેવા માલની ખરીદી થતી હશે તો દેશી કારીગરોને તેવો માલ પેદા કરવાની વૃત્તિ થશે, ખપ હશે તો છત થશે! અને વળી એક સાડી કે બે વિલાયતી ચીજો માટે અર્ધાંગનાઓને નારાજ કરવી અને ઘરના સુખનો ભોગ આપવો એ કોણે કહ્યું છે?! વિલાયતી લોકો પણ એક પરમેશ્વરના જ છોકરાં છે ને? **'उदारचारितानां तु वसुधैव कुटुम्बकम् ।'** એ સૂત્રનો ઉપયોગ આ સ્થળે નહિ તો બીજે ક્યાં?! ત્યારે વિલાયતી માલ વાપરીને આંખને અને મનને સંતોષ આપવો, ઘરમાં

સુખ શાન્તિ પાથરવી, અને 'ઉદારચરિત'ની કોટિમાં દાખલ થવું, એ સામટો ફાયદો શા માટે ન લેવો ?! મારા એક મિત્ર પરદેશી માલ વાપરવાની વિરુદ્ધમાં ખાસ કરીને છે, તેને માટે ઉપરનો બચાવ મનમાં ગોઠવી રાખ્યો, બરફી પેંડા બાબતમાં બેશક કાંઈ કહેવા જેવું જ નહતું. ગોપાળદાસની દુકાન સવાયો માલ આપે, દોઢા પૈસા લે. ગોપાળદાસની બરફી એટલે ઉત્કૃષ્ટતાની પરિસીમા. મારા એક મિત્ર અત્તર ગુલાબ અને સેન્ટના શોખીન છે. તેમને માટે 'મસ્ક લવેન્ડર' અને રજનીગન્ધનું એસેન્સ મંગાવવાનું નક્કી થયું. દીવાળીની ફરજો અદા કરવાનો આમ નિશ્ચય થયો.

દીવાળી માટે જાહેર ખબરો જોઈ, તેમાંથી તેમનું પૃથક્કરણ કર્યું; અને તેમાં દેશી પરદેશી માલની મીમાંસા થઈ. ઠીક કુદકા મરાય છે નહિં વારૂ ? પણ હજી જાહેર ખબરો ઉપર ઘેરો વખત ઠેરવું પડશે. નાગરી નાતની વીશી ('ધી વડનગરા નાગર બોર્ડીંગ' એ ઈંગ્રેજી નામનું ભાષાન્તર છે.) કોઇ ઈંગ્રેજી ભણેલાએ કહાડી છે. ઠીક કહાડી. કાંઈ સંસ્કૃત નામ રાખ્યું હત. 'વિશ્રાન્તિગૃહ' કે 'શિવાજી કોશ'માંથી એકાદ બીજું નામ આપ્યું હત, તો ઈંગ્રેજીની ગંધથી કેટલાક છેડાઇ જાય છે તેમને પિત્તપ્રકોપ ન થાત. એ કોમ બીચારી આ અંગ્રેજના કાળમાં બહુ મુંઝવણમાં છે. એમનું જીવન અત્યારના વખતને કેવળ પ્રતિકૂળ છે. અને જેમ જેમ વખત વધતો જશે તેમ તેમ તેમની મુશ્કેલીઓ પણ વધતી જવાની. તેવી પરિસ્થિતિમાં રહેવા તથા ખાવા પીવાની સગવડવાળી વીશીઓ થાય તો તેમની મુંઝવણ કંઇક ભાગે. એ કોમની જાહોજલાલી મેં જોયેલી છે, અને તેથી અત્યારની તેમની પડતીના દિવસોમાં તેમને માટે ખાસ દયા ઉપજે તેવું છે. કાઠીયાવાડમાં તેઓ સર્વ ઠેકાણેથી મોટા અધિકારમાંથી 'મોકળા' થયા છે. અને જેવો દક્ષિણમાં ચિત્પાવન બ્રાહ્મણ ઉપર કટાક્ષ છે તેવો જ કાઠીયાવાડમાં નાગરો ઉપર છે. પ્રભુ તેમને તેમના આ દુઃખના દિવસોમાં સહાય થાઓ ! તે નાતમાં હજી કેટલાંક જૂનાં ખાનદાન છે, તેઓ પૈસાપાત્ર છે, તેમણે હવે તેમના જ્ઞાતિબન્ધુઓની સંભાળ લેવી જોઇએ, તેમને ભણાવવામાં અને ઉદ્યોગે લગાડવામાં ખાસ મહેનત લેવી જોઇએ, અને વિલાયત જવાની છૂટ કરી 'સિવિલ સર્વિસની' પરીક્ષામાં પોતાનાં બાલકોને પાર ઉતારવા જોઇએ. નહિ તો તે એક વખતની ઉમદા ('ઇસ્ટ એન્ડ વેસ્ટ' પત્રમાં મિ. કિન્કેઇડનો કરણઘેલાના આશ્રય ઉપરનો આક્ષેપ મેં વાંચ્યો છે, છતાં હું આ વિશેષણ વાપરૂં છું, ) કોમ માટે મને બહુ પ્રતિકૂલ ભવિષ્ય દેખાય છે. નાગર ભાઇઓ, જાગો, અને વીસમી સદીના જીવનયુદ્ધમાં વિજયી થવાનાં સાધનો સંપાદન કરો.

દીવાળીની સાડીઓ બરફી અને અત્તર ગુલાબની વાતોમાંથી હું કેવી ગંભીર ચર્ચામાં ઉતરી પડ્યો ! આ આપણી નવી કેળવણીનો પ્રતાપ ! કહે છે કે અંગ્રેજો એમના આનન્દો પણ રોતા રોતા લે છે. ફ્રેન્ચ દૃષ્ટિએ એ ખરૂં પણ હશે, પણ પ્રમાણમાં તો અંગ્રેજોને પણ ઘણા ખુશમિજાજી ગણવા પડે એવું છે. ક્રિસ્ટમસમાં તેઓ કેવો આનન્દ લે છે, એ જુઓ અને તેની સાથે આપણા નવી કેળવણીના ફરજંદો ઉપર નજર નાંખો. કેળવણી

તો અંગ્રેજ સિવિલિયનોની પણ જેવી તેવી નથી હોતી. પણ તેથી તેઓનો જીંદગી સુખ ભોગવવાનો રસ કાંઈ ઓછો હોતો નથી. આમાં આપણા જાતિ સ્વભાવ કરતાં આપણી અને તેમની કેળવણીની પદ્ધતિ વચ્ચેનો ફેર એ મને વિશેષ કારણ જણાય છે. મારા મગજમાં આ વિચારો ઘુમતા હતા તેવામાં જ મારી પડોશનો એક વિદ્યાર્થી—જે એક યુનિવ્હર્સિટિની પરીક્ષા માટે તયારી કરતો હતો તે એક મુશ્કેલી લઇને આવ્યો. તેને જોઈ તે વિચારો સબળ થયા—આપણા છોકરાઓ ઉપર યુનિવ્હર્સિટિની પરીક્ષાઓનો ત્રાસ તેમની તાકાદ-વિગેરે કેટલાક અગત્યના સવાલોનું સ્મરણ થયું. અને તેને જ અંગે ગયા ઑગસ્ટ માસમાં જોએલી એક ક્રીકેટ મેચનાં સ્મરણો ઉપસ્થિત થયાં.

* * *

મારા એક મિત્ર સાથે હું ગયા ઑગસ્ટ માસમાં નોર્થકોટ ચેલન્જશીલ્ડની ક્રીકેટ મેચ જોવા ગયો હતોઃ—

ક્રીકેટના ફીલ્ડ ઉપર એલ્ફીન્સન અને ગુજરાત કોલેજના રમનારાઓ હાજર હતા. છેટે એક તંબુમાં જોનારા વિદ્યાર્થીઓ અને એકમાં પ્રોફેસરો અને બીજાઓને માટે સગવડ હતી.

એલ્ફીસ્ટનના રમનારાઓમાં હિંદુ મુસલમાન પારસીઓ બધા હતા. કોઈ—ટ્ટીટથી નીચો ભાગ્યેજ હશે. અને બધા બરાબર કસાયલા શરીરવાળા ક્રીકેટ ને યોગ્ય ગરમ પોષાકવાળા ખરેખરા રમનારા જેવા જ દેખાતા હતા. ગુજરાત કોલેજના વિદ્યાર્થીઓમાંના ઘણાખરા તો આમનાં પૂણીયાં અને કેટલાક તો વળી અડધીયાં જેવા દેખાતા હતા. કછોટાબંધ ધોતીઉ-અને મલમલનાં પહેરણ એ ઘણાખરાઓનો પોષાક હતો, અને એક બેએ તો પગે બુટ સુદ્ધાંત પણ પહેર્યા નહતા.

ગુજરાત અને એલ્ફીસ્ટનના રમનારાઓના ગજામાં દેખાઈ આવતા આ મ્હોટા અંતરે મારૂં ધ્યાન બહુ ખેચ્યું. એલ્ફીસ્ટનના રમનારાઓનું ગજું, મુખમુદ્રાની સુરખી, પોષાકની સરખાઇ, અમે ફ્લેનલનાં પાટલુન કોટ અને Sun hat(તાપ ટોપી)થી મળતું એક પ્રકારનું શારીરિક છૂટાપણું, એ બધું તેમને પુરુષના અને ખેલાડીના જેવો દેખાવ આપતું હતું. અને ગુજરાતના ઠીગુજીઓને દેશી પહેરવેશે અને અટવાતાં ધોતીયાં એ હજી છોકરાઓની કોટિમાં જ રાખ્યા હતા. કારણ વિચારતાં એટલોજ ખુલાસો જણાયો કે એલ્ફીસ્ટનવાળાઓ જેનો ઘણો ભાગ પારસીઓનો હતો તેઓ અવિવાહિત અથવા મ્હોટી ઉમરે પરણેલા અને ગુજરાત કોલેજના ઘણાખરા તો કદાચ છોકરાના બાપ પણ થઇ ચૂક્યા હશે. હકીકતમાં ખોટો હઉં તો ક્ષમા માગુંછું. પણ આટલું તો સ્પષ્ટ જ છે કે મુંબાઈમાં, એટલે આપણા સામાજિક વિચારોના કેન્દ્રસ્થાનમાં, આ બાબતોનું સત્ય વહેલું સમજાયાથી ત્યાંનો વિચાર આચાર ઘણા વખતથી પલટાયો છે, અને થોડાક શ્રીમં-

તેમાં જો કે બાલવિવાહ હજી પ્રચલિત છે તોપણ સામાન્ય વર્ગમાં તો પારસી મુસ્લમાન દક્ષિણી બ્રાહ્મણો વિગેરેમાં મુંબાઇના કેળવાએલા આગળ પડતા વર્ગમાં લગ્ન વય મ્હોટું થઈ ચુકયું છે. ગુજરાતમાં વિચાર ધીમે ધીમે પ્રસરે છે, અને ત્યાં પણ હવેનો જમાનો વખતે લગ્ન વયના સંબંધમાં સત્ય માર્ગનું શરણ સ્વીકારશે એમ લાગે છે. જોવા જેવું એટલું જ છે કે મુંબાઈ અને ગુજરાત વચ્ચે આખા જમાનાનો ફરક! આપણા સમાજમાં જેટલી જોઇએ તેટલી ત્વરાથી વિચારો પ્રસરતા નથી એમ આ ઉપરથી સ્પષ્ટ જણાશે.

એક બીજું પણ: શરીરના બરાવામાં જેમ લગ્ન એક તત્વ છે; તેમ જ ધન સંપત્તિ, અને રહેવાની રીત પણ છે. ખરા શ્રીમંતો કોઇ ઠેકાણે આપણે અહીં તો ઊંચી કેળવણી લેતા જ નથી. મધ્યમ વર્ગ જ લે છે, અને મુંબાઈના મધ્યમ વર્ગના અને આપણા મધ્યમ વર્ગની ધન સંપત્તિમાં પણ ઘણો જ ફેર! મુંબાઈની દૃષ્ટિએ આપણો મધ્યમ વર્ગ ગરીબ જ કહેવાય. મતલબ ખાવા પીવામાં અને કપડાં લત્તામાં જે કાળજી અને યોગ્યતા તે લોકો રાખી શકે એટલી આપણો મધ્યમ વર્ગ રાખી શકતો નથી. આપણી શરીર સ્થિતિ ઉણી હોવાનું એક કારણ છે.

બીજી તરફથી, ઉંચી કેળવણી પણ દિવસે દિવસે મોંઘી થતી જાય છે. આજ કાલ શારીરિક કેળવણી ઉપર વિશેષ ધ્યાન અપાય છે એ સારી વાત છે પણ તેની સાથે ખાનપાન અને કપડાં લત્તામાં કચાશ હોવાને લીધે વિપરીત પરિણામો આવવાનો સંભવ પણ સ્પષ્ટ છે. આ કેળવણી દરેક પ્રકારે 'gentleman' એટલે કે 'નાગરિક' થવાની યોગ્યતા આપવાના ધોરણે રચાયલી હોય એમ જણાય છે. એટલે એવા જેન્ટલમેન થવામાં સમાયલી અગવડો પણ કેળવણીને અનુસરે છે. આ કેળવણીનું વલણ ગરીબ અને તવંગરનો અંતર વધારવા તરફ હોય છે. અત્યારે આપણામાં અંતરનાં સ્થાનો એટલાં બધાં છે કે કેળવણીનેજ એકીકરણના મહાન ઉપાયરૂપ આપણે સમજીએ છીએ અને ઉપરનો ભય ખરો હોય તો આ જમાનાની કેળવણી આપણા પ્રજા તરીકેના એકત્વના વિકાસમાં વિઘ્નરૂપ થશે એવી શંકા જાય છે.

"અભ્યાસી."

# ગુજરાતી જોડણી.

[illegible] થયાં આ વિષય ઉપર ઘણે ઠેકાણે વિવેચન થતું જણાય છે. ગુજરાતી ભાષાને હાલનું સ્વરૂપ આપનારા આપણા સમર્થ વિદ્વાનો કવિ નર્મદાશંકર, નંદશંકર, મહિપતરામ અને નવલરામ પૈકી માત્ર 'માસ્તર સાહેબ' જ હયાત છે, તેઓ વાનપ્રસ્થ હોવાથી આવી બાબતમાં માથું ઘાલતા નથી એ શોચનીય છે. તથાપિ રા. નરસિંહરાવ, રા. ગોવર્ધનરામ અને રા. કે. હ. ધ્રુવ જેવા ભાષાની સેવા કરનારા વિરલ સાક્ષરો આપણામાં છે એટલે જે નિવેડો પ્રચલિત વિષયની ચર્ચાને અંતે આવશે તે જ સર્વાંશે નહીં તો પણ ઘણે ભાગે સર્વ માન્ય જેવો જ થશે એવી આશા રહે છે.

શાળાપત્રમાં જોડણીના જે નિયમો પ્રસિદ્ધ થયા છે તે સંબંધમાં એટલું કહ્યા વિના ચાલે એમ નથી કે તેમાં બહુ ડહાપણથી કામ લેવાયું છે. જે તત્ત્વોને અનુસરીને નિયમો થયા છે તે શિવાયનાં બીજાં વધારે માનનીય તત્ત્વો જડવાં સહેલ નથી. માત્ર લઘુપ્રયત્ન યકાર અને લઘુપ્રયત્ન હકાર એ સંબંધીમાં જ કાંઈક વિચાર કરવા જેવું રહે છે એમ અમારૂં માનવું છે.

લઘુપ્રયત્ન યકારની બાબતમાં બેશક એમ કહ્યા વિના ચાલે એમ નથી કે વડોદરાની ઉત્તર તરફના પ્રદેશમાં 'આંખ્ય' એવો 'આંખ' નો ઉચાર થાય છે. સુશિક્ષિત વર્ગ તેમ જ અભણ લોકો ઉભય 'આંખ્ય' જ બોલે છે. પણ 'આવ્ય' એવું જે ઉચ્ચારણ થાય છે એમ કહેવામાં આવ્યું છે તે રાસ્ત નથી. અમે જો કર્ણદોષને લીધે ભૂલતા ન હોઈએ તો રા. નરસિંહરાવના કહેવા પ્રમાણે લઘુપ્રયત્ન યકાર 'આવ' શબ્દમાં, શબ્દને છેડે ન બોલાતાં, 'આ' અને 'વ' એ બે અક્ષરોને વચ્ચે બોલાય છે. રા. ન્હાનાલાલનાં કાવ્યો વાંચતાં બે ત્રણ ઉત્તર ગુજરાતના કેળવાયલા ગૃહસ્થોએ અમારી સમક્ષ કેવળ અનાયાસે એમ કહ્યું હતું કે. અમે કાંઈ 'આંત્ય', 'વેલ્યના', 'રમ્ય', 'આવ્ય' કે 'લાવ્ય' એવું બોલતા નથી; તેમ જ લખવામાં સાધારણ રીતે 'આચર્ય', કે 'સ્મરવ્ય' એમ પણ 'અતિ શુદ્ધ' લખવાનો યત્ન કરતા નથી. જે યકાર સુરતમાં બોલાતો જ નથી પણ વડોદરાથી શરૂ થઈ ઉત્તર તરફ વધતાં અમદાવાદમાં સ્પષ્ટ બોલાતો હોય એમ લાગે છે તે કાંઈક 'આયૂવ' અને 'લાયૂવ' એવી સંજ્ઞાથી દર્શાવી શકાય એમ એ ચરોતર તરફના ગૃહસ્થોનું અને અમારૂં માનવું છે. રા. નરસિંહરાવ પણ એટલું તો કબુલ રાખશે જ કે જેવી રીતે 'આંખ્ય' બોલાય છે તેવી રીતે 'આવ્ય' બોલાતું નથી; અર્થાત્ યકાર સરખી રીતે અને શબ્દને છેડે જ આ બે શબ્દોનાં બોલાતો નથી. 'આવ' બોલતાં અમદાવાદનો વનની કોઈ બીજે જ ઠેકાણે (શબ્દને છેડે નહીં) યકાર બોલે છે. વળી ભેદમાં પેટાભેદ નિકળવાનો પણ ભય છે તો આવા દધિમાંથી કાદવા જેવા (Rope-dancing feat) નિરર્થક પણ આડંબરી ભેદોનો સ્વીકાર કરવા કરતાં, થોડા

વર્ષ થયાં પ્રચારમાં આવેલાં એવાં 'આવ' અને 'લાવ' તેમ જ 'આંખ' અને 'વેશ' એ રૂપ ધારે આદરણીય ગણાવાં જોઇએ.

પ્રાંતિક ઉચ્ચારના ભેદ સંબંધીના કલહમાં એકવાર ઉતર્યા પછી રા. નરસિંહરાવ કે રા. કમળાશંકર એમાં એકેનો પત્તો લાગે એમ નથી. એ કલહને તજીયું છે કે નહીં એ જ શંકાસ્પદ છે. હજુ એટલું સારૂં છું કે માત્ર સુરત, નડીઆદ તથા અમદાવાદમાં સમર્થ લેખકો થયા છે, પણ જ્યારે વલસાડ, ભરૂચ તથા વડોદરામાં પણ બે ચાર સારા લખનારા થશે એટલે, 'ખેતરવું', 'દાલ' તથા 'મોસન' તે ખરાં છે અને 'છેતરવું', 'દાળ' અને 'મોહન' એ ખોટાં છે એવો પણ સિદ્ધાન્ત નીકળવાનો સંભવ રહે છે.

આપણે કાઠીઆવાડના લેખકો તપાસીશું અથવા તો દલપતરામ, દયારામ કે પ્રેમાનંદના લેખો તપાસીશું તો પણ જેમ ભોળાનાથભાઈ અને હરગોવિંદદાસનાં લખાણોમાં હાલ પ્રસિદ્ધ થયલા નિયમો વધારે માન્ય રખાયલા જોઇએ છીએ તેમ તેમાં પણ માલમ પડશે. ખુદ રા. નરસિંહરાવ જેમને માટે લેખકને સંપૂર્ણ માન છે તેમના પોતાના જ લેખો પણ આ નિયમોથી બહુ વિરુદ્ધમાર્ગગામી નથી. જે કાંઇક ફેર દીઠામાં આવે છે તે સંબંધે થોડા શબ્દોમાં અર્પીશું.

રા. નરસિંહરાવનું 'ડોસી', 'બેસી', 'હસી' એ શબ્દો પરત્વે કહેવું માન્ય રાખવા જેવું છે. તાલુસ્થાનમાંથી બોલાતો ઇકાર આપણા લોકો બોલતાં આગલા 'સ'નો 'શ' કરી નાંખે છે એ વાત ખરી છે. વળી પ્રાથમિક શિક્ષણનાં પુસ્તકોમાં પણ 'ડોશી', 'બેશી', 'હશી' એમ લખેલું છે તો જેમ ઇંગ્રેજીમાં 'connection' અને 'connexion' એ ઉભય રૂપો ગ્રાહ્ય છે અને 'honor' તેમ જ 'honour' બેઉ ખરાં ગણાય છે તેમ આપણે અહિં 'ડોસી' તથા 'ડોશી' બેઉ ખરાં ગણાવાં જોઇએ. જો શાળાપત્રના વિદ્વાન તંત્રી 'ડોસી' તથા 'ડોશી' એ બન્ને માન્ય રાખે તો પ્રાન્તિક ઉચ્ચાર વિષેનો ઝઘડો મટી જવા જેવો થઈ બહુ લોકોના મનનું સમાધાન થઈ શકશે. પણ એથી એમ કહી શકાય નહીં કે 'બેસવું' તથા 'પેસવું' એ ક્રિયાપદનો આજ્ઞાર્થે રૂપમાં 'બેશ' અને 'પેશ' લખેલું પણ ખરૂં છે. આ જ ન્યાયે 'શિવાય' તેમ જ 'સિવાય' બન્ને ગ્રાહ્ય કરી શકાશે. એમ છતાં સુરતી ઢબથી બોલાતું 'શકાય છે' એ અમે સ્વીકારી શકતા નથી.

લઘુપ્રયત્ન હકાર સહુ કોઈ સ્થળે ગુજરાતમાં વધતો ઓછો બોલાય છે. ભાષામાં ઘણા લેખકોએ તે દર્શાવવા પણ માંડયો છે; પણ જેમ 'અમે' અને 'એવું' એમાં હકાર જોઇએ તેવો નથી તેમ, 'હમે' તથા 'હેવું' એમાં જોઇએ તે કરતાં વિશેષ હકાર છે એમ કહ્યા વિના ચાલે એમ નથી. આવી સ્થિતિમાં કાંઈ ચિહ્ન યોજાય તો ઠીક. 'કવિ'એ

તે વિષે પોતાનાં પુસ્તકોમાં ઘણા વર્ષ ઉપર ઇસારો કર્યો હતો. રા. નરસિંહરાવ પણ તેવી યોજનાની તરફેણમાં છે તો છાપનારને કે લખનારને બહુ અવઘડ પડે તેની ચિંતા ન રાખતાં એક સરળ ચિહ્નપદ્ધતિ નક્કી થાય તો સારૂં.

ભાષાનું અત્યાર સુધીમાં ઘડાયલું સ્વરૂપ તોડી નાંખવું કોઇને પણ ઉચિત લાગશે નહીં જ. અને જો એમ જ છે તો પછી રા. કમળાશંકર જેવા વિદ્વાનની દેખરેખની નીચે ભણેલા ગૃહસ્થો પોતાની વિદ્વત્તા તથા પોતાનો અધિકાર વાપરીને કરેલા નિયમો માન્ય રાખવા એ આપણું કર્તવ્ય છે. પ્રાન્તભેદને લીધે કંઈ નહીં જેવો ફેરફાર કરવાની જે જરૂર જણાય છે તે આ લેખમાં બતાવેલો માર્ગ લીધાથી દૂર થઈ શકશે. આમ કીધાથી રા. નરસિંહરાવે શ્રમપૂર્વક લખેલી ટીકાનું ફળ ગુજર પ્રજા અનાયાસે પ્રાપ્ત કરી શકશે.

તળપદી ગુજરાતી તેના અસલ સ્વરૂપમાં જ રાખવી તથા તેમાં પરભાષાના શબ્દોનું મિશ્રણ ન થવા દેવું એ હિંદી પ્રજાના સમવાય અને ઐક્યના વખતમાં ઘણું કઠિન છે અને બહુ ઇષ્ટ નથી. તેથી પરભાષાના શબ્દો દાખલ કરતી વખતે કેવી રીતે તે આપણી ભાષામાં લખવા એ સંબંધે નિયમ થયો છે તે ઠીક છે. એકંદર રીતે સત્ય શું છે, પ્રચાર ( ખરો ખોટો ) કેવો છે અને કેવો થવા સંભવ છે એ સઘળી હકીકતનો વિચાર કરી તોડજોડથી થયલા હાલના નિયમો બહુ રીતે માન્ય રાખવા યોગ્ય છે એવી અમારી સમજ છે.

નંદનાથ કેદારનાથ દીક્ષિત.

Reg. No. B. 463

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૩, અંક ૧૨. [ માસિક ] પૌષ, સંવત્ ૧૯૬૧.

## ગ્રન્થાવલોકન.

"The Mystics, Ascetics and Saints of India"—(By J. C. Oman).

હિન્દુસ્તાનના 'યોગી સંન્યાસી વૈરાગી અને સાધુઓ' સંબન્ધી મિ. ઓમન નામના એક અંગ્રેજે આ પુસ્તક લખ્યું છે. મિ. ઓમન પૂર્વે લાહોરની સરકારી કૅાલેજમાં 'નૅચરલ સાયન્સ' ના પ્રોફેસર હતા, અને એમણે આખા હિન્દુસ્તાનમાં ફરીને તેમજ હિમાલય વગેરે સ્થાનમાં કેટલોક વખત કાઢીને આ વર્ગના લોકની માહીતી મેળવી છે, તેઓની અદ્ભુત વાતો સાંભળી છે, અને એક અંગ્રેજ આપણા લોકનો જેટલો પરિચય મેળવી શકે તેટલો મેળવીને આ પુસ્તક રચ્યું છે. પુસ્તકમાં અંગ્રેજ વાચકને વિનોદ અને આશ્ચર્ય પમાડે એવાં બાવાઓ અને ફકીરોનાં ચિત્રો આપ્યાં છે, અને ઘણી વાર્તાઓ લખી છે, જેમાં આપણા લોકને તદ્દન નવું જ જાણવાનું હોય એવું તો કાંઈ નથી, પણ વાંચતાં રસ ઉપજે એવી હકીકત ઘણી છે. શરુઆતનું અને છેવટનું—એ બે પ્રકરણ ખાસ વાંચવા જેવાં છે. પ્રથમ પ્રકરણમાં આપણી ત્યાગભાવનાનાં કારણ અને વિકાસ સંબન્ધી ચર્ચા છે.

મિ. ઓમનનું એમ કહેવું છે કે અન્ધાધુની જુલમ અને આપત્તિના વખતમાં માણસ સ્વાભાવિક રીતે આ દુનીઆથી નિરાશ થાયછે એટલે એનું મન મરણ પછીની બીજી દુનીઆ શોધવા તથા ઇશ્વર મેળવવા તરફ દોડે છે. સપાટ દેશમાં લોક આળસુ અને નબળા થાય છે, અને રાજ્ય જુલમી થાય છે. લાંબા વખત સુધી આ દેશમાં મ્હોટાં વન પડેલાં હતાં, તાવ મરકી

અને દુકાળ વારંવાર આવ્યાં કરતાં, ન્હાનપણથી સ્ત્રી-પુરુષોમાં વિષયવાસનાઓ પેદા થતી એથી લોક નિર્બળ થતા, અને નાત-જાતનાં બન્ધનોને લીધે લોકમાં હુન્નર કારીગરી પણ સંકડાઈ ગયાં હતાં. આ લોકમાં ઇતિહાસ લખાયો નથી, એવું કારણ પણ એ જ છે કે જે પ્રજા આનન્દી સુખી અને બળવાન હોય છે એને જ પોતાનાં પરાક્રમો નોંધવાનું સૂઝે છે. વળી અત્રે મ્હોટી સંખ્યા વનસ્પતિના ખોરાક ઉપર જીવે છે એથી પણ તેઓ નામર્દ અને આશાહીન થયા છે. તથા એમના મનના બંધારણમાં લાગણી અને કલ્પનાનું પ્રાધાન્ય હોવાથી, તેઓ સ્વાભાવિક રીતે ધર્મ તરફ વળે છે. એમના શાસ્ત્રકારે પણ ચાર આશ્રમ બાંધ્યા એમાં પહેલો ભીખનો અને છેલ્લો સંસાર છોડી જતા રહેવાનો ! એમની કુટુમ્બભાવના-અવિભક્ત રહેવાની—એ પણ આળસ અને નિરુદ્યોગની પોષક.

ઉમદામાં ઉમદા વસ્તુસ્થિતિનો પણ વિપરીત ગ્રહ કેવી રીતે થાય એના ઉદાહરણ રૂપે ઉપરની કલ્પના ઠીક છે. મિ. ઓમન ગયા જમાનાના સાયન્સના પ્રોફેસર હોય તો એમની પાસે ધર્મ સંબન્ધી યથાર્થ સમજણની આશા રાખવી વ્યર્થ છે. સુભાગ્યે બકલની રીતે હવા પાણી અને પૃથ્વી માત્રથી મનુષ્યના આન્તર સ્વરૂપનો ખુલાસો કરવાનો યત્ન હવે ખરો ગણાતો નથી, અને ધર્મ સંબન્ધી વિચારો તે રોગી હૃદયની કલ્પના જ નથી પણ સત્ય પરમાત્માનું દર્શન કરાવનાર આન્તર પ્રકાશ છે એ વાત પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનમાં હવે એટલી બધી સિદ્ધાન્તરૂપ થઈ ગઈ છે કે એથી વિરુદ્ધ મત ધરાવનારને માથે સબળો પુરાવાનો બોજો રહે છે એમ કહીએ તો ચાલે. અસલ રાજ્યપદ્ધતિ જુલમી હતી એ વાતને સ્વયં-પ્રકાશ સત્ય માનનાર પ્રતિ તો કાંઈ કહેવું રહેતું નથી, પણ જેઓનાં મન હજી આ સંબન્ધમાં વિચાર કરવાને તૈયાર છે એમને એટલું સ્મરણ આપવાનો અવકાશ છે કે—પ્રાચીન તેમ જ મધ્યયુગ સુધાંની રાજ્યપદ્ધતિમાં રાજાની સત્તા તદ્દન નિરર્ગલ હતી એમ માનવું ખોટું છે. પ્રાચીન સમયમાં રાજાની સત્તા ઉપર, લોકહિતાર્થે સ્વયં નિર્ધન રહી ઉમદા સલાહ આપવાનું કાર્ય માથે વહનાર ગુરુઓ, તેમજ કાર્યદક્ષ મન્ત્રીઓ, તથા અનેક વર્ણના યોગ્ય અગ્રણીઓ,-એઓનો અંકુશ હતો જ. મિ. ઓમન જે વૈરાગ્યવૃત્તિને નિન્દે છે એ મેગેસ્થિનીસના સમય પહેલાં સેંકડો વર્ષથી ચાલી આવતી હતી, છતાં એના વખતમાં હિન્દુસ્તાનનું રાજ્યતન્ત્ર કેવું સન્તોષકારક હતું એ સુવિદિત છે. વળી, જ્યારે આવા દોષદર્શકો રાજાના જુલમની વાત કરે છે ત્યારે તેઓ એક વાત ભૂલી જાય છે કે વ્યક્તિ ઉપરના જુલમના ભલે ઘણા દાખલા મળે, પણ જનસામાન્ય ઉપર જુલમ થયાના દાખલા તો થોડા જ જેવામાં આવશે. લડાઈ વખતે પણ કોઈ ખેડુતનાં ખેતરોને નુકશાન કરતું નહિ એ મેગેસ્થિનીસનું અવલોકન મધ્યયુગમાં પણ ઘણે ભાગે ખરૂં હતું. અને તેથી જ કરીને ગુજરાતનો એક ઇતિહાસકાર લખે છે તેમ, અત્રે રાજ્ય બદલાતાં છતાં લોક તો જાણે જાણતા જ નથી ! વિશેષમાં એ ખૂબ યાદ રાખવા જેવું છે કે હિન્દુસ્તાનની બ્રિટિશ અમલ પહેલાંની રાજ્યનીતિ હમેશાં "Village communities"-ગ્રામસંસ્થા અને તે સાથે જોડાએલા સ્થાનિક સ્વરાજ્યના ધોરણ ઉપર રચાએલી હતી, અને તેથી હાલ કરતાં પણ એક રીતે લોકનું સ્વાતન્ત્ર્ય અધિક હતું., સ્વતન્ત્રતાનું અભિમાન ધરાવનાર ઇંગ્લંડ હજી દેશની ભૂમિને લોકની ભૂમિ કહી શકતું નથી, અને હજી એનું સ્વામિત્વ થોડીક વ્યક્તિઓના હાથમાં રાકાઈ રહ્યું છે, અને એને પરિણામે નીચલા વર્ગની સ્થિતિ કેવી કરુણાજનક થઈ

છે એ જાણીતું છે; આપણા દેશમાં ભૂમિણુ શિયાં પ્રજાની જ ગણાતી, પ્રજા ખેતી કરે અને પાકે તેમાંથી અમુક હિસ્સો રાજાને આપે—પાકે તે જ આપે અને ન પાકે તો એવું કાંઈ નામ પણ ન લે—દેશમાં દુકાળ પડે તો રાજા એમાં પોતાનું પાપ માને અને રાજા કોઈ વખત જુલમી થવા જાય તો પ્રજાના અગ્રણીઓની ફરજ કે એ જુલમ પોતાને માથે વ્હોરી લઇને પણ પ્રજાસામાન્યનું રક્ષણ કરવું.

ઓછામાં ઓછાં ત્રણ ચાર હજાર વર્ષથી આ દેશમાં વૈરાગ્યની સંસ્થાઓ ચાલી આવી છે, અને એટલો બધો વખત પ્રજાએ નીચે મોઢે રાજ્યનો જુલમ સહન કર્યાં કર્યો એમ માનવામાં તો આ દેશના લોકને સ્વસંરક્ષણરૂપી સામાન્ય મનુષ્યસ્વભાવ પણ તદ્દન નિષેધવામાં આવે છે. આ કલ્પનામાં બધી ભૂલ ધર્મ સંબન્ધી ખોટી સમજણમાંથી જ ઉપજી છે: ખરી વાત એ છે કે સંસાર કરતાં પણ મનુષ્યસ્વભાવને વધારે પ્રિય થઈ પડે એવો પર પદાર્થ છે, એ પદાર્થની શોધમાં કેટલાક વિરલ પુરુષો પોતાની ઉચ્ચ સ્વાભાવિક મનુષ્યતાથી દોરાય છે, અને એ શોધથી પોતાનું તેમ જ જગત્‌નું કલ્યાણ કરે છે; જેઓને આ શોધમાં કાંઈ અર્થ જણાતો નથી, અને જેઓ પર પદાર્થને માત્ર ઝાંઝવાનું પાણી જ સમજે છે, તેઓ મનુષ્યસ્વભાવની આ વૃત્તિનો હવા પાણી વગેરે બાહ્ય આગન્તુક કારણોથી ખુલાસો કરવાનો યત્ન કરે છે. જેઓ પરમાત્માને સત્ય પદાર્થ માને છે અને જુએ છે, તેઓને એકવાર એમ કહેશો કે રાજ્યના જુલમથી તમારા મનમાં આ કલ્પના ઉઠી છે, તો તેઓ આ વાત નિષેધશે, અને તમે દુરાગ્રહથી તમારા નિદાનને વળગી રહેશો તો તેનો એટલો જ ઉત્તર આપશે- કે 'એવો રાજ્યનો જુલમ સદા સર્વદા હો! અમે તો પરમાત્માને જોઇએ છીએ, અમને એ સંસાર કરતાં વધારે પ્રિય લાગે છે અને તેથી અમે એને તનમનથી ભજીએ છીએ; રાજકીય જુલમને અમારા વલણના કારણરૂપે બતાવવાથી પણ અમારી શોધ ખરા પદાર્થ માટે છે એ વાત ઘટતી નથી. ટુંકામાં, જ્યાં સુધી એ પદાર્થ શોધવા જેવો છે ત્યાં સુધી અમારો પંથ પણ એ સાથે જોડાએલો છે. જે દિવસે ઇશ્વર:નથી એવો સિદ્ધાન્ત જગત્‌માં માન્ય થશે, તે દહાડે અમારા પન્થની ઉપયોગિતા વિષે પ્રશ્ન કરજો. હાલ તો, અમે સત્યના ઉપાસક છીએ, એની ઉપાસનામાં અમારું જીવન ગાળીએ છીએ, અને અમને જે જડે છે તે અમે જગતને આપીએ છીએ.–એટલો જ ઉત્તર આપી બેશી રહીએ તો તેમ કરવાનો અમારો હક છે.'

અમુક કાર્ય અમુક કારણથી ઉપજે છે એટલું બતાવવાથી એ કાર્યની નિરર્થકતા સ્વતઃસિદ્ધ થઈ જતી નથીઃ આ ઉપર્યુક્ત ઉત્તરમાં મિ. ઓમનના સઘળા કથનનો ઉત્તર થઈ જાય છે. છતાં, એમણે બતાવેલાં બીજા કારણો ઉપર પણ સામાન્ય નજર ફેરવીએ.

પૂર્વે તાવ મરકી અને દુકાળથી લોકમાં સંન્યાસવૃત્તિ ઉત્પન્ન થઈ છે એ નિદાનપ્રદર્શનનો તો ઉપરના જવાબમાં ઉત્તર થઈ ગયો: વિશેષમાં આશ્ચર્ય એટલું ઉપજે છે કે ત્રણ હજાર વર્ષ સુધી જે દેશમાં તાવ મરકી અને દુકાળે સતત વાસ કર્યો હશે એ દેશમાં ત્રીસ કરોડની વસ્તી શી રીતે થઇ હશે? પ્રસંગોપાત્ત, પૂર્વોક્ત મ્હોટાં વન સંબન્ધી વિષયાન્તરના બે શબ્દો કહેવાનું મન થઈ આવે છે; આ સંબન્ધમાં થોડાક વખત ઉપર પ્રિન્સિપાલ સેલ્બીએ ટાઇમ્સ ઑફ ઇન્ડિયામાં એક પત્ર લખ્યો હતો એમાં ઘણી નહેરોથી

મિ. ઓમને કરેલી નિવૃત્તિમાર્ગની નિદાનકલ્પનાએ આપણને ઘણા રોક્યા. હવે આપણે એમના ફલચિન્તન—નિવૃત્તિમાર્ગે આ દેશ ઉપર કરેલી સારી ખોટી અસરના નિરૂપણ—ઉપર આવીએ. આ ભાગમાં મિ. ઓમનના પહેલા પ્રકરણનું કેટલેક અંશે પ્રાયશ્ચિત્ત થઇ જાય છે. અત્રત્ય નિવૃત્તિમાર્ગના ધાર્મિક લાભમાં મિ. ઓમન ત્રણ ગણાવે છે: એથી લોકની દૃષ્ટિ આગળ વિશુદ્ધિ સંયમ અને ક્ષુદ્ર સંસારવ્યવહારની બેદરકારી એની ભાવના ઉપસ્થિત રહી છે, ગરીબને દાન કરવા તરફ ગૃહસ્થવર્ગમાં વૃત્તિ પ્રેરાઈ છે, અને અનેક પન્થો ઉત્પન્ન થઈ પરસ્પર સહનતા આવી છે. સામાજિક મ્હોટો લાભ એ થયો છે કે જ્ઞાતિબન્ધનથી ઉચ્ચ નીચના જે વિચાર ઉત્પન્ન થાય છે, એમાં ઘટાડો થઇ મનુષ્ય માત્રની સમતા તરફ લોકની દૃષ્ટિ ગઈ છે.* રાજકીય દૃષ્ટિએ સાધુઓએ એક લાભ કર્યો છે અને એક નુકશાન કર્યું છે: તેઓ સદા આખા હિન્દુસ્તાનમાં ભટકતા રહે છે, અને તેથી આખા દેશની એકતા લોકની નજર આગળ આવે છે; પણ તેઓ આ જગતને મિથ્યા ઠરાવે છે તેથી રાજકીય દૃષ્ટિમાં અતિઆવશ્યક એવું જે સ્વદેશાભિમાન તેનો નાશ થાય છે. ( આ મિથ્યાદૃષ્ટિનું પરિણામ છે કે કેમ, અને એ મિથ્યાદૃષ્ટિ સાથે પણ સ્વદેશાભિમાન કેવું સંગત કરી શકાય છે એ એક જુદો પ્રશ્ન છે અને તે બીજે કોઇક વખતે ચર્ચવા જેવો છે. ) વળી, મનુષ્યબુદ્ધિના વિકાસમાં આ માર્ગે નુકશાન કર્યું છે : એ પ્રકૃતિનો અભ્યાસ નિરર્થક ગણી કાઢી નાંખે છે, અને ધ્યાન વગેરે અશાસ્ત્રીય સાધનોની મૃગતૃષ્ણા ઉત્તેજે છે. ઉદ્યોગની બાબતમાં, નિવૃત્તિમાર્ગે હિન્દુસ્તાનમાં કાયમ આળસુપણાનાં તત્ત્વજ્ઞાન અને કલા ઉપજાવ્યાં છે! એક પાદરીની ગણતરી પ્રમાણે હિન્દુસ્તાનની વસ્તીનો આઠમો ભાગ ભીખ માગવાનો ધન્ધો કરે છે. મિ. ઓમન આ ગણતરીના વિષયમાંથી કેટલોક ઘટાડો કરે છે–તે કહે છે કે ઈંગ્લંડ જેવા દેશમાં પણ કેટલોક ગરીબ વર્ગ એવો હોય છે જેનો સરકારી તીજોરીમાંથી એટલે કે દેશના પૈસામાંથી નિર્વાહ કરવો પડે છે–અત્રે સાધુઓનો ખાનગી દાનથી નિર્વાહ થાય છે, માટે અમુક સંખ્યા તો ભીખ માગનારાઓની આવશ્યક ગણી બાદ કરવી જોઇએ. વળી દરેક દેશમાં ધર્મોપદેશકો પણ કાંઇક કરે છે, અને તે પ્રમાણે અત્રે સાધુઓની કેટલીક સંખ્યા લોકને ધર્મ ઉપદેશવાનું કામ કરે છે, એટલે તેટલી સંખ્યાને છેક નિરર્થક ગણવી ન જોઇએ. વળી, દરેક દેશમાં કેટલાક સત્પુરુષો એવા હોય છે કે જેઓ " બિશપ ક્રેટન એક સ્થળે કહે છે તેમ સ્વર્ગમાં સોના જેવા કિંમતી ગણાય, પણ આ પૃથ્વી ઉપર નકામા : " આવા સત્ત્વગુણી અને શાન્ત પુરુષો હિન્દુસ્તાનના સાધુઓમાં પણ કેટલાક હોય છે. વળી, બીજા દેશમાં, કેટલાક નિરુદ્યમી લોકો એવા દુષ્ટ નીવડે છે કે તેવા તો આ દેશમાં હોતા જ નથી. એકન્દર ધાર્મિક દૃષ્ટિએ મિ. ઓમન સાધુઓને ઉચ્ચ ભાવનાના પ્રેરક અને તેટલે અંશે ઉપયોગી માને છે. અને આ પ્રકરણ વાંચતાં તો લગભગ એમ થાય છે કે સાધુઓ વિષે આવો નિષ્પક્ષપાત વિચાર બાંધનારા થોડા હશે. તેઓ ઉપર દયા લાવી મિ. ઓમન લખે છે કે—

"Sadhus are not more fortunate; for whatever their merits or their claims may be they are looked down upon with contemptuous indifference by the ruling race, the new *twice borns* of the Indian world, now in effect the *predominant caste*, exhibiting all the virtues and the vices of its peculiar position, privileges, and pretensions."

આ વાક્ય અમને રાજકીય ચર્ચામાં ખેંચે છે, પણ તેમ થવા દેતાં પ્રકૃત લેખ બહુ લંબાઈ જશે અને વિષયાન્તર પણ બહુ થશે—માટે આટલેથીજ અટકીશું.

છેવટે, એટલું જણાવીશું કે ઉપરના અવલોકનમાં યદ્યપિ અમે નિવૃત્તિમાર્ગની હિમાયત કરી છે, તથાપિ એનો અર્થ એવો નથી કે આજકાલ કહેવાતા વૈરાગીઓ સંન્યાસીઓ અને સાધુઓનું જીવન અમે પસન્દ કરીએ છીએ. હમણાં થોડાક વખત ઉપર, લાલા બૈજનાથ નામે ઉત્તર હિન્દુસ્તાનના એક નામીચા ગૃહસ્થે હરિદ્વારના મેળાના પોતાના અનુભવ ઉપરથી એક લેખ લખ્યો છે, એમાં આ વર્ગના લોકો ખરો નિવૃત્તિમાર્ગ કેવા વીસરી બેઠા છે એ બહુ સારી રીતે બતાવ્યું છે: કેટલાક ધનાઢ્ય હોય છે, ઘણા મૂર્ખ અને કલહપ્રિય હોય છે, અને માત્ર થોડાક જ શાન્ત, વિદ્વાન અને ખરી સાધુતાનાં લક્ષણવાળા હોય છે. તેઓ કહે છે કે એ મેળામાં સો હૃષ્ટપુષ્ટ જુવાન છોકરાઓને સવારમાં જનોઇ દીધું, અને સાંઝે સર્વને સંન્યાસી કરી છોડી મૂક્યા! આ વાત જેમ એક તરફથી હાસ્ય ઉપજાવનારી છે, તેમ બીજી તરફથી આપણને નીચું જોવડાવનારી છે. અને એની યથાર્થતા માટે લેશ ભાર પણ શંકા લેવાનું કારણ નથી. લાલા બૈજનાથને એ વર્ગ માટે મમતા હતી, અને એમનો હિન્દુસ્તાનના હિતાર્થે કાંઇ સદુપયોગ થઇ શકે તો કરવો એ ઇરાદાથી તેઓ ત્યાં ગયા હતા, અને છેવટે નિરાશ થયા. થોરીઆમાંથી કેળ ઉપજાવવાનો શ્રમ વૃથા છે. લોહમાંથી સુવર્ણ કાઢવું અશક્ય છે. લોહને સુવર્ણ બનાવવા માટે અલૌકિક પારસમણિનો સ્પર્શ જોઇએ. એક નવો જ સંન્યાસી અને સાધુઓનો વર્ગ ઉપજાવવાની જરૂર છે. જો નિવૃત્તિમાર્ગ ખરો છે, તો ઉત્તમ મગજ અને હૃદયવાળા જગહિતૈષી હિન્દનિવાસીઓએ જ્ઞાન ભક્તિ અને વૈરાગ્યની મૂર્તિરૂપ થઈ સર્વત્ર વિચરવું જોઇએ. આવા પરમદયાળુ મહાત્માઓ, જેમનો અવતાર પૃથ્વીને કૃતાર્થ કરવા માટે જ છે, એમના નામની પરંપરા અત્યારે સ્મરણમાં આવી અમારા હૃદયને પાવન કરી રહી છે—

" यं प्रव्रजन्तमनुपेतमपेतकृत्यं
द्वैपायनो विरहकातर आजुहाव ।
पुत्रेति तन्मयतया तरवोऽभिनेदु :
तं सर्व भूतहृदयं मुनिमानतोऽस्मि ॥ "

જેને કાંઇપણ કર્મો કરવાં બાકી રહ્યાં ન હતાં, તથા જેને હજી ઉપનયનસંસ્કાર પણ થયો નહતો એવા–શુકદેવજી વનમાં ચાલી નીકળ્યા, તે સમયે વિરહથી વિકલ થએલા એમના પિતા વેદવ્યાસ દ્વૈપાયન મુનિ એમણે એમની પાછળ દોડી " હે, પુત્ર! " એમ ઉદ્ગાર કર્યો. તે વખતે આસપાસનાં વૃક્ષોએ, શુકદેવજીરૂપ હોઇ, ઉત્તર વાળ્યો! એવા સર્વભૂત માત્રના હૃદયરૂપ શુકમુનિને હું પ્રણામ કરું છું.

*કલિયુગમાં નિવૃત્તિમાર્ગ કેવું સ્વરૂપ ધારણ કરશે એ સંબન્ધી શ્રીમદ્ભાગવતમાં દક્ષ પ્રજાપતિના યજ્ઞને પ્રસંગે એક ભવિષ્યવાણી છે એવું અત્રે અમને સ્મરણ થાય છે. દક્ષ પ્રજાપતિના યજ્ઞમાંથી શિવને અપમાન કરીને કાઢી મૂકવામાં આવ્યા તે વખતે શિવના ગણ નન્દીશ્વરે કર્મમાર્ગી બ્રાહ્મણો કલિમાં કેવા થશે એ વિષે, અને તે સ્હામે બ્રાહ્મણોના અગ્રણી ભૃગુઋષિએ નિવૃત્તિમાર્ગી બાવાઓ કેવા થશે તે વિષે, પરસ્પર શાપરૂપ ઉદ્ગારો કાઢ્યા હતા.

### નન્દીશ્વરે દીધેલો શાપ.

"વિષયસુખની લાલસાથી, કપટથી ભરેલા ઘરસંસારમાં બંધાઈ રહેલો, વેદનાં રોચક વચનોથી બુદ્ધિહીન થયેલો જે દક્ષ કર્મો કર્યા કરેછે, તે, દેહને જ આત્મા માનનારી બુદ્ધિને લીધે આત્મસ્વરૂપને વિસરી ગયેલો પશુના સમાન દક્ષ સ્ત્રી ઉપર અત્યંત આસક્તિ રાખનારો થજો અને થોડા સમયમાં તેનું મુખ બોકડાનું થજો; કારણ કે એ દક્ષપ્રજાપતિ કર્મ કરવારૂપી અજ્ઞાનને જ્ઞાન માનનારો જડ છે. વળી જેઓ અત્રે શંકરનું અપમાન કરનારા આ દક્ષને અનુસરનારા હોય તેઓ પણ આ સંસારમાં જન્મ મરણ પામ્યા કરો. જેમાં પુષ્પની પેઠે મનને પ્રસન્ન કરનારા ઘણા અર્થવાદો રહેલા છે, એવી વેદવાણીનાં મધના ગંધની પેઠે મનને મોહ કરનારાં ઘણાં વાક્યથી મૂઢ મનવાળા, શંકરના દ્વેષી લોકો કર્મમાં જ આસક્ત રહેજો. સર્વ વસ્તુનું ભક્ષણ કરનારા, આજીવિકા માટે વિદ્યા, તપ અને વ્રતોને ધારણ કરનારા તથા ધન વિષે, દેહ વિષે અને ઇંદ્રિયો વિષે આનંદ માનનારા તે બ્રાહ્મણો આ જગતમાં યાચક થઈને ફર્યા કરજો."

### ભૃગુઋષિએ દીધેલો શાપ.

"જેઓ શંકરના વ્રતને ધારણ કરે છે તથા જેઓ તેઓને અનુસરે છે, તેઓ પાખંડી તથા સારા શાસ્ત્રના શત્રુ થજો. વળી તેઓ પવિત્રતા વિનાના, મૂઢ બુદ્ધિવાળા, તથા જટા, ભસ્મ અને હાડકાંને ધારણ કરનારા થજો, અને શિવની દીક્ષામાં પ્રવેશ કરજો કે જે દીક્ષામાં મદિરા તથા તાડી, દેવના જેવી પૂજાય છે. વળી, તમે વર્ણાશ્રમના આચારોનું રક્ષણ કરનારા મર્યાદારૂપ વેદની તથા બ્રાહ્મણોની નિંદા કરો છો, માટે પાખંડનો આશ્રય કરનારા થજો. લોકોનું કલ્યાણ કરનારો સનાતન માર્ગ આ વેદ જ છે; જે માર્ગને પ્રાચીન ઋષિઓ અનુસરતા હતા, અને જે માર્ગ ભગવાને પ્રવર્તાવેલો છે. તે પરમ શુદ્ધ અને સત્પુરુષોનો સનાતન કાળનો માર્ગ જે વેદ, તેની તમે નિંદા કરો છો, માટે તમે પાખંડી માર્ગમાં જાઓ, કે જે માર્ગમાં ભૂતપ્રેતનો રાજા તમારો દેવ છે."

ઉપરના બે ખંડો એક બીજા સાથે મેળવીને વાંચવાથી કર્મમાર્ગ અને નિવૃત્તિમાર્ગ બન્નેના ગુણ દોષ સમજાશે. અને તેમાંથી ચાલતા પ્રશ્નના સંબન્ધમાં, નિવૃત્તિમાર્ગે મૂળ ઉપજાવેલી અભેદબુદ્ધિ અને સાંકડા વેદોક્ત કર્મમાર્ગની ખામી અને વિશાળ જ્ઞાનમાર્ગની ઉચ્ચતા ધ્યાનમાં આવશે. તેજ સાથે, નિવૃત્તિ માર્ગ એની અધમ સ્થિતિમાં કેવું સ્વરૂપ ધારણ કરે છે તેપણ સમજાશે. દક્ષ (દક્ષ=કુશળ, કર્મ કાંડમાં કુશળ) એ કર્મમાર્ગની મૂર્ત્તિ છે, અને પરમહંસ શિવ એ કલ્યાણ જ્ઞાનમાર્ગની મૂર્ત્તિ છે. બેં બેં કરતા બોકડાનું મુખ—'અજા'નું મુખ—એ પશુરૂપ 'અજા' કહેતાં માયા એવું રૂપક છે.

---

# —ગૂજરાત સાહિત્ય સભા—

## ના

## હેવાલ.

ઈ. સ. ૧૮૯૭ માં અમદાવાદના યુવાનોએ ' ધી યન્ગ મેન્સ યુનીઅન " નામનું મંડળ સ્થાપ્યું. પ્રથમ વર્ષની સમાપ્તિ પ્હેલાં મતભેદ થવાથી " ધી સોશીઅલ એન્ડ લીટરરી એસોશીએશન " નામનું મંડળ મૂળમંડળમાંથી ફંટાયું. એકાદ બે વર્ષમાં ' ધી યન્ગ મેન્સ યુનીઅન ' ના ક્ષણિક જીવનનો અન્ત આવ્યો. જેમ જબરા ઝાડનો નાશ થતાં જે જગાએ તે ઉગતું હતું ત્યાં ઝીણી ઝીણી વનસ્પતિ અંકુરી નીકળે છે તેમ આ મંડળ વિલુપ્ત થતાં અનેક જ્ઞાતિસમાજો અમદાવાદમાં સ્થપાઈ.

" ધી સોશીઅલ એન્ડ લીટરરી એસોશીએશને " સંસારસુધારાની પ્રવૃત્તિ સાથે સાહિત્યપક્ષે નીચે લખ્યા મુજબ જાહેર વ્યાખ્યાનો કરાવસાવ્યાં હતાં:—

| ભાષણનો વિષય. | વ્યાખ્યાનકાર. |
|---|---|
| ૧. ગૂજરાતી સાહિત્યનું હાલનું વલણ x | રા. રમણભાઈ મહીપતરામ. |
| ૨. કવિતા અને સંગીત* | રા. નરસિંહરાવ ભોળાનાથ. |
| ૩. ગૂજરાતી કવિતા. | રા. ગોવર્ધનરામ માધવરામ. |

ઈ. સ. ૧૯૦૪ માં " ગુર્જર સાક્ષર જયંતી " નો ઉપક્રમ સમારંભાયો. કલાપી, અખો અને મીરાંની જયંતી તે વર્ષે ઉજવાઈ. જયંતીની યોજના સફળ કરવા સાહિત્યપક્ષને સબળ કરવું આવશ્યક લાગ્યું. ગયા વર્ષના જાન્યુઆરીની પ્હેલી તારીખે અમારી સભા " ધી લીટરરી એસોશીએશન " થઈને એપ્રિલમાં " ગૂજરાત સાહિત્ય સભા"નું અભિધાન પામી.

ભિન્ન ભિન્ન સાક્ષરોનાં સાહિત્યસેવા રૂપી રસળતાં કિરણો એક સ્થળે કેન્દ્રિત થાય તો આપણાં સાહિત્યને લાભ થાય છે તેથી વિશેષ લાભ થાય તથા ઐક્યની ભાવના ઉદ્ભવે,—એટલાં સારૂ એક મંડળની આવશ્યકતા હતી. ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી ગ્રન્થપ્રસિદ્ધિનું કામ કરે છે, પરંતુ સાહિત્યના અભ્યાસને સંશોધનપર વિશેષ લક્ષ આપનાર મંડળની ખોટ તેથી પૂરી પડતી નથી. બઙ્ગ પરિષદ્, નાગરીપ્રચારિણી સભા, તામિલ સાહિત્ય સભા ( Tamil Literary Academy ) આદિ મંડળો પોતાના પ્રાંતની જેવી સેવા બજાવે છે તેવી સેવા ગૂજરાત અને ગૂજરાતી ભાષાની બજાવે એવા મંડળની જરૂર લાગતી હતી. આવી અગવડો કંઈક અંશે દૂર કરવા પ્રયત્ન થાય એટલા માટે અમારી સભાનું " ગૂજરાત સાહિત્ય સભા " નામ પાડી, " ગૂજરાતી સાહિત્યનો બને તેટલો બ્હોળો વિસ્તાર કરવાનો તથા બનતા પ્રયાસે તેને લોકપ્રિય કરવાનો " ઉદ્દેશ રાખ્યો. ઉદ્દેશસાધના અર્થે વિવિધ સાધનો પ્રયોજ્યાં છે.

ગૂજરાતી સાહિત્યની ઉદ્દામ અને અવિરત સેવા કરનાર સાક્ષરો આ મંડળપર મમતા રાખી તેને ઉછેરે એટલા સારૂ ઑનરરી સભાસદનો વર્ગ રાખવામાં આવ્યો છે. સભાએ રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, રા. રણછોડભાઈ ઉદયરામ, રા. ગોવર્ધનરામ માધવરામ, રા. નરસિંહરાવ ભોળાનાથ, રા. મણીશંકર રત્નજી ભટ્ટ, રા. રમણભાઈ મહીપતરામ, રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, આટલા સાક્ષરોને ઑનરરી સભાસદ થવા વિનંતિ કરી હતી. આ સર્વ સાક્ષરોએ એ વિનંતિ સ્વીકારી છે. " ધી સોશીઅલ ઍન્ડ લીટરરી એસોશીએશને ઉપસ્થિત કરેલો " ગુર્જરસાક્ષર જયંતી " નો સમારંભ ચાલુ રાખવામાં આવ્યો છે. જેટલા સમારંભો પ્રયોજાયા છે તે નીચે લખ્યા છેઃ—

| જેમની જયંતી ઉજવાય છે તેમનું નામ. | તિથિ. | જયંતી પ્રસંગે વ્યાખ્યાન કરનારનું નામ. |
|---|---|---|
| ૧. નરસિંહ મહેતો...... | વૈશાખ સુદ ૫ | રા. રમણભાઇ મહીપતરામ નીલકંઠ |
| *૨. મીરાંબાઇ............... | શ્રાવણ વદ ૮ | રા. ન્હાનાલાલ દલપતરામ કવિ. |
| *૩. અખો... ... ... ...... | ચૈત્ર સુદ ૯ | રા. નર્મદાશંકર દેવશંકર મેહેતા. |
| ૪ પ્રેમાનંદ ... ... ... ... | પોષ સુદ ૨ | રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ. |
| ૫ સામળ ... ... ... ... ... ... ... ... | | રા. છોટાલાલ લલ્લુભાઈ પટેલ. |
| ૬ વલ્લભ ... ... ... ... ... ... ... ... | | રા. હિંમતલાલ ગણેશજી અંજારિઆ |
| ૭ દયારામ ... ... ... ... | માઘ વદ ૫ ... | રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી. |
| *૮ ધીરો... ... ... ... ... | આશ્વિન સુદ ૧૫ | રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા. |
| ૯ દલપતરામ ... ... ... | ચૈત્ર સુદ ૩ .. ... | રા. નરસિંહલાલ માધવલાલ દેસાઈ. |
| *૧૦ નર્મદાશંકર | જન્મ. ભાદરવા સુદ ૧૦<br>મૃત્યુ. ઑગસ્ટ ૨૪ | રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી. |
| ૧૧ નવલરામ. ... ... ... | આષાઢ વદ અમાવાસ્યા | રા. ડાહ્યાભાઈ પિતામ્બરદાસ દેરાસરી. |
| *૧૨ મણિલાલ નભુભાઈ. ... | ઑકટોબર ૩ ... | રા. આણંદશંકર બાપુભાઈ ધ્રુવ. |
| ૧૩ હરિ હર્ષદ ધ્રુવ. ... ... ... ... ... ... | | રા. ન્હાનાલાલ દલપતરામ કવિ. |
| ૧૪ બાળાશંકર ... ... ... ... ... ... ... | | રા. રામમોહનરાય જસવંતરાય. |
| *૧૫ સુરસિંહ (કલાપી) | જ. માઘ સુદ ૯<br>મૃ. જ્યેષ્ઠ સુદ ૧૧. | રા. મણિશંકર રત્નજી ભટ્ટ. |

" ગૂજરાતના વેદાંતી કવિઓ " સમ્બન્ધે એક વ્યાખ્યાન તૈયાર કરવાની સભાની વિનંતિ રા. નર્મદાશંકર દેવશંકરે સ્વીકારી છે. ગઇ સાલ રા. ગણપતરાવ ગોપાળરાવ બર્વેએ " ગૂજરાતના કવિઓનું સંગીતજ્ઞાન "–એ વિષયપર સપ્રયોગ વ્યાખ્યાન કર્યું હતું. આ સર્વે સદ્ગૃહસ્થોનો તેમજ રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી અને રા. અમૃતલાલ સુન્દરજી પઢિઆરનો સભા ઉપર અત્યંત ઉપકાર થયો છે. "વસન્ત" માસિકમાં પોતાનાં વ્યાખ્યાનો પ્રસિદ્ધ કરવા વ્યાખ્યાનકારોએ સંમતિ આપી છે. પોતાના માસિકમાં આ સર્વ લેખો પ્રસિદ્ધ કરવાની સગવડ કરી આપી પ્રો. આણંદશંકરે સભાને આભારી કરી છે.

ગૂજરાતી સાહિત્યનો અભ્યાસ વધે તથા જનસમાજનું સાહિત્યના ઉત્કર્ષ પ્રત્યે લક્ષ

આકર્ષીય એવા હેતુથી જયંતીઓ યોજાઇ છે. હાલ તો ફક્ત જાહેર વ્યાખ્યાનોથીજ જયંતી ઉજવીએ છીએ. સમારંભનું નામ જયંતી રાખ્યું છે પણ વસ્તુતઃ સાક્ષરોનું શ્રાદ્ધ સારવાની યોજના છે. જયંતી માટે મૃત્યુ તિથિ ન મળે તો જન્મતિથિ લેવી, તેના અભાવે સાક્ષરોની કૃતિ સંપૂર્ણ થવાની તિથિ, અને તે પણ અનુપલબ્ધ હોય તો ગમે તે તિથિ પર જયંતીનો ઉત્સવ પાળવો. આ સમ્બન્ધે સવિસ્તર ચર્ચા સભાના પ્રમુખ રા. રમણભાઇએ પોતાના પ્રાસ્તાવિક ભાષણમાં કરી હતી. જયંતી ઉપરાંત પ્રાચીન કાવ્યો સંશોધી પ્રસિદ્ધ કરવાની ધારણા છે. હાલમાં મીરાંબાઇનાં પદનો સંગ્રહ થાય છે. ગ્રન્થો,× હસ્તલેખ, શિલાલેખ વગેરેનો યથાશક્તિ સંગ્રહ કરવા વિચાર છે.

આ વર્ષે ગુડફ્રાઇડેના તહેવારોમાં એક સાહિત્યપરિષદ્ ભરવાની યોજના ઘડાઈ છે. યોજના તેમજ પરિષદ્‌માં ભાગ લેવા માટે નિમંત્રણપત્રો પ્રતિષ્ઠિત વિદ્વાનોપર મોકલવામાં આવ્યાં છે. જોડણી, લિપિ, દેશજસાહિત્ય, વ્યાકરણ, કાવ્ય, ઇતિહાસ, સાયન્સ અને સાયન્સની પરિભાષા, વગેરે વગેરે વિષયો પરિષદ્‌માં ચર્ચવાના છે. જે ધોરણે ઑરીએન્ટલ કૉન્ગ્રેસ પોતાની કાર્યઘટના કરે છે તે ધોરણે પરિષદ્‌નું કામ કરવામાં આવશે. સર્વ સ્થાનેથી ઉત્તેજન મળતું જાય છે. પ્રથમ સમારંભ સફળ થવાની આશા છે.

સભા તરફથી સુપ્રસિદ્ધ ગુજરાતી, પારસી, ઇસલામી, લેખકોને પરિષદ્‌માં પધારવા વિનંતિ કરવામાં આવી છે. છતાં ઘણા સાહિત્યપ્રિય મહાશયોને પત્રો મોકલવા રહી જાય એ સ્વાભાવિક છે, તેથી આ લેખદ્વારા તેઓને વિનંતિ છે કે પરિષદ્‌માં ભાગ લેવા સર્વને આમંત્રણ છે. સભાના મંત્રીને લખ્યાથી બધી વીગત ત્હેમને પ્હોંચાડવામાં આવશે.

સભામાં નીચે લખ્યા મુજબ સાહિત્ય ચર્ચા થઈ હતી:

| | |
|---|---|
| " કવિવર શેલીની ગુજરાતી સાહિત્યપર અસર ". | રા. રામમોહનરાય જસવંતરાય. |
| § " 'કેટલાંક કાવ્યો' ની ગુણપરીક્ષા " | રા. ઠાકોરલાલ હરીલાલ. |
| " કલાપી અને કેકારવ " | રા. રમણીકરામ વ્રજરાયભાઈ. |
| " ગુજરાતી સાહિત્યમાં હાસ્યરસનું સ્થાન " | રા. રમણભાઈ મહિપતરામ. |

થોડા વખતમાં " ગુજરાતી વર્તમાનપત્રો " અને " ગુજરાતી માસિકપત્રો " સમ્બન્ધે બે સભાસદ બન્ધુઓ ચર્ચા કરવાના છે. 'કુસુમમાળા' 'કેટલાંક કાવ્યો ' અને ' ચક્રવાકમિથુન ' નું સભામાં વાચન થયું હતું. સભાના પેટ્રન રા. રા. લાલશંકર ઉમીયાશંકર છે. પ્રમુખ રા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ છે.

---

× " કવિતા અને સાહિત્ય " નામના રા. રમણભાઈ કૃત ગ્રન્થમાં આ વ્યાખ્યાન છપાયું છે. ‡ " સુદર્શન " માસિકમાં આ વ્યાખ્યાન છપાયું છે. * આવું જ્યાં જ્યાં ચિહ્ન છે તે જે સાક્ષરોની જયંતી ઉજવાઈ ગઈ છે તે સૂચવે છે. § " જ્ઞાનસુધા "માં આ લેખ પ્રસિદ્ધ થયો છે.

રા. રમણભાઇએ પોતાનાં પિતા મહીપતરામનાં બનાવેલાં પુસ્તકો તેમ જ પોતાનાં ગ્રન્થો સભાને ભેટ આપ્યા છે, તે સારૂ સભા એમને આભારી છે. રા. હરિપ્રસાદ પિતામ્બરદાસે પોતાના "હિતેચ્છુ" છાપખાનામાં સભાને કામકાજનું છપાવવાની સગવડ કરી આપી મહાન્ ઉપકાર કર્યો છે.

તા. ૧૩–૧–૦૪.<br>ગૂજરાત સાહિત્ય સભા<br>ભદ્ર, અમદાવાદ.

રણજીતભાઈ વાવાભાઈ મહેતા.<br>મંત્રી, ગૂજરાત સાહિત્ય સભા.

---

## कार्डिनल न्यूमेननी प्रार्थना.

ઓ સ્નેહજ્યોતિ ! દોરોઃ દોરોઃ દોરો રે મને !<br>
આસપાસ અન્ધાર છેઃ રજની કાળી ઘોરઃ<br>
દૂર રહ્યો ઘરથી ઘણોઃ પગમાં લેશ ન જોર !<br>
ઓ સ્નેહજ્યોતિ ! દોરોઃ દોરોઃ દોરો રે મને !

પદરક્ષા કરજો, પ્રભો ! પદપર પાડી પ્રકાશ :<br>
એક જ પદ માગું: નહીં આગળનો અભિલાપ !<br>
ઓ સ્નેહજ્યોતિ ! દોરોઃ દોરોઃ દોરો રે મને !

ન હતો આવો સર્વદાઃ ન હતો પ્રાર્થત આમ :<br>
"દોરો તાત ! દયા કરી પહોંચૂં જે થકી ધામ" !<br>
ઓ સ્નેહજ્યોતિ ! દોરોઃ દોરોઃ દોરો રે મને !

માર્ગ નિરખવા ચાહતો : પસન્દ કરવા તેમ :<br>
પણ હાવાં પ્રાર્થૂં : " પિતા ! દોરો આપ જ " એમ !<br>
ઓ સ્નેહજ્યોતિ ! દોરોઃ દોરોઃ દોરો રે મને !

कान्त.

---

## *બુદ્ધચરિત.

### ૧ મહાભિનિષ્ક્રમણ. †

(દોહરો.)

નાથ સમીપ સૂતી હતી, મૃદુ શય્યામાં જેહ;
અર્ધ ઊઠી ત્હાં રાણી એ, તજી પ્રાવરણે દેહ.
કરતલ બે ભાળે ધર્યાં, ઉર ઉછળે અવિરામ,
ગરમર અશ્રુ ઢાળતી, સુન્દરી એ ગુણધામ;
સિદ્ધાર્થતણો કર પછી, ચુમ્બ્યો કંઈ ત્રણ વાર,
ત્રીજે ચુમ્બને કરુણસ્વર, કીધો મૃદુ ઉચ્ચાર.

(વિષમ હરિગીત.)

"નાથ! જાગો! નાથ! જાગો!
વાણી દ્યો આશ્વાસની."
"શું છ? પ્રાણ! શું? વ્હાલી! શું છે?"
પૂછતો ઉલ્લાસથી.

(ગીતિ.)

તદપિ રુવે અવ્યક્ત જ, કંઠે વાણી રહી કાંઈ અટકી,
રૂમો હૃદય ભરાયો;—અન્તે રાણી વદી સુદીન બની.

(દ્રુતવિલમ્બિત.)

સૂતી હું નાથ! સુખે મૃદુ નીંદરે;
શિશુ વહું ઉદરે તુજ તે સ્ફુરે,
જીવન, મોદ, અને વર્ષા પ્રેમની,
દ્વિગુણ નાડી વહી હૃદયે રહી;

સુખદ ગાન જ તેતણું હું સુણી,
મધુર નીંદરમાં રમતી ઘણી;
પણ અહો! કંઈ સ્વપ્ન જ કારમાં
અનુભવી છળી જાગી હું તો હવાં."

---

* Edwin Arnold કૃત Light of Asia માંથી છુટક પ્રસંગોનાં ભાષાન્તર.
† બુદ્ધે રાજ્યત્યાગ કરી પોતાનો મહેલ છોડી વનવાસ કર્યો તે.

(અનુષ્ટુપ્.) વદે સિદ્ધાર્થ:—"ઓ મ્હારી મધુરી પદ્મની કળી!
સર્વ છે સ્વપ્ન એ રૂડાં, દીઠાં જે ત્હેં ફરી ફરી."
રાણી કહે:—"સત્ય એ નાથ! પણ એહ વિરામતાં,
ઘોર વાણી સુણી મ્હેં તો:—'આવી એ વેળ!' એમ ત્હાં.

* * * * * *

સુણી એ ઝબકી જાગી, સ્વપ્નનો સાર શો હશે?
મૃત્યુ પામીશ હું? કે–તું મુજને છોડીને જશે?"

(ગીતિ.) સન્ધ્યાનું સ્મિત અન્તિમ, હેવાં મધુરાં સુહાગીં લોચનથી,
રડતી નારી ભર્ણી તે સિદ્ધાર્થ નિહાળીને કરે વિનતિ.

(ગરબી.)* ધીરજ ધાર્ય તું પ્રાણ! મધુરી! ઓ ધીરજ ધારે;
અવિચલ પ્રેમ છે સ્થાન, સતત આશ્વાસનું ત્હારે. ધીરજ૦

(સ.ખી.) ભલે સ્વપ્ન તુજ ભાવિનાં ચિત્ર ચીતરે ગૂઢ,
ને દેવો ડગતા ભલે નિજ આસન આરૂઢ;
તદપિ તું ધીરજ ધારે.—ધીરજ૦

વિશ્વ, શકે, ઉદ્ધારનો માર્ગ જાણવા આજ
તત્પર ઊભું ભેદ કંઇ ગૂઢ સમઝવા કાજ;
તદપિ તું ધીરજ ધારે.—ધીરજ૦

દશા આપણી પલટીને ભલે તજે નિજ સ્થાન,
સત્ય વદુંછ, યશોધરા હતી ને છે મુજ પ્રાણ;—
હૃદય એ તું ધીરજ ધારે.—ધીરજ૦

દુ:ખિત જગ ઉદ્ધારવા, અવિરત કરતો ધ્યાન,
નિર્મિત સમય જ આવતાં, ભાવિ નિશ્ચય ફળશે મહાન;
વ્હાલીં! ઓ ધૈર્ય તું ધારે.—ધીરજ૦

* * * * * * *

* * * * * * *

*લોચન મનનોરે કે ઝઘડો લોચન મનનો–એ ચાલ.

(અનુષ્ટુપ્.) રોતી રોતી પડી નિદ્રા મહિં તોય નિસાસથી
ઊછળે ઉર, જાણે એ સ્વપ્નવાણી પ્રકાશતી;—
" વેળ એ ! આવી વેળ એ ! "

(વિષમ હરિગીત.) એ સમે સિદ્ધાર્થ ઊચા વ્યોમમાંહિં નિહાળતો,
ને, જો ! શશી તહિં કર્ક રાશિમાં રહ્યોછ વિરાજતો,
ને ગ્રહો ચિરકાળ પૂર્વે ભાખિયા ક્રમમાં ઊભા,
વદતા જઃ—" આવી રજનિ એ! ઉદ્ધારવા જન જે રૂંધ્યા;
માર્ગ વર્ય તું પુણ્યનો કે જગતકેરી વિભૂતિનો,
આ ક્ષણ જ નિર્ણય કઠિન કર્ય સુખદુ:ખકેરી પ્રસૃતિનો;
રાજનો અધિરાજ બનીને આણ નિજ વર્તાવવા,
કે મુકુટ ગૃહ વિણ શૂન્ય ભટકી જગતને જ બચાવવા."

(વલણ.) વિશ્વ તારવા કાજ આ આવી પળ અણમૂલ,
જોઈને સિદ્ધાર્થ એ સ્વગત વદે કંઇ ગૂઢ રે.

(દ્રુતવિલમ્બિત.) " પળ અમોલ જ આવી હવે પણું !
જગત ઉદ્ધરવા વ્રત આકરું
અધર આ સુકુમાર જ પ્રેરતા,
મધુર નીંદરમાં સૂતી ઓ પ્રિયા !
વિષમ એ વ્રત આપણ યુગ્મને,
કરી વિયુક્ત વિશેષ રુડું બને;
ગગનમૌન વિશે ઝળકી રહ્યું,
નિરખું નિર્મિત શાસન ઊજળું."

(ગરબી) "મ્હને પ્રેરતા તારકવૃન્દ ! આ હું આવ્યો રે,
દુ:ખરૂંધ્યા ઓ જગ જન ! આ હું આવ્યો રે;
તમ કાજ તજું મુજ રાજ્ય, સુખો બહુ વિધિનાં રે,
રાજમન્દિર સુખમય સાજ, રજનિદિન સુખનાં રે.

(સાખી) તજું સર્વ એ આ ક્ષણે, સહુ થકી દુસ્ત્યજ એક,
રાણી મધુરી ! તે તજું હવે તુજ ભુજવલ્લી વ્હાલી સુરેખ,

(ગરબી) તોય ત્હારો પણ ઉદ્ધાર થશે જગ સંગે રે;
અને તુજ ઉદરે આ વાર સ્ફુરે જે ઉમંગે રે;
મુજ શિશુ અંકુર એ આપણા પ્રેમનો ગૂઢો રે,
થોભું આશિષ દેવા હેને, રખે રુએ હું તો રે;
ઉદ્ધરીશ હું એ પણ બાળ; અરે સહુ થોભો રે,
પત્ની ! પુત્ર ! પિતા ! ક્ષણવાર અને જગલોકો રે !
આ અવસરકેરું દુઃખ સહો મુજ સંગે રે,
જ્યોતિ પ્રગટે ને શીખે વિશ્વ ધર્મ ઉમંગે રે.
કર્યો નિશ્ચય દૃઢ આવાર, હવે હું ચાલું રે,
નવ પાછો ફરું કો કાળ, અચળ પથ ઝાલું રે.

(સાખી.) સોધું સત્ય અતિ ગૂઢ તે મળતા લગી ફરું નાહિં;"
અન્વેષણ અતિ તીવ્ર ને તપ ઉગ્ર ફળે જો કાંઇ.

(ચોપાઈ ત્રણ તાલની)
કરી યશોધરાને પ્રણામ, સૂતી જે ભરનિદ્રામાં આમ,
કાંઈ ભાવ અવર્ણ્ય ભરેલાં, નાંખ્યાં નેનો વદનપર ઘેલાં;
હજી અશ્રુથી ભીનું વદન, લેવા છેલ્લી વદાયનું મન,
કીધી પ્રદક્ષિણા ત્રણ વાર, શય્યાકેરી ધરી ભક્તિભાર;
જોડી ધડકતે હૃદયે પાણિ, બોલ્યો સિદ્ધાર્થ અવિચલ વાણીઃ—
" ફરી આ રમ્ય શય્યા માંહિં, કરું શયન કદી હું નાહિં. "
ત્રણ વેળા ગયો રાજન, પાછો આવ્યો વળી વેળ ત્રણ;
હેવું રાણીનું સૌન્દર્યપૂર, હેવો પ્રેમ હેનો ભરપૂર;
અન્તે બળ કરી છૂટયો શયનથી, ધાર્યો શોક પછી નવ મનથી;
ચાલ્યો શ્યામ રજનિમાં ચાલ્યો, માર્ગ જ્યોતિ અનુપનો ઝાલ્યો.

---

નરસિંહરાવ ભોળાનાથ.

---

* જમુનાં જળ ભરવું મ્હારે કુંવર કનૈયા રે–એ ચાલ.

# ગુર્જરસાક્ષરજયન્તી.

## ધીરો અને તેની કવિતા.

( અનુસન્ધાન પૃષ્ઠ ૪૩૨ થી. )

તત્ત્વજ્ઞાનમાં ગુરુની અનિવાર્ય આવશ્યકતા છે કે નહિ એ વિષય આ નિબન્ધમાં ચર્ચવો અસ્થાને છે. શાસ્ત્રમાં શ્રદ્ધાવાળા પુરુષો તો સ્વીકારે છે જ કે જો પંચુ હિમાલય ઉપર ચઢે તો ગુરુ વિના સાધક બ્રહ્મવિદ્ થઈ શકે. શાસ્ત્રમાં શ્રદ્ધાને કોરે મૂકી યુક્તિથી વાદ કરનારાઓને આ ગહન વિષય સંબંધમાં સમાધાન થાય એવું પ્રતિપાદન આ નિબંધની સ્વલ્પ મર્યાદામાં કરવાની ધૃષ્ટતા આ લેખક ધરતો નથી. પરંતુ ધીરા જેવા પ્રસિદ્ધ કવિએ જ્યારે એ વિષય ઉપર સહુથી વધારે ભાર મૂક્યો છે ત્યારે તેનો બોધ વાચકહૃદયમાં દૃઢતર કરે એવું ટુંક સમર્થન પ્રસંગોપાત્ત અનુચિત નહિ ગણાય. પ્રત્યેક મનુષ્યમાં પોતાની જાતનું ઓછું વધતું અભિમાન હોય છે, અને તેથી બહુધા કારણ વિના તે કૃતજ્ઞતાની લાગણી દર્શાવવા પ્રેરાતો નથી. બીજાં કારણો સમાન હોય તો કૃતજ્ઞતાનું તારતમ્ય ઉપકર્તાના ઉપકાર ઉપર આધાર રાખે છે.

પિતાનાં વ્યભિચારકૃત્યોથી વાકેફ થયલો પુત્ર તે પિતાના મરણ પછી તેનું સત્વર વિસ્મરણ કરે છે; વારસો મળ્યો હોય છે ત્યારે તો કેટલોક વખત અધિક સંભારે છે. વારસો મૂકી જનાર સામાન્ય ગુણવાળા પિતાનું તેથી વિશેષ સ્મરણ થાય છે. પરંતુ વિત્તનો વારસો મૂકી જવા સાથે અમૂલ્ય નીતિશિક્ષણનો વારસો જેણે અર્પણ કર્યો છે એવા પિતાને પુત્ર યાવજ્જીવન સંભારે, અને તેના પ્રતિ પોતાની કૃતજ્ઞતા દર્શાવતાં થાકે નહિ તો એ અસ્વાભાવિક નથી. પિતા સંબંધી જેવા ભેદ પડે તેવા ગુરુ સંબંધી પણ પડે છે. શિક્ષણ સ્થૂલ રીતે પાંચ પ્રકારનું હોય છેઃ—૧. શારીર શિક્ષણ; ૨. માનસ શિક્ષણ; ૩. નીતિ શિક્ષણ; ૪. સામાન્ય ધર્મશિક્ષણ; ૫ ઉચ્ચ આધ્યાત્મિક શિક્ષણ. નિશાળમાં ઉસ્તાદ વિદ્યાર્થીઓને શારીર શિક્ષણ આપે છે, પરંતુ કોઇ વિદ્યાર્થીએ પોતાના ઉસ્તાદની સ્તુતિનું કાવ્ય રચી સાહિત્ય શણગાર્યું નથી એથી સિદ્ધ થાય છે કે શરીર સંબંધી બાબતો પ્રમાણમાં ઉતરતી છે; અર્થાત્ તત્પરત્વે યથાર્થ કૃતજ્ઞતાનો ઉદય થતો નથી. શરીર કરતાં વિદ્યા સ્થાયી તત્ત્વ છે તેથી માનસ શિક્ષણ રૂપ ઉપકારને પામેલો મનુષ્ય ઉપકર્તા પ્રતિ વિશેષ કૃતજ્ઞતા દર્શાવે છે. વિદ્યા કરતાં નીતિ શ્રેષ્ઠ છે; યથાર્થ નીતિ ધર્મના અવલંબન ઉપર રચાયલી હોવાથી નીતિ કરતાં ધર્મ શ્રેષ્ઠ છે; અને યથાર્થ ધર્મનું લક્ષ્યસ્થાન અવર્ણનીય આધ્યાત્મિક ઉન્નતિ હોવાથી સામાન્ય ધર્મશિક્ષણ કરતાં આધ્યાત્મિક શિક્ષણ શ્રેષ્ઠ છે. આથી જે મનુષ્ય પોતાના ગુરુ પાસે શ્રેષ્ઠ આધ્યાત્મિક શિક્ષણ પામ્યો હોય તેની કૃતજ્ઞતા જો કદાપિ અમર્યાદ રૂપ ધારણ કરે તો તેમાં આશ્ચર્ય પામવા સરખું કશું નથી.

આ લેખકને ત્યાં એક દર્પણ છે તેમાં એક પક્ષીએ એક દિવસ પોતાનું પ્રતિબિંબ જોયું. તે જોઇને તે એટલું તો મોહિત થઈ ગયું કે કેમે કર્યું ત્યાંથી તે ખસે નહિ. ધારે

ધારે તે પોતાનાં સગાં વહાલાંને તેડી લાવ્યું. અંતે ઉપાધિ એટલો બધો વધી પડ્યો કે દર્પણને ઉંધું રાખવાની જરૂર જણાઈ. તેમ કર્યા પછી પણ પક્ષીઓ કેટલાક દિવસ સુધી આવ્યાં, પરંતુ નિરાશ થઈ પાછાં વળ્યાં. ત્યાર પછી પારખું જોવા અર્થે લેખકે તે દર્પણને પાછું ચતું મૂક્યું કે તરત જ, જાણે તેમ કરવાની પ્રતિક્ષણ રાહ જોતાં હોય એમ, પક્ષીઓ પાછાં દોડી આવ્યાં આજે પણ લેખક તે પ્રયોગ કરે તો તેવો જ પરિણામ આવે એવી તેને ખાતરી છે. પોતાના શરીરના સાક્ષાત્કારથી પ્રાણીને જ્યારે આટલો મોહ થાય છે ત્યારે પોતાના આત્માના સાક્ષાત્કારનું અમોઘ શિક્ષણ આપનાર ગુરુ પ્રતિ શિષ્યની કૃતજ્ઞતાનું માપ કાઢવા કયો માનવી સમર્થ છે ?

પાશ્ચાત્ય વિદ્યાના સંસ્કારને પામેલા ઘણાને આ વિષયમાં ભ્રાંતિ થાય છે, પરંતુ આર્ય શાસ્ત્રમાં અને પાશ્ચાત્ય સંપ્રદાયમાં તત્ત્વજ્ઞાન પ્રતિ જે દૃષ્ટિભેદ છે તે ઉપર લક્ષ કરતાં એ ભ્રાંતિ નિર્મૂલ થવી શક્ય છે. પાશ્ચાત્ય દેશોમાં માનસ શિક્ષણ ઉપર—અર્થાત્ જેને આપણે અપરા વિદ્યાઓ કહીએ છીએ તેના ઉપર—પ્રધાન લક્ષ આપવામાં આવે છે અને જો કે તત્ત્વજ્ઞાનને પણ ત્યાં સારી રીતે ખેડવામાં આવે છે તો પણ એ સર્વ વિશેષે કરીને મનોવિલાસરૂપે કરવામાં આવે છે, અને સંયમબલ, જે આધ્યાત્મિક ઉન્નતિનો પાયો છે, તે સંબંધી તેઓ બહુ કરીને હજી અંધારામાં છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.* આપણાં શાસ્ત્રોનું આપણે અધ્યયન કરીશું તો એકાગ્રતા—વૃત્તિનિરોધ—સંયમ એને તેમાં સર્વસ્વ માનેલાં આપણને જણાશે. તત્ત્વજ્ઞાન સંબંધી આ દૃષ્ટિભેદ, જેથી કર્તવ્યમાં પણ મહાભેદ નિપજે છે, તે ત્યાંના ગંભીર વિચારકોની મતિ બહાર નથી. પ્રોફેસર મૅક્સ્ મ્યૂલરને તે સંબંધી નીચે પ્રમાણે ખેદનાં વાક્યો લખવાની જરૂર પડી છેઃ—† " આ વૃત્તિનિરોધ, જેને હિંદુઓ એકાગ્રતા કહે છે તે એક એવી વસ્તુ છે કે આપણે તેથી લગભગ અજ્ઞાન છીએ. આપણાં મન નિરંતર ચલાયમાન થતા વિચારયંત્રો જેવાં છે, અને એક જ વિષયનું અવલંબન કરી બીજા સર્વ વિજાતીય વિષયોથી આપણાં માનસનેત્ર બંધ કરી દેવાં

* સંયમબલ સાધવાના ખાસ હેતુથી અમેરિકામાં કેટલાંક વર્ષ થયાં જે પ્રયત્નનો ઉદય થયલો જોવામાં આવે છે તે કારણથી આ વચન તે દેશને તેટલા અંશમાં લાગુ પડતું નથી.

† " This concentration of thought, *ekagrata* or one-pointedness, as the Hindus called it, is something to us almost unknown. Our minds are like kaleidoscopes of thoughts in constant motion ; and to shut our mental eyes to everything else, while dwelling on one thought only, has become to most of us almost as impossible as to apprehend one musical note without harmonies. With the life we are leading now, with telegrams, letters, newspaper reviews, pamphlets, and books ever breaking in upon us, it has become impossible or almost impossible, ever to arrive at that intensity of thought which the Hindus meant by *ekagrata*, and the attainment of which was to them the indispensable condition of all philosophical and religious speculation. "—Max Mullar, *Upanishads, Part I* ( Sacred Books of the East ).

એ આપણને લગભગ સ્વરસંવાદ વિના સંગીતને સમજવા જેવું અશક્ય થઇ પડ્યું છે. હાલ જે પ્રકારે આપણે જીવનને વ્યતીત કરીએ છીએ તેનો, તથા તારો, કાગળો, વર્તમાનપત્રો, અવલોકનપત્રો, અને નાનાં મોટાં પુસ્તકોનો નિરંતર આપણા ઉપર હુમલો થતો રહે છે તેનો એ પરિણામ આવ્યો છે કે કે જે વૃત્તિસંયમને હિંદુઓ એકાગ્રતા કહે છે અને જેની સિદ્ધિની અનિવાર્ય આવશ્યકતા તેઓ સર્વ પ્રકારના તત્વજ્ઞાન સંબંધી અને ધર્મ સંબંધી વિચારોમાં માનતા, તે સંપાદન કરવી એ આપણને કેવલ અશક્ય અથવા લગભગ અશક્ય થઇ પડ્યું છે." એકાગ્રતા ઉપર જ્યાં અલક્ષ હોય છે ત્યાં એકાગ્રતાની દીક્ષા આપનાર ગુરુ ઉપર અલક્ષ હોય, અને એકાગ્રતા જ્યાં સર્વસ્વ છે ત્યાં તેની દીક્ષા આપનાર ગુરુ પણ સર્વસ્વ હોય એ સ્વાભાવિક છે, તેથી ધીરાની નીચેની ઉક્તિથી આપણને આશ્ચર્ય થવા સરખું નથી.

"સદ્‌ગુરુ દરિયો અભરે ભરિયો, વરિયો અમર વરસ્વામ;
મરજીવો કરિયો હરિયો સંશય, તરિયો તૃષ્ણા તમામ;
ધરિયો ધીરે ધ્યાને રે, આવી પડ્યું તે તો સહ્યું."

(તૃષ્ણાસ્વરૂપ.)

## ધીરાની હંસવૃત્તિ.

હંસવૃત્તિ ધીરાનું પરમ ભૂષણ છે. કવિના આવેશમાં વસ્તુસ્થિતિ પ્રતિ તેનાં નેત્ર મિંચાઈ જતાં નથી. જ્યાં જ્યાં તેને સાર વસ્તુનું ભાન થયું છે ત્યાં ત્યાં એણે નિરભિમાનપણે સ્તોત્રધર્મ બજાવ્યો છે, અને જ્યાં જ્યાં એને સડો માલમ પડ્યો છે ત્યાં ત્યાં એણે છરીનો પ્રયોગ કરવામાં પણ કચાશ રાખી નથી. યથાર્થ ગુરુના ગુણોનું ગાન ઉપર પ્રમાણે કરવા સાથે યથાર્થ ઉપદેષ્ટાઓને ઉઘાડા પાડવામાં તે ડર્યો નથી; તેમના મિથ્યા તેજથી તે અંજાયો નથી. જે ધીરો ગુરુની આવશ્યકતા જણાવતાં કહે છે કે—

"રામનામની ધૂન લગાડીશ, તેણે મુક્તિ નહિ મળે જાણ;
ગુરુ કેરો પ્રેમ થાય તું ઉપર, પહોંચે શબ્દકેરૂં પ્રમાણ;
તરી જઇશ તેણે રે, વહીશ નહિ કદિ વાને."

(જ્ઞાનકક્કો.)

તે જ ધીરો વળી ગુરુના કર્તવ્યની યથાર્થ મર્યાદા બાંધવાની કાળજીમાં વદે છે—

"કોઈ સાચો સદ્‌ગુરુ મળી આવશે તો, મ્હારી મુક્તા કેરી બાંય;
પણ તુને તરવાની નહિ હોય ઇચ્છા, તો તે કરી શકે નહિ કાંય;
તજી તને જાશે રે, વસાવશે નહિ વાસે." (પ્રશ્નોત્તર માલિકા)

અને કર્મની તુલના સાથે જ્ઞાનનાં સાધનો જીવન્મુક્તિ તથા જીવન્મુક્તવ્યવહાર-ઈત્યાદિ વિષયોનું પ્રતિપાદન બહુ સ્પષ્ટ રીતે કરવામાં આવ્યું છે. એ ગ્રંથ ગીતાના સરલ ભાષ્યરૂપે ઉપયોગી છે, અને તેમાં શંકરવેદાંતની છાયા સ્પષ્ટ આવે છે. "અવળવાણી" નાં કેટલાંક પદોમાં ધીરાએ વેદાંતમાં ઉંડી ડૂબકી મારી છે, અને શબ્દરચના આલંકારિક હોવા સાથે બહુ મનોહર છે. "આત્મબોધ","પ્રશ્નોત્તરમાલા" અને "યોગમાર્ગ"માં વાસ્તવ કાવ્યનો ભાગ બહુ થોડો છે.

પરંતુ વેદાન્તના મુખ્ય અંગ વૈરાગ્યની ખીલવણીમાં ધીરાની કવિત્વશક્તિને પૂર્ણ અવકાશ મળ્યો છે. "મનસ્વરૂપ", "તૃષ્ણાસ્વરૂપ", "લક્ષ્મીસ્વરૂપ", "યૌવનસ્વરૂપ" "કાયાસ્વરૂપ",—એ કાવ્યો **યોગવાસિષ્ઠ**ને અનુસરતી યોજના ઉપર ધીરાએ લખેલાં જણાય છે, પરંતુ તેમાં વિચાર ધીરાના સ્વકીય છે, અને તેના પ્રવાહમાં વાચક અનાયાસે ઘસડાઈ જાય છે. ધીરાની ઉંચી કવિત્વશક્તિ તથા તેના અંતઃકરણનો ઉચ્ચાધિકાર પણ વાચકને એથી સ્પષ્ટ સમજાય છે. મસ્તાના મનના ચાપલ્યથી હારેલો ધીરો એક ક્ષણે બાલકની પેઠે:—

"પરમેશ્વર કરી તું જ પૂજાવે, તું જ મગાવે ભીખ;
શાણાકેરૂં સ્વરૂપ ધરી તું, દેવડાવે લોકને શીખ;
બ્હીક ઘણી લાગે રે, તારો તાર્યો હું તો તરૂં.

તું થાય ચાકર તું થાય ઠાકર, તું થાય દેવાધિદેવ;
તુહિ તુહિ એક મનડા તુજને હું ભજું તજી અહમેવ;
સેવ સાધું તારી રે, વશ થતા વા'લે વરૂં."

(મનસ્વરૂપ.)

એ પ્રમાણે સ્વાભાવિક વિષાદના ઉદ્ગાર કાઢે છે તો બીજે ક્ષણે અસાધારણ જુસ્સાવાળી ભાષામાં યુવકને છાજતા વીરત્વથી દાંત પીસી તે મનનો નિગ્રહ કરવાનો ઉપદેશ કરે છે.

"નાસી નાસી એ જાય શું નરથી, નર વશ કરે મોટા વાઘ;
મર્કટાદિકને માનવ કરે છે, ફેરવે પહેરાવી પાઘ;
દાઘ લાગે દિલને રે, પકડો એ તો છડાને.

બાંધી રુંધી એને રાખો બળથી, કરો કાંઈ કેદ;
મારો મચરડો ને ઘાલો ઘચરડો, પૂરી કાઢી નાંખો એની મેદ;
ભાર શા છે એના રે, વશ કીધા વડાને."

(મનસ્વરૂપ.)

ભર્તૃહરિએ "વૈરાગ્યશતક" માં તૃષ્ણાનું આબેહુબ સ્વરૂપ ચિત્ર્યું છે તેથી ધીરાનું સ્વરૂપ કંઈ ઉતરતું નથી. ધીરાના કહેવા પ્રમાણે તૃષ્ણા તળે હોય તેને ઉપર ચઢાવતી અને ઉપર હોય તેને હેઠે હડસેલતી, કામ ભૂલાવનારી અને ધામ ભૂલાવનારી, અવળચંડી, ઘુઘરા વિના નાચ કરનારી વારાંગના છે. ખરો વંટોળિયો પણ તૃષ્ણાનો જ છે:—

" તારા ઉદરમાં વંટોળિયો ફરતો, તેને જણાય તો જાણ. "

( તૃષ્ણાસ્વરૂપ. )

લક્ષ્મીનું ચાપલ્ય અનેક પ્રકારે વર્ણી ચોરભયથી ગ્રસ્ત સંપત્તિના ધણીની સ્થિતિનું વિશદ નૂતન ચિત્ર ધીરો આપે છે:—

" ઘરમાંહિ ચુવા જો ચરભડતા તો, તુંને સંશય થાય ચિત્ત;
હાય ચોર ચોરી જાય માહ્રું, મહાશ્રમે મેળવ્યું વિત્ત;
ઊંઘમાંથી ઝબકે રે, શાંતિ રંજ નવ ગ્રહે.

દ્વાર ઢોકનું કોક ઠેલે તોય, તુજને ચિંતા થાય;
એક શ્વાન દેખી બીજું ભસે સ્વભાવે, તોય ગુરાઈ તું જાય;
હાય આવ્યો ચોર જ રે, ઉઠો દીકરા એ કહે."

( લક્ષ્મીસ્વરૂપ. )

અનેક દુર્વ્યસનોની જનની નશ્વર જુવાનીનો મોહ ત્યજવા ધીરો અસરકારક વાણીથી પ્રબોધે છે. એ " કાચા રંગની પાઘડી " માટે રોજ ઉઠી લડાઈ કરનાર છબરૂપ રંગારા-ને જોઈ એને બળાપો થાય છે. નિર્મળતા, પવિત્રતા અને શીતળતાના નિવાસ સ્થાનરૂપ, અને હારમાં ચરતા હંસોવડે તથા મધુર સમીર લહરીઓવડે શોભી રહેલા વિશાળ માન-સરોવરની શી દશા થાય છે?

" વૃષ્ટિનો કાળ આવી પહોંચ્યો ત્યારે બગડ્યું નીર તમામ;
વિસ્તાર તો એકત્ર થઇ ગયો, પવિત્રતા પહોંચી મહાધામ. "

( યૌવનસ્વરૂપ. )

એવી દશા મનુષ્યજીવનની જુવાની કરે છે. યૌવનની અને તેના ભોગોની ક્ષણ-ભંગુરતા સંબંધે ધીરાનું નીચેનું રૂપક કેવું ઉત્તમ અને હૃદયવેધક છે!

" કાળચક્ષાએ બાંધ્યો રે, મહામહાસ્વાર્થ કરી;
માળો તો મહામહેનત રે, ચતુરાઇ ચિત્તમાં ધરી.—ટેક.

તૃણ તૃણ ઘણું ટોળે કરીને, માળો કર્યો માનિની કાજ;
માનિનીએ સુખ માન્યું તેમાં, ચક્લીબાઇએ ભોગવ્યું રાજ;
આવી રહ્યું ત્યારે રે, ફોગટ થયું સર્વ ફરી.—કાળ૦

પણ એ વાતની ગમ કોને ન પડતી, તો શું ચક્ષા ચેતે મૂઢ;
જેનો હુકમવિણ નવ હલંદા, તેની ગતિ મહાગૂઢ;
ફર્યો કોક ભિલાડો રે, મોંધો માળો લીધો હરી.—કાળ૦

બચ્યાં કુચ્યાં ને બાઇજી સોતાં, બિલાડે બક્ષ્યાં જાણુ;
ત્યારે યૌવનરૂપી માળાવાળો ત્યાં આવ્યો, જોઈ હડહડતી મહાહાણુ;
ત્રાહ ત્રાહ ભાખ્યો રે, બુંડાઇ ઘણી મેં તો બરી.—કાળ૦

કાળનો કાળ હું લહેતો મુજને, પણ થયો બિલાડો મારો કાળ;
કાળ મારી મારૂં સર્વ એલાડ્યું, રહી ઉકી રગરગ મુને ઝાળ;
ધીર એવું તેવું રે, અરળ બકતો તે હરી.—કાળ૦

( યૌવનસ્વરૂપ )

## ધીરાની કવિતા.—ઉપસંહાર.

ઉપર પ્રમાણે ધીરાએ કવન કર્યું છે. સાચો કવિ વસ્તુત: રાગ—દ્વેષ રહિત હોય છે, તેને કોઇ વહાલું કે અળખામણું નથી; વિશ્વજન તેને વહાલા છે, વિશ્વજન તેને પોતાના છે. સોબતીઓના સમુદાયમાં ખાનપાન—પછી તે પકવાન્ન હોય, ચાહ હોય કે મદિરા હોય—નૂતન આનંદ આપે છે એ સર્વમાન્ય નિયમ છે. તત્વજ્ઞાનને પણ એ નિયમ લાગુ પડે છે. આપ્તકામ પુરુષનું અંતઃકરણ સર્વ બંધપ્રદ વાસનાઓથી મુક્ત થયલું હોય છે, તથાપિ શરીરની સ્થિતિ કરાવનાર અવિદ્યાલેશના સદ્ભાવ પર્યંત મુક્ત પુરુષ પણ, પોતે જે રસનું આસ્વાદન કર્યું છે તે બીજાને ચખાડવાની શુભવાસનાને ધારણ કરે છે. કવિસંબંધમાં પણ તેમજ છે. ધીરાએ પોતાના જીવનમાં જે સત્ય સિદ્ધાન્તોનું પ્રત્યક્ષ કર્યું તે સિદ્ધાન્તો બીજામાં ઠસાવવા તેણે શુભ પ્રયાસ કર્યો છે, અને તે ઉત્તમ કવિઓના સંપ્રદાય પ્રમાણે કર્યો છે. બાલકને ચાલતાં શિખવતાં માતા તેને પોતાના હાથનો ટેકો આપે છે, પરંતુ તે ટેકાનો નિરંતર ખપ પડે એમ તે ઇચ્છતી નથી. યથાર્થ ગુરુ મુમુક્ષુ શિષ્ય પ્રાપ્ત થતાં તેની પાસે ગુલામી ખત લખાવી લેતો નથી, પરંતુ તે ગુલામ મટી યથાર્થ રીતે સ્વતંત્ર થાય એવો **તત્ત્વમસિ**નો અભેદોપદેશ તેને કરે છે, અને સ્વસ્વરૂપ બનાવે છે. ને પ્રમાણે યથાર્થ કવિ જાણે છે કે તેના ગાનમાં જે કંઈ દિવ્યતા રહેલી છે તે આત્માની શક્તિરૂપ છે, અને તે આત્મા તેના વાચકોનાં હૃદયમાં પણ વ્યાપક હોવાથી તે ગુપ્ત ઝરાને ખોલવાના અતિ પવિત્ર આશયથી જ તે ઉપદેશ કરે છે. ધીરાએ આ પ્રમાણે ઉચ્ચ ભૂમિકા ઉપરથી ગાન કર્યું છે.

" હું તો રંગાયો છું બ્રહ્મરંગમાં,
તે ન જાવું જગતના જંગમાં રે.

* * * *

રહેવા નથી રર મને કાયાબંગમાં;
પકડી કાઢ્યો મેં કાળ ફૂલંગમાં."

( આત્મબોધ. )

એ પ્રમાણે સ્વાતંત્ર્યનો અનુભવ કરનાર તેણે નિર્ભયતાના મંદિરમાં પ્રવેશ કરવા તેના વાચકોને નોતર્યા છેઃ—

" પાપ આનંદ આદમી અલ્યા થણે જે;
આદમરૂપ ક્યાંથી તું બિહામણો જે.
અલમસ્ત થઈ રહે આનંદમાં જે;
મુંઝાયા નવ માયા કેરા તો ફંદમાં જો.
અલખ લહેરો લગાડી લાગ લયમાં જો;
આ તો માર્ગ દાખ્યો મેં તારા ઉદયમાં જો."

( ગરબીઓ.)

પણ આત્મસાક્ષાત્કાર જેવી પવિત્ર બાબતમાં અનુચિત આગ્રહ કરી શકાતો નથી. "આટલો ચાલશે", "થોડો તો લો" એ પ્રમાણે ઉદરના ઉપાસકોને જેવી લાડુની હઠે કરવામાં આવે છે તેવી હઠે આત્મજ્ઞાનની બાબતમાં કરવામાં આવતી નથી, એમાં તો જ્ઞાનામૃતના ભોજનના મોટા થાળ ખુલ્લા પાથરવામાં આવે છે, જેને જે પ્રમાણે રુચિ તે પ્રમાણે તે ગ્રહણ કરે, અને રુચિ ન હોય તો સોડો તાણીને નિરાંતે સુઈ જાય અર્થાત્ સાચો કવિ પોતાનો તટસ્થભાવ છોડતો નથી અને તે પ્રમાણે ધીરાએ છોડ્યો નથી.

" જે જે જાણશે તે તે તરશે, નહિ જાણે તે ખાશે માર;
મારે નથી કંઈ લેવા ને દેવા, ખરા ખોટાનો કરજો વિચાર."

( યૌવનસ્વરૂપ. )

" ભક્તને નથી કાંઈ લેવા દેવા, જગ સાથે નથી કામ;
કોઇ ઉપર ઉપકાર થાય એવું, આદરતા મહા ધામ;
ધીરો કહે સાચું રે, વડેલાંને ઉર ન વસે."

( યૌવનસ્વરૂપ. )

ધીરાની કવિતા સરલ અને સ્વાભાવિક છે; સ્વાતંત્ર્ય અને વીરત્વથી તે ઉભરાય છે; વેધક પણ મૃદુ છે; કરડી પણ માધુર્યથી ભરપૂર છે; સ્પષ્ટ પણ નર્મગર્ભિત છે; લુહારના હથોડાની પેઠે, પાણીના ધોધની પેઠે અને તોપગોળાની પેઠે જડએસુલાખ કામ કરનારી છે. ઝડઝમકવાળી તથા અનેક અર્થાલંકારવાળી છતાં ટાપટીપિયા નથી. તેનું કવન અંતઃકરણના ઉભરારૂપ છે; ઉદર-નિર્વાહ, ખ્યાતિ કે પ્રતિષ્ઠા માટે નથી. તેનાં કાવ્યમાં અનેક મનોહર શબ્દ-ચિત્રો જોવામાં આવે છે. સઘળાં અંગોનું આળસ ઉડાડનાર અને રગેરગમાં જાગૃતિ સારનાર તેની કાફી તે કાફી જ. જનમંડળ પ્રતિ તેને સંદેશ કહેવાનો હતો તે તેણે છાતી કાઢીને એવો સ્પષ્ટ કહ્યો છે કે ગુજરાતી ભાષાના અસ્તિત્વ પર્યંત "ધીગડમલ ધીરાની" વાણી વિસરી જવાય એમ નથી.

સજ્જનો! નીચેના પદવડે અતિ મધુર અને નિષ્કપટ કંઠથી ધીરો આપણને જે નિમંત્રણ કરે છે તેનું કર્ણથી પાન કરી આપણે અંતઃકરણથી અનુકૂલ ઉત્તર વાળીશું તો આપણું તથા આપણાનું સર્વ પ્રકારે કલ્યાણ છે એમાં સંશય નથીઃ—

" હાલો હાલો રામતણા રસ્તામાં,—
હાલો ભાઈ તમે સીધા ચાલો;
રહો છાના જૂઠું શીદ ભાળો,
તમે ભાઈ હરિ સંગે મા'લો.—ટેક.

નાનો ભાઈ તો મારા છે વ્હાલા,
એવી જૂઠી વાત કરી વાહ્યા;
મૂળમાં કાચી તારી છે કાયા.—હાલો૦

ભાઈ પારણિયું તો પંચરંગી,
એમાં ઝૂલો ઝૂલાવો હરિ અભંગી;
જ્ઞાનદોરો ધરી તરો તે સંગી.—હાલો૦

ભાઈ પારણિયે પાયા ચાર કહીએ,
સત્ય ધર્મ વિચાર વિવેક લહીએ;
નામમોળ દીઠે તેણે મગન થઇએ.—હાલો૦

ડોલણિયું મન ડોલે તારૂં,
તેં તો કામ કંઈ નવ કર્યું સારૂં;
મૂકી દૂધને પીધો છે દારૂ.—હાલો૦

ખોયું મનુષ્યપદ તેં આવેલું,
તેં તો હરામ કર્યું દૂધ ધાવેલું;
ઘી ઢોળી નાંખ્યું તેં તાવેલું.—હાલો૦

પણછિયા દોરી તૂટી જાશે,
અલ્યા કાળ એક પળમાં ખાશે;
સાચી વાત કહી ધીરાદાસે. "—હાલો૦

।इति शिवम्।

[ સમાપ્ત. ]

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા.

---

# દૈવી પ્રકૃતિનો વિજય.

## શેક્સપિયરનું નાટક : " મેઝર ફૉર મેઝર. "

( અનુસન્ધાન પૃષ્ઠ ૩૭૮ થી. )

ઇસાબેલા એનજેલોને કહે છે કે આપ મારી સાથે જગ્યા અદલબદલ કરો. જેથી કરીને દયા શું ચીજ છે તે આપ એક અરજદાર તરીકે સમજી શકો અને તેનો આપ સાહેબને પૂરેપૂરો ખ્યાલ આવે. એન્જેલો જવાબ દે છે કે કાયદા આગળ હું નિરૂપાય છુ, અને મારો પોતીકો દીકરો એ ગુનાહમા આવ્યો હોય તોપણ મારે તેને એજ સજા ફરમાવવી પડે. ક્લોડીયો બચી શકે તેમ નથી, ઇસાબેલા એનજેલોને ક્લોડીયોપર દયા કરવાને ફરીથી વિનતિ કરે છે એનજેલો કહે છે કે ન્યાય એજ દયા છે. ઇસાબેલા વિનતિ કરે છે કે ઘણા વરસથી કાયદો ખાજરે પડયો છે. અને તેનો અમલ પહેલવહેલો ક્લોડીઓપર થાય છે માટે ક્લોડીયોને માફી ઘટે છે રાક્ષસી બળ આપણી કને હોય એ સારુ છે પણ રાક્ષસ તરીકે તે બળને વાપરવુ એ ઘણુ જ ક્રૂર છે પરમેશ્વર પણ પણ થોડો ઘણો દયાનો અંશ નાખે છે પણ અલ્પ બુદ્ધિનુ મનુષ્ય પોતાની "ચાર દિવસના ચાદરણા" જેવી સત્તાની નિશામા ચકચૂર થઇ એક ક્રોધી અને ઉશકેરાઇ ગયલા મર્કટની માફક અમલ કરે છે. ઇશ્વર પોતાના આકાશી ગર્જનાના ભડાકાથી મોટા મોટા પાહાડો ઉખેડી નાખે છે પરતુ પુષ્પના છોડવા ઉપર દયા રાખે છે. પરતુ મનુષ્ય જાત પરમેશ્વરની રૂબરૂ એવા અડપલા કરે છે જે જોઇને ઈશ્વરી ફરેસ્તાઓને પણ હસવુ આવે. ઇસાબેલા એનજેલોને તેના ખુદના અતઃકરણની તપાસ કરવાનુ કહે છે અને બોલે છે કે આપ જે ભૂલને વાસ્તે ક્લોડીયોને શિક્ષા કરવાને તૈયાર થયા છો તેના પ્રમાણની ભૂલ જો કોઇ વખતે આપનાથી થઈ ગઈ હોય તો ક્લોડીયો માર થવા લાયક છે. આખરે એનજેલો ઇસાબેલાને વદાય થવાનુ કહે છે પણ ઇસાબેલા ફરીથી કાલાવાલા કરે છે, ત્યારે એનજેલો ઇસાબેલાને કહે છે કે કાલે આવજે, એ સબધી હું ફરીથી વિચાર કરીશ. ઇસાબેલા એનજેલોને કહે છે કે આપે જે આટલી કૃપા કરી તેનો બદલો હુ આપને અમુલ્ય બક્ષીશથી વાળી આપીશ. એનજેલો કહે છે કે એવી શી બક્ષીસ તું મને આપશે? ઇસાબેલા ઉત્તર દે છે કે હું તમને એવી બક્ષીસ આપીશ કે જેમા તમે અને ખુદ ઇશ્વર પણ ભાગ લેવાને ખુશી થાઓ. હુ આપને સોનુ રૂપ અને કીમતી જવાહેરની બક્ષીસ આપવા માગતી નથી. પણ આપનું શ્રેય થાય એવી મારી ઇશ્વર કને ખરા અંતઃકરણની પ્રાર્થના રૂપ બક્ષીસ આપીશ. જ્યારે મારા જેવી બાળા જેઓ પોતાનું જીવન ઇશ્વરને અર્પણ કરવાની તૈયારીમા છે તે કોઇ માણસના સબધમા ઇશ્વર પાસે પ્રાર્થના કરે છે ત્યારે ઇશ્વર ખચીત તે પ્રાર્થના કબુલ કરે છે. એનજેલો કહે છે કે ઠીક, કાલે બપોર પહેલા આવજે. એનજેલોને આશીષ દેતી ઇસાબેલા ઘેર જાય છે.

એનજેલોને હવે ખબર પડે છે કે તે એક મહાભારત લાલચમાં ફસાયલો છે.

ઇસાબેલાની સુંદરતાએ તેનું મન હરણ કરી લીધેલું છે. ઇસાબેલાપર તેની દૃષ્ટિ બગડે છે પોતે પાપની જાળમાં ભરાઇ પડે છે. આ અપવિત્ર બાળાને કલંકિત કરવાની દુષ્ટ વાસના તેનામાં રગેરગ વ્યાપી જાય છે. તે બોલી ઉઠે છે "મારા સદ્દગુણો ક્યાં ગયા? હું લલચાઉછું. અરે મહની એક પવિત્ર બાળાપર મારી નજર બગડે એ શું? એનજેલો તું શું કરે છે? ખરેખર હવે એનો ભાઈ જીવવો જોઇએ. ન્યાયાધીશ જ્યારે ચોરી કરતાં શીખે ત્યારે ચોરોને તો તેમનો ધંધો ચલાવવાની સદર પરવાનગી મળેલી સમજવી જ.—શું હું ઇસાબેલા સાથે પ્યારમાં પડયો છું અને તેની આંખોપર જ ફીદા થઇ ગયોછું? શું મારા જેવા એક સાધુને ફસાવવાને સેતાને એક સાધ્વી શોધી કાઢી છે કે શું? એના સદ્દગુણોથી જ મારો એનાપર પ્યાર પેદા થયો છે, હલકી-વંઠેલ કુલટાના ચેનચાળા આથી બમણા હોય તોપણ તેને પત કરૂં એવો હું નથી પણ આ પવિત્ર સુંદરીએ તો ખરેખર મને માહાત્ કરી નાખ્યો છે. અત્યાર લગી જ્યારે બીજા માણસો પ્રેમમાં ગુલ-લતાન થતાં હતાં ત્યારે હું હસતો હતો અને લોકો લટ્ટુ કેમ થઇ જાય છે તેનો મને અચંબો થતો હતો."—

રાજા સાધુને વેશે કેદખાનામાં ફરે છે અને કેદીઓને મળે છે. કલોડીયો અને જુ-લીયટના ગુનાહ સંબંધના સમાચાર રાજાને મળે છે. કલોડીયોને દેહાંત દંડની સજા કર-વામાં આવી છે તેની રાજાને ખબર પડે છે રાજા જુલીયટ કને જાય છે અને તેને તેના પાપ સંબંધી પશ્ચાત્તાપ કરાવે છે. પછી કલોડીયોને મળવા જાય છે.

હવે એનજેલોની દશા માઠી થઈ છે. ઇશ્વરની ભક્તિમાં હવે એનું ચિત્ત લાગતું નથી. હવે એને ઇસાબેલાની જ લગની લાગી છે. એટલામાં ઇસાબેલા વાયદા મુજબ એને મળવા આવે છે. ઇસાબેલાનું નામ સાંભળી એનજેલોનું લોહી રગેરગ ઉકળી આવે છે. ઇસાબેલા એનજેલોને માફી સંબંધી ફરીથી વિચાર કરવા વિનવે છે. એનજેલો જ-વાબ આપે છે કે કલોડીયો બચી શકે એમ નથી. આ સાંભળી ઇસાબેલા પાછી વળવા-ની તૈયારી કરે છે. કલોડીયો કેમ બચી શકે તેનો ગર્ભિત ઇશારો એનજેલો ઇસાબેલાને કરે છે પણ આ નિષ્કપટી અને નિર્દોષ બાળા તે સમજી શકતી નથી. આખરે એન-જેલો ઇસાબેલાને સર્વ ખુલ્લી રીતે સમજાવે છે. ઇસાબેલા જવાબ આપે છે કે "જો મને મોતની સજા કરવામાં આવે અને તે ઉપરાંત તે સજાનો અમલ કરતાં મને ૫ટકાથી બાંધી મારવાનો હુકમ થાય તો તે ૫ટકાના સોળ મને માણેક જેવા સુંદર લાગે પરંતુ કોઈ કાળે પાપમાં ફસાવવાનું હું કબુલ કરૂં નહીં, મારો ભાઇ મરે એ મને વધારે પસંદ છે. મરવું એકવાર છે. પણ તેની જીંદગીની ખાતર હું માહારે માથે હમેશનું કલંક વેહોરવા તૈયાર નથી. સોનાની થાળીમાં લોઢાની મેખ મારવા તૈયાર નથી." એનજેલો ઇસાબેલાને કહે છે કે પહેલાં તું મારી ક્રૂરતા વાસ્તે ફરીયાદ કરતી હતી ત્યારે હવે તું શું કહે છે? શું તું ક્રૂર નથી? જ્યારે તું મને કહેતી હતી કે તારા ભાઇએ જે ભૂલ કરી છે તે અલ્પ પ્રકારની છે, આપણે સઘળા માણસ છેએ, લાલચને વશ થઇએ એવો આપણો સ્વભાવ છે, તો પછી મારી માગણી કબુલ કરવામાં તેને શી હરકત છે. ઇસાબેલા કહે છે કે

મારા ભાઇની વર્તણુકને વાસ્તે મને પૂરેપૂરો તિરસ્કાર છે. પણ તમારા હૃદયમાં દયા ઉ-ત્પન્ન કરી તેની જીંદગી બચાવવા ખાતર મેં થોડું પોચું મેલ્યું હતું. એનજેલો કહે છે "ઇસાબેલા હું તારી સાથે પ્યારમાં પડયોછું. જો તું મને ત્હારો પ્રેમ આપશે અને મારી મુરાદ બર લાવશે તો તારા ભાઇનો વાંકો વાળ થશે નહી. ઇસાબેલા ચીડવાઈ જાય છે ને એનજેલોને ફજેત કરવાની ધમકી આપે છે. એનજેલો હસીને જવાબ આપે છે કે 'સાઇ કોણ માનશે? હવે હું તને છેવટે ચોખે ચોખું કહી દઊછું કે હું કામાંધ થયોછું. તારી બધી ચાલાકી, હોંશીયારી ને ઝીણવટ જવા દે. મારી મુરાદને તાબે થા. જો તું મારી વાત કબુલ કરશે નહી તો તારો ભાઈ રીબાઈ રીબાઇને મરશે, માટે જ વિચાર કરીને કાલે આવજે." ઇસાબેલા એનજેલો કનેથી જાય છે. ક્યાં જવું તેનો હવે ગભરાતી ગભરાતી વિચાર કરે છે. આખરે પોતાના ભાઇ કને જવાનો વિચાર કરે છે. જો કે ક-લોડીયો એકવાર દૂષિત અને કલંકિત થયો છે અને સદ્ગુણથી ખસ્યો છે તોપણ અં-તઃકરણમાં એટલો બધો ટેકવાળો અને નીતિથી પૂર છે કે જો એને વીસ માથાં હોય અને વીસે માથાંને ફાંસીની શિક્ષા થાય તો તે બેહેતર, પરંતુ પોતાની બહેને કલંક ચો-હોરવું નહી એ વાત તેને પસંદ પડયા વગર રહે નહી—એમ ઇસાબેલાનું માનવું છે. હવે સારી વાત તો એ છે કે ભાઇએ મરવું.—સ્ત્રીવર્ગને પોતાનું શીયળવ્રત પોતાના ભાઈ ક-રતાં પણ વધારે પ્યારૂં છે. કલોડીયોને હવે શિક્ષાને વાસ્તે તૈયાર કરી રાખવો જોઇએ.

રાજા કલોડીયો કને ગયો છે. ત્યાં કલોડીયો સાથે વાતચિત કરતાં રાજાને એમ માલમ પડે છે કે કલોડીયો એનજેલો કનેથી માફીની આશા રાખે છે. રાજા કલોડીયોને મરવાને વાસ્તે તૈયાર થઇ રહેવા કહે છે અને એને બોધ આપે કે જીંદગીની અંદર એટલું બધું શું છે કે માણસે મોતથી બીવું જોઇએ? "જે મોતથી આપણે ડરીએ છીએ તેના જેવાં જીંદગીની અંદર હજારો મોતથી માણસને બીવાનું હોય છે." આ અરસામાં ઇસાબેલા કલોડીયોને મળવાને આવે છે, રાજા જેલખાનાના ઉપરી કને પોતે સંતાઈ ર-હીને સર્વ હકીકત સાંભળે ને સઘળું જોઈ શકે એવી જગ્યા માગે છે. તે રાજાને આપ-વામાં આવે છે.

કલોડીયો ઇસાબેલાને પોતાની અરજીનું શું પરિણામ આવ્યું તે સંબંધી પૂછે છે. ઇસાબેલા કલોડીયોને મોતને વાસ્તે તૈયાર થઈ રહેવાનું કહે છે. કલોડીયો પૂછે છે કે ત્યારે શું હવે બીજો ઇલાજ રહ્યો નથી? ઇસાબેલા જવાબ આપે છે કે ઇલાજ તો છે. ન્યા-યાધીશ એક રીતે તને દયા બતાવવાને ખુશી છે. તેથી તારી જીંદગી બચશે પરંતુ તું હમેશને માટે કેદી થઇ રહેશે, તું જીવતો રહીશ પણ તારી કીર્તિને હમેશને વાસ્તે કલંક લાગશે.—કલોડીયો વિસ્તારથી હકીકત જાણવા માગે છે. ઇસાબેલાને અંતઃકરણમાં ધાસ્તી રહે છે કે રખેને કલોડીયો પોતાની કીર્તિ કરતાં પોતાના જાનને વધારે પ્યારો ગણે. કલો-ડીયો પોતે મોતથી ડરતો નથી એમ ઇસાબેલાને જણાવે છે. ઇસાબેલા કલોડીયોને કહે છે કે આ બહારથી સાધુ જેવો ડોળ રાખનાર ન્યાયાધીશ અંદરથી એક સેતાન છે. અને તારો જાન બચાવવાની ખાતર મને હમેશની કલંકિત કરવાની બૂરી મુરાદ રાખે છે. કલોડીયો કહે છે કે "અરે પ્રભુ! એ બનીં શકે જ નહી. ઇસાબેલા હવે કલોડીયોને

કહે છે કે હવે તું આ ફાની દુનીયા ત્યાગી જવાની તૈયારીમાં રહે. આ સાંભળી કલોડી-યોના રામ રમી જાય છે, તેને હીમત રહેતી નથી.—વ્યભિચાર કઈ મહત્વનો દોષ નથી એમ બકે છે. ખરેખર ભયંકર ચીજ તો મોત છે જ.

ઇસાબેલા કલોડીયોને કહે છે કે "અનીતિની જીંદગી મોતથી પણ વધારે ભયંકર છે." કલોડીયો કહે છે કે "આવી મઝાની જીંદગી છોડી મોતને તાબે થવું એ ઘણું જ દુઃખદાયી છે.—ઇસાબેલા તું મને જીવવા દે.—મારી ખાતર જે પાપ તું કરીશ તેનો તને દોષ લાગશે નહી. પણ ઉલટું તે કાર્ય સદ્દગુણ તરીકે લેખાશે."—ઇસાબેલા કહે છે કે "અરે ગદ્ધા, નિમકહરામ નાદાન, હીચકારા, અપ્રમાણિક દુષ્ટ માણસ, શું તું મને કલંકિત બનાવી જીવવા માગે છે? જા, મર—અને તારી મીટ્ટી મીટ્ટી થઈ જાઓ. મારીને તું લાયક જ નથી. તું મરે એમાં જ તારૂં બેહેતર છે દયાને તું પાત્ર નથી." આમ ભાઇબેન વચ્ચે સપાટા ચાલે છે તે દરમ્યાન રાજા ત્યાં આવે છે અને ઇસાબેલા સાથે ખાનગી વાતચીત કરવા માંગે છે. ઇસાબેલા તે માંગણી સ્વીકારે છે. રાજા કલોડીયોને કહે છે કે એનજેલો એક પવિત્ર માણસ છે. એ તો એણે કેવળ તારી બેહેનની પરીક્ષા કરી છે, માટે તું કાલે મોતને વાસ્તે તૈયાર થઇ રહે.

રાજા કલોડીયોથી છુટો પડી એકલો ઇસાબેલાને મળે છે. ઇસાબેલા કહે છે કે અરે દુઃખની વાત તો એ છે કે હાલમાં અત્રે રાજા નથી, નહી તો તેના આગળ બધી હકીકત નિવેદન કરી એનજેલોને ઉઘાડો પાડી ફજેત કરૂં. એ રાજાને ઠગે છે. રાજા ઈ-સાબેલાને પોતાની સલાહ પ્રમાણે વર્તવાનું કહે છે. રાજા કહે છે કે તેથી કલોડીયોની જીંદગી બચે તેમ છે. એક બીજી સ્ત્રી છે તેને ઇનસાફ મળે એમ છે. અને ઇસાબેલાની પણ આબરૂનું રક્ષણ થાય એમ છે. જો મારી સલાહ પ્રમાણે નહી વર્તે અને તારી બુદ્ધિ પ્રમાણે ચાલશે તો તારી ફરીયાદનો એનજેલો એટલો જવાબ આપશે કે એ તો ફક્ત મેં ઇસાબેલાની પરીક્ષા કરી હતી. રાજા ઇસાબેલાને સમજણ પાડે છે કે મેરીયાના કરીને એક બાઈ છે જેની સાથે એનજેલોનું લગન થવાનું હતું. એટલામાં મેરીયાનાનો ભાઇ મરી ગયો અને તેની સાથે એની બહેનને પહેરામણીમાં આપવાની દોલત હતી તે વહા-ણમાં ડુબી ગઇ. મેરીયાના હવે ગરીબ થઇ ગયેલી હોવાથી એનજેલો તેને પરણતો નથી—પણ હજુ એ બાઇ એનજેલો પર પ્રીતિ રાખે છે. માટે તું એનજેલો કને જા અને એની વાત કબુલ કરવાનો ડોળ કર—અને એક છુપી સગવડ પડતી અંધારી એકાંત જગ્યામાં બને એટલા ટુંકામાં ટુંકા વખત સુધી એનજેલો કને રહી શકાય એવું નક્કી કરી આવ. તારી જગ્યાએ મેરીયાનાને ગોઠવી દેવાની અને તેને એનજેલો કને મો-કલવાની હમે તજવીજ કરી રાખીશું. તું તાકીદથી એનજેલો કને જા—જો આજ રાત્રે એ તને મળવા માગે તો એની માગણી સ્વીકારજે. અને મેરીયાનાના ઘરનું ઠેકાણું આપું છું ત્યાં તું મને બોલાવજે. હું સર્વ ગોઠવણ કરીશ.

(અપૂર્ણ.)

છોટાલાલ લલ્લુભાઈ પટેલ.

# જીવનચરિત્ર.

( અનુસન્ધાન પૃષ્ઠ ૩૪૭ થી. )

## (ઙ) આત્મચરિત્ર લેખનનો પ્રચાર.

આપણામાં આત્મચરિત્રલેખનનો પ્રચાર હજુ સુધી બહુ થયો નથી; પરંતુ પાશ્ચિમાત્ય દેશોમાં તેનો પ્રચાર ઘણોજ વધતો જાય છે, અને તેથી ઘણે અંશે લાભ પણ બહુ થાય છે. બેન્જામીન ફ્રાંકલીને પોતાનું જીવનચરિત્ર લખેલું હતું. તેમજ જૉન સ્ટુઅર્ટ મીલે લખેલું આત્મચરિત્ર ઘણું ઉત્તમ કહેવાય છે. મીલના આત્મચરિત્ર જેવાં ચરિત્રો આપણી ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થવા જેવો સુદિન ક્યારે આવશે તે વિષે કાંઇપણ અનુમાન કરી શકાતું નથી. સાધુ લેખક રા. નારાયણ હેમચંદ્રે પોતાની જીવનકથાનો પૂર્વાર્દ્ધ " હું પોતે " ના નામથી પ્રસિદ્ધ કરેલો છે, તથા મહાત્મા દયાનંદ સરસ્વતીએ આત્મચરિત્ર લખેલું છે તે સિવાય આત્મચરિત્રનો બીજો કોઈ ગ્રન્થ ગુજરાતી ભાષામાં હોય એમ આ નિબંધ લેખકના જાણવામાં નથી. રા. રા. કૃષ્ણરાવ ભોળાનાથ દીવેટીઆએ તેમના ભક્ત પિતા " ભોળાનાથ સારાભાઇનું જીવન ચરિત્ર " લખેલું છે. તેમાં ભોળાનાથભાઇના ચરિત્ર વિષે તેમના પોતાના હાથે લખાયેલી નિસનોંધ ઉપરથી કેટલાક અસલ ઉતારા આપેલા છે, તેમ જ મહેતાજી દુર્ગારામચરિત્રમાં, પણ તેમના હાથના લખેલા કેટલાક ઉતારાઓ આપેલા છે; પણ તેથી તેવા ગ્રન્થોને આત્મચરિત્ર તરીકે ગણી શકાય નહીં. રા. નારાયણે આત્મચરિત્રમાં દાખલ કરેલી હકીકત ઉપર જણાવી ગયેલા લેખનદોષોમાંના કોઇને પાત્ર થાય તેવી છે કે નહીં તે વિષે યોગ્ય અભિપ્રાય તો તેમના સંપૂર્ણ જીવનનો નિકટવર્તી સહવાસી હોય તે જ આપી શકે; પરંતુ એ ચરિત્રલેખ વાંચતાં વાંચનારને સામાન્ય રીતે એવો ભાસ થાય છે કે, તેમણે આત્મચરિત્ર લખતાં આત્મચરિત્રના કરતાં બીજાઓ ઉપર આક્ષેપ રૂપે ટીકા બહુ વધારે કરેલી છે.

આત્મચરિત્રલેખનનો પ્રચાર પડે તે લાભકર્તા છે એ વાત નિઃસંશય સત્ય છે; પરંતુ આ પ્રચાર ઉપર પણ એક એવો આક્ષેપ લેવામાં આવે છે કે, હરકોઈ આત્મચરિત્રલેખક પોતાના જીવનવૃત્તાંતની ઉજળી બાજૂ જ બતાવશે, કાળી બાજૂ કદી નહીં બતાવે. મનુષ્ય ગમે તેવા સરળ અન્તઃકરણનો અને નિખાલસ મનનો હોય તો પણ પોતાના વર્તનમાંની કેટલીક વાર્તાઓ તો તેને ગુપ્ત રાખવા જેવી લાગશે જ, અને તેથી એ પ્રમાણે એકતરફી લખાયેલું જીવનચરિત્ર સદોષ જ ગણાશે. સ્માઇલ્સ કહે છે કે, " પોતાને હાથે લખેલું પોતાનું જીવનચરિત્ર ગમે તેવું રસમય હોય તથાપિ પોતાનું જ જીવન અને તેનો લખનાર પોતે જ હોવાથી પોતે જેટલું જાણતો હોય તેટલું બધું તે કહે નહીં જ. " પોતે જ લખેલા પોતાના ચરિત્રમાં જેટલું લખ્યું હોય તેટલું તો ખરૂં હોય, પણ પૂરેપૂરૂં સાચું ન કહેવાથી અને કેટલોક ભાગ ખરો કહેવાથી ખરે જ ખોટી અસર પેદા થાય છે, અને તે મનુષ્ય ખરેખરો કેવો હતો તે એ ચરિત્ર વાંચવાથી સમજાતું નથી. એક બાજૂનું ચિત્ર સારૂં હોય, પણ બીજા ગાલ ઉપરનું ચાઠું હોય તે, અથવા જે આંખ ચિત્રમાં દબાયેલી છે

તેનો ઉંડો ખાડો કે ખાંજરો હોય તે, ચિત્રમાં ન આવવાથી તે ચિત્રનો આખો દેખાવ આબેહુબ કરતાં તદ્દન બદલાઈ જાય છે. તેજ પ્રમાણે ચરિત્ર-ચિત્રના સંબંધમાં પણ સમજવાનું છે. યથાર્થ આત્મચરિત્રલેખનનું કામ સહેલું નથી, એમ લાગતાં પાશ્ચિમાત્ય જાણીતા લેખકો **સ્કૉટ, મૂર, સાઉધી,** વગેરેએ આત્મચરિત્રો લખવાનો આરંભ કરીને અધૂરેથી જ પડતાં મૂક્યાં હતાં.

સ્કૉટલૅન્ડના પહાડી પ્રદેશમાં એક એવી કહેવત ચાલે છે કે, "સારામાં સારા માણસોની ખોડો જો તેના કપાળ ઉપર લખાતી જતી હોય તો તે પોતાની ટોપી આંખનાં ભવાં સુધી નીચે પહેરશે." આ કહેવતનો ભાવાર્થ એવો છે કે, કોઈ માણસ પોતાના દુર્ગુણ, અપલક્ષણ કે ભૂલો જાહેર કરવાને ખુશી હોતું નથી. હાલ પણ ખુલ્લી રીતે આપણે જોઈ શકીએ છીએ કે, એક મનુષ્યે કાંઈ ભૂલ કરી હોય છે, અથવા પોતાનામાં કાંઈ ખોડ-ખાંપણ હોય છે તો તે છૂપાવવા માટે તે ઘણો પ્રયત્ન હરવખતે કરતો રહે છે; અને એટલા માટે જ આત્મચરિત્રલેખનના પ્રઘાત ઉપર કહેલો આક્ષેપ લેવામાં આવે છે. આ આક્ષેપમાં બેશક કેટલુંક સત્ય સમાયેલું છે, અને જ્યાં સુધી માનવી સ્વભાવ છે તેવો ને તેવો જ રહેશે ત્યાં સુધી કોઈ પણ આત્મચરિત્રમાં પૂરેપૂરી ખરી હકીકત દાખલ કરીને પોતાનું યથાર્થ સ્વરૂપ પોતાને હાથે પ્રજા સમક્ષ મૂકે, તેમ જ પોતાની સદોષ કૃતિનું ખંડન કરે, એ સંભવિત લાગતું નથી. તથાપિ આ આક્ષેપ અપરિહાર્ય છે એમ સમજીને લખાય તેટલા નિષ્પક્ષપાતપણે અને સરળતાથી આત્મચરિત્રો લખવાનો પ્રઘાત પડે તો તે આવકારદાયક ગણાશે. પ્રો. **મેક્ષમુલર ભટ્ટ, હક્સ્લે, ગ્લૅડસ્ટન, રાજા રામમોહનરાય, પંડિત ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગર, મહાદેવ ગોવિંદ રાનડે, ગૌરીશંકર ઉદયશંકર,** વગેરે જેવાં નરરત્નો પોતા વિષેની હકીકત કેવી રીતે કહે છે, પોતાની ઉપર આવેલા પ્રસંગોનું વર્ણન કેવી રીતે કરે છે, અને તે દ્વારા લોકોને કેવી જાતનો ઉપદેશ લેવાનું કહે છે, વગેરે જાણવાનું મળે એવું કોણ ન ઇચ્છે? આવા મહાન પુરૂષોએ આત્મચરિત્ર લખી મૂક્યાં હોત તો જગતના જ્ઞાનભંડારમાં કેવો અગત્યનો વધારો થાત? સારાંશ કે આપણામાં ઉપર બતાવેલા દોષ રહિત આત્મચરિત્રલેખનનો પ્રચાર જેટલો વહેલો અને વધારે થાય તેટલો ઉત્તમ અને લાભકર્તા છે.

## (ઘ) ગુજરાતી ચરિત્રગ્રન્થો.

હવે આપણે ગુજરાતી ભાષામાં અર્વાચીન સમયમાં લખાયેલાં ગુજરાતી ચરિત્રો તરફ વળીએ, અને તેમાંથી શું જણાય છે તે ટૂંકામાં જોઇએ. ગુજરાતી ચરિત્રગ્રન્થો તરફ નજર કરતાં બહુ દિલગીરી સાથે આપણે જોઇએ છીએ કે, માત્ર આંગળીને વેઢે ગણાય [illegible] વધારે, સારા ચરિત્રગ્રન્થો ગુજરાતી ભાષામાં નથી; તેમ જ આજથી પચાસ વર્ષે તે ચરિત્રલેખનની જે સ્થિતિ હતી તેમાં જોઇએ તેવો સારો-સંતોષકારક સુધારો પણ થયેલો જણાતો નથી. આ વિષે પાછળ વિવેચન થઈ ગયું છે તે ઉપરથી વાચકોની ખાત્રી થઈ હશે જ. ગુજરાતી ગ્રન્થસમૃદ્ધિમાં વાર્તા અને છાપખાનાં તથા બીજાં પરચુરણ હજારો પુસ્તકો છે અને તેમાં દિવસાનુદિવસ વધારો થ[illegible] ...ચરિત્ર

અને પ્રવાસને લગતા ગ્રન્થો કે જેની ઘણી જરૂર છે અને જે ઘણે પ્રકારે લાભકર્તા છે તેની બહુ ખોટ છે. આ ખોટ પૂરી પાડવાનું કર્તવ્ય ગુર્જર વિદ્વાન ગૃહસ્થોનું છે. ગુજરાતી ભાષામાં વિદેશીય સ્ત્રીપુરૂષોના જીવનચરિત્રને લગતા આશરે ત્રીશ ચાળીશેક ગ્રન્થો હોવા ઉપરાંત, દેશી સ્ત્રીપુરૂષોના જીવનચરિત્રને લગતાં નીચેનાં પુસ્તકો આ નિબંધના લેખકને જણાયાં છે:—

+ ૧. રાજા રામમોહનરાયનું ચરિત્ર.
+ ૨. સુરત ગોકુળજી ઝાલા અને વેદાન્ત.
+ ૩. સર જમસેદજી જીજીભાઈ પહેલા બારોનેટ „
+ ૪. મહેતાજી દુર્ગારામ મંછારામનું (અપૂર્ણ.) „
+ ૫. કરશનદાસ મૂળજીનું „
૬. રણછોડલાલ છોટાલાલનું „
+ ૭. ભોળાનાથ સારાભાઈનું „
+ ૮. શેઠ ૪રદુનજી મર્ઝબાનજીનું „
+ ૯. ડા. આનંદીબાઈ જોશીનું „
+ ૧૦. પાર્વતીકુંવર ચરિત્ર.
૧૧. દયાનંદ સરસ્વતીનું „
૧૨. પં. બહાદુરજીનું „
૧૩. રામકૃષ્ણ પરમહંસ અને બોધ વચનો.
૧૪. જાવજી દાદાજીનું ચરિત્ર.
૧૫. મોહનલાલ રણછોડલાલનું ચરિત્ર.
૧૬. હરીવલ્લભદાસ બાળગોવિન્દદાસનું „
૧૭. વૈદ્ય પ્રભુરામ જીવનરામનું „
૧૮. ગૌરીશંકર ઉદયશંકર ઓઝાનું „
૧૯. દિવાન રણછોડજીનું „
૨૦. શેઠ વરજીવનદાસ માધવદાસ „
૨૧. ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગરનું ચરિત્ર.
૨૨. કવિ દયારામનું „
૨૩. કેશવચન્દ્રસેનનું „
૨૪. કવિ નાગરજીનું „
૨૫. અરદેશર કોટવાળનું „
૨૬. હું પોતે-નારાયણ હેમચન્દ્રનું „
૨૭. ગૌરીબાઇનું ચરિત્ર.
૨૮. નહાનાભાઈ ચરિત્ર
૨૯. જગડૂ ચરિત્ર.
૩૦. શેઠ જગમોહનદાસ શામળદાસ વગેરે, વગેરે.

ઉપરનાં પુસ્તકોમાંનાં (+) આવી નિશાનીવાળાં પુસ્ત[illegible] સિવાયનાં તો સાધારણ છે. "ગૌરીશંકર ઉદયશંકરનું ચરિત્ર" અને "દિવાન રણ[illegible]નું ચરિત્ર" આ બે પુસ્તકો તે મહાન પુરૂષોનાં નામ પ્રમાણે સારાં હશે એમ [illegible]રંતુ વાસ્તવિક તેમ નથી. આ બન્ને પુસ્તકો બહુ નાનાં છે, અને તેમાં ચ[illegible]નકથા બહુ ટૂંકામાં આપેલી છે, જે પૂર્ણ છે એમ પણ કહી શકાય નહીં તેવા [illegible] ડૉ. બહાદુરજીનું ચરિત્ર" પારસી સ્ત્રીલેખકની કલમથી લખાયેલું છે. સ્ત્રી લેખકને હાથે લખાયેલું ગુજરાતી ચરિત્ર પુસ્તક આ અને દ્વારકાંબાઈ સાઠયે નામની દક્ષિણી સ્ત્રીએ મરાઠી ઉપરથી ભાષાન્તર કરેલું "આનંદીબાઈ જોશીનું ચરિત્ર" એ બે જ હોવાનું જણાય છે. "જગડૂચરિત્ર" ગુજરાતીમાં સ્વતંત્ર લખાયેલું નથી; પણ આશરે ૪૦૦-૫૦૦ વર્ષ ઉપર થઈ ગયેલા જૈન સાધુ સર્વાનન્દસૂરિકૃત સંસ્કૃતનું ભાષાન્તર છે. આ ચરિત્રનો નાયક જગડૂશા થઈ ગયાને લગ-